

# કંડાવટી

જાન્યુઆરી, ૨૦૦૨


જયન્ત પાઠક
રતિલાલ 'અનિલ'
શરીફા વીજળીવાળા

# કંકાવટી

જાન્યુઆરી, ૨૦૦૨
સાહિત્યસર્જન અને વિચારોનું સર્વલક્ષી માસિક
વર્ષ ૪૭ : અંક ૫૦૧
દર માસની પંદરમી તારીખે પ્રગટ થાય છે.

વાર્ષિક લવાજમ

દેશમાં રૂ.૫૦, બે વર્ષના રૂ.૯૮. વિદેશી શિલિંગ ૪૦ (દરિયાઈ ટપાલથી), સાડા છ પાઉન્ડ (હવાઈ ટપાલ), મેગેઝીન એજન્સીઓ અને જાણીતા ગ્રંથવિક્રેતાઓને ત્યાં લવાજમ ભરી શકાય છે. કોઈ પણ માસથી ગ્રાહક થઈ શકાય છે. પત્રવ્યવહારમાં ગ્રાહક નંબર અવશ્ય લખવો. અંક ન મળ્યાની ફરિયાદ તરત જ કરવી. લવાજમ અને વ્યવસ્થા અંગેનો તમામ પત્રવ્યવહાર આર.આર.રૂપાવાળા, કંકાવટી, ૧૩,૧૪ સાંઈ સમર્પણ સોસાયટી, આશીર્વાદ ટાઉનશીપ-૧ પાછળ, બામરોલી રોડ ઉધના, સુરત ૩૯૪ ૨૧૦ સરનામે જ કરવો.

કંકાવટીની છૂટક નકલ તેમ વાર્ષિક લવાજમ અહીં પણ ભરી શકાય છે :
ઈમેજ પબ્લિકેશન, પ્રા.લિ.૧/૨, અપર લેવલ સેન્ચુરી બજાર, આંબાવાડી સર્કલ, અમદાવાદ-૩૮૦ ૦૦૬

50963

કંકાવટી ઈન્ટરનેટ પર

*http: // ratilalanil. tripod. com*

તંત્રી-મુદ્રક-પ્રકાશક
રતિલાલ 'અનિલ'
માલિક : આર.આર.રૂપાવાળા
કંકાવટી, ૧૩-૧૪, સાંઈ સમર્પણ સોસાયટી, આશીર્વાદ ટાઉનશીપ : ૧ પાછળ,
બમરોલી રોડ, ઉધના
સૂરત-૩૯૫ ૨૧૦
ફોન નં. ૮૬૭૦૪૧૮

પ્રકાશનસ્થળ : ૨૪, રીવર બેંક સોસાયટી, અડાજણ પાણીની ટાંકી,
સુરત-૩૯૫ ૦૦૯

લેસર અક્ષરાંકન
યુયુત્સુ પંચાલ
૨૩૩/ રાજલક્ષ્મી, જૂના પાદરા રોડ, વડોદરા. ફોન : ૩૧ ૨૭ ૪૭

મુદ્રક
શ્રી નટરાજ પ્રિન્ટર્સ, ઈન્દ્રપુરા, આંબાવાડી, સૂરત-૨
ફોન નં. ૪૨૮ ૯૪૧



## નિશ્ચેના મહેલમાં / જયન્ત પાઠક

પડછાયાને કહી દીધું : જ્યાં જવું હોય ત્યાં જા,
બંદા તો અંગદપદ ખોડી વચ્ચોવચ્ચ ઊભા !

પૂરવ પશ્ચિમ ઉત્તર દક્ષિણ – ક્યાં આદિ કે અંત !
આકુલ-વ્યાકુલ મનડે મેલ્યો આથડવાનો તંત.

આપણ રહેવું આપણમાં મારગનો શો વિશ્વાસ !
એ તો ઠગ આંતરીને ઊભા ઘડી આઘે ઘડી પાસ.

નિશ્ચેનો આ મ્હેલ, આખરે આડ-વાડ તૂટવાની
અહીંથી ફૂટી વાટ બધી, અહીં આવીને ખૂટવાની

ધૂળ / રતિલાલ 'અનિલ'

વિચારની ડમરી ચઢી અને તેયે ધૂળની ! પેલા લોકો સિમેન્ટ કોંક્રેટનો સ્તંભ રચે છે તેમાં કેટલા બધા લોકો રોકાયા છે. અને મા કહેતી : 'થાંભલા જેવો શું ઊભો છે' તે શબ્દોને સાર્થ કરવા એ હવે ઊભો જ રહેશે ! પણ આ ધૂળની ડમરીનો સ્તંભ તો ઊભો ને ઊભો ફરતો જાય છે. ગોળગોળ ફરતો આગળ જાય. છાસનું વલોણું તો દીઠું છે પણ આ તો ધૂળનું સૂકું વલોણું. વચમાં એકાદ ઝાડ આવશે તો એને વળગી પડશે અને આગળ જવા રસ્તો નથી એવું તો નહીં પણ આ મારગે મળ્યા તો બાઝી પડ્યા એવું ! પેલા ઝાકળિયા દિવસે તો પાંદડે પાંદડે મોતી હોય પણ આ તો પાંદડે પાંદડે ધૂળ તેયે ઝીણા ઝીણા રજકણની સૂકા પણ રેશમિયા ધૂળ ! લ્યો, એનું વહાલ જોઈ ધૂળનો બીજો સ્તંભ ફરતો ફરતો આવી રહ્યો છે - હું શા માટે રહી જાઉં ? એવો ભાવ પણ હોય પણ લ્યો એ તો સહેજ આગળ નીકળી આતશબાજીના તણખા તારા ઉપર જઈને ધરતી પર વેરાવા આવે એમ પવને રજકણોને ઊંચે ચઢાવી મંદ પડી ખેરવી નાખ્યા. ધૂળને વળી કીર્તિસ્તંભ થવાનો લોભ હોય કંઈ ? આ ધૂળની ડમરી સ્વનિષ્ઠ ! સંતુષ્ઠ પણ નહીં શું ? બીજા ઊંચનીચનો ભેદ કરે એવી તક એ કોઈને શું આપે ? પવનની દોસ્તી કરે અને અલ્યા જરા ધીમો પડ હું મારી ધરતી પર પાછી ફરું એવું એ ન કહેતી હોય તો પવન ધીરો પડી ધૂળને યથાસ્થાને મૂકી ફરી આગળ જાય ખરો ? એ ધૂળ કહે અલ્યા અદીઠ તારે દેખાવું હોય તો તું મને સાથે લે અને સાથે લ્યે કે ધૂળ ભેગો પવન પણ ફરતો દેખાય. પવનને રૂપ આપવા માટે જ માણસે ધૂળિયા મારગ અલાયદા

રાખ્યા હશે. પાદરની ગાડા વાટે તો જાણે ધૂળનાં મોજાં પહેરવા માટે શું નહીં જતા હોઈશું ? આ ગાડાં શા માટે આવ-જા કરતાં હશે ? એનાં પૈડાં ધૂળને દળી દળીને સુંવાળી કરવા માટે જ તો ! પણ એ તો શિયાળે, બાકી ઉનાળે તો પગના તળિયે સૂકું બાફણું કરવું હોય તો જવાય. તારા મોઢે ધૂળ કહેનારા શરીરનાં બીજાં અંગોને અન્યાય કરવાનું મોંવગું સાહસ ભલે કરે, પણ સામે ભેટવા આવતી ધૂળને તો સર્વ અંગ સમાન 'તને કચડી નાખીશ' કહેનારને એવો અનુભવ થાય તો મઝા આવે ! દાંત વચ્ચે ધૂળના કણ કચડાય અને એવી લાગણી થાય કે થૂંકવા માંડે ને તોયે એમ કંઈ ધૂળનો સ્વાદ જાય ? માણસની મહાન શોધ કઈ ? ઊભાં પૈંડાની જ તો ! એનો શોધક ગાડા સાથે ઊભાં પૈંડાં જોડી બળદને હાંકી માટીને દળીને કેવી ધૂળ કરું છું એવા ઉજમમાં ઉજમાળો હશે પણ ઊડતી ધૂળ કોઈનેય ઉજમાળો રહેવા દે ? નહીં જ તો. ચોરના પોટલે ધૂળ તો આપણે સાહુકાર એટલે આખા શરીરે ધૂળ. બળદને ચામડી ધ્રૂજાવવાની મઝા આવે તો જોનારને ખરતી ધૂળ જોવાની મઝા આવે. માણસ થોડો ચકલી કે ચકલો છે કે ઉઘાડે છોગ રસ્તે બેસીને ધૂળિયું સ્નાન કરે ! અને હાથ વડે એમ કરે તોયે ચકલીને પાંખો હલાવી ધૂળ મેળવીને વળી ધૂળ ખંખેરવાની મઝા આવે ખરી ? મહિનાઓના મહિના ધૂળ આમ તો રમ્યા કરે પણ આકાશને લાગે કે એ તો રખડ્યા કરે છે એને જરા ઠામ પાડવી જોઈએ તે સાથે વરસાદ પડ્યો ને ધૂળ બેસે નહીં તો શું કરે ? અંતે તો બેસવું પડે પણ એનામાં, સૂકી ધૂળમાં વળી એવો કસ કે પછી વહાલ કે ચોંટી જ પડે અને જાણે બાયબલની કથામાં ઉડાઉ છોકરો ઘર છોડી, ગાંઠનું બધું ખરચી, છેડાની ગાંઠને છોડીને ફરી છેડો કરીને ઘેર આવે છે – એનું પુનરાગમન થાય છે તેમ ધૂળનું પુનરાગમન થતાં એને બાથમાં લઈ લે ! પેલા વિષ્ણુ ચાતુર્માસ પાળે, ક્ષીરસાગરમાં જઈને, નિરાંતવી નિંદ માણે એમ ધૂળ માટીમાં ચોમાસે પથરાઈને ઊંઘી જાય. ધૂળ આમ તો વણઝારા જેવી તે સાથે ઘરરખું પણ ખરી. માણસે સાવરણી શોધી તે કંઈ એને નિરાંત પડેલી રખાય ? કોઈ એને આળસુ કહે તો એ તો કદાચ ખમી લે, પણ ઘરરખુ ધૂળથી એ ખમાય ? સાવરણીનું અસ્તિત્વ સાર્થ થાય એ માટે તો એ ઘરમાં આવે છે. કેવી અજબ થવા જેવી વાત ! સાવ ખુલ્લામાં પડી રહેતી ધૂળ ઘરમાં આવે તો વળી ખૂણો

પાળવાનું ગમે ! આ ગોળમટોળ પૃથ્વી પર માણસે ખૂણાવાળું ઘર શા માટે બાંધ્યું ? હવે પ્રશ્ન પૂછવાને બદલે ખૂણે જ જાવ ને ! તમે શરમાઈને બેઠેલી, ખૂણો પાળતી ધૂળ દેખાશે. આસપાસ ચોપાસમાં વિશ્વપતિનો વાસ કે ધૂળનો ? એવો પ્રશ્ન કરીએ તો આપણી લાગણી જ દુઃખાય ! લાગણી દુઃખાય એટલો તો કોઈ પણ માણસ ધાર્મિક હોય જ. પણ એમ કહીએ તોયે મીંઢી ધૂળ કંઈ બોલવાની હતી ? માણસે હળવી ધૂળને હલકી પાડવા માટે માણસ માટે કેટલીયે વાત જોડી દીધી છે ! તેય વળી ધૂળ જેવી નહીં, ખાસ્સી ઉપમા વળગાડી દીધી છે. માણસ કોઈ માટે સોના જેવો હોય તોયે તેને કોઈ ધૂળ જેવો કહેનાર મળી આવે ! એમાં માણસનું અપમાન કરવાને બદલે ધૂળનું સન્માન કરવાની ભાવના, લાગણી પણ હોઈ શકે ! વાત ધૂળ જેવી એ તો ભાષાનો જાતિમેળ કહેવાય. માટીનો માણસ, ધૂળ જેવો કેમ થતો હશે ? હરવાફરવા માટે માટે હશે. પણ હરવાફરવા જતી વખતે કહેતો જતો હશે, મોડું વહેલું થાય તો રાહ ન જોતી, હું આવીશ કે વરસાદ આવશે ને માટીનો માણસ તો કેટલાં વરસે માટી ભેગો થાય છે. પણ હું ધૂળ તો આ વરસાદ આવે એટલી વાર, માટી ભેગી થઈને માટી થઈ જઈશ.અને હવે વારતા બેસતા વરસે કહેવારો, સાંભળશો સૌ જંન !

: ૨૦૦૨, જાન્યુઆરી

કંકાવટી

## સંપાદન વિશે જયંત કોઠારી / શરીફા વીજળીવાળા

અમુક પ્રવાહ, તમુક વાદ કે આ કે તે ટોળામાં કદી ન ભળનાર જયંત કોઠારીની સાહિત્ય પદાર્થ સાથેની નરવી નિસબત એમને સાહિત્યની વિવિધ પ્રવૃત્તિઓમાં દોરી ગઈ છે. જે તે ક્ષેત્રમાં પૂરી નિષ્ઠા, પૂરી સજ્જતા કેળવીને કામ કરતા જયંત કોઠારીના સંપાદક અને સંપાદન વિશેના કેટલાક વિચારોની અહીં વાત કરવી છે.

કોઈ પૂર્વયોજના, પ્રયોજન કે પોતે સ્વીકારેલી વ્યવસ્થા, પોતીકા માપદંડો વિશેની કોઈ સ્પષ્ટતા વગરનાં સંપાદનોને જ્યારે તક મળી ત્યારે જયંત કોઠારીએ આડા હાથે લીધા છે. અને એ નિમિત્તે સંપાદકની પાત્રતાની, સંપાદનના માપદંડોની વાત પણ કરી છે. સંપાદનો, સંચયો વધુ ને વધુ શાસ્ત્રીય શ્રદ્ધેય કઈ રીતે થાય એ માટેના આગ્રહો પણ આ નિમિત્તે વ્યક્ત થયા છે. જયંત કોઠારી સ્પષ્ટપણે માને છે કે સંપાદકે પોતાની વાત ચોકસાઈથી, લાઘવથી, વિશદપણે મૂકી આપવાની છે. પુનરુક્તિઓના દોષથી બચીને એણે એનાં મૂલ્યાંકનો, તારણો આપવાનાં છે. પોતે જ પોતાની સ્થાપનાનો વિરોધ નથી કરી બેસતો ને એ બાબતે સભાન રહેવાનું છે. સંપાદકમાં વિવેકબુદ્ધિ અને વસ્તુલક્ષિતા બેઉ અત્યંત જરૂરી છે. સુરેશ દલાલ સંપાદિત 'સમન્વય'ની આકરી સમીક્ષા કરતાં એમણે સ્પષ્ટ કર્યું છે કે સંપાદકે અન્યોનાં વિધાનોની યાદી નથી આપવાની. સંપાદન પાછળની એની પોતાની દૃષ્ટિ, પોતીકી વિભાવના પણ વ્યક્ત કરવાની છે. યશવંત દોશી, ગુલાબ દેઢિયાના સંપાદન 'ચરિત્રનો દેશ : સ્વામી આનંદ' સંદર્ભે અકળાઈને કહી ઊઠે છે :

'આપણે કયાં સંપાદન બાબતે કોઈ નિયમ સ્વીકાર્યો છે ? સંપાદક એટલે વેરવિખેર પડેલું ભેગું કરી કે બીજાઓ પાસેથી ઉઘરાવી છાપી નાખનાર એવી જ સમજ આપણે ત્યાં પ્રવર્તે છે ને ?' (વ્યાપન, ૧૮૫) 'પ્રત્યક્ષ' (એપ્રિલ-જૂન' ૯૯)માં મેઘાણી વિષયક ત્રણ સંપાદનોને સાથે અવલોકતા જયંત કોઠારી કેટલીક મહત્ત્વની બાબતો તરફ ધ્યાન દોરે છે. થયેલાં કામોનું પુનરાવર્તન ન થવું જોઈએ, મહત્ત્વના વિષયો વણસ્પર્શ્યા રહી ન જવા જોઈએ, કાચા લેખોને નિર્મમપણે પાછા ઠેલવા જોઈએ.

સંપાદકે લેખો વાંચી, આવશ્યક જણાય તો લેખક સાથે એની ચર્ચા કરી, વિચાર-ભાષા-રજૂઆત બાબતે આવશ્યક સંમાર્જન કરી-કરાવીને લેખ વાચક સુધી પહોંચાડવાનો હોય. શ્રદ્ધેય વ્યક્તિઓ પાસે લેખ લખાવી પ્રેસને મોકલવાનું ટપાલીકર્મ એણે નથી બજાવવાનું. જવાબદારી વગર, સૂઝ, સમજ અને સજ્જતા વગર સંપાદક ન બની શકાય એવું સ્પષ્ટપણે માનતા જયંત કોઠારીએ ઠાલી વાતો નથી કરી. એમણે 'આરામશોભા રાસમાળા', 'જૈન ગુર્જર કવિઓ ભાગ ૧થી ૧૦, ' સરસ્વતીચંદ્ર : વિસરાયેલાં વિવેચનો'... ઉપરાંત ટૂંકી વાર્તા, નિબંધ, એકાંકી જેવાં સાહિત્યસ્વરૂપોનાં સંપાદનો દ્વારા દર્શાવી આપ્યું છે કે શાસ્ત્રીય સંપાદનો પાછળ કેટલો શ્રમ લેવો પડે. સંપાદક થવું જરાય સહેલું નથી એ જો સમજવું હોય તો જયંત કોઠારીનાં સંપાદનો ચોક્કસ સમજાવે.

ઘણી વાર લેખક વિદ્વાન હોય છતાં સામગ્રીની રજૂઆત અને આયોજનના પ્રશ્નો હોય એવું બને. લેખ લખાયા પછી એનું પરીક્ષણ અને સંમાર્જન આવશ્યક હોય છે. ભાષાભિવ્યક્તિનો પ્રશ્ન પણ ધ્યાન બહાર જવો ના જોઈએ. ઘણા બધા વિદ્વાનોમાં એમને આ પ્રશ્ન દેખાયો છે એટલે એમણે રજૂઆત અને ભાષાભિવ્યક્તિનું કૌશલ ધરાવતા સંપાદકની આવશ્યકતા પર ભાર મૂક્યો છે. લેખકની આયોજન અને ભાષાભિવ્યક્તિમાં રહી ગયેલી કચાશને સંપાદકે દૂર કરવાની હોય પણ જયંત કોઠારી કહે છે તેમ આપણે ત્યાં સામયિક કે પુસ્તકોના સંપાદકો અપવાદને બાદ કરતાં ભાગ્યે જ આવી જફામાં પડે છે. સાહિત્ય પદાર્થ સાથેની તીવ્ર નિસબતને લીધે જ વાંચન, સંપાદન અને નિર્માણનાં ધોરણો ઊભાં કરવાની ફિકર કરતા જયંત કોઠારી

કહે છે કે, 'આપણી વિદ્વત્તાને પૂરેપૂરી ફલવતી બનાવવી હશે તો એ ધોરણો ઊભાં કર્યા વિના ચાલશે નહીં.

સાહિત્યપદાર્થ પ્રત્યેની એમની અનોખી નિસબત, નિષ્ઠા અને પ્રામાણિકતાએ એમના આગ્રહોને આકરા બનાવ્યા છે. આડેધડ થયેલાં સંપાદનો કે સંશોધનો અર્થ વગરનાં તારણો જુએ છે ત્યારે હંમેશની સ્વસ્થતા ગુમાવી શારી નાખતા કટાક્ષ કરી બેસે છે. જોકે એની પાછળ જવાબદાર એમની સાહિત્ય પદાથે પરત્વેની નિસબત છે. 'વાંકદેખાં વિવેચન'ની કેફિયતમાં એમણે લખ્યું છે : 'ખોટું થતું દેખાયું હોય ત્યારે મેં પુણ્યપ્રકોપ અનુભવ્યો છે અને સાહિત્ય ક્ષેત્રની રખેવાળી જાણે મારે શિરે હોય, હું જાણે મસિહા (ઉદ્ધારક) હોઉં એવો નૈતિક જુસ્સો પણ મારા પર સવાર થઈ બેઠો છે.' આ નૈતિક અભિનિવેશ, સાહિત્ય પરત્વેની આવી નિષ્ઠા જ એમની અપેક્ષાઓ અને આકરા આગ્રહોના મૂળમાં છે. અમુક ગ્રંથો રદ થવા જ જોઈએ એવી તારસ્વરની માગણી ઉઠાવવાના મૂળમાં પણ આ નૈતિક માની લીધેલી ફરજ પડી છે એ જોઈ શકાશે. જોરાવરસિંહ જાદવ સંપાદિત 'ગુજરાતી લોકકથાઓ' પુસ્તક એમાંના અનેક દોષોને કારણે રદ થવું જ જોઈએ એવું દાખલાદલીલોથી પુરવાર કરે છે. દિલ્હી સાહિત્ય અકાદમી જેવી સંસ્થા માટે સંપાદન થઈ રહ્યું હોય, અન્ય ભાષાસાહિત્ય સમક્ષ આ સંપાદન આપણી ભાષાનું પ્રતિનિધિત્વ કરવાનું હોય ત્યારે શાસ્ત્રીય શિસ્ત અને પસંદગીનાં ચોક્કસ ધોરણોથી કામ થવું જોઈએ પણ અહીં એવું થયું નથી. મૂળ વાર્તાકથકની માહિતી જ ન હોય, લેખકોએ 'લખેલી' વાર્તાઓની સંખ્યા જ મોટી હોય, કહેવાતી વાર્તાને બદલે લખાયેલી વાર્તાઓ લોકકથાના નામે સંચિત થાય અને એમાં કહેવાની વાર્તાની લઢણ ભાગ્યે જ દેખાય. વાર્તા ક્યાંથી લેવાઈ એ દર્શાવાયું નથી. પ્રસ્તાવના અને કથાસામગ્રી વચ્ચે કોઈ અનુબંધ રચાતો નથી. પ્રસ્તાવનામાં રહેલ સમજદોષ, માહિતીદોષ, પદ્ધતિદોષ, લેખનમુદ્રણ દોષવાળો આ ગ્રંથ સામગ્રીની દૃષ્ટિએ પણ કચાશ ધરાવે છે એટલે એ રદ થવો જ જોઈએ એવી જયંત કોઠારીનો આગ્રહ જરાય ખોટો નથી. ગ્રંથ રદ નથી થતો ત્યારે પોતાનો વિરોધ દર્શાવવા અકાદમીની સમિતિમાંથી રાજીનામું આપે છે. એક નિષ્ઠાવાન, પ્રામાણિક વિદ્વાન આપણે

ત્યાં આ સિવાય બીજું કરી પણ શું શકે ? કારણ કે જયંત કોઠારી કહે છે તેમ : 'જ્ઞાનકોશને થતી હાનિ કરતાં વિત્તકોશને થતી હાનિનો વધારે વિચાર કરવો એ જ ગુજરાતની પ્રજાની વણિકબુદ્ધિને શોભે ને (વાંકદેખાં વિવેચનો, ૧૦૫) આપણે ત્યાં આવું જ ચાલે છે. યુનિવર્સિટી ગ્રંથનિર્માણ બોર્ડ હોય, નેશનલ બૂક ટ્રસ્ટ હોય કે સાહિત્ય અકાદમી... સાવ નબળા, રદ કરવા જેવાં પુસ્તકોનું વેચાણ સાધાર વિરોધ પછી પણ ક્યાં અટક્યું છે ?

મધ્યકાલીન કૃતિઓ વિશેનાં સંપાદનોની તપાસ કરે છે ત્યારે એમની દૃષ્ટિ, સંશોધન, સંપાદન, વિવરણ, પાઠનિર્ણય, અર્થઘટન વગેરે પાસાં પર ફરી વળે છે. આ બધાં ક્ષેત્રે પ્રવર્તતી કચાશ તરફ એમણે વારંવાર ધ્યાન દોર્યું છે. કવિનિર્ણય, કૃતિનિર્ણય, પાઠનિર્ણય, અર્થનિર્ણય વગેરે બાબતે કેવી અને કેટલી સાવચેતી જરૂરી છે તે એમણે વારંવાર દર્શાવ્યું છે. આવી ચોકસાઈ, આટલી નિસબતથી કામ નથી થતાં ત્યારે ટોક્યા વગર એમનાથી રહેવાયું નથી. રઘુવીર ચૌધરી સંપાદિત 'નરસિંહ મહેતા : આસ્વાદ અને સ્વાધ્યાય'માં એમને આપણી વિદ્વત્તા જાણે સાહસયાત્રાએ નીકળી હોય એવું લાગે છે...' (સાહિત્યિક તથ્યોની માવજત -૭)

## ૨૦૦૦ની વાર્તાઓ / શરીફા વીજળીવાળા

સદીના અંતિમ વર્ષની શ્રેષ્ઠ વાર્તાઓ પસંદ કરવાનું કામ સોંપવા બદલ સૌપ્રથમ તો હું ગુજરાતી સાહિત્ય પરિષદનો આભાર માનું છું.

(૨૦૦૦ના વર્ષમાં દોઢસો ઉપરાંત વાર્તાકારોએ ત્રણસો જેટલી વાર્તાઓ લખી છે. વર્ષ દરમ્યાન છપાતી વાર્તાઓની સંખ્યા વધી છે પણ ગુણવત્તાની દૃષ્ટિએ ઝાઝું હરખી શકાય એવું નથી. આપણાં સામયિકોએ પસંદગીનાં ધોરણો કડક કરવાની તાતી જરૂરિયાત છે. લખનાર ભલે માને કે એણે વાર્તા લખી છે પણ સંપાદકે એવું માની લેવાની જરૂર નથી. સમાધાન કરવાને બદલે સંપાદકે વાર્તા વગર અંક બહાર પાડવાની તૈયારી રાખવી જ રહી. પરંતુ સંપાદકો આગ્રહ અને અપેક્ષામાં બાંધછોડ કરે છે. એટલે અહીં યાદીમાં એવા વાર્તાકારો પણ છે જેમણે બીજી ભાષાની તો ઠીક કદાચ ગુજરાતી ટૂંકી વાર્તા પણ વાંચી હશે કે કેમ એ પ્રશ્ન છે. સમગ્ર સમયગાળા પર પ્રભાવ પાડી શકે એવા વાર્તાકાર કે વિવેચકની ગેરહાજરીને કારણે ગઝલ જેવી જ દશા દિશા ટૂંકી વાર્તાની થવા જઈ રહી છે. વાર્તાનામી લખાણોના ગંજ ખડકાયા છે. વાર્તા લખનાર વાર્તાનું શાસ્ત્ર ન સમજે તો કદાચ ચાલે પણ એણે એની પરંપરામાંથી તો પસાર થવું જ રહ્યું. પરંપરામાંથી પસાર થવાના બે રોકડા ફાયદા છે :

૧. એકના એક થીમ પર નબળી વાર્તા નહીં લખાય.

૨. લખી ભલે પણ આવી વાર્તા ન છપાવાય એવી સમજ આપમેળે આવશે.

જે થીમને લઈને અગાઉ વાર્તા લખાઈ ચૂકી હોય એ જ થીમને પુનરાવર્તિત કરતો વાર્તાકાર પુરોગામી વાર્તાને કલાના ધોરણે જો અતિક્રમી જતો હોય તો એનો લખવાનો ને આપણો વાંચવાનો દાખડો લેખે લાગે. એવું નહીં કરી શકતાં પુનરાવર્તનોથી ગુજરાતી વાર્તાને કોઈ ફરક પડવાનો નથી. દા. ત. રસિક વિશ્વાસની 'સાચો ઉકેલ' વાંચીને પ્રશ્ન થાય કે આ લેખકે ધૂમકેતુની 'નારીનો પરાજય' વાર્તા નહીં વાંચી હોય ? પ્રવીણ ગઢવી એકના એક થીમ પર એક જ વર્ષમાં બે વાર્તા 'મૃત-અમૃત' અને 'ઘઉંની બોરી' લખે ત્યારે આશ્ચર્ય થાય. બેમાંથી એક પણ વાર્તા પુરોગામી વાર્તા (શબવત્)ને અતિક્રમી નથી શકી.

હું જાણું છું કે સાહિત્યસ્વરૂપ કાળક્રમે વણ બદલે. એકાદ વર્ષ એનો માપદંડ

કદી ન બની શકે. છતાં ૨૦મી સદીના અંતિમ વર્ષને સૂચક ગણીને ચાલીએ તો આપણે આપણી જાતને થોડાક પ્રશ્નો પૂછવાના થશે, થોડીક અણગમતી વાતો સ્વીકારવાની થશે. છેલ્લા બે દાયકામાં વાર્તા પલટાઈ, ભાવક અભિમુખ થઈ, જીવાતા જીવન સાથેનો નાતો ફરી જોડાયો, થોડીક સશક્ત કલમો પ્રવૃત્ત થઈ, સરસ વાર્તાઓ મળી આ બધી વાતો કબૂલ કર્યા પછી, અન્ય ભાષાની અનેક વાર્તાઓ વાંચ્યા પછી મને આ પ્રશ્નો થાય છે.

આપણી આસપાસ જે કંઈ થઈ રહ્યું છે, જીવનની પળેપળની અસલામતી, દરેક ક્ષેત્રે મૂલ્યહ્રાસ, કોમવાદ અને આતંકવાદ...આ બધું વાર્તામાં ક્યાંય ઝિલાય છે ખરું ? કાશ્મીર, આસામ, નાગાલેન્ડ ભારતમાં જ છે. આ પ્રજાની કોઈ સમસ્યા આપણને સ્પર્શે છે ખરી ? કેમ આપણે વધુ ને વધુ સાંકડા જગત બાજુ જઈએ છીએ ? કેમ આપણો વાર્તાકાર સ્ત્રી-પુરુષ સંબંધની આસપાસ ગરબા લેતો બંધ નથી થતો ? વિજ્ઞાન અને ટેકનોલોજીએ સર્જેલા ચમત્કારોએ આપણી આંખ સામે ફેન્ટસીનું વિશ્વ ઊભું કર્યું છે. સમૂહ માધ્યમોએ વિશ્વને આંગણે ઠાલવી દીધું છે. પરિણામે સંસ્કૃતિ અને જીવનમૂલ્યો ભીંસમાં છે. આવા સમયે આપણા વાર્તાકારની પ્રતિક્રિયા કેવી છે ? મૂલ્યહ્રાસના આ યુગમાં મૂલ્યો કે સંબંધો પ્રત્યેનું વ્યક્તિનું વલણ, જીવનને જોવાનો તેનો અભિગમ બધું જ ધરમૂળથી પલટાઈ રહ્યું છે. સમાજનાં સમીકરણો પલટાઈ રહ્યાં છે. આ સંકુલ સમયનું પ્રતિબિંબ વાર્તા ઝીલે છે ખરી ? આપણે ઉમાશંકર-સુંદરમ્ મેઘાણીની વાર્તાઓમાં એમના સમયનું સંવેદન પકડી શકીએ છીએ. ખત્રી દલાલમાં પણ એવું શક્ય બને છે. ’૬૦ના દાયકાની વાર્તાઓમાં પણ એ સમયની સંકુલતાને વાંચી શકાય છે. પરંતુ આપણી આજની વાર્તાઓ માટે એવું કહી શકાશે ખરું ? પચાસ વર્ષ પછી આ સંપાદન હાથમાં લેનાર સમયનાં કોઈ ચોક્કસ લક્ષણો પકડી શકશે આમાંથી ? વિષયવ્યાપ વધવો જોઈએ એ આપણો આદર્શ છે, વધ્યો નથી એ હકીકત છે. અતીતરાગ અને ગામડે પાછા જવાની વાતોએ ક્યાંક આપણા અનુભૂતિજગતને વધુ સાંકડું તો નથી બનાવ્યું ને ? આ સ્વરૂપની શક્યતાઓ વિસ્તરવાને બદલે સંકોડાઈ હોય એવું તો નથી થયું ને ? અતીતરાગમાં ઘસડાઈ જતા આજના વાર્તાકાર કરતાં ઉમાશંકર, પન્નાલાલનું ગામડું વધુ નક્કર, વધુ વાસ્તવાદી નો'તું ?

ઉમાશંકર, સુંદરમ્, ખત્રી, દલાલ સ્ત્રી-પુરુષ સંબંધની સંકુલતા તાગવામાં જેટલા સફળ થયા હતા એને આજનો વાર્તાકાર અતિક્રમી શક્યો છે ખરો ? ગામડાની વાત કરતા આજના વાર્તાકારનો નાગરી દૃષ્ટિકોણ ઉઘાડો નથી પડી જતો ? આ પ્રશ્નોમાંથી અમુકના જવાબો અત્યારે મળી શકે, અમુકના જવાબો આવનારો સમય આપશે.

છેલ્લા બે દાયકામાં આપણને સારા વાર્તાકારો અને ઉત્તમ વાર્તાઓ મળી છે એ વાતમાં ઉપરના પ્રશ્નો પછી પણ બે મત નથી. સદીના અંતિમ વર્ષની વાર્તાઓ માટે એવું કહી શકાય કે આ વાર્તાઓ, છેલ્લા દોઢેક દાયકાથી લખાતી વાર્તાઓથી - શૈલી કે વિષયવસ્તુની દૃષ્ટિએ - ખાસ જુદી પડતી હોય એવું લાગતું નથી. બધા ઊહાપોહ જાણે કે શમી ગયા છે. બધાને જાણે કે વાર્તાથી સંતોષ થઈ ગયો છે. નવા સાહસનું જોખમ ટાળતો વાર્તાકાર આંકેલા રસ્તે ડગ માંડી રહ્યો છે એવું કહી શકાય. સ્વરૂપની શક્યતા તાગવાવિસ્તારવાના પ્રયાસો ન થાય તો બંધિયારપણાની - સ્થગિતતાની બૂ આવતા વાર ન લાગે. સાહિત્યપ્રકારની તુંદરસ્તી માટે ઊહાપોહ જરૂરી છે, પ્રયોગો આવશ્યક છે. (બાબુ સુથારની 'કથાકપટ' અને ઉત્તમ ગડાની 'હોટચોકલેટ સોસ' વાર્તાને હું આવા પ્રયોગ ગણાવું) પણ અત્યારે તો જળ જંપી ગયેલ છે અને આ પરિસ્થિતિ જોખમી છે.

બે-ચાર વાર્તાઓ આ વર્ષે મને એવી મળી છે જ્યાં બદલાતા સમાજ-સમયની, પલટાતી, સમસ્યાઓની વાત આલેખાઈ છે. દા.ત. દલપત ચૌહાણની 'ટ્રક ન ઉપડે તો ?'માં અત્યારની સૌથી સંવેદનશીલ સમસ્યા-કોમવાદ-ને સ્પર્શવાની કોશિશ થઈ છે. આવક માટે બાળક અવગણાય (હસમુખ રાવળની 'તીતલી બેન્ડ'), પતિ-પત્ની બેઉને બાળક કેરિયરમાં નડતરૂપ લાગે (ઈલા આરબ મહેતાની 'ચોથો પાયો') એ પ્રકારના આલેખન બદલાતા સમાજનું પ્રતિબિંબ ઝીલે છે. સ્ત્રી માત્ર શિક્ષિકા કે નર્સ જ હોય એ વાત આજે ભૂતકાળ બની ચૂકી છે. ચંદ્રકાંત બક્ષીની 'અનાર' વાર્તામાં નાયિકા એક્ઝીક્યુટીવ પોસ્ટ પર રહી પુરુષો પર સત્તા ચલાવે છે. બુદ્ધિશાળી સ્ત્રીએ પુરુષ પણ એવો હોવો જોઈએ એવી માગણી કરી. ને ધારો કે પોતાને સમોવડો પુરુષ ન મળે તો સમાધાન કર્યા વગર એકલા રહેવાનું પસંદ કર્યું. આવી

રહેલા સમય, સમાજની આ આગાહી છે. જે ઝડપે સમાજમાં ભણતરનું સમીકરણ પલટાઈ રહ્યું છે એ જોતાં આગામી પચાસેક વર્ષોમાં અનાર જેવી સ્ત્રીઓની સંખ્યા ઘણી મોટી હશે.

પસંદ કરેલી વાર્તાઓની વાત પર જતાં પહેલાં, થોડીક વાત પસંદગી બાબતે, અને વાર્તા પાસેની મારી અપેક્ષા બાબતે કરી લઉં. વાર્તા પસંદગી પાછળ વાર્તાસ્વરૂપ પાસેની મારી અપેક્ષાઓ કોઈક ને કોઈક રીતે જવાબદાર રહી હશે. ટૂંકી વાર્તા ધ્વનિપ્રધાન કળા છે. આ લવચિક સ્વરૂપની સંકુલતા માટે વાર્તાકારે વિગતો, પાત્રો, ભાષા...દરેક દરેક ઘટકની પસંદગીમાં કરકસર કેળવવી પડે છે. એક પણ વધારાની વિગતથી આ સ્વરૂપની અન્વીતિ, સંવાદિતા જોખમાઈ શકે છે. ટૂંકી વાર્તા અલ્પ પરિમાણવાળું સંકુલ સ્વરૂપ છે. એના સર્જકે ચુસ્ત ફલક પર તીવ્ર અનુભૂતિની ક્ષણો આલેખવાનો પડકાર ઝીલવાનો હોય છે. પોતાના થીમને કેન્દ્રમાં રાખી વાર્તા વિકસાવતો સર્જક વાર્તાસ્વરૂપ પ્રત્યે વફાદાર હોય અને જૈવિક સંવાદિતા સિદ્ધ કરવા અંગે સભાન હોય તો અનિવાર્યતાની શરતે જ વિગતો આપશે. ઘણી વાર સર્જક વાસ્તવવાદી વિગતો લાવવાના મોહમાં, સામગ્રીની અનિવાર્યતાની શરત કોરાણે મૂકે છે ત્યારે વેઠવાનું વાર્તાને આવે છે. દા.ત. અનિલ વ્યાસની 'પાશ' વાર્તા મને બીજા-ત્રીજા વાંચને પણ ગમી હતી. પણ આરંભમાં લાંબી લેખણે અપાયેલી વિગતો વાર્તાના વસ્તુ માટે કોઈ રીતે ઉપકારક સિદ્ધ થતી નથી. વાર્તામાં સજીવ એકતા માટે, સંવાદિતાના સત્ય સુધી પહોંચવા માટે દરેકે દરેક ઘટકની પરસ્પર સંવાદિતા  અનિવાર્ય છે. અહીં ઘટકતત્ત્વોની સંવાદિતા ઉપરાંત વાર્તાના આરંભ અને અંતની સંવાદિતા પણ અભિપ્રેત છે. ઘણી વાર વાર્તાના અંતે આવતું એકાદ વિધાન વાર્તાને નવી રીતે, ફરીથી વાંચવા પ્રેરે છે. ઈવાન બુનિનની 'સો રૂપિયા' કે હેમિંગ્વેની 'કેનરી ફોર વન' આનાં જાણીતાં ઉદાહરણો છે. અહીં ભગવતીકુમાર શર્માની 'ઘટના પછીની ઘટના' વાર્તાને એ દૃષ્ટિએ તપાસી શકાય. ટૂંકી વાર્તા ક્ષણની કળા છે. એના સર્જકે આ ચાવીરૂપ ક્ષણ શોધી વાર્તા શાની છે ? ની સાથે વાર્તા કોની છે ? નો જવાબ મેળવવો પડે. કારણ કે અનેક પાત્રોની આસપાસ ફરતી હોવા છતાં ટૂંકી વાર્તા હોય તો એક જ પાત્રની. ચાવીરૂપ ક્ષણ ન શોધી શકતો, કેન્દ્રવર્તી પાત્ર

ન શોધી શકતો, પ્રશ્નોની સેળભેળ કરી દેતો, વાર્તાકાર સરવાળે વેરવિખેર, નિષ્ફળ વાર્તા આપશે. દા.ત. રમેશ દવેની 'ગામ તો છે' (પ્રશ્નોની સેળભેળ) અનિલ વ્યાસની 'પાશ' તથા મનોહર ત્રિવેદીની 'પૂછીશ મા' (આરંભે બિનજરૂરી લંબાણ). જો સર્જક સામગ્રીના રૂપાંતરનો નિયમ ન પાળે તો કાં તો એ અહેવાલ આપશે, કાં તો ગદ્યખંડ, કાં ચરિત્રચિત્રણ અને કાં કેસહિસ્ટરી. આવા દાખલાનું પ્રમાણ મોટું છે એટલે નોંધવાનું ટાળું છું. કથનકેન્દ્રનો પ્રશ્ન ઉકેલતો સર્જક વસ્તુસંકલના, પાત્રનિરૂપણ અને ભાષાનો પ્રશ્ન આપોઆપ ઉકેલી લે છે એ વાત હજીયે આપણા વાર્તાકારને ગળે નથી ઊતરતી. પરિણામે વાર્તા બિનજરૂરી પ્રસ્તારમાં ફસાય છે. ભાષા પ્રત્યેની સજગતા હજીયે ઓછી દેખાય છે. દા.ત. જોસેફ મેકવાનની 'મરઘો' વાર્તા ત્રીજા પુરુષ કથનરીતિથી કહેવાઈ છે. માનું પાત્ર એમાં બોલીનો પ્રયોગ કરે છે. સાદ્યંત બોલી પ્રયોજતી મા વાર્તારંભે આશ્ચર્ય થાય એવી શિષ્ટભાષામાં બે વાક્ય બોલે છે. વળી જે સમાજની આ વાત છે ત્યાં જો કોફિન હોય, કબર હોય તો મૃતદેહને સ્મશાને નહીં કબ્રસ્તાને લઈ ચાલ્યા એવું હોવું જોઈએ. સર્જકને આવી અસાવધતા કેમની પરવડે ? પાત્રને ઉઘાડવા માટે ધારો કે અંગ્રેજી વાક્યપ્રયોગની જરૂર પડે તો ચોક્કસ પ્રયોજી શકાય. પણ અંગ્રેજીની જરાય જરૂર ન હોય તો પણ અંગ્રેજી વાપરવું, વળી કૌંસ કર્યા વગર બાજુમાં જ ગુજરાતી મૂકવાનો કોઈ અર્થ ખરો ? દા. ત. ભારતી હરીન્દ્રની 'સદાબહાર મ્હોબ્બત' વાર્તા. ગામડાને નજીકથી જાણનાર, બળકટ બોલીપ્રયોગ કરી જાણનાર સર્જક 'ગાયના મોઢામાંથી એક જોરદાર ચીસ પણ સરી પડી' જેવો પ્રયોગ કરી શકે છે !! દા. ત. દશરથ પરમારની 'ખેંચાણ' વાર્તા. (ગાય ભાંભરડો નાખે, ચીસ થોડી પાડે ?) ભાષાની સેળભેળવાળી વાર્તાઓની યાદી લાંબી છે. એની સામે જો કે સાદ્યંત બળકટ બોલી પ્રયોગ કરી શકતા મનોહર ત્રિવેદી, માય ડિયર જયુ, નવનીત જાનીની ભાષાસજ્જતા અને સજગતાની આનંદ સાથે નોંધ લઈ શકાય.

વાર્તા પસંદ કરતી વખતે મારી નિસબત માત્ર વાર્તા સાથે રહી છે. વાર્તા કોની છે એના કરતાં વાર્તા કેવી છે એ મારી દૃષ્ટિએ વધુ મહત્ત્વનું રહ્યું છે. ઘણા જાણીતા લેખકોની આ વર્ષમાં એક પણ વાર્તા નથી મળતી, જેની મળી છે એમણે મને નિરાશ કરી છે. તો સામે પ્રમાણમાં ઓછા જાણીતાં નામોની

વાર્તાઓ ગમી છે. સારા વાર્તાકાર તરીકે જેમનું નામ સ્થાપિત થઈ ચૂક્યું છે એમની વાર્તાઓ બાબતે જરાક પણ સમાધાન ન કરવાનું મારું વલણ રહ્યું છે. એટલે જ મોહન પરમાર, અનિલ વ્યાસની ત્રીજા વાંચન સુધી ટકેલી વાર્તાઓ અહીં નથી. મારે ૨૦૦૦ના વર્ષની શ્રેષ્ઠ વાર્તાઓ પસંદ કરવાની હતી જે મેં મારી શક્તિ-મતિ અનુસાર કર્યુ છે. આમાંથી બે કાઢી કોઈને બીજી બે મૂકવાની ઇચ્છા ન જ થાય એવો દાવો પોકળ છે. ગમે તેટલાં વસ્તુલક્ષી ધોરણે વાત કરીશું ત્યારે પણ પોતીકી રુચિ અને વાર્તા પાસેની આગવી અપેક્ષાઓનો પ્રશ્ન તો નડવાનો જ છે. ૨૦૦૦ના વર્ષની સંપૂર્ણ યાદી મેં પુસ્તકના અંતે મૂકી છે. પાછળ આપેલી યાદી પરથી ભાવક જાતે જ નક્કી કરી શકશે કે 'ગદ્યપર્વ', 'ખેવના', 'શબ્દસૃષ્ટિ', 'પરબ' અને 'નવનીત સમર્પણ'ને બાદ કરતાં અન્ય સામયિકોનું પસંદગીનું ધોરણ કથળ્યું છે. સાવ નબળી, કૉલેજ મેગેઝીનમાં છાપતા પણ વિચાર કરવો પડે એવી વાર્તાઓ આપણાં સામયિકો છાપી રહ્યાં છે. દીપોત્સવી અંકો જે મળે તે છાપવાનું ધોરણ રાખે છે. એમાં જૂની વાર્તાઓનું પ્રમાણ જોતા મેં 'નવનીત સમર્પણ' ને બાદ કરતાં દીપોત્સવી અંકોમાંથી વાર્તા પસંદ કરવાનું જોખમ ટાળ્યું છે. સામયિકને પણ દસકો હોય એવું સ્વીકારવું પડે. કારણ કે એક જમાનામાં સારી વાર્તા માટે જાણીતા 'વિ' કે 'કંકાવટી'માંથી આજે પ્રથમ વાંચને ટકી શકે એવી એકાદ વાર્તા પણ નથી મળતી. કેટલી બધી વાર્તા માટે 'આ કઈ રીતે છપાઈ હશે ?' એવો પ્રશ્ન થાય છે. એવી યાદી આપી ઘણાને દુભવવાનું જોખમ ટાળું છું. અંતે બચેલી ૧૯ વાર્તાઓ વિશે જરાક વિગતે વાત કરીશ.

વાતની શરૂઆત મને સૌથી વધુ ગમી ગયેલી 'તીતલીલેન્ડ'થી કરીશ. 'તીતલીલેન્ડ'ના લેખક હસમુખ રાવલની તીતલીને કેન્દ્રમાં રાખતી 'મમ્મી' વાર્તા નવનીતસમર્પણ – જુલાઈના અંકમાં છપાઈ છે. બેઉ વાર્તાના વિશ્વમાં અનુસંધાન છે છતાં સ્વતંત્ર વાર્તા લેખે આસ્વાદમાં કોઈ વ્યવધાન નથી નડતું. 'તીતલીલેન્ડ'માં લેખકે હસતા-રમતા, તીતલી દ્વારા પિતા સમક્ષ જે દુનિયા ઊઘડતી બતાવી છે ત્યાં આ ઉંમરનાં બાળકોનું લીલાવિશ્વ તો છે જ, પણ સાથે સાથે નોકરી કરતા મા-બાપનાં સંતાનો કેવાં તો હિઝરાતાં હોય, સામાજિક સ્તરે એમને કેવી કેવી સમસ્યાઓને સામનો કરવો પડે છે તે પણ તિર્યક્ રીતે

આલેખ્યું છે. તીતલીની જાદુઈ દુનિયા ઘડીભર આપણને પણ ફેન્ટસીનો પાસ લગાડે છે. ચોખા-મગનાં ખેતરોની ટેકરીઓ-ઘઉંચોખાના લાલ ધોળા ડુંગરા ને મધની કૂઈ, કિલ્લો, ભોંયરું ને ખજાનો.. પિતા માટે અદ્ભુતના દ્વાર ખોલી આપતી તીતલીની વાતોના વેગમાં પપ્પાની સાથે ભાવક પણ તણાય છે. તીતલીની વાતોના વીંટામાં વીંટળાઈને આવતી સમસ્યાઓની બંને નોંધ લે છે. એની વાતો પરથી એણે રોજ શું શું વેઠવું પડતું હશે એ સમજાય છે. તીતલીને તો જોકે આ બધાને વેઠવું કહેવાય એની ગતાગમ નથી. બાજુવાળા આન્ટી રોજ ઘોડિયાની દોરી તીતલીને પકડાવી પોતે ટી.વી. જુવે કાં સૂવે. વળી એની મમ્મીને સ્વાર્થી, પૈસાની દાસી એવું એવું પણ કહે. નીચેવાળા રાધામાસીનો દીકરો સોફા પર ન બેસવા દે તો રાધામાસી 'આપણે છોકરીની જાત, નીચે બેસીએ.' કહી છોકરાનો પક્ષ લે. પડોશીનો છોકરો ચોકલેટના બદલામાં 'તારા પપ્પા-મમ્મી રાતમાં શું કરે છે ?' જેવા સવાલો પૂછી જીવ ખાય છે. તીતલીની વાતો સાંભળતા પપ્પાને એની સમસ્યાઓ ચિંતિત કરી મૂકે છે. પોતે પણ કામ પાછળ દીકરીને આપેલા વાયદાઓ ભાગ્યે જ પાળી શક્યા છે એ સમજાય છે. જો કે તીતલીને ભાગ્યે જ કશાનો અફસોસ છે. અફસોસ કે વિષાદ પ્રવેશી શકે એટલી એની ઉંમર જ નથી. પોતે ઊભા કરેલા કાલ્પનિક જગતમાં રમમાણ તીતલી મમ્મી-પપ્પા સાથે છે એવી કલ્પનાથી મન મનાવી લે છે પણ હકીકતે એને એવું વિશ્વ જોઈએ છે જ્યાં દિવસ આખો એકલા રહેવું ન પડે. ફોટાથી ને ઢીંગલીથી અવકાશ પૂરતી તીતલીની ઉંમર ફરિયાદ કરવા જેવડી નથી પણ ખજાનો બતાવી, રંગબેરંગી પસ્તીનાં બંડલો બતાવી તીતલી જ્યારે કહે છે : આ રૂપિયાની બેંક...પહેલાં મમ્મીને નોકરી છોડાવી દેવાની..પછી તમારી...પછી ચોવીસે કલાક આપણે ઘર ઘર રમવાનું...' ત્યારે એની ઝંખના પિતા ને ભાવક બેઉ પામી શકે છે.

તીતલીની વાતોમાં એની શાર્પનેસ ને સ્માર્ટનેસ બેઉ કળાય છે. રમતિયાળ ભાષાને કારણે આ વાર્તા વધુ પ્રતીતિકર બની શકી છે. 'બપોરે તમે સર્વિસ પર જતા રહો એટલે લાઈટ જતી રહી હોય એવું લાગે' કે ' છ વાગ્યે તમે બંને દુનિયાભરની માખીઓ લઈને આવો જ છોને ! ને હું ઊંઘું ત્યાં સુધી ભણ

ભણ કર્યા જ કરો છો ને !' મા બાળકની સાહજિક અભિવ્યક્તિ આલેખાઈ છે. સમય કઈ રીતે પસાર કરે એવા પપ્પાના પ્રશ્નનો જવાબ જુવો 'ટી.વી. મચોડ મચોડ કરવાનું. ફટાફટ ચેનલો બદલવાની. એડ. જોવાની. બઢતે બચ્ચોં કે લિએ જોઉં ત્યાં મારું ફોક ટૂંકું પડી જાય. ચાર બુંદોવાલી જોઉં ને ફોક બગલાની પાંખ થઈ જાય....' આપણા સમયના બાળકનું પ્રતિનિધિત્વ કરે છે તીતલી. સાંપ્રત સમયની બહુ મોટી સમસ્યા અહીં સાવ હળવી રગમાં આલેખાઈ છે.

દલપત ચૌહાણની 'ટ્રક ન ઉપડે તો ?' વાર્તા સાંપ્રત સમયની વકરતી જતી સમસ્યાને સ્પર્શે છે. ધર્મ જ્યારે સંપ્રદાયોમાં વહેંચાઈ ગયો હોય, રાજકારણ ધર્મને બનાવી ખેલાતું હોય, સમાજનો બહુ મોટો હિસ્સો કોઈ ને કોઈ રીતે આવા વરવા ખેલનો હિસ્સો બનતો હોય જેના પરિણામે કોમવાદ, ઝનૂની ફતવાઓ, ઈંટની સામે બોંબના ખેલ વધુ ને વધુ વરવા બનતા જતા હોય એવા સમયે 'ટ્રક ન ઉપડે તો...' જેવી વધુ વાર્તાઓને અવકાશ છે. વાર્તાકારના પક્ષકાર બની જવાને કારણે વાર્તાકલાની દૃષ્ટિએ મને આ વાર્તાએ સો ટકા સંતોપી છે એવું નહીં કહું. પણ સમકાલીન પરિબળોથી ક્ષુબ્ધ થયેલી સર્જકચેતના અહીં પ્રગટ થઈ છે, સંયત રીતે, કળાના ધોરણે પ્રગટ થઈ છે. સાંપ્રત પરિબળો સર્જકચેતના પર સાવ અસર ન કરે એવું કઈ રીતે બને ?

છેલ્લા થોડાક દાયકાઓથી વકરતા જતા કોમવાદે પ્રેરેલી હિજરત આ વાર્તામાં વિષય તરીકે આલેખાઈ છે. આમ તો દેશના ટુકડા થાય કે સીમાડા સળગે ત્યારે જ સામૂહિક સ્થળાંતરનો પ્રશ્ન ઊભો થતો. પરંતુ કોમવાદના વરવા રૂપે આપણે ત્યાં શહેરોમાં આખી ને આખી વસ્તીઓની અદલબદલ કરી છે. પેઢી દર પેઢીથી રહેતા હો એવી જગ્યાઓ છોડી દેવાની. જિંદગીભરની મહેનતથી ઊભા કરેલાં ઘર, સમગ્ર આબાદી, સપનાંઓના જગતને છોડીને ચાલી નીકળવાનું. સ્થળ હંમેશાં વ્યક્તિ માટે જીવનનો અગત્યનો હિસ્સો બની રહેતું હોય છે. જ્યાં જન્મ્યા, મોટા થયા...એ ઘર – એ ગલીમાં સમસ્ત ભૂતકાળ, સુખ-દુઃખ, આનંદ-ઉલ્લાસ.... બધું જ ત્યાં પડેલું હોય છે ને એ બધું છોડી દેવાનું. માત્ર એક ભયના ઓથાર તળે. થાય છે શું ? માત્ર બે બૂમ....અલ્લા હો અકબર....ને સામે બજરંગ બલી કી જય... ને પરિણામે આ હિજરત..(જોકે આ વાત કરતી વખતે વાર્તાકારનો સંયત અવાજ

અભિનિવેશને વશ થઈ ગયો છે) શાંત-સ્વસ્થ, હર્યાભર્યા જીવન વચ્ચે એકાદ કાંકરી ઊડે ને જળ ડહોળાઈ જાય. શાંત થવાને બદલે વર્તુળો વિસ્તરતા જાય...બધું રફેદફે કરી નાખે એ હદે વિસ્તરે ને પરિણામે વસ્તીઓ ખાલી થાય...વાર્તાનાયક હિંદુ છે. સંવેદનશીલ જીવ છે. શેરી છોડનારા ઓળખીતાઓની પીડા પણ એના ભાગે આવેલી છે. બધાને 'આવજો' કહેનારનો સામાન હવે ટ્રકમાં ખડકાઈ રહ્યો છે. એ ઝંખે છે....કોઈક રીતે આ જવું આવવું અટકવું જોઈએ. જવાનું અફર છે એ જાણવા છતાં કોઈક રીતે આ ટ્રક ન ઉપડે તો ! ના વિચાર કરતો રહે છે. જનાર રોકાઈ પડે, નવું કોઈ આવે જ નહીં એવી ઝંખના પૂરી નથી થતી. એને પોતાને પણ ખાલી કરવાનો વારો આવે છે. વર્ષોથી ઓળખનારા, સુખદુઃખમાં પડખે ઊભા રહેનારા ક્યારનાય ખાલી કરી ગયા છે. થાળીવાજાથી રેડિયા સુધીની સફર કરતાંય વધુ સમય અહીં ગાળ્યો છે. પણ હવે ખાલી થતાં ઘરોમાં ગણપતિ પર અલ્લાહ લખેલી છબી ટિંગાય છે. હનુમાનના નગારાને બદલે આઝાન સંભળાય છે. ઘરની બહાર બકરીઓ, મરઘાં ને બતકાં દેખાતાં થઈ ગયા છે. તુલસીક્યારા ઉજ્જડ થઈ ગયા છે. નામ પાડ્યા વગર વાત કરવામાં એક જ દેશમાં રહેતી બે પ્રજા વચ્ચેનો સંસ્કૃતિભેદ, પરિવેશભેદ લેખક કામે લગાડી શક્યા છે. ખાલી ઘરમાંનો માંદલો પ્રકાશ, ગતિ ગુમાવી સ્થિર થઈ ગયેલા ઘોડાનું ચિત્ર, જીવ વિનાની ઠંડીગાર જાળી એક માહોલ રચી આપે છે. ડ્રાઈવરની બૂમે ટ્રકમાં ઢાળેલ ખાટલી ઊભી કરવા જતા એનો પાયો ભાંગી જાય છે. જિંદગીભર સાથ નિભાવતી ખાટલી સાથે જાણે જૂની યાદો નંદવાય પણ ખાટલી ફેંકી શકાય, યાદોથી એમ છૂટકારો ઓછો જ શક્ય છે ?

અહીં એક જ પક્ષની પીડા વ્યક્ત થઈ છે. ક્યાં ગયા બધા લોકો ? એ સવાલ હિજરતનો ભોગ બનેલ, મૂળથી ઊખડી ગયેલ દરેક વ્યક્તિ કરતી હશે... વાર્તાકારે તટસ્થભાવે હિજરતને એક ઘટના તરીકે જોવી ઘટે. જનાર જેવી જ, જેટલી જ પીડા આવનારે નહીં ભોગવી હોય ? સ્થળાંતરની પીડા પ્રજા માટે સરખી જ હોય છે ત્યાં ધર્મ કે જાતિ ગૌણ બની જાય છે. હિજરતનો ભોગ બનેલા સાક્ષી છે કે મૂળમાંથી ઊખડી જવાની પીડા બેઉ પક્ષે સરખી જ હોય છે. ખાલી કરનારની જેમ જ વસવા આવનારા.પણ મૂળિયાં છોડીને

આવી રહ્યા છે હશે ને ? હિજરતની પીડા વ્યક્તિની, ધર્મની નથી રહેતી....મૂળ સોતા ઊખડી ગયેલા દરેક માણસની હોય છે.... એટલા પૂરતો વાર્તાકાર મને એકપક્ષી વલણ અપનાવતો લાગે છે.

ભગવતીકુમાર શર્માની 'ઘટના પછીની ઘટના' અને પન્ના નાયકની 'કથા નલિનભાઈની' વાર્તાઓ એના અંતને કારણે વધુ ગમી છે. ભગવતીકુમારની વાર્તામાં અંતે તણખો છે પણ તે ઓ.હેન્રી પ્રકારનો નથી. પરંતુ પન્ના નાયકની વાર્તાની ખરી મઝા એના ઓ.હેન્રી પ્રકારના અંતમાં છે. જોકે 'ઘટના પછીની ઘટના' વાર્તાના અંતે પહોંચીને વાર્તા ફરી વાંચવી પડે. ભગવતીકુમારની વાર્તામાં અંતે આવતું વિધાન 'છોકરીઓનું તો આવું જ. કોઈ હિંમત કરે, કોઈ ન કરી શકે...' અત્યારે બનેલી ઘટના અને વર્ષો પહેલાં નહીં બનેલી ઘટનાને સાવ પાસે લાવી મૂકે છે. દીકરીના કોઈ સાથે નાસી ગયાની ઘટના પછી ઘરના નિસ્તબ્ધ વાતાવરણથી વાર્તા ઊઘડે છે. દીકરીએ મા-બાપને મંજૂર ન હોય એવા છોકરા સાથે નાસી જઈ લગ્ન કરી લીધું છે. મા-બાપ બેઉની પ્રતિક્રિયામાં પરિસ્થિતિ અનુસાર પલટાતા માનવમનને આલેખવાની લેખકની સૂઝ દેખાય છે. બાપને દીકરી અતિ પ્રિય છે. આઘાત ઓછો નથી પણ પાછી આવે તો માફ કરી દેવા તત્પર છે. માનો ગુસ્સો 'વાત જ નથી કરવી' નિર્ણયમાં પડઘાય છે. દીકરીએ અંધારામાં રાખ્યા, આપેલી છૂટનો ફાયદો ઉઠાવ્યો એનો ગુસ્સો છે. બાપને 'ભણેલી ગણેલી લિપિએ જુગલ જેવા સાથે...' નો આઘાત વધુ લાગ્યો છે. આશિપના આગમનથી કેતનભાઈને હૂંફાળું લાગે ત્યારે દીકરીના નિર્ણય બદલની પીડા બેવડાતી હશે. ને આવી વાત ફેલાય પણ વનમાં લાગેલા દવની ઝડપે...સાંત્વના આપનારા 'હવે એના નામનું નાહી જ નાખો ! આમેય એંઠા ધાનને કોણ સૂંઘવાનુંયે હતું ?' કહીને પીડા વધારે છે. 'મા-બાપ પ્રેમ હૂંફ ન આપી શકે ત્યારે જ...' જેવી વીંધી નાખતી વાતો પ્રેમાળ માબાપે સહી લેવી પડે છે. પતિ સામે 'તમે જ ફટવી મારેલી'ના ભાવથી કતરાતા, લિપિની બહેનપણીઓ સાથે લડતાં, સતત રડતાં ચારુબહેનનું વર્તન એકદમ સાચુકલું લાગે છે. પત્નીની જેમ રડી પણ ન શકતા કેતનભાઈની અકળામણ બહાર આવવા માટે રસ્તો શોધતી જ હતી...જે નાની દીકરી પરના ગુસ્સારૂપે

ઠલવાઈ. પત્ની અને નાની દીકરી મંદિરે ગયાં અને સ્થગિત, સૂમસામ, ડુમાતા વાતાવરણમાં એકલા બેઠેલા કેતનભાઈને મળવા આવી ચડેલી સ્ત્રી સાંત્વના આપતા કહે છે : 'સ્વસ્થ રહેજો – રહ્યા છો તેમ. છોકરીઓનું તો આવું જ. કોઈ હિંમત કરે, કોઈ ન કરી શકે...' આ વિધાન સાથે વાર્તાને ફરીથી તપાસવી પડવાની. મંદિરે જતી પત્નીની ઓઝલ થતી આકૃતિ ભણી તાકતા કેતનભાઈ વિચારે છે : 'આ સ્ત્રી...તેણે પોતાને અને પોતે તેને શું આપ્યું હતું – બે દીકરીઓ સિવાય ?' ને રહસ્ય ઊઘડે છે સંબંધોની સંકુલતાનું. પતિ-પત્ની વચ્ચેનો તંતુ કદાચ દીકરીઓ જ રહી હશે. બેઉ વચ્ચે કાયમ સુનન્દાનો ઓછાયો રહ્યો હશે. સુનન્દા ઘર છોડવાની હિંમત ન કરી શકી એટલે કેતનભાઈને સમાધાન કરવું પડેલ. અત્યારે બની એ ઘટનાના મૂળમાં વર્ષો પહેલાં નહીં બની શકેલી એક ઘટના પડેલી હતી. અંતને કારણે વાર્તા એક નવી વ્યંજના તરફ, નવાં અર્થઘટનો તરફ ગતિ કરે છે,

પન્ના નાયકની 'કથા નલિનભાઈની' વાર્તા સ્ત્રી-પુરુષની સૅક્સ સાયકોલૉજીને સ્પર્શે છે. વાર્તા અમેરિકન પરિવેશમાં ઊઘડે છે. જોકે વર્ષો સુધી અમેરિકામાં રહ્યા પછી પણ અહીં બધાની વિચારસરણીમાં, રીતરિવાજોમાં ભારતીયતા એવી ને એવી જળવાઈ રહી છે. 'શનિવારની મધરાતે નલિનભાઈ વીસીઆર પર 'કમ એન્ડ ગેટ ઈટ' ફિલ્મ પૂરી કરી ઝોકાં ખાવા લાગ્યાં. વાર્તા આ પ્રથમ વાક્યથી જ સ્વપ્નપ્રદેશમાં સરી ગઈ છે. જોકે એવું રહસ્ય તો અંતે જતા ઊઘડે છે. અંતે પહોંચીને આ વાર્તાને ફરી વાર વાંચવાની જરૂર નહીં પડે. કારણ અહીં શુદ્ધ ઓ.હેન્રી પ્રકારની ચમત્કૃતિ છે. વિજયાબહેનની ભાષામાં નલિનભાઈ ગંદી ફિલમો જોવા અને અશ્લીલ મેગેઝીન વાંચવા સિવાય કશું કરતા નથી. તો વિજયાબહેનને સ્વાધ્યાય અને ગીતાપાઠ સિવાય કશું સૂઝતું નથી. પથારીમાં બેઉ વચ્ચેની ખાસ્સી જગ્યા નલિનભાઈની અકળામણનું કારણ છે. નલિનભાઈની માગણીના જવાબમાં વિજયાબહેન હંમેશાં બહાનાં ધરે છે, શિખામણો આપે છે. '...દીકરાને ત્યાં દીકરો છે, ગંદી ફિલમો જોવાની બંધ કરી માળા જપો..' વગેરે વગેરે. આ કથા રોજની છે એટલે ઉશ્કેરાયેલા નલિનભાઈએ વિજયાબેન તરફ ધસી મોઢા પર ઓશીકું દબાવી દીધું. આ અજાગ્રત મનમાં પડેલી ઝંખના છે જે

સ્વપ્નમાં સાકાર થતી દેખાઈ રહી છે. વિજયાબહેનના મરણના સમાચારે ભેળા થયેલા સંબંધીઓ નલિનભાઈ વિશે જે પ્રકારની ચિંતા વ્યક્ત કરે છે એમાં એક વાત સ્પષ્ટ થાય છે. સાથીદારના જવાથી ઊભી થતી ચિંતાઓ માત્ર સામાજિક જ હોઈ શકે. એકલા પડેલા સાથીને ખાવા પીવા સિવાયની સમસ્યા હોઈ શકે એવું સ્વીકારવા આપણે જાણે તૈયાર જ નથી. ભેળી થયેલી બહેનોએ નલિનભાઈને જમવાની મુશ્કેલી નહીં પડે એવી ખાતરી આપી. (ભાઈ સપનું નલિનભાઈનું છે એટલે એમને ગમતી દિશામાં જ જાય એ સહજ-સ્વાભાવિક છે) બહેનોની ઓફર સાથે જ નલિનભાઈ મનગમતા ખયાલો ચગળવા માંડે છે. વારાફરતી કોણ કોણ આવશે ? કેટલા વાગે આવશે ?... આભાર માનવા એ માથું ધુણાવશે, હાથ મિલાવશે કે ઔપચારિક આલિંગન આપશે ?...' જોઈ શકાય છે કે વ્યવહારુ પ્રશ્નો ઉકેલાઈ રહ્યા છે ત્યારે પણ નલિનભાઈનું મન તો એમની પોતીકી સમસ્યામાંજ રમમાણ છે. ને એટલે જ આ કથા છે. આ કંઈ એક નલિનભાઈની વાત થોડી જ છે ? આવા કેટલાય નલિનભાઈઓની સહિયારી કથા છે આ. શોકસભામાંથી ઘરે આવતા નલિનભાઈને વિજયાબેનની કચકચ વિનાનું ઘર ગમે છે. નલિનભાઈની જિંદગી બહેનોને સહારે શાંતિથી ચાલવા માંડી ત્યાં એક સાંજે એકલા ખાવાનું લઈને આવેલા જયવતીબહેન પૂછે છે : 'તમને રોજ રોજ દાળ-ભાત-શાક-રોટલી ખાઈને કંટાળો નથી આવતો ?' ....આ પ્રશ્ન ક્યારેક હોટલમાં ખાવા જેવો ઇશારો છે. જયવતીબહેન કહે છે : 'તમે કોઈની સાથે બહેનપણા કરો ને, તમે કાંઈ ઘરડા નથી થયા.' પુરુષ માટેનું આબાદ સત્ય છે. આ સેક્સ બાબતે એ કદી ઘરડો થતો જ નથી ને સ્ત્રી ઘણી વહેલી પરવારી જાય છે. એમાંથી જ આરંભાય છે કથા નલિનભાઈઓની... જયવતીબહેનના ગયા પછી નલિનભાઈ ચગળવી ગમે એવી કલ્પનાઓ પર ચડી જાય છે. ને જયવતીની રાહ જોતા, રૂપાળા થઈને બેઠેલા નલિનભાઈને ટી.વી. જોતાં ઝોકું આવી જાય છે. બારણું ખટખટાવવાના અવાજથી જાગીને બારણું ઉઘાડે છે ત્યાં 'કેમ આટલી વાર લાગી ? રવિવારની મોડી સવારેય પેલી ફિલમ જોતા'તા કે શું ?...કેવા ધણી સાથે પનારો પડ્યો છે મારો ? સ્વાધ્યાય માટે ઘર બહાર પગ મૂક્યો નથી ને અહીં ફિલમ શરૂ થઈ નથી...' એવા પત્નીના

કકળાટ સાથે વાર્તા પૂરી થાય છે. આ કકળાટ જ વાર્તાને આસ્વાદ્ય બનાવે છે. ઝોકાથી ઝોકા સુધીની સફરમાં નલિનભાઈ કેવી સરસ ફિલમ જોતા હતા પત્નીને કેવી રીતે ખબર પડે ? પત્નીનો પ્રવેશ એમના સુંદર સપનાનો ભાંગીને ભુક્કો કરી નાખે છે.

મુનિકુમાર પંડ્યાની 'મોક્ષદા એકાદશી' વાર્તામાં પણ પત્નીના મૃત્યુથી મોકળાશ અનુભવતા ગિજુભાઈની વાત છે. સતત કચકચ, દરેક વાતમાં ટોકવાનું, બધી વાતે પતિ વતી નિર્ણય લેવાનો અધિકાર ધરાવતા શાંતાકુમારી આખા ઘર પર એકચક્રી શાસન કરતા...બધાએ મૂંગા મોઢે એમના હુકમનું પાલન કરવું પડતું. એમના મૃત્યુ પછી છ મહિના પોતીકી રીતે, મનને ગમે તેમ જીવતા, મોકળાશથી મહાલતા ગિજુભાઈને એમની બહેન પત્નીની સારપ યાદ દેવડાવે છે. કેટલા જતનથી એણે વરને ઘરને સાચવેલા એની વાત કરે છે...ને બહેનના ગયા પછી એકલા પડેલા ગિજુભાઈ અત્યાર સુધી અનુભવતા એવો શુદ્ધ આનંદ અનુભવી નથી શકતા....હરખની વચ્ચે જરાક શોકનું ટીપું પડી જાય છે... મુક્તિનો શ્વાસ લેતા ગિજુભાઈ પત્નીના સારાં પાસાં યાદ આવવાથી શોક અનુભવે છે છેક હવે...ઊંડે ઊંડે સાથે જીવેલાં વર્ષો જીવતા તો હશે જ ને ? પાછલાં વર્ષોના પત્નીના વ્યવહારે એને ભલે પાતાળે ધરબી દીધા હોય પણ એ સંસ્મરણો જાગ્યા પછી મુક્તિનો આનંદ હવા થઈ ગયો...ઘણા બધા દાંપત્યનું પ્રતિનિધિત્વ કરતી હશે આ વાર્તા પણ.

નીતિન ત્રિવેદીની 'મનનો રાજા' અને નવનીત જાનીની 'કથા' વાર્તા મને એની વિશિષ્ટ કથનરીતિને કારણે ગમી ગઈ છે. અક્કલનો છાંટો જરાક નહીં પણ ઝાઝો ઓછો રહી ગયો હોય એવો કથક 'મનનો રાજા' વાર્તાનો નાયક છે. કાઠિયાવાડી બોલીમાં વાત માંડતો કથક ઓછી અક્કલવાળો છે પણ પોતાની જાતને બહુ ડાહી માને છે. એને પોતાની સમજ વિશે, ડહાપણ વિશે, મોટપ વિશે લેશમાત્ર શંકા નથી ને એટલે જ કથનની પ્રતીતિકરતા વધી છે. કથક વાર્તાવિશ્વમાંના કોઈ શ્રોતાને વાત સંભળાવી રહ્યો છે. બક્ષીની 'તમે આવશો ?' વાર્તાની જેમ. શ્રોતા ઝોકે ચડે ત્યાં સુધી મનનો રાજા વાત કહેવાની છોડતો નથી. અલગ અલગ પ્રસંગોમાં વિખરાઈ જતી આ વાર્તાને એકસૂત્રે બાંધતું તત્ત્વ એની કથનરીતિ છે. ઝોકે ચડી જતા શ્રોતા દર્શાવે છે કે

ભાગ્યે જ કોઈ એની વાત ધ્યાન દઈને સાંભળતું હશે. એટલે સરવાળે અહીં સઘળું ભાવકપક્ષે જ રહે છે. વારેવારે કથક એક વાત પર ભાર મૂકે છે. 'હું મારા મનનો રાજા...મારું ધાર્યું કરવાવાળો.' ને એ જેટલી વાતો કરે છે એમાંથી એની મૂર્ખતા જ પ્રગટ થતી રહે છે. નાનપણમાં ઘર છોડીને જતો રહેલો. 'ગાંઠ વાળી'તી કે ઘેર પાસા જાવું એટલે પાસા થાવું. ઓલી પા બાપેય વટે ચડ્યો'તો. મને નો જ બોલાવ્યો.' પણ પારો ઊતરતા, ઠેલા ખાઈને થોડા જ દિવસોમાં ઘરે ગયો ત્યારે બાપે બરાબરનો ઊધડો લીધો પાછા આવવા બદલ. બાપ પાછા જતા રહેવાનું કહે છે ત્યારે આ ભાઈ શું કહે છે? '...હું નો ગ્યો તે નો જ ગ્યો. ગાંઠ વાળી'તી કે પાસા નો જ જાવું...એણે કીધું તોય હું પાસો ગ્યો જ નઈ ને માર્યો તોય પાસો થ્યો નઈ હું? માવતર તો કમાવતર થાય...' દર વર્ષ નાપાસ થાય એટલે બાપ ઢીબી નાખે. ને આ ભાઈ બબડે: 'હું મારા મનનો રાજા...હું નાપાસ થાવું હોય તો થાઉ. ને નો થાવું હોય તો નો થાઇ. પણ ઘર નો સોડું. ઘર મુકવું એટલે વટ મુકવા બરાબર....' એવી જ એની પ્રેમની કથા છે, નોકરીની કથા છે. લઘુતાગ્રંથિમાંથી બહાર આવવા વિકસાવેલ હુંપદ...કદાચ એની ઓછી અક્કલે જ એને આવો રસ્તો સુઝાડ્યો હશે. દરેક પ્રસંગે જાતને ચડિયાતી સાબિત કરવાની મથામણ હાસ્યાસ્પદ પુરવાર થતી રહે છે. માર ખાય, નોકરી જાય, ફજેતી થાય ને તોય પાછો એ પોતાનાં વખાણ કરે. બધા એને જાણે છે પણ એ કશું સમજતો નથી એટલે વક્તા ભાવકપક્ષે જ રહે છે. મિત્રની પત્ની પતિની ગેરહાજરીમાં ન આવવા કહે છે તો અક્કલમઠો કથક એને કહે છે: 'તમારે મારે ઘેર કાંઈ આવવું નંઈ તો થાય હું? મારે જ આવ્યા કરવું પડે ને?' પેલી મરડમાં જવાબ વાળે છે 'બળેવને દિ' મારે નઈ આવવું પડે રાખડી બાંધવા...? આવી પત્નીને માથે ચડાવવા બદલ મિત્ર માટે મનોમન સહાનુભૂતિ છલકાવતો, મિત્રની અણસમજ પર દયા ખાતો કથક કહે છે: 'આ ટોલી તો માણહ જ અણહમજુ. કેટલુંક કે'વું એને? ...આ તો હું કે હું પાંચ પચ્ચીમાં પુસાઉ. એટલે એમ થાય કે કાંક કરી સુરીએ...' આ કથકને જાતને સંતોષ આપવા હવાતિયાં નથી મારવા પડતાં. એ તો મહા સુખીઓ જીવ છે કારણ કે એને પોતાની અક્કલ, ડહાપણ, સમજ, વટ, હિંમત,

મર્દાનગી...વગેરે વગેરે માટે જરાક પણ શંકા નથી. એટલે જ છોકરાં જ્યારે એની મશ્કરી કરે છે : 'આવડો મોટો ઢાંઢો, તો ય રઈ ગ્યો વાંઢો....' ત્યારે એ પોતાના તાનમાં જ હાંક્યે જાય છે : '...રાણીયું તો મારે ઘણીય થાય એમ સે. પણ મને ધણી કરવાના જીગરવાળી સે કોઈ કે આ રાજાનો તાપ ઝીરવી હકે....જ્યાં લગી એવી નો મળે જ્યાં લગી હું કોઈનો હાથ નો ઝાલું, હું? હું મારું જ ધાર્યું કરું. હું મારા મનનો રાજા...' વાર્તામાં કથકની વર્તણૂંક, ભાષા સાદ્યંત પ્રતીતિકર રહ્યાં છે. અક્કલમઠા કથકની આપવડાઈની વાતો ચાલ્યા કરે છે. લેખક સહેજ પણ ચૂક વગર પાત્રાનુસાર પ્રસંગો, ભાષા ઊભી કરી શક્યા છે. પ્રતીતિકરતાના પડકારને પહોંચી વળ્યા છે. અને એના માટે ક્યાંય પ્રત્યક્ષપણે કથક અક્કલમઠો છે એવું કહેવું નથી પડ્યું. કથકની વાતોથી ભાવક એના વ્યક્તિત્વને પામી શકે છે.

નવનીત જાનીની 'ભલે પધાર્યા'ની સરખામણીએ બળકટ બોલીપ્રયોગ, અરૂઢ વિષયવસ્તુ અને વિશિષ્ટ કથનરીતિ ધરાવતી 'કથા' વાર્તા મને બહુ ગમી છે. દસ-બાર વર્ષનો કથક બાપની બીકે કંઈ માગી શકતો નથી એટલે કાયમ માનું લોહી પીવે છે. માનું પણ બાપ પાસે કશું નથી ઊપજતું એ સમજવા કદાચ હજુ એ નાનો છે. બાપ ગોરપદું કરે છે. દરેક કથા કે લગને બાપ, મા-દીકરા બેઉને વાયદા કરે છે પણ દેવાની વાત નહીં. ચાર આની માટે પણ ગોરાણી ઓશિયાળા રહે છે. બાપનું 'કઉંસુક...' ના જવાબમાં 'પશી તમે સાલ જ મેલતા નથી. દુઃખે સે આઈ...' જેવી ધીમા સાદે થતી વાતો સાંભળતો કથક ભમરડાના સપના જોતો ઊંઘી જાય છે. પણ માના અવાજે કણસાટે એને જગાડી દીધો..' કઉંસ ધીમે....' ના અવાજે એના કુતૂહલને સંકોર્યું. ને ભીંતે વાંહડો ટેકવી જાળિયામાંથી ફાંફા માર્યા. 'અંધારામાં બાપુ બાનું લોઈ પીતા લાઈગા. બચબચબચ. બા બાપુન ધીમે ધીમે લોઈ પીવાન કેતી'તી.' વચ્ચે વચ્ચે બા બાપુને યાદ કરાવતી હતી : 'હવારે તડામાર્યમાં બે રૂપિયા દેવાના ભૂલી જાતા નંઈ પાસા'ના જવાબમાં બાપુ કહેતા હતા ' બે બદલે પાંચ દઈશ, પણ તું મોઢામાં જીભ ઘાલીન પડી રઈશ ઘડીક.' કથકની ઉંમર આમાંનું કશુંય સમજવા જેવડી નથી. ભાવક સુધી વાત પહોંચાડવાનો વાર્તાકારે શોધેલો આબાદ કીમિયો છે કથક. આર્થિક

અને જાતીય શોષણની વાત તો ભાવકે તારવવાની છે. સવારે બા પાસે પૈસા માગતા કથકે સંભળાવી દીધું ‘બાપુએ તને પાંચ રૂપિયા દીધાસ, તું ખોટું બોલેસ’ આમ તો કથકને તેના આ જ્ઞાન બદલ ધોલ મળવી જોઈએ. પણ અહીં તો મા દીકરાને છાતીએ વળગાડી હીબકે ચડી જાય છે. આજ સુધીની જિંદગીનું રોણું રોઈ રહી છે મા. પતિએ હંમેશાં લાલચ આપી ભોગવી છે ને પછી રાતી પાઈ પણ પરખાવી નથી. જરૂર પડ્યે કોરાધાકોડ વાયદા કરતા એ પુરુષ પાસે મા હંમેશાં છેતરાતી રહી છે એનું છે આ રીણું. જોકે આ બધી વ્યંજના પામવા કથક ઘણો નાનો છે. એટલે વ્યંજના ભાવકપક્ષે રહે છે. વાર્તાકારે બોલીનું કાઠું તાગવા સાથે બેધડક ગાળો પ્રયોજી છે. પાત્રોની રેખાઓને ધાર કાઢવામાં અને સમગ્ર પરિવેશ ઊભો કરવામાં બોલીનો ફાળો મહત્તમ છે. અજાણતા, કુતૂહલનો માર્યો મા-બાપના જાતીય જીવનમાં ડોકિયું કરી બેસતો કથક નથી તો બાની પીડાને પામી શકે એમ કે નથી બાના બેવડા શોષણને સમજી શકે એમ. એના દ્વારા ભાવક પામે છે આ બધું. એને બાપુ બાનું લોહી પીતા લાગે છે. એ વ્યંજનાસ્તરે સાચું પણ છે. રોજેરોજની બાપની ભૂખની માને ચીડ છે પણ કદાચ આર્થિક લાલચ એને શરણે જવા લાચાર કરતી હશે. આર્થિક-જાતીય શોષણથી વળી એક વાર છેતરાયાની પીડા છે. સર્જક બોલીનો ક્યાસ કાઢી શક્યા છે. નીતિમત્તાના ખોટા ખ્યાલોએ એમની નિરૂપણ શૈલીને સુક્કુ નથી બનાવી દીધી. (૨૦૦૦ના વર્ષમાં પ્રગટ થયેલી એમની ત્રણેય વાર્તા બોલીનું કાઠું તાગી શકી છે) વ્રતકથાઓ કરતા બાપના આંતર બાહ્ય જીવન વચ્ચેના ભેદની આ વાર્તા છે એવું કહેવા કરતાં આવા પુરુષના હાથે દરેક રીતે શોષાતા મા-દીકરાની આ વાત છે એમ કહેવું વધુ યોગ્ય રહેશે. કથકની પસંદગીને કારણે લેખક ભાવકને જે કંઈ થઈ રહ્યું છે – બોલાઈ રહ્યું છે તેનો સીધો સાક્ષી બનાવે છે.

ધરમાભાઈ શ્રીમાળીની ‘તળિયું’ અને ‘વહી’ બેઉ વાર્તાઓ મને બીજા વાંચને પણ સરખી જ સ્પર્શેલી. ટાણે-કટાણે મોટાભાઈને પડખે ઊભો રહેલો નાનોભાઈ માઠી વેળાએ મોટા પાસે હાથ લાંબો કરે છે ત્યારે મોટાભાઈ ટકાનો જવાબ દઈને ઊભો રહી જાય છે. પણ ‘દયાહીણ થયો નૃપ, રસહીન થઈ ધરા’ જેવા કવિન્યાયે, મોટાભાઈ જેના પર તનકારા કરતા હતા એ

કૂવાનું તળિયું સૂકવી નાખ્યું. સંબંધોના સૂકા ભઠ્ઠ તળ જેવું જ કૂવાના તળનું પણ થયું. બે વાર્તા લેવાની હોત તો કદાચ મેં 'તળિયું' પણ લીધી હોત. પણ વાર્તાવિસ્તુની સંકુલતાએ, ભુલાઈ જતા ગ્રામપરિવેશને જીવતો કરી આપતી નિરૂપણરીતિએ 'વહી' પર છેલ્લી પસંદગી ઢળી. ધીરે ધીરે ભૂંસાતા જતા ગ્રામસમાજનું પાત્ર છે દેવીદાસ બારોટ. વાસમાંના યજમાનોના કુટુંબની વંશાવળી-વહી-વાંચવાનો એમનો વ્યવસાય છે. કથા વારતાને વહીવંચાઈનો બાપદાદાનો વારસો...પણ હવે દીકરાને એમાં રસ નથી. ચોપડાનાં જર્જરિત થઈ ગયેલા પાનાં જર્જરિત થતી જતી પરંપરાના પ્રતીક બની રહે છે. બાપના જમાનાથી વાસમાં કચરાભગતનું ઘર બારોટનું બેસવા ઠેકાણું. જીભના ટેરવે ચડી ગયેલી વહીમાં મિત્ર કચરાભગતના કાંતિનું નામ ચડાવ્યે વર્ષો થઈ ગયાં છે. બીજા બધાના પાને નવાં નામો ઉમેરાતાં રહ્યાં છે. માત્ર આ પાનું જ આગળ વધતુ અટકી ગયું છે. દરેક ફેરે બારોટ, પાણી દેવા આવતી કાંતિની વહુનો ઊંચો-પાતળો ગોરો દેહ જોઈ મનોમન નિસાસો નાખી લેતા. શિવા પેથા જેવા અદકપાંસળિયા ઈર્ષાને કારણે વહીના કોરા રહી ગયેલા પાનાને જાહેરમાં યાદ કરી દેખાડતા એનું ભગત કરતાં બારોટને વધુ દુઃખ થતું. 'હવે માતાજી ઇચ્છા પૂરી કરે પછી જ જવું' એવું મનોમન નક્કી કરી બારોટ ત્રણ-ચાર વર્ષ ભગતના બોલાવ્યાં છતાં નથી જતા. પણ ભગતના હાથે લખાયેલ કાગળે વળી ગામ જવા તૈયાર થયા. ભગતના ઘરે જઈ રહેલા બારોટ વહીનાં પાનાં ભરાવાની કલ્પનાથી ખુશ છે. પણ રસ્તાની બે બાજુ ઊંચા થોરિયાની વાડમાં કશોક સંચાર વરતાયો ને લૂગડાં ભેળી કાયા સંકોરતી સ્ત્રી એમની આગળ થઈને પસાર થઈ ગઈ. બારોટની વર્ષોની ટેવાયેલી નજરે કાંતિની વહુને તરત પારખી. લેખક આખી વાતને બાંધ્યે ભારે જ રાખે છે. 'વહી વાંચી વાંચીને થાકી ગયેલી આંખોમાં અંધારું જામી ગયું. હાથમાં ફરતી માળા એક ઝાટકે અંટકી પડી. ને ખભે લટકતા થેલામાંનો ચોપડો એકાએક જ વજનદાર લાગવા માંડ્યો.' પહેલી વાર વહી વાંચવાનો થાક વરતાય છે. હવે ધારો કે વહીનું કોરું પાનું ભરાશે તોય એ કચરાભગતનો વંશવેલો નહીં હોય એની જાણ બારોટને અજાણતાં જ થઈ ગઈ. પેલી સ્ત્રીની કદાચ એ લાચારી પણ હોઈ શકે. પણ લેખકને એ બધામાં રસ નથી. એમના રસનું

કેન્દ્ર તો બારોટની પીડા છે. અનાયાસે લાધી ગયેલ જ્ઞાને બારોટને આ પીડા આપી છે. આગળ વધનારી વહી કચરાભગતને ખુશ કરશે પણ બારોટના પક્ષે તો નરી પીડા જ...

કિરીટ દૂધાતની 'વીંટી', જિતેન્દ્ર પટેલની 'મેમાન' અને દશરથ પરમારની 'જાકારો' પણ ગ્રામપરિવેશમાં ઊઘડતી વાર્તાઓ છે. 'વીંટી' એ કિરીટ દૂધાતની કાળુ જૂથની વાર્તા છે. જૂથનો અર્થ એવો જરાય નથી કે એકને પામવા બીજી વાર્તાની જરૂર પડે. એકબીજીથી સંપૂર્ણ સ્વતંત્ર એવી આ વાર્તાઓનો પરિવેશ, મુખ્ય પાત્ર કાળુ, સગાસંબંધી...વગેરે એકનું એક જ રહે છે. બોલીના અતિરેક વગર સહજપણે બોલાતી કાઠિયાવાડી ભાષામાં કહેવાતી વાર્તાનો કથક ભાણો માંડ દસ બાર વર્ષનો હશે. ડાકટરોએ હાથ ઊંચા કરી દીધા હોવાથી, જિંથરીના દવાખાને દાખલ કરેલા મામાને વડીલો લેવા જઈ રહ્યા છે. અણસમજુ કથક સાથે જવાનું વેન લે છે. 'રતિમામા ક્યાં ગયા ?' એવા એના પ્રશ્નનો ઘરમાં કોઈ સીધો, સરખો જવાબ નો'તું દેતું. કથકે પોતાની સમજ અનુસાર માની લીધેલ છે કે મામા કદાચ સૂરત હીરા ઘસવા કે અમદાવાદ મિલમાં ને કાં તો મુંબઈ પણ ગયા હોઈ શકે. બધા છોકરા પોતાના બહારગામથી આવતા સગા વિશે ફડાકા મારતા. કથકને પણ નિશાળના દોસ્તારો પાસે મામા વિશે ફાંકા મારવાની હોંશ છે. મામાને લેવા જવાનું છે એનો એને હરખ છે, ક્યાં જવાનું છે એની ચિંતા કરવા જેટલી ઉંમર નથી. ભાવક આરંભે જે સંકેતો પામી શકે છે તે પામવા કથક નાનો છે.

રસ્તામાં ઊલ્ટી ન થાય એટલે કથકને ઉંઘાડી દઈ વડીલો વાતે વળગે છે. કથકને ઊંઘ નથી આવી એટલે વડીલોની વાતો સીધી ભાવક સુધી પહોંચે છે. ડાકટરે હાથ ઊંચા કરી દીધા છે. રતિલાલના સાસરિયા સગાઈ તોડવા માગે છે. નિર્મમપણે તેઓ સંભળાવી દે છે : 'જમાઈને કાંઈ થઈ ગ્યું તો તમે દીકરી ખોવો ઈ તો બરાબર્ય પણ અમારી દીકરીના કપાળે તો કાળી ટીલી લાગી જાય. પછી બીજું સગપણ ગોતતાં અમને નવનેજા પાણી ઉતરે' આ વાત સાંભળતા કેશુબાપા પોક મૂકે છે ને ભાણો સફાળો બેઠો થઈ જાય છે. સુરત, અમદાવાદ, મુંબઈનું કલ્પનાલોક અને મિત્રો પાસે બડાશો મારવાનાં સપનાં એના આ ઉદ્ગારમાં સરી જતા લાગે છે : 'હું તો સાવ બીય ગયો. મને થયું

કે આંયા વળી ક્યાં આવ્યા !' કલ્પનાના જગત કરતાં જુદાં જ વરવા, જુગુપ્સક દૃશ્યોનો ભાણો સાક્ષી બને છે. દવાખાનાનું રુગ્ણ વાતાવરણ, ચોતરફ રસીની બાટલીઓ, મરવા પડેલા દર્દીઓ, વારેવારે ઉધરસ ખાતા, ઓગળીને સોટી જેવા થઈ ગયેલા રતિમામા...આ બધું એકસામટું કથકની સામે આવ્યું છે. ઘરનાથી છુપાઈને વાગ્દત્તા સાથે પડાવેલો ફોટો ભાણાને બતાવતા રતિમામા પણ વેંત છેટા મોતથી અજાણ જ છે. જિંયરીના દવાખાને દાખલ થનાર સાજા થઈ જ જાય એવી વાત પર મુસ્તાક રતિમામા ભાણા સાથે શિયાળામાં થનારા લગ્નની, ગમે તેટલી મોટી હોળી ઠેકી જવાની વાતો કરે છે. એમના લગ્ન વિશેની વાત જાણી ગયેલો ભાણો મામાના દેહ સામે જોઈ મનોમન અકળાય છે, મુંઝાય છે. દવાખાનામાં આંટા મારતા ભાણાના કાને અનાયાસે જ ડૉકટરની બાપા સાથેની વાતચીત પડી જાય છે. 'એક ફેફસું સાવ ખવાઈ ગયું છે, બીજું અર્ધું પણ ખલાસ થઈ ગયું હોય તેમ એક્સ-રે બતાવે છે. હવે આમાં શું કહેવા જેવું હોય ? તમે ઘેર લઈ જવા આવ્યા છો એ ડહાપણનું કામ કર્યું...બધાં સગાંવહાલાંને મળવા બોલાવી લેજો...' મામાનો સોટી જેવો દેહ, વડીલોની અને ડાક્ટરની વાતો, રતિમામાના ઓરતા, સુકાઈ ગયેલી આંગળી પરથી સરી જતી વીંટી... દવાખાનાનું વાતાવરણ આ બધું ભેળું થઈ કથકને મૂંઝવે છે. એની સમજ અકળાઈ શકે, મૂંઝાઈ શકે એટલી જ છે. વીંટીના સરવા સાથે ઓરતા તૂટવાની પ્રતીકાત્મકતા ભાવકપક્ષે રહે છે. હંમેશાં મુસાફરીમાં ઊલટી કરતા કથકને મુસાફરી પ્રત્યે ઊલટી થાય છે. વાહનની હાલકડોલકને કારણે થયેલી ઊલટી નથી, પણ દિવસ દરમ્યાન એના નાદાન મને જે કંઈ જોયું, સાંભળ્યું, અનુભવ્યું હતું એનો ઉછાળો છે. મૂંઝવણ અકળામણમાંથી અચાનક સમજણનું જગત ઊગી ગયું છે કથકની અંદર....એ જ્યારે મનોમન બોલે છે : 'રતિમામા વિશે મોટાબાએ ન પૂછ્યું તે સારું કર્યું' ત્યારે લાગે છે કે મૃત્યુના પગરવે અચઅનક એનો સમજણના વિશ્વમાં પ્રવેશ કરાવી દીધો છે. રતિમામાના બદલે આ સમજણ ભાણાના પક્ષે આવે છે. મામાની આંગળીઓથી સરી ગયેલી વીંટીની પીડા ભાવકની સાથે કદાચ હવે કથક પણ પામી શકે એમ છે. આમ પણ સમજણના વિશ્વમાં પીડાના ભોગે જ પ્રવેશવાનું હોય છે એવું નવદીક્ષાની વાર્તા કહે છે ને ?

વાર્તામાં મોંઘી ફઈવાળો પ્રસંગ ન હોય તો ચાલે એમ છે. રતિ કેશુબાપાનો એકનો એક, માંડ ઉજટેલો છોકરો હતો એટલું કહેવાથી ચાલે એમ હતું. દવાખાનામાં મામા સાથે એકલા પડતા કથકની નજરે થયેલું મામાના દેહનું વર્ણન કે રતિમામાએ દેખાડેલા ફોટાને જોઈ ભાણાની પ્રતિક્રિયા 'બીજના કટકા જેવી બાઈ લાગતી હતી' માં લેખકનો સીધો પ્રવેશ જોઈ શકાય છે. આ બેઉ વર્ણન કરવા માટે કથક ઘણો નાનો છે. પાત્રના હાથમાં કથનનો દોર સોંપનાર લેખકે પાત્રાનુસાર વર્ણન, ભાષા પ્રયોજવા જોઈએ એ વાત લેખક વિસરી ગયા હોય એવું લાગે. જિંથરીના દવાખાનાનું આબેહૂબ વર્ણન કરતા લેખકની કલમે રુગ્ણ વાતાવરણ જુગુપ્સક થઈ ઊઠ્યું છે. જોકે અહીં કથકની ઉંમર લેખકને યાદ રહી છે. એટલે એની નજરે નોંધાઈ શકે એવી વિગતો, એના શબ્દોમાં આલેખાઈ છે. 'મેદાનમાં મડિયલ તડકો પથરાઈને પડ્યો હતો... રૂમમાં બધેથી ઉબકા આવે એવી' ગળચટ્ટી અને ખંજવાળીએ ત્યારે સારું લાગે એવી વાસ સતત આવ્યા કરતી હતી...'

જિતેન્દ્ર પટેલની મે'માન વાર્તાનો કથક પણ હજુ વ્યવહારુ દુનિયાની આંટીઘૂંટી સમજી ન શકે એવડો છે. વાર્તામાં ઘટના જેવું ખાસ કશું નથી. ફુવા મેમાન થઈને લાંબા સમય પછી આવ્યા ને કથકની ઓરમાયા વ્યવહારથી વહેલી સવારે પાછા જવા નીકળ્યા એટલી જ વાત છે. માને માના મે'માનનો ભારે કઢાપો છે. આગલી વખતે ખોટા ઘીના લાડવા ખવડાવેલા ને બીજી વખત પણ એનો એ જ ખેલ... કથક નિર્દોષ ભાવે તાલ જોઈ રહ્યો છે. મા અને ભાઈ ભેળા થઈ કંઈ ખેલ પાડી રહ્યા છે એવું એને લાગે છે પણ શું ? એની ગમ નથી પડતી. બજારમાં મળેલા ભાઈની થેલીમાં ખખડેલા ડબ્બાએ કથકને ભલે કંઈ ન સમજાવ્યું પણ ભાવક સમજી જાય છે કે ફુવાને ભાગે આ વખતે પણ ખોટા ઘીના લાડવા જ બનવાના. મે'માન સાથે ખાવા બેસવાના ભાગ પાડેલા, દર વખતે લડતો ભાઈ ઉદાર મને કથકને 'મે'માન ભેગું તારે જમવા બેહવું હોય તો બેહજે...' કહી દે છે ત્યારે પણ ભાવક ખેલ સમજી જાય છે. અર્ધી રાતે કથકને ઉઠાડતા મે'માન કોઈને નહીં કહેવાની શરતે દોકડો આપે છે.. વહેલી સવારે બસમાં નીકળતા 'ખિસ્સુ કપાયું' કહી મે'માન ચાલતા જાય છે. કથકને સાથે લઈ જાય છે થોડે સુધી...વળી કોઈને નહીં

કહેવાની શરતે કથક પાણીની વ્યવસ્થા પણ કરે છે... ને દોકડો પણ પામે છે...ખિસ્સુ કપાયાનું નાટક પણ એને નથી સમજાતું. એની આ નિર્દોષતા જ વાર્તાને આસ્વાદ્ય બનાવે છે. મે'માન આવતાની સાથે 'શું દઈને જશે ?' ની કલ્પનામાં રાચતાં બળકો, સારી ગોદડી પાથરવાની પણ ના પાડતી કંજુસ ગૃહિણી, ઓછાબોલા નણદોઈ, ભોળોભટાક પતિ, ગામડાગામનો પરિવેશ, અને આ બધા વચ્ચે મે'માનનું શરમાળપણું કોઈને ખબર ન પડવા દેવાની વૃત્તિ અને કથકની નિર્દોષતા... આ બધું ભેળું થઈ જે વાતાવરણ રચે છે તે આ વાર્તાને પસંદ કરવાનું કારણ છે.

'જાકારો' વાર્તામાં ગ્રામપરિવેશ છે, બોલીનો પ્રયોગ છે પણ સન્નિધિકરણની પ્રયુક્તિ જે રીતે વપરાઈ છે તેમાં વાર્તાકારનો નાગરી દૃષ્ટિકોણ પ્રગટ થાય છે. વિલાસકુંવરના મનની ગતિ પોતાના ભૂતકાળ સાથે વર્તમાનમાં કૂતરાંની લીલાની સન્નિધિ રચે છે. દરબારને ટાઢો એરુ આભડ્યો'તો એવું જ કંઈક મોતી સાથે પણ થતું જોઈ વિલાસકુંવર મિજાજ ગુમાવે છે. સર્વજ્ઞ કથકની ભાષાના અહીં બે સ્તર પ્રગટ થાય છે. વાર્તાના વિકાસ અને વ્યંજનાના વિસ્તાર માટે કૂતરાની લીલા સાર્થક પ્રયુક્તિ ઠરે છે....જો કે 'મું ગમઅ્ઈમ તો દરબાર સું, કુંવર – ખતરી બચ્ચો ! કો'કનું બોટેલું ખૈન મારો ખતરી ધરમ અભડાવ્વા નહીં માગતો હમજ્યાં ?' કહેતા દરબાર પાંચ વર્ષ પછી પીગળી ગયા એ ગળે ન ઊતરે એવું છે. એવું જ કુરકુરિયું ઉપાડી લાવી...આનં...ખાલી કુરકિયું ના હમજતાં...એ ભૂપતસિંહ દરબાર જ સઅ્ ઇમ માંનજો ! ઇનં કદી જાકારો ના આલતાં...! વાળી વાત પણ ગળે નથી ઊતરતી. આયાસ પકડાઈ જાય છે. અંતમાં મોતીના વર્તન સાથેની સન્નિધિ માટેની...અને વિલાસકુંવરની લાત પાછળનો...એકંદરે આ વાર્તા લેવામાં મેં સમાધાન કર્યું છે સર્જકની બોલીની શક્યતાને તાગવાની તાકાત માટે તથા નોખા વસ્તુ માટે....

છેલ્લા દોઢ બે દાયકાની વાર્તાઓ લખતા હિમાંશી શેલત અને વીનેશ અંતાણીએ આ વર્ષે પણ વાર્તા બાબતે નિરાશ નથી કર્યા. બંને પાસેથી બે વાર્તા મળી છે...હિમાંશી શેલતની 'તટસ્થ' અને સામેવાળી સ્ત્રી' બેઉ મને ગમેલી. 'તટસ્થ'ના નાયક જેટલું જ તાટસ્થ્ય વાર્તાકારે પણ જાળવ્યું છે.

જોકે છેલ્લી પસંદગી ઊતરી 'સામેવાળી સ્ત્રી' પર... રોજબરોજ બનતી ઘટના, સામે અથડાઈ જતા ચહેરાઓ...મનની અંદર કેટલું વેંઢારીને ફરતા હોય, કેટકેટલા મહોરા બદલતા હોય એની વાત આ વાર્તાનો વિષય છે. ગાડીના ડબ્બામાં બેઠેલી બે સ્ત્રીઓની આ વાત ઃ૧. હાથમાં વજન સાથે હાંફતા હાંફતા ડબ્બામાં દાખલ થયેલી માયાના પરિપ્રેક્ષ્યથી વાર્તા રજૂ થઈ રહી છે. માયા કથક નથી. આ લેખિકાની આદત છે પ્રથમ પુરુષ અને ત્રીજા પુરુષની કથનરીતિ વચ્ચે સાવ પાતળી રેખા રાખવાની. માયા સામે બેઠેલી સ્ત્રીને જુવે છે. 'પૂરેપૂરો ખીલેલો, સુખથી ધોવાયેલો અને સુખનાંજ ટીપાં બાઝ્યાં હોય એવો રહે. દેખાવે પરદેશનિવાસી લાગે. થોડીવારે શરૂ થયેલી વાતચીતમાં પરિચય ઊઘડતો આવે છે. પતિ અને દીકરા સાથે કેલિફોર્નિયા રહે છે, માંદી માની ખબર જોવા આવી છે. માયા ફોટા જોઈ વિચારે છે 'એકદમ વ્યવસ્થિત, રંગીન અને મુલાયમ સુખ' પેલીના છલકતા સુખની વાની સાંભળતી માયા મનોમન વાપીના રસ્તા, વરસાદ પડશે તો ? ની ચિંતા કરતી હોય છે ને ' તમે વાપીમાં શું કરો છો ?' એવો સવાલ સામેથી ફેંકાય છે. ને માયાના કલ્પનાવિહારમાં અચાનક એક જગત આકાર લેતું ગયું. ને એ કલ્પનાના જગતને વાચા આપતી માયા કહેતી જાય છે.... 'એક ફાર્મ છે. થોડી ખેતી, થોડાં આંબા અને ચીકુ...કેળની વાડી... અઠવાડિયે ફરવા જવું... બે દિવસ સંગીત શીખવાનું, સંગીન શોખીન પતિ ધીરેન...' પોતપોતાની દુનિયામાં ખોવાઈ જતી સ્ત્રીઓ હસે છે એકમેક સામે...નવસારી આવતા જેવી પેલી ઊતરે છે એ સાથે જ માયા પોતાની જાત સામે ખુલ્લી થાય છે. વરસાદને કારણે વાપીમાં પડનારી તકલીફ અંગે, બેગમાં ભરેલા સિલાઈકામના નમૂના પસંદ થશે કે નહીં તે અંગે ચિંતા કરે છે. ચિંતાની વચ્ચે પણ એને જરાક રમૂજ થાય છે. 'કેટલી સહેલાઈથી એણે પોતાની જાતને ધીરેનના ફાર્મહાઉસમાં ગોઠવી દીધી હતી ! વર્ષો પહેલાંની કોઈ સવારે ધીરેન એને જોવા આવેલો. એને ગમ્યો હતો ધીરેન. પણ ધીરેનને એ નો'તી ગમી. ન છોકરો મળ્યો, ન નોકરી મળી... નરી ઉપેક્ષા ને નરી નિષ્ફળતા વચ્ચે સિલાઈકામ કપાળે ચોંટ્યું. પણ ઘડીકવાર એણે પેલીના છલકાતા, ઢોળાઈ જતા સુખની લગોલગ પોતાનું સુખ કેવું તો ગોઠવી દીધું ! એની એને રમૂજ

થાય છે. વાર્તાના અંતિમ ભાગમાં વાર્તાકાર સ્પષ્ટપણે કથનનો દોર પોતાના હાથમાં લે છે. અમેરિકાથી આવેલી સ્ત્રીને એની મોટીબેન સાંત્વના આપતા છાની રાખે છે. 'કોઈ ને કોઈ રસ્તો નીકળશે, દીકરાને અહીં રાખીશું, છૂટા પડીને પણ ત્યાં રહી શકાય...જેવી સલાહોય જવાબમાં 'પણ મારે હવે ત્યાં રહેવું જ નથી...' એવો દૃઢ જવાબ સંભળાય છે. 'વિક્રમ છેક આવો....જેવા અર્ધાંપર્ધાં વાક્યોમાંથી એનો છિન્નભિન્ન થયેલો સંસાર ડોકાઈ રહ્યો છે. મોઢા પરની સુખની પરત એટલી તો કૃત્રિમ હતી કે વરસતા વરસાદે ઘડીકમાં ધોઈ નાખી. હવે જે ચહેરો દેખાયો એના પર સુખનું નામોનિશાન નો'તું. માયાએ કલ્પેલા જગતમાં જેનું અસ્તિત્વ હતું જ નહીં એવા સુખની કલ્પના છે. જ્યારે આ સ્ત્રી છિન્નભિન્ન થઈ ગયેલા સંસારના સુખને રંગીન કરીને દેખાડે છે. વિફળ સંસારનું, ઉપેક્ષાનું, અભાવનું દુઃખ સંતાડવા બેઉ ફૂલગુલાબી સુખનાં મહોરાં ચડાવે છે ઘડીભર...ત્યારે વાર્તા આ બે સ્ત્રીની ન રહેતાં અનેક સ્ત્રીઓની બની રહે છે....આ લેખિકાને ભાગ્યે જ ક્યારેય પ્રસ્તારની સમસ્યા નડી છે. લાઘવ એમની વિશેષ ગુણ છે. ટૂંકાં ટૂંકાં વાક્યોથી વાતાવરણ ઊભું કરી શક્તાં લેખિકા વાર્તાની ચુસ્તીને હાનિ પહોંચાડે એવા આલેખનમાં પણ બહુ ઓછા ફસાય છે. પેલી સ્ત્રી માને અમેરિકા લઈ જવી છે એવું કહે છે ત્યારે માય એકદમ ડાહ્યો જવાબ આપે છે 'સાચી વાત છે એમની, પાછલી ઉંમરે તો જ્યાં રહ્યા હોઈએ ત્યાં જ ફાવે...' આવી સૂત્રાત્મક ઉક્તિ મૂકવા સમયે સર્જક સભાન છે. એટલે તરત જ ઉમેરે છે 'ડબ્બાની અંદર જ ક્યાંક ચીતરેલું સૂત્ર વાંચતી હોય એમ એ બોલી...' વાર્તાના ચુસ્ત માળખા અંગે, ચાવીરૂપ ક્ષણ સંદર્ભે, કથકના બદલાતા પરિપ્રેક્ષ્ય સંદર્ભે વાર્તાની વાત થઈ શકે.

વીનેશ અંતાણીની 'ટેકરી અને રેતનદી' જરાક જુદા સંદર્ભે પણ 'પ્રિયજન'ની યાદ ન અપાવે તો નવાઈ. પત્નીના મૃત્યુ પછી એકલો પડેલો આલોક અને વર્ષોથી પતિથી અલગ રહેતી સુધા 'આવું ને આવું ક્યાં સુધી મળ્યા કરવાનું ?' એ બાબતે નિર્ણય લઈ શકાય એ માટે, બે દિવસ સાથે રહેવાના નિર્ધારથી દૂરના સ્થળે, અજાણ્યા ઘરે આવ્યા છે. આલોક પાસે સુખદ, સભર ભૂતકાળ અને જ્યારે સુધા પાસે નરી કડવી યાદો...સાવ અજાણી જગામાં, કોઈ જાતના આયાસ વગર, સહજપણે બેઉ એકમેકની

પાસે આવી ગયા...નિર્ણય લેવાઈ શકે એટલા પાસે...ને આટલા પાસે આવ્યા પછી શરૂ થાય છે સફર અજાણ્યાપણાની, અપરિચિતતાની... અનાયાસ એકબીજાની સાવ પાસે આવી ગયા પછી આલોક કહે છે 'આપણે સરળતાથી નિર્ણય લઈ શકીશું'. પણ નિર્ણય લેવો કેટલો અઘરો હતો એ પછીની છેક ક્ષણે બેઉને સમજાય છે. આટલાં વર્ષોથી એકમેકને ઓળખતા, રોજ સાંજે મળતા આલોક ને સુધા ખરેખર એકબીજા વિશે કેટલું ઓછું જાણતા હતા ? એકબીજાની રોજિંદી ટેવ-કુટેવ વિશે ક્યાં કશી ખબર હતી ? આલોકને મોડા ઊઠવાની ટેવ છે, સુધાને વહેલા ઊઠી ફરવા જવાની...આલોકને ચા જોઈએ...સુધાને દૂધ....એકમેકને ઓળખવા એક છત નીચે રહેવું અનિવાર્ય છે એ વાત સાચી ઠરે છે. આમેય વ્યક્તિને સ્વીકારીએ ત્યારે એના સમગ્રને સ્વીકારવાનું હોય છે. અને એ સમગ્ર માત્ર સાંજની મુલાકાતોમાં ન પામી શકાય એ હકીકત છે.

આ બંને વીતેલા અને આવનારા સમયની વચ્ચે ક્યાંક ઊભા છે. દેખીતી રીતે બંને સાવ એકલા છે પણ એ બેઉની પાસે પોતીકો, અલાયદો ભૂતકાળ છે...આ ભૂતકાળ આવનારા સમયની દરેક ક્ષણ પર ઓછાયો નાખ્યા વગર ભાગ્યે જ રહેવાનો. ધીમંત સાથેની સુધાની યાદોમાં શરીર પરના જખમો, નર્યા વડચકા, અપમાનના સિવાય કશું નથી. માત્ર ઇંગિતોથી લેખક આ સંબંધની કડવાશ ઉપસાવી શક્યા છે. આટલી કડવાશ છતાંય, વર્ષો પછી આલોકની પીઠના વાળ સુધાને ધીમંતની લીસી પીઠની યાદ અપાવી જાય છે. માનવમનની આ સંકુલતા છે. અવળચંડું મન આવી ક્ષણે, અજાણતા પણ સરખામણી કર્યા વગર રહેવાનું નહીં જ.

વાર્તા સર્વજ્ઞ કથક કહે છે પણ એણે સુધા અને આલોક વચ્ચે પરિપ્રેક્ષ્ય બદલાતો રાખ્યો છે. સુધાના અંતરમનની વાત કર્યા પછી આ કથક આલોકના અંતરમન પાસે લઈ જાય છે. સુધા સાથેના ઐક્ય પછી, પણ આલોકને એક પ્રકારનો ખાલીપો ઘેરી વળ્યો હોય એવું લાગે છે. ખતમ થઈ ચૂકેલી શક્યતાવાળી કોઈ ઘટના અચાનક જ બની હતી. પત્ની જ્યોતિ સાથેનો છલોછલ નદી જેવો અનુભવ એને યાદ આવી જાય છે. એક સ્ત્રી સાથેનો અનુભવ બીજી સ્ત્રીમાંથી ન જ શોધાય એ આલોકને સમજાવું જોઈતું હતું.

જ્યોતિ હોત તો એણે શું કર્યું હોત એની આલોકને ખબર છે એટલે જ સુધાએ એ બધું નથી કર્યું એની નોંધ એનું મન લે છે. આલોકના મનમાં જ્યોતિ સાથેનો પ્રેમ પાંગર્યો ત્યાર પછીની ક્ષણેક્ષણ જીવંત થઈ ઊઠે છે. જે ટેકરી પર એ અને જ્યોતિ બેસતા એના પર સુધાને ચડતી જોઈ આલોક થડકી ઊઠે છે.

ચાલવા નીકળેલી સુધાને જ્યારે એવું લાગે છે કે એ દૂર નીકળી ગઈ છે ત્યારે ખરેખર તો એ એના રોજિંદા વિશ્વથી દૂર નીકળી આવી હોવાનું સૂચિત થાય છે. નિર્ણય લેવાનો છે...હજી લેવાયો નથી એ દરેક ક્ષણે સ્પષ્ટ થતું રહે છે. સૂકી નદી, ઊડતી રેતીની વચ્ચે ચાલતી સુધાને દસ વર્ષ એકલા રહ્યા પછી આલોકને બદલે ધીમંત યાદ આવી રહ્યો હતો એ પણ મનની અવળચંડાઈ જ ને ? પાછી વળતી સુધાને એક દૃશ્ય દેખાય છે. એક બાળકને દફનાવતું ટોળું....ને સુધા, પવન સાથે કપડું ઊડે તો પેલા ચહેરાને જોવા જાણે તલસી ઊઠી. ક્યાંક દૂરના ભૂતકાળમાં, વર્ષો પહેલાં, ધીમંત આમ જ એમના તરતના જન્મેલા બાળકનું શબ લઈને ઊભો રહ્યો હશે...જો એ બાળક હોત તો કદાચ...

આલોક અને સુધા સવારે પાછા મળે છે ત્યારે બેઉને ખબર છે કે એમણે જે જોયું, વિચાર્યું, અનુભવ્યું એને એકબીજા સાથે જરાક પણ લેવા દેવા નથી. એ એમના આગવા, અલાયદા જગત છે જ્યાં એકમેકનો પ્રવેશ શક્ય નથી.

આલોકે જ્યોતિ સાથે સહભાગે કામ કરવાનો આનંદ પણ માણ્યો હતો. સુધાને ભાગે દરેક ક્ષણે ખરતી રેતી સિવાય કશું નો'તું આવ્યું. એટલે આલોકના સહભાગે કામ કરવાના આનંદને એ નથી સમજી શકતી. સુખની શક્યતા પણ જાણે એને ધ્રૂજાવી જતી હોય એવું લાગે છે. 'મને એવી આદત નથી' એવા સુધાના જવાબમાં સુખની, આનંદની, સહભાગની, સહવાસની....એવા ઘણા સંકેતો પડેલા જોઈ શકાય છે. ને આલોક એકલો ટેકરી ચડવા માંડે છે....એની સુખદ ક્ષણો ત્યાં સચવાયેલી છે. સુધાની સુખદ ક્ષણોની શક્યતા નદીના રેતાળ પટમાં વર્ષો પહેલાં દફનાવાઈ ચૂકી હતી....એકમેકની પાસે આવ્યા પછી જ કદાચ બેઉને એમની વચ્ચેનું અંતર સમજાયું છે. બેઉનાં વિશ્વ કેટલાં તો અલગ છે એ પણ ગળે ઊતર્યું હશે...આ અસ્થાયી ગૃહસ્થી હંમેશ માટે અસ્થાયી જ રહે એવી શક્યતા વધુ છે. પણ લેખકને તો ટેકરી અને રેતનદી વચ્ચેનો પટ બતાવવામાં રસ છે... પછી

આ બેઉનું શું થયું એ કલ્પના એ ભાવક પર છોડી દે છે...

એક સમય હતો જ્યારે સ્ત્રીના શોષણની, સમસ્યાની વાત તારસ્વરે થતી. એ સમયની એ જરૂરિયાત હતી. બદલાતા સમય સાથે સ્ત્રીના પ્રશ્નો બદલાયા છે, સમાજમાં કુટુંબમાં એનું સ્થાન પણ વધુ મહત્ત્વનું બન્યું છે. એની છબી પલટાય છે....પણ આ બધાનો અર્થ એવો નથી કે સ્ત્રીને હવે કોઈ પ્રશ્નો જ નથી. સ્ત્રી દુઃખી હોય, તેનું શોષણ થતું હોય તો જ પ્રશ્ન કહેવાય એવું પણ નથી. પરણીને બધી રીતે સુખી હોય, પતિ પ્રેમાળ હોય, પત્નીના વિકાસમાં રસ લેતો હોય તો પણ સ્ત્રીએ ઘણું જતું કરવું પડે છે, ઘણી બધી બાબતે મનને મારવું પડે છે...એવું એક માત્ર કારણ એ જ કે તે સ્ત્રી છે....પારુલ દેસાઈની 'જાણકાર' વાર્તા સ્ત્રીના આવા સૂક્ષ્મ સ્તરના પ્રશ્નને સ્પર્શે છે. પ્રેમવશ પતિના જગતમાં પોતાની જાતને સમાવી દેતી અમોલા વર્ષો પછી એકલી પડે છે ત્યારે સાવ નાની નાની વાતો મોટી થઈને યાદ આવે છે. પોતે સારી ચિત્રકાર હતી. પતિએ ઘણી વાર એને ચિત્રો દોરવાનું કહ્યું પણ છે. પણ અમોલા પાસે સમય જ ક્યાં હતો ? બે બાળકો, એમનો ઉછેર એનાં ઘણાં વર્ષો ખાઈ ગયો છે. એના પોતીકા શોખ, પોતીકું વિશ્વ આ બધી ધમાલમાં ક્યારે છૂટી ગયું એની સરત પણ નથી રહી અમોલાને. લગ્ન પછી પુરુષની જિંદગીમાં બહુ ફરક નથી પડતો પણ સ્ત્રીનું જીવન ધરમૂળથી બદલાઈ જાય છે...બાળકોના જન્મ પછી પણ આલોક મોર્નિંગ વોક માટે જઈ શકતો...પણ અમોલા શાળા, નાસ્તો...બાળકોને તૈયાર કરવા પાછળ અટવાઈ ગઈ હતી... પતિને મસાલાવાળી ચા ન ભાવતી એટલે પોતેય એની જેવી જ પી લેતી, આલોકને બાફેલા મુઠિયાં ન ભાવે, અગાશીમાં સૂવું ના ગમે....વાતો તો બધી નાની નાની હતી...ને છલોછલ પ્રેમ વચ્ચે, સ્નેહસભર જીવનમાં વગર નોંધ્યે જ આવું બધું સ્વીકારાઈ ચૂક્યું હતું...બધું ગમતું હતું. હર્યું ભર્યું હતું... ને તોય બે દિવસ માટે એકલી પડેલી અમોલાને પતિ-બાળકોની ગેરહાજરી ગમે છે. જિંદગીમાં આવી ગયેલી એકવિધતા સ્થગિતતા એને કઠે છે. બધું પોતાને ગમે એવું કરવા મથતી તે પોતાની અંદરની મૂળ અમોલાને શોધવા મથે છે. પણ એની મથામણમાં એ સફળ થતી નથી. પતિ અને બાળકોની આસપાસ વીંટળાયેલું જગત એને છોડતું નથી. દરેક પળે આ બધાના ભણકારા એને

સંભળાયા કરે છે. અહીં વાત સ્ત્રીના શોષણની કે એવી કશી નથી. સંપૂર્ણ સ્નેહસભર જિંદગીમાં, ખરેખરા અર્થમાં સાથી કહેવાય એવો પતિ મળવા છતાં સ્ત્રીની જિંદગી લગ્ન પછી બદલાઈ જાય છે એ વાર્તાનો વિષય છે. મા બન્યા પછી સ્ત્રીને ભાગે ઘણું બધું છોડવાનું આવે છે. પ્રેમવશ, પ્રકૃતિવશ સ્ત્રી આ બધું કરે છે. ને તોય કોઈ એકાદ ક્ષણ એવી આવશે જ જ્યારે સ્ત્રીને પોતે શું કરી શકી હોત ? ક્યાં પહોંચી શકી હોત એનો વિચાર ડંખશે... કોઈ ફરિયાદ કે આક્રોશ વગરની આવી ક્ષણને પારુલ દેસાઈએ સહજતાથી વાર્તારૂપ આપ્યું છે.

હરીશ નાગ્રેચાની 'કૂબો' વાર્તા એમની 'કુલડી' અને 'કેટવૉક' વાર્તાની જેમ સ્ત્રીની સૂક્ષ્મ સ્તરની સમસ્યાને સ્પર્શતી વાર્તા છે. ઘર માટે સ્ત્રી જિંદગી ઘસી નાખે, જીવનભરની કમાણી વાપરી નાખે તોય કોઈને એ જ ઘરમાં આવકારવા કે રાખવા માટે એણે પતિની મરજી જાણવી પડે, મંજૂરી મેળવવી પડે તો એ ઘર એનું પોતાનું કઈ રીતે કહેવાય ? મિત્રોને આવકારવા પતિને જરૂર નથી પડતી પત્નીની મંજૂરીની...પણ વખાની મારી આવી ચડેલી દોસ્તને રાખવાની હા પાડતા 'મને પૂછ્યું પણ નહીં ?'નો હુંકાર સાંભળવો પડે છે. 'કૂબો' વાર્તામાં નિરૂપાયેલી આ સમસ્યા જરાય નવી નથી ને આજે સુધરેલા સમાજ અને બદલાયેલાં મૂલ્યો વચ્ચે પણ આ સમસ્યા છે જ...જો કે મેં અહીં હરીશ નાગ્રેચાની 'કૂબો' નહીં પણ 'કોઠો' વાર્તા પસંદ કરી છે. એ વાર્તાની વાત કરતાં પહેલા 'ઉદ્દેશ'માં પ્રગટ થયેલી ભાનુપ્રસાદ ત્રિવેદીની 'થપ્પડ' વાર્તા વિશે મારે અછડતી વાત કરવી છે. આજે પણ આવું વિચારનાર માનસ આપણી વચ્ચે છે એટલા પૂરતો જ આ વાર્તાનો અહીં ઉલ્લેખ કરું છું. આ વાર્તાના થોડાંક વિધાનો જુવો : વાર્તાનો નાયક પરાશર કહે છે : 'સ્ત્રી ત્યાં સુધી જ સન્નારી રહી શકે છે, જ્યાં સુધી પુરુષ બર્બર ન બને !...જો સ્ત્રીએ પોતાનું આત્મસંમાન અકબંધ રાખવું હોય તો એણે પોતાના શીલનું રક્ષણ કરવું પડશે. ને પુરુષને બર્બર થતો રોકવાનું કર્તવ્ય બજાવવું પડશે...સ્વનિર્ભર આધુનિક સ્ત્રીનું જ નહિ, નારીમાત્રનું ગૌરવ 'પુરુષ' પર નહિ, પુરુષના આભિજાત્ય પર નિર્ભર છે.' આવાં વિધાનો કરનાર આ નરવીર સ્ત્રી સાથે વિકૃત વર્તન આચરીને પોતાની વાત પુરવાર પણ કરે છે અને કહે છે : 'હવે સમજાયું ? પુરુષ બર્બર ન બને ત્યાં સુધી જ નારી સન્નારી રહી શકે છે એ ?'

આવો પાઠ ભણાવનારને વાર્તાન્તે નાયિકા જ્યારે પરણે ત્યારે મારી આજ સુધીની દલીલોને બાજુ પર મૂકીને કહેવું પડે કે આવી વાર્તા માત્ર પુરુષ જ લખી શકે. સ્ત્રી સ્વાતંત્ર્યની ભાવનાને સમજ્યા વગર, આખી વાતને સપાટી પરથી, સાવ છીછરી સમજ સાથે આલેખવામાં વાર્તાકારને જાણે રસ છે. એમની શુષ્ક ભાપણબાજીમાં પેલું સામંતશાહી સોળમી સદીનું માનસ ઉઘાડું પડી જાય છે. 'ઘૂમટામાં જે રોમાંચ, જે જીવંતતા ને જે મોકળાશ હતાં તે આજની તમારી નગ્નતામાં નથી' ! એવું કહેનારો નાયક પાઠ ભણાવવા માટે નારીને નગ્ન કરે છે ! કદાચ એટલા માટે કે સ્ત્રીનું અપમાન કરવાનો, એને પાઠ ભણાવવાનો બીજો કોઈ રસ્તો પુરુષને નથી મળ્યો. સ્ત્રીને ઉતારી પાડવાની શુદ્ર ચેષ્ટાથી વધારે મહત્ત્વ આ વાર્તાને ન હોય....પણ આવી વિચારસરણી ધરાવતા નાયકો છે હજી પણ....લેખક પાત્રના મુખમાં વિધાનો મૂકી જવાબદારીમાંથી છટકવાની પ્રયુક્તિ ચોક્કસ શોધી શક્યા છે પણ ભાવકને ખબર છે કથનપ્રયુક્તિ છેલ્લે તો પ્રયુક્તિ છે...ને અંતે બધા ખેલનો પાડનાર લેખક જ હોય છે...

અને હવે હરીશ નાગ્રેચાની વાર્તા 'કોઠો'ની વાત. નાનપણમાં બંધાઈ ગયેલી કોઈ ગ્રંથિ, જળોની જેમ વળગી, બધી રીતે સુખી થઈ શકે એવી વ્યક્તિને કંઈ હદે દુઃખી કરી શકે તે આ વાર્તાનો વિષય છે. વનમાળીની નાનપણમાં એકમાત્ર ઈચ્છા-ધખના – અન્ય બાળકોની જેમ-બાપની આંગળી પકડીને બહાર જવાની હતી. પણ રંગીન તબિયતના બાપ 'જા જઈ આવ તે લઈ જાવ' કહી નીકળી જતા. 'રસ્તામાં જવું પડશે તો નાહકનો ફજેતો, જા જઈ આવ તો જ લઈ જઈશ..' એ બાપનું કાયમી બહાનું પછી તો ટેવ જ પડી ગઈ... બહાર જવાના વિચારમાત્રથી એનું પેટ સળકતું.... એટલી હદે કે આ ટેવથી એ સાવ પરવશ થઈ ગયા... એમના કોઠા પર આખા ઘરના સુખચેનનો આધાર હતો. ન લગ્ન પ્રસંગે બહાર જતા, ન પિકનિક.. ન કોઈના ઘરે... પારિવારિક જીવન આ એક ટેવને કારણે તનાવભર્યું રહેતું. બધી રીતે સુખી-સંપન્ન વનમાળીની આ ટેવને કારણે ઘરમાં સુખને શોધવું પડતું. બાળકોને પણ ખાવા બાબતે ટોકતા, બહાર જતા પહેલાં જઈ આવવા માટે આગ્રહ કરતા વનમાળીનો કોઠો નહીં પણ એમની કુંઠા, મનમાં બંધાઈ

ગયેલી ગ્રંથિ જવાબદાર છે આવી પરવશતા માટે. એની વ્યથા, ચાહવા છતા આ કુટેવમાંથી ન છૂટી શકવું, અન્યોને શાંતિથી જઈને બહાર નીકળતા જોઈને થતી ઈર્ષા, મને જ કેમ આવુંની પીડા, કોઈને મારી પડી નથીનું દુ:ખ, અમુક ક્રમે જ ટોઈલેટમાં જવું ને જો ક્રમમાં ચૂક થાય તો ફરીથી શરૂ કરવું....આ બધા નિરૂપણમાં લેખકનું બારીક નિરીક્ષણ તો છે જ પણ માનવમનની એક સાવ જુદી જ કુંઠાની અહીં વાત થઈ છે. બાળપણની ઝંખનામાંથી ઊભી થયેલી આ કુંઠામાંથી કદાચ આ જન્મારે તો વનમાળી છૂટી શકે એમ નથી. જવલ્લે નજરે ચડે એવા વિષયને લેખકે ન્યાય આપ્યો છે. જોકે અમુક સ્પષ્ટતાઓ વણજોઈતી કરી છે. 'સહજતા, હોંશ ઉત્સાહનો કોઈ અર્થ જીવનમાં રહ્યો નહોતો...' આવાં સપાટ વિધાનોની જરાય જરૂર નો'તી. પત્ની, બાળકો અને મિત્રો સાથેના તરડાતા જતા સંબંધો દ્વારા આપોઆપ એ બધું વ્યંજિત થાય જ છે.

માણેકલાલ પટેલની 'છેલ્લી ઘડીએ' વાર્તા પણ મનમાં પડેલી ગ્રંથિની વાત કરે છે. છેલ્લી ઘડીએ કોઈનો વિશ્વાસ ન તોડવો, કોઈને ના ન પાડવી એવું રાજેશ દૃઢપણે માનતો. શરૂઆતમાં એની આવી દૃઢતાથી રમા ખીજવાતી પણ ધીરે ધીરે એમ રાજેશના રંગમાં રંગાતી ગઈ. ધીરે ધીરે છેલ્લી ઘડીવાળી આદત રમાએ પણ અપનાવી લીધી. પણ એક દિવસ રાજેશ અચાનક એના લગ્ન ગોઠવાઈ રહ્યા છે એવું કહી હાંફતા હાંફતા કહી બેસે છે ' ચાલ આપણે ભાગી જઈએ'. ને આદતવશ રમા પોતાની જાણ વગર જ બોલી ઊઠે છે 'પણ, આમ સાવ છેલ્લી ઘડીએ ? આવા નિર્ણયથી તો કોઈકનો વિશ્વાસ તૂટે, ખોટા પડાય, બધું ડિસ્ટર્બ થઈ જાય...' રાજેશ હંમેશ બોલતો એવા વાક્યો અનાયાસે, આદતવશ રમાનાં મોંમાંથી નીકળી જાય છે. પોતાના જ પગ પર કુહાડો વીંઝતી રમા પછી પસ્તાય છે, મનોમન રાજેશ પર ચિડાય છે. 'હું છેલ્લી ઘડીએ પણ નિર્ણયો લઈ શકતી...આ બધું તારા કારણે જ થયું...' આ થયું છે પેલી જડ ટેવને કારણે અને આ ચીડ, આ ગુસ્સો તો દૂધ ઢોળાઈ ગયા પછીનો છે.... આ વાર્તા પણ અંતને કારણે જ આસ્વાદ્ય બની છે.

સંદીપ ભાટિયાની 'રેશમી રૂમાલ' વાર્તામાં ભૂતકાળના ખોવાઈ ગયેલા પ્રેમની ઝાંખી પળવાર માટે થાય છે. કપોળકલ્પનાનો જરાક જુદી જ રીતનો

# સમાચાર

- કાશ્મીર વિધાનસભાની આજુબાજુ ત્રાસવાદીઓના વણથંભી હુમલાની વણઝાર યથાવત્.
- સાર્ક પરિષદમાં વાજપેયી-મુર્શરફ મુલાકાત યોજવાના અમેરિકી પ્રયાસોને ફટકો.
- કાશ્મીરમાં ઑફિસ શરૂ કરવાની જૈશે મોહમંદની ખુલ્લેઆમ જાહેરાત.
- રાજ્યના પાવરલુમ ઉદ્યોગોની આજથી બેમુદતી હડતાળ.
- નશીલી દવાઓની હેરાફેરી સામે ભારત-પાક.ને ચેતવતું અફઘાનિસ્તાન.
- કાશ્મીરમાં ઉગ્રવાદીઓને ટેકો આપતી આઇએસઆઇની પાંખ બંધ કરી દેવાનો પાક.નો આદેશ.
- યુદ્ધ કરવા અંગે ભારતીય સેના તથા સરકાર વચ્ચે ગંભીર મતભેદો.
- ભારત-પાકિસ્તાનની હાલની પરિસ્થિતિને ધ્યાનમાં રાખીને વિન્ડિઝે પાક. ક્રિકેટ પ્રવાસ રદ જાહેર કર્યો.

રસ્તો

રતિલાલ 'અનિલ'

ગઝલ સંગ્રહ : મૂલ્ય રૂા. ૮૦/-

ચાંદરણાં

રતિલાલ 'અનિલ'

વ્યંગોક્તિ, ઉક્તિ, સૂત્રો : મૂલ્ય રૂા. ૧૦૧/-

મસ્તીની પળોમાં

રતિલાલ 'અનિલ'

બસો ઉપર મુક્તકોનો સંગ્રહ, મૂલ્ય ૨૫ રૂપિયા

રાત ચાલી ગઈ

અમીન આઝાદ

ગઝલસંગ્રહ : મૂલ્ય ૨૫ રૂપિયા

અજંપોત્સવ

અંજુમ વાલોડી

ગઝલસંગ્રહ : મૂલ્ય ૭૦ રૂપિયા

બધાં પ્રકાશનો માટે લખો

કંકાવટી પ્રકાશન, ૨૪, રીવર બેંક સોસાયટી,
અડાજણ ટાંકી, સુરત-૯

રન્નાદે પ્રકાશન, ૫૮/૨, દેરાસર સામે,
ગાંધી માર્ગ, અમદાવાદ-૯

KANKAVATI

Reg. No:.G (SR.33)



With Best Compliments From

Hiralal Manchharam & Sons Ltd.

Hiralal Colony
A.K.Road
SURAT-395 006
Tele No. (o.) 644188/89/90
(R.) 226234, 228754



# કંકાવટી

ફેબ્રુઆરી, ૨૦૦૨

રતિલાલ 'અનિલ'
નિર્મિશ ઠાકર
નિમિષા લીના ત્રિવેદી
હોલ્ડરલીન
લલિત શાહ
શરીફા વીજળીવાળા
ખુશવંતસિંઘ
હરીશ ખત્રી
યુયુત્સુ પંચાલ

# કંકાવટી

ફેબ્રુઆરી, ૨૦૦૨
સાહિત્યસર્જન અને વિચારોનું સર્વલક્ષી માસિક

વર્ષ ૪૬ : અંક ૫૦૨
દર માસની પંદરમી તારીખે પ્રગટ થાય છે.

વાર્ષિક લવાજમ

દેશમાં રૂ.૫૦, બે વર્ષના રૂ.૯૮. વિદેશી શિલિંગ ૪૦ (દરિયાઈ ટપાલથી), સાડા છ પાઉન્ડ (હવાઈ ટપાલ), મેગેઝીન એજન્સીઓ અને જાણીતા ગ્રંથવિક્રેતાઓને ત્યાં લવાજમ ભરી શકાય છે. કોઈ પણ માસથી ગ્રાહક થઈ શકાય છે. પત્રવ્યવહારમાં ગ્રાહક નંબર અવશ્ય લખવો. અંક ન મળ્યાની ફરિયાદ તરત જ કરવી. લવાજમ અને વ્યવસ્થા અંગેનો તમામ પત્રવ્યવહાર આર.આર.રૂપાવાળા, કંકાવટી, ૧૩,૧૪ સાંઈ સમર્પણ સોસાયટી, આશીર્વાદ ટાઉનશીપ-૧ પાછળ, બામરોલી રોડ ઉધના, સુરત ૩૯૪ ૨૧૦ સરનામે જ કરવો.

કંકાવટીની છૂટક નકલ તેમ વાર્ષિક લવાજમ અહીં પણ ભરી શકાય છે :
ઈમેજ પબ્લિકેશન, પ્રા.લિ.૧/૨, અપર લેવલ સેન્ચુરી બજાર, આંબાવાડી સર્કલ,
અમદાવાદ-૩૮૦ ૦૦૬

કંકાવટી ઈન્ટરનેટ પર

http: // ratilalanil. tripod. com

તંત્રી-મુદ્રક-પ્રકાશક
રતિલાલ 'અનિલ'
માલિક : આર.આર.રૂપાવાળા
કંકાવટી, ૧૩-૧૪, સાંઈ સમર્પણ સોસાયટી, આશીર્વાદ ટાઉનશીપ : ૧ પાછળ,
બમરોલી રોડ, ઉધના
સુરત-૩૯૫ ૨૧૦
ફોન નં. ૮૬૭૦૪૧૮

પ્રકાશનસ્થળ : ૨૪, રીવર બેંક સોસાયટી, અડાજણ પાણીની ટાંકી,
સુરત-૩૯૫ ૦૦૯

લેસર અક્ષરાંકન
યુયુત્સુ પંચાલ
૨૩૩/ રાજલક્ષ્મી, જૂના પાદરા રોડ, વડોદરા. ફોન : ૩૧ ૨૭ ૪૭

મુદ્રક
શ્રી નટરાજ પ્રિન્ટર્સ, ઈન્દ્રપુરા, આંબાવાડી, સૂરત-૨
ફોન નં. ૪૨૮ ૯૪૧

## ગઝલ/ રતિલાલ 'અનિલ'



સત્ય પણ ક્યારેક કડવું જોઈએ,
જાતની સાથે ઝઘડવું જોઈએ !

બ્હારનાં સમરાંગણોની વાત શી ?
ભીતરે કે લમણે લડવું જોઈએ !

એ રહ્યો ઈશ્વર, ખપે એને અરૂપ,
માનવી છું, મારે ઘડવું જોઈએ !

આમ આવ્યા ને ફક્ત ચાલ્યા જવું,
રાહ છે તો કૈંક નડવું જોઈએ !

આ વિશેષણના વળી શણગારશા ?
રૂપ છે નીતર્યું તે અડવું જોઈએ !

કૈંક તો અસ્તિત્વનું એંધાણ હો !
ખાલીપાએ પણ ખખડવું જોઈએ !

પ્રેમમાં ઔદાર્ય તો હોવું ઘટે !
આળ જેવું કૈંક ચડવું જોઈએ !

સૂર્યની ક્યારેક તો ઝાંખી હશે,
ભીના ભીના રહીશું સડવું જોઈએ ?

ધૂળધોયાનું મળ્યું જીવન 'અનિલ',
એ ય તક છે, કૈંક જડવું જોઈએ !

## એમ છલકાવું ગમે / નિર્મિશ ઠાકર

કેટલું ચીંધી શકાશે – આ ગમે આવું ગમે !
હું મને પામી શકું, બસ એમ છલકાવું ગમે !

હું ભરાતી એક મહેફિલ શો ઉઘડંતો જાઉં છું
દ્રાદમાં આવી મળે જો જિંદગી, ગાવું ગમે !

ઝાકળોમાં સૂર્યના ચ્હેરા ખીલે ચોમેર તો –
રોમહર્ષક વ્યાપતાં આશ્ચર્યમાં ન્હાવું ગમે !

તું હશે-ની કલ્પનાઓના વળાંકો યે હશે !
ધુમ્મસોમાં કોઈ કેડી જાય, ત્યાં જાવું ગમે !

એકથી તો બે ભલા, એવું કદી લાગ્યા કરે
આયના સામે જઈને સ્હેજ મલકાવું ગમે !

૨ : ૨૦૦૨, ફેબ્રુઆરી કંકાવટી

## ટહુકો / નિમિષા લીના ત્રિવેદી

૧

કોઈક વાર દૂર દૂરથી કોઈ સાદ જગાડી દે,
મારામાં સૂતેલું મોહન જો દડો આળસ મરડે,
તગતગતા તડકાને પીધા પછી
ખીલી ઊઠ્યા ગુલમ્હોર,
એનો નિખાર ખોલી દે બંધ દ્વાર.
બંધ દ્વારેથી ટહુકો મારામાં પ્રવેશે ત્યારે
મારા રક્તમાં સતત ઘૂમતો અશ્વત્થામા
સફાળો જાગીને પૂછે છે,
'સઘળું પુણ્ય આપું,
કહો, મારા મોક્ષનો માર્ગ ક્યો ?'

૨

લાલસા લપકી ત્યારે
એની ઠંડી લીસી જીભના સ્પર્શે
બુલબુલ ઢળી પડ્યું,
ટહુકો ગગને ઊઠ્યો.
બુલબુલનો એ ટહુકો
કદાચ મધ્યરાત્રિએ
કોયલના ટહૂકા જોડે duet આરંભે.
પણ સૂકી ડાળ પરથી
ખરી પડ્યો એ ટહુકો.
વીણીને મૂકી દીધો ટેસ્ટ ટ્યૂબમાં,
કદાચ આવતી કાલે
પૃથ્વી 'ન સ્ત્રી' બને ત્યારે
એમાંથી એક નવું નક્કોર
સ્વપ્નું તો જન્મે !
બાકી ટહૂકો ખોવાય,
પછી ક્યારેય જડે ખરો ?

૩

આકાશમાં સંધ્યાને લઈને
ક્ષિતિજ ભણી દોટ મૂકતા વાદળે
પહેલી વાર ઓળખાણ આપી. આ કવિતા.
એ સંતાઈ ગઈ.
અલપઝલપ દેખાઈ.
ખીલતી કળીમાંથી ડોકિયું કરતાં
શિશુના ખિલખિલાટમાંથી ખરી પડતાં

૪ : ૨૦૦૨, ફેબ્રુઆરી

મુગ્ધાની પ્રતીક્ષામાં,
ગુલાબને તોડવા છતાં વાગતા કાંટાની વેદનામાં.
એકવાર મેં એને હાઈવે પર જોઈ.
ખટારો સમ્ કરતો રસ્તાને ખેંચી જાય પછી
બાજુના ઝરણામાં એ છબછબિયાં કરતી હતી.
દૂર દૂર જતી નદીના કાંઠે કાંઠે
ઊગેલી ઉદાસી મારી આસપાસ વીંટળાઈ
ત્યારે કવિતાએ રૂમઝૂમ રૂમઝૂમ દ્વાર ખખડાવ્યું.
દ્વાર ખોલું,
સામો મળે સ્તબ્ધ અંધકાર.
તે ક્ષણે મારા કાનમાં કોઈ ટહુકતું, 'સખી'.
ને એની પાંખ ઝાલી હું બીજે પાર પહોંચતી.
કદીક પ્રેશરકુકરની ચીસે હણી છે ઘરની શાંતિ,
ઘાવમાંથી ટપકતા એસિડથી મારા શબ્દોમાંથી આગ લપકી છે,
ગમને સીંચીને ઉગાડી છે કવિતા મારા બાગમાં,
થોકે થોક ઢગલા નીચે માથું મૂકી પોકાર્યું છે,
'હું શાહમૃગ નથી.'
મારા આ વાંસવનમાં
રાતોરાત ફૂટી નીકળેલ પ્રશ્નોની પથારી પર ઝૂરું છું,
ત્યારે અકથ્ય તૃષા છીપવવા
ભીતરેથી ગંગા પ્રગટે છે.

ઐશ્વર્યને આશિષ / લલિત શાહ
(હોલ્ડરલીનની એક રચનાને આધારે)

અનેક સમૃદ્ધિઓથી છલકાતી વસંત ઋતુએ લીધી છે વિદાય.
ગ્રીષ્મમાં આંબાની ડાળીએ ડાળીએ કેરી
મધુર રસ ગોપવીને ઝૂલે છે. જોકે નીચે કેટલીય કેરીઓ ખરી પડી છે,
જાણે ધરતી પ્રત્યેની કૃતજ્ઞતા વ્યક્ત કરવા નૈવેદ્ય ધર્યું છે.

ઊતરતા વૈશાખે ઘૂમવા નીકળી પડ્યો છું હું.
મારી ચારે બાજુ આંબાવાડિયા, કેળાંની વાડીઓ
મ્હોરી ઊઠ્યો છે ખેડૂતોનો, શ્રમીણોનો પરિશ્રમ
ફળના મોલ હરી લે છે તેમનો થાક,
અને પ્રસન્ન પ્રસન્ન કરી મૂકે છે તેમને.

વૃક્ષોમાંથી ચળાઈને
સ્વર્ગીય પ્રકાશ રેલાઈ રહ્યો છે
જાણે શ્રમીણોના આનન્દમાં સમભાગી થવા
નથી પ્રગટતી ધરતીની સમૃદ્ધિ
માત્ર મનુષ્યના પુરુષાર્થથી.

હે સ્વર્ણિમ આભા,
મારા ઉપર પણ તારાં કિરણો રેલાવ,
હે મરુતગણો, મારા લાભાર્થે ફરી વહેવા માંડો,
કરો અમી દૃષ્ટિ મારા પર,
સુખી મનુષ્યોના હૃદયને છલકાવી દો છો એમ
તમે મારા હૃદયનેય છલકાવી દો.

એક કાળે મારી પણ જિંદગી હતી પ્રસન્ન,
પારિજાત પુષ્પના જેવી અલ્પજીવી.
હજુ મારા હૃદયમાં તો એમની તાજગી છે અકબંધ,
મારા પ્રિય ગ્રહનક્ષત્રો ઘણી વાર એની સ્મૃતિ કરાવી જાય છે.
ખરેખર એ સદ્‌ભાગી છે જેને ઘેર સુલક્ષણા નારી, પ્રેમાળ પત્ની.
કુળવાન કુટુંબમાં જન્મ્યા હોઈએ, રાચરચીલાવાળું ઘર હોય : કેવું ભાગ્ય !
આવા ગૃહસ્થની ધરતી ઉપર કેવું તો ચમકી રહે છે એનું આકાશ

પોતાની જ માટીમાં મૂળિયાં નાખી ન શકતો છોડ
માત્ર સૂર્યપ્રકાશમાં કરમાઈ જતો નથી ?
એમ જ કોઈ મર્ત્ય માનવીનું પણ –
આ પવિત્ર ધરતીમાતા ઉપર
ભટકતો કોઈ ભિખારી જ જોઈ લ્યો !
હે સ્વર્ગમાં વસતા ઈશ્વર
મને હવે તારી સમીપ લઈ લે,
હોય જ્યારે નભ ભૂરું ભૂરું સ્વચ્છ
હું મારા હૃદયમાં તારાં સ્પંદનો અનુભવું છું,
હે સર્વશક્તિમાન ઈશ્વર, મને નિઃશેષ કરી નાખ.
મારા આત્માને વસવા યોગ્ય
બનાવ મારા નાશવંત શરીરને, નથી જવું ક્યાંય.

આ મારું કાવ્ય ભલે બને મારું આશ્રયસ્થાન,
એ અર્પે છે મને અગણિત આનંદ,
આ મારું કાવ્ય ભલે બને મારું બને આશ્રયસ્થાન,
એ અર્પે છે મને અગણિત આનંદ,
આ પુષ્પિત ફળથી લચેલી વૃક્ષવાડીઓમાં જ હું ભટકતો રહું.
સુરક્ષિતતા અનુભવતો હું અહીં છું
અને ત્યાં શક્તિશાળી, નિત્યપરિવર્તનશીલ એવો કાળ
ઘૂઘવે છે દૂર દૂર –
શાંત સૂરજ મારા પુરુષાર્થને સહાય કરે છે.

હે ઈશ્વર, દરેક માનવીના ઐશ્વર્ય પર
તું ઉદાર થઈને વરસી પડ,
મારા ઉપર વરસ,
મારો સ્વપ્નભંગ ન થાય અણધાર્યો
એટલી તો કૃપા કરીશ ને !

૮ : ૨૦૦૨, ફેબ્રુઆરી કંકાવટી

## શેતરંજી / રતિલાલ 'અનિલ'

સરી જતી જીવનશૈલી પર કાંધે શેતરંજીની થપ્પી ઊંચકી શેરીમાં આવતા ફેરિયાને હજી વિશ્વાસ છે. એ ફરે છે એ માર્ગે હવે મારા જેવા ઓછા પણ કારમાં વેપારીઓ, નોકરિયાતો પસાર થાય છે એની માનસિક નોંધ તો એણે કરી જ હશે પણ હજી મારે ચાલવા માટે રસ્તે જગ્યા છે તેમ જાજમ અને કંઈ કંઈ બિછાતો દીવાનખાને પહોંચી હોય તોયે શેતરંજી પાથરવાની જગ્યા હશે જ એવા વિશ્વાસે એ અઠવાડિયે બે એક વાર આવે છે. આ મધ્યમ વર્ગનો ખાસ આવક ન ધરાવનારો વર્ગ છે એટલે અહીંના માર્ગ પર એને ફરવા જેટલી જગ્યા છે.

૧૯૪૨માં અમારી બેચને સાબરમતી જેલમાં ઉતારો અપાયો તે મૂળે લાંબી વણાટશાળા હતી અને કાપડ વણાટથી પરિચિત મારી આંખે એ પહેલી નજરે જ જોઈ લીધું. મને તો લાગ્યું હું મારા ઘરમાં આવ્યો છું. સાળના લંબાયેલા તાણા નીચે રાત્રે સૂનારા વણકરને જાણે સૂવા માટે મોકળી જગ્યા મળી ગઈ. પણ બીજા સાથીઓ તો જુદા જુદા વર્ગમાં હતા. અહીં શું વણાતું હશે સાળ પર એ મારી નજરનો પહેલો પ્રશ્ન. જેલમાં શેતરંજી પણ વણાય છે એટલું જાણું પણ કરેંગે યા મરેંગેના પોકારોમાં એક છોકરાના આવા મૂગા પ્રશ્નોને સ્થાન હોય ?

જરીનો ધંધો. કારીગરો આવે એટલે સાત આઠ તકિયા નાખેલી સામાન્ય ગાદી પાથરેલી વખાર. ઇસકોતરો અને તેના પર જરી તોલવાનો કાંટો પણ આગળ શેતરંજી પાથરેલી હોય. ઘરે ઉત્સવ જેવું હોય અને પોતે રખડીને

શરીરને અને ઘોંઘાટથી કાનને થકવ્યા હોય ત્યારે દિવસે પણ તકિયો ખેંચી શેતરંજી પર કાયા લંબાવી દેવાની. એકાદ શેતરંજી અનામત પણ હોય, અવસરે સગાં વેવાઈ આવ્યા હોય ત્યારે મોટી શેતરંજી પથરાય એ પર બેસી રીતાચાર થાય, ચા-પાન અને બીડીના ધુમાડાયે નીકળે. એક ચાદર માપની અને બીજી ખૂબ પહોળી શેતરંજી ઘરમાં રહે. મોટાં માપનાં વાસણો અવસરે બહાર આવે તેમ એ વિશાળ શેતરંજી પણ એવા અવસરે બહાર આવે. ચાદર માપની શેતરંજીનો ફરતો મુકામ. મોટી શેતરંજી પર બેસી વેવાઈ પક્ષના લોકોને સેવગાંઠિયા ફાકતા, ચા પીતા, બીડીના ધુમાડા કાઢતા જોયા છે. અને એક બીજાને કંકુના થાપા મારવા, કન્યા માટેનાં ઘરેણાં ને ૧૦૧ રૂપિયા અપાતા છેડે રહી જોયા છે. એ શેતરંજી કોણ જાણે કેટલાય અવસરની સાક્ષી. હા, મહોલ્લામાં ભજનમંડળી આવવાની હોય ત્યારે એ શેતરંજી રસ્તે પથરાવા જાય, બીજી શેતરંજી પણ હોય એ પાછી ફરે ત્યારે એને સૂંઘું તો ગાંજાના ધુમાડાની ગંધ આવે. પોતે ભજન બેસાડ્યું હોય ત્યારે તો એ જ મોટી શેતરંજી આંગણે પથરાય કીટસન લાઇટના અજવાળામાં એ શેતરંજી પર બેઠેલા ભજનિકોનો ગ્રુપ ફોટો આંખ સામે આવે છે. કેવા કેવા આગવા ચહેરા ! સામાન્ય કારીગર વર્ગના ભજનિકો પણ ભજનમાં એમનો તોર-મિજાજ એવો કે મારા ચિત્ત પર એની અમીટ છાપ પડી ગઈ છે.

*'ગોપીચંદ નાહવા બેઠા, રૂએ એની માઈ રે !'* એ સૂર હજી સંભળાયા કરે છે. આ કંચન જેવી કાયા આખરે... પરણાવ્યા પહેલાં પાટલે બેસી સ્ત્રીઓ ગીત ગાતી નવડાવે અને પીઠી ચોળે એનો સ્વાનુભવ. પોતે ગોપીચંદ છે મા રડતી નથી પણ આમ તેમથી દેવું કરી પૈસા ભેગા કરી છોકરાને પરણાવું તો છું એવો ઠાવકો ગંભીર ઉત્સાહ. આપણી કાયા તો ઘઉંવરણી, કંચન જેવી નહીં એટલે પણ કોઈને શોક કરવાનું કારણ નહીં હોય. ગોપીચંદ તો રોજ રોજ પાટલે બેસી સ્નાન કરે ! પરી જેવી સ્ત્રીઓ સ્નાન કરાવે, અંગનો મેલ ઉતારે આપણે એક દિવસના ગોપીચંદ પીઠી ચોળાય એટલા પૂરતા ભજનના મધરાત સુધી લંબાતા સૂરો ઠેઠ આજેય આછા આછા સંભળાય છે.

શેતરંજીને વાચા હોય તો ? એ કહે કે હું પૂરી સંસારી પણ સારાં કામ-તમે સારાં કહો છો તેવા તેમ માઠાં પ્રસંગેય કામમાં આવી છું. બહેન કે

ભાઈની દીકરીને પરણાવી ત્યારે સાજનિયાને બેસવા માટે ઘરની ને બીજેથી મેળવાયેલી શેતરંજી પથરાયેલી. જે શેતરંજી પર બેસી ભજનિકોએ ભજન ગાયેલાં તે પર બેસીને વેવાઈ પક્ષની બહેનોએ લગ્નગીત ગાયેલાં ! હવે તો ભાડૂતી ખુરશીઓ આવે છે, પણ શેતરંજી પર બેઠેલી બહેનો, બાળગોપાળ એમની હરફર, હિલચાલ અને મધરાતે એ પર જાન સાથે આવેલાં છોકરાં તો ઊંઘતાં હોય ! ખુરશી પર એવી સગવડ ખરી. ચાદરમાપની શેતરંજી તો પોતાને ઘરના જે સ્થાને બેસવું હોય, કાયા લંબાવવી હોય ત્યાં ખેંચી જવાની ડબલગાળાના મકાનના માળે એકાદ વાર પહોળો કઠેડો. ત્યાં શેતરંજી પાથરી બેસાય, આડા થવાય, ઊંઘાય, દાંડિયાની ગુંજ રાત્રે સંભળાતી હતી, ઘાસતેલિયા પથદીવા હતા. એ અદ્ભુત સૂની રાતોને માણવા કાયમ કઠેરે સૂતો. સૂની રાતે વૃદ્ધ દાંડિયાને બગલમાં દબાવેલી દોંદ વગાડતો જતો જોવા એ દૃશ્ય હતું. દિવસે દેખાતો એ વૃદ્ધ હરિજન ડોસો રાત્રે અદ્ભુત લાગતો. મધરાતે કોઈ ઘોડાગાડીનો બેલ સંભળાય ત્યારે કઠેડાના ગજિયાના પોલાણ વચ્ચેથી ડોકિયું કરવું કે નજીક આવી ઘોડાગાડી થોભી હોય તો બસ ઊભા થઈ કશા જ કારણ કશી અપેક્ષા વિના અનાયાસ જોયા કરવું. કોઈ વાતે નકાર ભણું કે નામુક્કર જાઉં ત્યારે ડોસી કહે; 'લાવ મારી ગોદડી કે જાઉં મારે ગામ ! અને સાંભળનારા હસે. પોતે ગોદડી તો નહીં, શેતરંજીનો વીંટો વાળી કે તેને ઘસડતી લઈ જઈને ઘરના કોઈ ખૂણે, કઠેરે લઈ જઈને પાથરી છે હવે એ કહેવામાં વળી શરમ શેની. શિયાળે એ શેતરંજીને ઓઢી પણ છે ! કોઈ જ કામમાં ન આવીએ ત્યારે ટોણો સાંભળવાનો 'તને તે શું ઓઢવા, પાથરવાનો છે ?'

શેતરંજી ધોવી એ કંઈ સામાન્ય કપડાં ધોવા જેવું થોડું છે ! નાની શેતરંજી રોજ બારણે ખંખેરાય, ખાસ્સી રજકણો ખરે, એ કંઈ ધોયેલી સાડી ઝાટકવા જેવું સહેલું નહીં ! બને તો બ્રશ પણ ફેરવાય, ચોમાસું આવે એની રાહ જોવાય અને પતરે નાખેલી શેતરંજી વરસાદે ધોવાયા કરે. હા, ખાસ્સો વરસાદ થઈ ગયો હોય, પતરાં ધોવાઈને ચોખ્ખાં થઈ ગયા હોય તે પછી શેતરંજી વરસાદે ધોવાય, અમારે પતરે પથરાય વળી એનું પડખું બદલાય, ઉપલું પડખું ચોખ્ખું અને પાછલું અડધુંપડધું પૂરું ન ધોવાય તે ન ચાલે.

કોઈ મહેમાન આવે તો તરત શેતરંજી પથરાય આમ તો આગંતુકો માટે એ પથરાયેલી રહેતી જ. ચાદર માપની બીજી શેતરંજી પણ અનામત રહેતી. એ શેતરંજી સાથે અમીટ સ્મરણ જોડાયેલાં છે, ઘરમાં મરણ પણ થયાં છે. દરેક વખતે શેતરંજી પથરાઈ છે, બેસણે આવનારા માટે એ શેતરંજી ઓટલેયે પથરાઈ હતી. એ જ શેતરંજી પર જુદા જુદા સમયે બેઠેલા ખિલખિલ હસતા, ટોળટપ્પા કરતા, ચા-પાન કરતા માણસો અને ઓટલે પથરાયેલી શેતરંજી પર બેઠેલા માણસોના સાવ ઓછાબોલા, લગભગ મૂગા ચહેરા....મરણનાં બેસણાં, પાથરણાં એ શેતરંજી પર. મન મૂંઝાય પણ ચેતના વિસ્તરેલી નહીં એટલે જીવ માત્ર ગૂંગળાય. સૂની આંખે બધું જોયા કરવાનું....

એક અવિસ્મરણીય જાપાની વાર્તા અનુવાદ કરીને છાપાનાં મારા વિભાગમાં આંતરિક અનિવાર્યતાએ છાપી હતી. બરફાળ શરદીમાં બે બાળકો માટે ઓઢવાની એક જ ચાદર. ટૂંકી પડે અને ટાઢના રક્ષણ માટે ઓછી પડે. એક બીજાને પૂછે : 'ભાઈ, તને ટાઢ વાય છે ?' બીજો પૂછે : 'ભાઈ, તને ટાઢ વાય છે ?' એ બંને છોકરા ઠંડીમાં થીજીને મરી ગયાં. એમણે ઓઢેલી ચાદર એ સેકન્ડહેન્ડ હાટમાં જાય. ત્યાંથી એક માણસ તે ખરીદી લાવ્યો, પણ એ ચાદર ઓઢે ત્યારે તેને આ શબ્દો સંભળાય : 'ભાઈ, તને ટાઢ વાય છે ?' બેસણાનું પાથરણું બનેલી શેતરંજી ઓઢી હોય ત્યારે મને કોઈ સાદ તો સંભળાય નહીં, પણ બેસણે આવેલા માણસોના મૂગા ચહેરા દેખાય.

માનવજગત/વસ્તુજગત શું જુદાં છે ? આસપાસ પડેલી મૂગી ચીજો જોઈને ઘણી વાર અકથ્ય એવા ભાવાવેશમાં આવી જાઉં છું. માણસને જ શું ચાહી ચાહીને પોતીકા કરી શકાય ? માણસોને પોતીકા કરવાનું શું સહેલું છે ? ચીજને પોતીકી કરી શકાય છે. એક છોકરાએ ભેટ આપેલો પેન્સિલનો ટુકડો ખોવાયો તો ગાંધીજીએ કહ્યું : 'એ શોધવો જ રહ્યો, એની સાથે મને એ ભેટ આપનાર બાળકની ભાવના સંલગ્ન થયેલી છે.' અને મણિભવનમાં મહત્ત્વનું કામ ચાલે છે એ પેન્સિલનો ટુકડો શોધવાનું ! તે મળી આવે છે અને ગાંધીજી એ પેન્સિલના ટુકડાથી 'હરિજનબંધુ' માટે લેખ લખે છે. આત્મા ન હોય તો આત્મીયતા ક્યાંથી હોય ? 'વાપરો અને ફેંકી દો' એ સૂત્રથી હું બેચેન છું. સ્વભાવથી ગરીબ નથી. વાપરીને ફેંકી દેનાર અને ન જડે તો તરત બીજી

ચીજ મેળવી લેનાર પાસે પૈસા તો હશે, પણ આત્મીયતા નહીં હોય; અને એવો કુબેરી વર્ગ અમેરિકી નાચણિયાનાં કપડાં, વાપરેલી ચીજો, અતરામણ કરેલો અરીસો, તકિયા, લાખો રૂપિયા ખર્ચી ઘર સજાવે. અને પહેલાં ? વપરાયેલાં સ્વચ્છ, ધોયેલાં કપડાંની ઓઢવાની ગોદડી બને, ગોદડું, સુધ્ધાં. ધોતિયાનાં કટકાં ગળણાં બને. અથાણાની બરણીને મોઢે બાંધેલા સ્વચ્છ, શ્વેત કટકા જોઈને માથે સ્કાર્ફ બાંધેલા રતુંબડા ચહેરાના રશિયન ભૂલકાનો ચહેરો સાંભરે. કશું જવા ન દેવું એમાં ગરીબાઈ હશે, પણ દરિદ્રતા નહોતી. પગલૂછણિયા તરીકે ગૂણપાટ આજેય કામ આવે છે. શેતરંજી ફાટે તો એને ઘાટમાં કાપી એનાં આસનિયાં બને, તે રસોડે પહોંચે તેમ બીજેય બેસવાના કામે ખપ લાગે. લીપણની સ્વચ્છ ભોંય એટલે આસન વિનાયે બેસાય. આખું રસોડું પથ્થરની ભોંયનું, ત્યાં આસનિયાં જોઈએ. એ તો આગલા ઘરની વાત.

શેતરંજી કદી બજારેથી આવેલી નહીં, ઓટલે ફેરિયો શેતરંજીની થપ્પી ઉતારે, તેનું પોત અને રીતભાત તપાસી, વળી ભાવની રકઝક ચાલે અને એક નવી શેતરંજી ઘરમાં આવે. હજીયે શહેરમાં શેતરંજી વાપરનારા લોકો છે, એમના વિશ્વાસે પેલો ફેરિયો હાક મારે છે : 'શેતરંજી !' પણ એની ફેરી બહુ આયુષ્માન લાગતી નથી... હા, અત્યારેય ઘરમાં એક સારી શેતરંજી અવસરે પાથરવા માટે રાખી છે ખરી.

કડવાશ-હળવાશ/ શરીફા વીજળીવાળા

પોતાને અમુકતમુક ખોખાંઓમાં વહેંચાયા દીધા વગર આકરા લાગે એવા આગ્રહોથી ગુજરાતી સાહિત્યની વિવિધ પ્રવૃત્તિઓને ઊંડાણથી, સમગ્રપણે તપાસનાર જયંત કોઠારીની શૈલી મોટા ભાગે લક્ષગામી, સરળ, વિશદ રહી છે. પણ જ્યાં કશું ખોટું થતું જોયું છે ત્યાં એ આવેશ કે અભિનિવેશથી મુક્ત રહી શક્યા નથી. જ્યાં જ્યાં ખોટું થતું દેખાયું છે ત્યાં ત્યાં નામ પાડીને, સ્પષ્ટ, સાફ શબ્દોમાં, મોટાં નામોની શેહમાં તણાયા વગર કહેવા જેવું કહ્યું છે. કવચિત પ્રહારાત્મક બની બેસતી શૈલી ઘણા પ્રસંગોએ નર્મમર્મભરી પણ જોવા મળે છે. ગુજરાતી વિવેચનની ભાષા વિશે એમને પ્રશ્નો હતા જ. 'વાંકદેખાં વિવેચનો'માં એ લખે છે : 'ગુજરાતી વિવેચન શબ્દાળુતામાં રાચતું દેખાય છે. કહેવાનું ઓછું હોય ને ઘટાટોપ વધારે હોય. અર્થહીન પોલા શબ્દો ખખડતા લાગે. વિવેચનની ચીલાચાલુ પરિભાષાથી ગાડું ગબડ્યા કરે. નક્કર નિરીક્ષણોને સ્થાને વ્યાપક વિધાનો ફેંકાયા કરે.' અમુક અપવાદોને બાદ કરીએ તો જયંત કોઠારીની વાત સાથે સંમત થઈ શકાશે.

નરસિંહના 'સુદામાચરિત્ર' પરના ઉમાશંકર જોશીના લેખમાંની સ્થાપનાને એ સર્જકબુદ્ધિવાળી, સાહસિક અને ચર્ચાસ્પદ માને છે. સ્પષ્ટ શબ્દોમાં એને 'સર્જન પરનો વિવેચનનો અત્યાચાર ગણાવે છે.' (વાંકદેખાં વિવેચનો ૪૮) મીરાંની એક પંક્તિનો ચંદ્રકાંત ટોપીવાળા અને નરોત્તમ પલાણે જે અર્થઘટનો કર્યાં છે તે કોઈ રીતે યોગ્ય ન જણાતાં અકળાઈ જઈ કહી ઊઠે છે : 'કવિતાને માણવા માટે કવિના બાહ્ય સંદર્ભોને આપણે

અનાવશ્યક ગણ્યા તેમ કવિતાની એક પંક્તિને સમજવા અન્ય પંક્તિઓની સંગતિને પણ આપણે અનાવશ્યક ગણીશું કે શું ? કવિતાની તેમ કાવ્યપંક્તિની પણ સ્વાયત્તતા ? (વાંકદેખાં વિવેચનો, ૫૪) એમને વિવેચનની અપ્રામાણિકતા કઠી છે ત્યારે પણ સ્પષ્ટ શબ્દોમાં કહી બતાવ્યું છે. 'કિશોર જાદવની વાર્તાઓની કળાત્મકતા મને કદી પ્રતીત નથી થઈ ને એમની વાર્તાઓ વિશેનાં વિવેચનો પણ એ પ્રતીતિ કરાવવામાં નિષ્ફળ રહ્યાં છે.' (કેફિયત-૨૩)

જયંત કોઠારીએ સમીક્ષાનાં જે ધોરણો ઊભાં કર્યાં છે, એ નિમિત્તે જે સઘન, વસ્તુલક્ષી અભ્યાસ રજૂ કર્યા છે એનું સર્વકાલીન મૂલ્ય છે. સાહિત્યનો ઇતિહાસકાર એમનાં તારણો પર બેધડક ભરોસો કરી શકે. કેમ કે એમણે મોટાં નામોના નબળા ગ્રંથો વિશે સ્પષ્ટ વિધાનો કર્યાં છે તો પ્રમાણમાં નવા અભ્યાસુના સબળ કામને અલગ તારવી આપ્યું છે. ઉમાશંકર જોશીની 'પારકાં જણ્યાં' વિશે સ્પષ્ટ અભિપ્રાય આપતાં લખે છે : 'સમગ્રપણે છાપ એવી પડે છે કે હકીકતોને ગાળી-ચાળીને એક સુરેખ, સુશ્લિષ્ટ સાભિપ્રાય કથારચના કરવાનું ઉમાશંકરને ફાવ્યું નથી... કેટલુંક આકસ્મિક, અધ્ધર, અછડતું રહી ગયું છે....અહીં ઉત્તમ નવલકથાની સામગ્રી હોવા છતાં 'પારકાં જણ્યાં' એક સાધારણ નવલકથા બનીને રહી ગઈ છે.' (નવલલોકમાં, ૧૦૯)

યશવંત ત્રિવેદીના 'કવિતાનો આનંદકોશ' વિશે લખતાં કહે છે : 'કવિતાને આત્મસાત્ કર્યા વગર જ લખાયું છે. ગેરરસ્તે દોરનારા સાર પણ અપાયા છે. કવિતાવિવેચનનાં ઓજારો શ્રી ત્રિવેદી પાસે છે જ નહીં. માત્ર શબ્દો છે, સંજ્ઞાઓ છે, લેબલો છે.' (અનુષંગ, ૧૪૮)

જ્યાં ક્યાંય કશું પણ ખોટું થતું જુવે ત્યારે આક્રોશ વ્યક્ત કર્યા વગર એ ભાગ્યે જ રહી શક્યા છે. કે.કા. શાસ્ત્રીના 'ગુજરાતના સારસ્વતો' વિશે કહે છે, 'આમાં માત્ર પદ્ધતિદોષ જ નથી. માહિતીદોષ પણ ભરપૂર છે અને ગ્રંથ માર્ગદર્શક થવાને બદલે ગેરરસ્તે દોરે એવી ઘણી સંભાવના છે.' (વાંકદેખાં વિવેચનો, ૧૨૨) આવું સ્પષ્ટ કહેનારા કોઠારી માને છે કે 'આપણે પ્રજાને સાચું જ્ઞાન, સાચી માહિતી ન આપી શકીએ પણ ખોટું જ્ઞાન, ખોટી માહિતી તો કેમ અપાય ?' (સાહિત્યિક તથ્યોની માવજત, ૨૩) ક્યારેક એમના

આક્રોશ અતિ આકરાં વિધાનો દ્વારા પણ વ્યક્ત થયો છે. દા.ત. પ્રતિભા દવે સંપાદિત 'રેલ્યો કસુંબીનો રંગ'ની વાત કરતા લખે છે : 'પ્રતિભા દવેએ મેઘાણીની કવિતામાં લય વિશે વાત કરી છે. પણ એમને લય વિશે કોઈ સમજ હોય એવું દેખાતું નથી. ગેરસમજ છે એમ કહીએ તો પણ ખોટું નથી. 'લય' શબ્દ અહીં ફંગોળાયા કરે છે.... પ્રતિભાબેનને ન્યાય કરવા કહેવું જોઈએ કે ગુજરાતી વિવેચનમાં લયની બુરી દશા થયેલી અનેક સ્થાનોએ જોવા મળે છે. લયની ચોક્કસ વ્યાખ્યાથી ચાલવાનું આપણને વધુ ફાવ્યું નથી.' (પ્રત્યક્ષ, એપ્રિલ-જૂન, ૯૯) મોટા ભાગે આકરી ટીકા કરનાર જયંત કોઠારીની હળવાશ, નર્મમર્મભરી વ્યંગોક્તિઓ પણ માણવા જેવી છે. ઉમાશંકર જોશીની 'પારકાં જણ્યાં'ની સમીક્ષા કરતાં એમણે મૃત્યુની યાદી બનાવી વિધાન કર્યું છે : 'દશ પાને એક મૃત્યુની સરેરાશ !' (નવલલોકમાં, ૧૦૮) યશવંત ત્રિવેદીના 'કવિતાનો આનંદકોશ' વિશે લખતા કહે છે : 'આનંદ શ્રી યશવંત ત્રિવેદીના ચિત્તના અવકાશમાં ભરાઈ રહ્યો છે અને આપણને સાંપડ્યો છે માત્ર કોશ.' (અનુપંગ, ૧૪૮) મણિલાલ દેસાઈના 'બોલ વાલમના'ને વિશે યશવંત ત્રિવેદી લખે છે '...પણ વાલેરીએ કહ્યું છે તેમ આ ગીતને નાદ-આંદોલન...વર્તુળ્યા કરે છે.' ને જયંતભાઈ ફટકારે છે 'જાણે વાલેરીએ મણિલાલના ગીત વિશે ના લખ્યું હોય !' (અનુપંગ, ૧૮૭) સુરેશ દલાલના નિબંધોને સ્પષ્ટ શબ્દોમાં સપાટી પર રહીને લખાયેલા નિબંધો કહ્યા પછી હળવાશથી ઉમેરે છે : 'આમાં સતત કંઈ ઉછીનાપણું લાગ્યા કરે છે...ઉછીનું અન્ય પાસેથી જ નહીં, જાત પાસેથી પણ લઈ શકાય' (અનુપંગ, ૧૭૩)

જયંત કોઠારીની આ કડવાશ-હળવાશમાં વિવેચનની ભાખા સર્જનાત્મકતાનો પાસ પામતી જોઈ શકાશે.

## બે વાત્યું / શરીફા વીજળીવાળા

### ૧. ભેંશ અને ચકી

એક હતી ચકી ને એક હતી ભેંશ. બેય પાક્કા ભાઈબંધ. એક દી ખબર્ય નંઈ ચકીના મનમાં કાંયક તુકલો આવ્યો તે ઈ ભેંશને કયે....'ભેંશ બેન, ભેંશ બેન, મને તમારા માથે છી કરવા દ્યો ને....' ભેંશ તો ભાઈ ખડી પડી ચકીની વાત હાંભળીને... જરાક વાર વિચાર કરીને કયે કે ભલે તું તારે કરજ્યે મારા માથે છી...પણ મારી એક સરત હાંભળ.. છ મઈના તારે મારા માથે છી કરવાનું ને પછી છ મહિના હું તારા માથે કરીશ...ચકીએ તો વગર વિચાર્યે ફટ લેતાકની હા પાડી દીધી... ભાઈ ચકી તો રોજની રોજ્ય ભેંશના માથે ચરકે... પણ ભેંશ તો જેવી નદીએ જાય કે વાંહો ધોવાઈ જાય....એમ ને એમ છ મહિના પૂરા થયા. ને ભેંશ ચકીને કયે કે ચકીબેન હવે મારો વારો લ્યો હેઠા બેહો જોઈ. ચકી તો ભાઈ હેઠી બેઠી ઈ ભેળો ભેંશે તો ફદ ફદ કરતોકને મૂક્યો મોટો પોદળો. ચકી તો દટાઈ ગઈ આખ્ખેઆખ્ખી. ત્યાં રસ્તે ચાર ચોર નીકળ્યા. એમાં એકાદો હશે અપલખણો, તે હાલતા હાલતા પોદળાને માર્યું પાટું. તો માલીપાથી ભીની ભદ થઈ ગયેલી ચકલી નીકળી. ચોર તો તરત જ ચાકુ કાઢીને કાપવા બેઠો. ચકી ડોક માંડ માંડ ઊંચી કરીને બોલી : 'છાણવાળી ખાવ છો એના કરતાં ધોઈધફોઈને ખાવને ?' ચોરે તો બાઈ ચકીને નદીમાં ઝબોળીને ખૂબ ધોઈ. ને વળી ચાકુ કાઢ્યું. વળી ચકી બોલી : 'ભીની ભીની ખાસો તે કોરી કરીને ખાવને ...!' ચોરે તો ભીના લોંદા જેવી ચકીને હથેળીમાં રાખી. જેવી પાંખુ સુકાણી ઈ ભેળી જ ચકી તો ફરરર... કરતીકને ઊડી ગઈ ને ઝાડની ડાળીએ જઈને બેહી ગઈ... ચોર મોઢું વકાહીને જોઈ ર્યો. આ તે દીની ઘડી ને આજ નો દિ, ભેંશ હાર્યે ભાઈબંધી તૂટી ગઈ... હવે ચકીને છ મહિનાના વારા બડલવાનું યાદ નથી આવતું.... પણ પોદળા હેઠ્યે દબાવવાની દાઝ્ય કાઢવા ઈ દિ'માં બે-ત્રણ વાર ભેંશ માથે ચરકવાનું ભૂલતી નથી.

## ૨. સબડ ઠેક્યો

એક હતી ડોશી. એને એક દીકરો ને એક દીકરી. ડોશીને વાલામુઈને કાંય રાંધતા નો આવડે.... કાસુકોરું ખાય લ્યે ને ખવડાવી દ્યે. તે ખાવાની લાયમાં સોકરી બધી ભાત્યનું રાંધણું શીખી ગઈ. પણ ઈ તો પયણીને હાહરે વય ગય. ભાયને તો બસાડાને પાસા હતા ઈના ઈ દિ' આવ્યા...ડોશીએ રોજ્યની લમણાઝીંકનો પાર લાવવા એનેય પયણાવી દીધો પણ વઉમાં જાજું મીઠું નો મળે....ડોશીના કપાળ હાર્યે કપાળ ભટકાડે તો જરાય ધોબ નો પડે એવી વઉ જડેલી. ઈ ભાય સોકરો બરોબર્યનો કંટાળ્યો ને તે બેનના ઘર્યે ગ્યો....એનામાંય અક્કલનો સાંટો ઓસો તો ખરો જ ને? નકર્ય બેનના ઘર્યે ખાવા તો નો જ જાય ને? ઈ તો ભાય બે દિ રોકાણો ને બેય દિ ઠીકાઠીકનું ખાધું. નીકળવાનો થ્યો ઈ દિ'એ બેને ઢોકળા કર્યા'તા. ઓલ્યાએ મનમાં નામ પાકું કરી લીધું....આખ્ખે રસ્તે ઢોકળાં..ઢોકળાં ... બોલતો આવે....હવે એમાં રસ્તામાં ક્યાંક નાળું આવ્યું. ઠેકવું કેમ? ઈ તો માંડ માંડ ઠેક્યો. ને ઠેક્યા ભેળ્યો બોલ્યો 'સબડ ઠેક્યો...' ને ભાઈ ઈ તો 'ઢોકળા' ભૂલી ગ્યો ને 'સબડ ઠેક્યો...સબડ ઠેક્યો...' બોલતો બોલતો ઘરે પુગ્યો. ઘર્યે જઈને વઉને કયે 'મને બેને જી ખવડાવ્યું'તું ઈવડું ઈ ખવડાવ્ય' ડોશી કયે 'મારા પીટ્યા પણ કાંક્ય નામ તો હશે ને ઈ રાંધણાનું...નામ દે તો કાંક્ય રાંધે ને?' ઓલ્યો કયે 'નામ? નામ તો સબડ ઠેક્યો. હા. બરોબર્ય બેને સબડ ઠેક્યો જ ખવડાવ્યું'તું..... લે રાંધી દે મને..' ઓલી બાય તો ફાટ્યા મોંએ તાકી રઈ એના ડાસા હામું.... બાપ જન્મારે એણ્યે આવું નામ નો'તું હાંભળ્યું. એણ્યે તો ના પાડી દીધી. ઓલ્યાને સડી દાઝ્ય તે મંડ્યો સબોડવા, 'રાંડ કરી દે મને સબડ ઠેક્યો, રાંધી દે હમણાં ને હમણાં..' ડોશી આડી ફરી... રાડ્ય પાડીને કયે, 'મારા રોયા મેલી મેલી દે...જો તો ખરો. મારી મારીને આના આખા ડિલે તે ઢોકળા કરી દીધા...' ઓલ્યાના હાથમાંથી પરોણો પડી ગ્યો ને રાડ્ય પાડીને ઈ કયે'...હ, જો ઈવડા ઈ ઢોકળા ખાવા'તા...ઢોકળા રાંધી દે હાલ્ય...' મા કયે, 'મર્ય મુવા અક્કલમઠા...પેલેથી કીધુ હોત તો ઢોકળા તો તારા ડોહા મનેય આવડે સે....'

## ટ્રેન ટુ પાકિસ્તાન / મૂ.લે. ખુશવંતસિંઘ

*અનુ. હરીશ ખત્રી*

(લંડનના 'ધ ઓબ્ઝર્વર'એ જેમને જન્મજાત વાર્તાકથક કહીને નવાજ્યા છે, એ બહુચર્ચિત નવલકથાકાર ખુશવંતસિંઘની નવલકથા 'ટ્રેન ટુ પાકિસ્તાન'ની આધુનિક ક્લાસિક તરીકે ગણના થાય છે. હિન્દુસ્તાનના ભાગલા, હિન્દુઓ, શીખો, મુસ્લિમોની મોટા પાયે હિજરત અને બેફામ કોમી કત્લેઆમના ભયાવહ માહોલમાં સરહદ પાસેના સતલજ નદી કાંઠાના માનો માજરા ગામમાં આકાર લેતા બનાવો, એ આ નવલકથાનું મુખ્ય કથાવસ્તુ છે. દિલ્હી અને લાહોર વચ્ચે દોડતી ટ્રેનોની આવનજાવન માટેનું આ નાનું પણ મહત્ત્વનું સ્ટેશન છે. એક કાબેલ, નિપુણ અને સિદ્ધહસ્ત કથાકારની હેસિયતથી ખુશવંતસિંઘ માનો માજરા સ્ટેશને એક સવારે પાકિસ્તાનથી આવી પહોંચેલી ટ્રેનની વાત કરે છે. ટ્રેનના આગમન સાથે સામાન્યતઃ સ્ટેશન ઉપર જોવા મળતી ચહલપહલ અને કોલાહલનો અહીં સદંતર અભાવ છે. સ્ટેશન માસ્તર અને ગાર્ડ મસલત કરીને સંદેશો પહોંચાડતાં નજીકના વડા મથકેથી પોલીસ ટુકડી આવી પહોંચે છે. તેમની પાછળ જ મારતી મોટરે જિલ્લાના ડેપ્યુટી મેજિસ્ટ્રેટ હુકમચંદ પણ આવી પહોંચે છે.

કસમયે ટ્રેનનું આગમન, પોલીસ બંદોબસ્ત તથા સ્ટેશન તરફ ફરકવાની મનાઈથી ગામના લોકોમાં ભારે કુતૂહલ અને ઉત્કંઠા જાગે છે. પરંતુ કુશળ કથાકાર એવા લેખક ટ્રેનના મુસાફરો વિશે પ્રગટપણે કશું જ કહેતા નથી. ગામલોકોના તર્કવિતર્ક અને સત્તાવાળાઓની ભેદી, મૂક હિલચાલનો જ લેખક નિર્દેશ કરે છે. દિવસભરની કપરી કામગીરીને અંતે હુકમચંદ થાક્યાપાક્યા ડાકબંગલામાં પરત

આવે છે. સ્નાનાદિથી પરવારીને પલંગ ઉપર આડા પડતાંની સાથે જ દિવસભરની ઘટનાઓ તેમનાં મનશ્ચક્ષુ સમક્ષ તાદૃશ થાય છે. અત્યાર સુધી ભાવકચિત્તમાં પણ અતિ ઉત્કંઠા જગાડ્યા પછી હવે જ લેખક હુકમચંદના મનોજગતમાં ભાવકનો પ્રવેશ કરાવીને રહસ્યસ્ફોટ કરે છે કે પાકિસ્તાનથી આવેલી ટ્રેન શીખોના મૃતદેહોથી ભરેલી હતી. સમગ્ર પરિસ્થિતિને સંભાળવાની જવાબદારી જેમના શિરે હતી એવા સરકારી અમલદાર હુકમચંદ મૃતદેહોના સામૂહિક અગ્નિદાહની વિધિ પતાવીને પરત ફરે છે, ત્યાર બાદ તેમના ચિત્તની વ્યગ્રતા, માનસિક વ્યથા, ભય અને વિષાદનું લેખક નિરૂપણ કરે છે. બદલાતી બાહ્ય પરિસ્થિતિ સાથે બદલાતી હુકમચંદની માનસિક અવસ્થાનું ચિત્રણ, પાત્રના મનોજગતમાં ઊંડા ઊતરીને તેના માનસિક સ્થિત્યંતરોને પ્રગટ કરવાની લેખકની ક્ષમતા અને કુશળતા પ્રત્યે નિર્દેશ કરે છે, જે અત્યંત આસ્વાદ્ય છે, અને અત્રે પ્રસ્તુત છે.)

દિવસભરના બનાવોની ગમગીનીનો ઓછાયો રેસ્ટહાઉસ ઉપર છવાયેલો હતો. હુકમચંદ સવારથી જ બહાર ગયા હતા. બપોરે સ્ટેશનેથી એમનો બેરર ચા અને સેન્ડવિચ લેવા પાછો આવ્યો ત્યારે તેણે અન્ય નોકરો અને ઝાડુવાળાને ટ્રેન વિશે વાત કરી. સાંજે, નોકરો અને એમના ઘરના સહુએ થોડે દૂરનાં વૃક્ષોની હારમાળાની ટોચ ઉપર ઊંચે જતી અગ્નિની જ્વાળાઓ જોઈ, ભડભડતા અગ્નિએ બંગલાની આખી દીવાલો ઉપર ખિન્નતાભર્યો પ્રકાશ પાથર્યો.

દિવસભરની કામગીરીએ હુકમચંદની શક્તિઓ હણી લીધી હતી. તેમનો થાક માત્ર શારીરિક નહોતો. મૃતદેહોના ખડકાયેલા ગંજને જોઈને પહેલાં તો તેમનું ચિત્ત ઠંડું અને બહેરું જ બની ગયું હતું. પરંતુ થોડા કલાકોમાં તો એમની બધી લાગણીઓ મરી પરવારી. પુરુષો, સ્ત્રીઓ અને બાળકોના મૃત દેહોને ખેંચીને બહાર કઢાતાં અને ઢસડાતાં એ એવી નિરસતાથી જોતા રહ્યા જાણે કે એ પેટીઓ અને બિસ્તરા ન હોય ! પરંતુ સાંજ પડતાંમાં તો એ પોતાને દુ:ખી અને લાચાર અનુભવી રહ્યા. મોટરમાંથી ઊતરતી વખતે એ સાવ નંખાયેલા અને દુર્બળ જણાતા હતા. નોકરો, ઝાડુવાળો અને એમનાં કુટુંબીજનો છાપરે ચઢીને અગ્નિની જ્વાળાઓ જોતાં હતાં. એ લોકો નીચે

ઊતરીને બારણું ખોલે એની રાહ જોતાં એમને ઊભા રહેવું પડ્યું. એમનો બાથરૂમ નહાવા માટે તૈયાર કરેલો નહોતો. હુકમચંદે ઉપેક્ષા અને હતાશાની લાગણી અનુભવી. નોકરોના કામ પ્રત્યે ધ્યાન ન આપતાં એ પલંગ ઉપર આડા પડ્યા. એક નોકર તેમના બૂટની દોરી ખોલી, બૂટ કાઢી, તેમના પગ દબાવવા લાગ્યો. બીજા નોકરે બાલદીઓમાં પાણી લાવીને બાથટબ ભરવા માંડ્યું. અચાનક, જાણે નોકરને લાત મારતાં હોય એમ પોતાનાં પગ ખેસવીને મેજિસ્ટ્રેટ ઊભા થયા અને બાથરૂમમાં ગયા.

સ્નાન કરીને વસ્ત્રો બદલ્યાં પછી હુકમચંદને કંઈક તાજગીનો અનુભવ થયો. પંખાનો પવન ઠંડો અને શાતાદાયક લાગ્યો. હથેળી વડે પોતાની આંખો ઢાંકીને તે ફરીથી આડે પડખે થયાં. બંધ આંખોની ભીતરના અંધારપટ ઉપર દિવસભર જોયેલાં દૃશ્યો એક પછી એક ક્રમશઃ ઊભરાવા લાગ્યાં. આંગળીઓથી પોતાની આંખો ભારપૂર્વક દબાવીને એ દૃશ્યોને ભૂંસી નાંખવાની એમણે કોશિષ કરી. પરંતુ એ છાયાઓ વધુ શ્યામ અને રાતી બનીને ફરી દૃશ્યમાન થવા લાગી. એક માણસ પોતાના આંતરડાં હાથમાં ઝાલીને એવી નજરે જોતો હતો જાણે કહેતો ન હોય, 'જો, મને શું મળ્યું !' કેટલીક સ્ત્રીઓ અને બાળકો એક ખૂણામાં ભરાઈને ઊભાં હતાં. ભયથી એમની આંખો ફાટી ગઈ હતી અને મોઢાં ખુલ્લાં જ હતાં. જાણે એ લોકોની દર્દનાક ચીસો હમણાં જ વાચાવિહીન થઈ ગઈ હોય ! કેટલાંકના શરીર ઉપર તો એક ઘસરકો સુધ્ધાં પડ્યો નહોતો. ડબ્બાની સામેની દીવાલ પાસે ખડકાયેલાં મૃતદેહોની ભયત્રસ્ત નજરો તો ખાલી બારીઓ ઉપર જ ચોંટેલી હતી, જ્યાંથી ભાલા અને ધારિયાં વડે એમની ઉપર પ્રહારો થતાં હશે ! ડબ્બાના પાયખાનાં પણ યુવાન માણસોના શબોથી ખીચોખીચ ભરેલાં હતાં, જેઓ તેને પ્રમાણમાં સલામત સ્થાન માનીને એમાં ભરાઈ ગયા હશે ! અને સડવા માંડેલા માંસ તથા મળમૂત્રની ઊબકાં આવે એવી દુર્ગંધ ! એના વિચારમાત્રથી હુકમચંદના મોઢામાં ઊલટી જેવું થઈ આવ્યું ! સહુથી આબેહુબ ચિત્ર તો લાંબી, સફેદ દાઢીવાળા એક ખેડૂતનું હતું, જેને જોઈને લાગતું જ નહોતું કે તે મૃત્યુ પામ્યો હશે ! ઉપરના પાટિયા પર પડેલાં બિસ્તરાઓની વચ્ચે, નીચેનાં દૃશ્યો ગમગીનીપૂર્વક જોતો તે બેઠો હતો. થીજેલાં લોહીની ઘેરા લાલ રંગની રેખા

તેના કાનમાંથી નીકળીને દાઢી સુધી લંબાઈ હતી. હુકમચંદે તેને જીવતો માનીને તેનો ખભો પકડીને હલાવતાં કહ્યું, 'બાબા, બાબા !' તે જીવતો હતો. તેનો ઠંડો હાથ વિચિત્ર રીતે લંબાયો અને મેજિસ્ટ્રેટના જમણા પગને પકડ્યો. હુકમચંદના શરીરનું અંગેઅંગ પરસેવે રેબઝેબ થઈ ગયું ! એમણે બૂમ પાડવા પ્રયાસ કર્યો. પરંતુ માત્ર એમનું મોઢું જ ખૂલી શક્યું. તેનો હાથ ધીરે ધીરે પગની ઘૂંટીથી પીંડી ઉપર અને પીંડીથી ઢીંચણ સુધી મજબૂત પકડ સાથે લંબાયો. હુકમચંદે ફરી બૂમ પાડવાની કોશિષ કરી. એમનો અવાજ ગળામાં જ અટકી ગયો. પેલો હાથ એમના શરીરે ઉપર ને ઉપર આગળ વધતો રહ્યો. સાથળના જાડા ભાગ સુધી પહોંચતાં જ હાથની પકડ ઢીલી પડી ગઈ. હુકમચંદે પીડાકારી નિસાસો નાંખ્યો અને પછી મક્કમ પ્રયાસ કરીને વેદનાભરી ચીસ પાડતાં પોતાના ભયાનક દુઃસ્વપ્નમાંથી બહાર આવ્યા ! ભયથી ત્રસ્ત ફાટી આંખે એ બેઠા થઈ ગયા !

બાજુમાં ઊભેલો નોકર પણ એટલો જ ભયભીત દેખાતો હતો.

'મને થયું, સાહેબ થાકેલા છે એટલે એમના પગ દબાવી આપીશ તો સારું લાગશે.'

હુકમચંદ કાંઈ બોલ્યા નહિ. કપાળે બાઝેલો પરસેવો લૂછી, માથું ઓશીકે ઢાળતાં એ બોલ્યાં, 'હાય રામ, હાય રામ.' માનસિક હતાશાભર્યા આ ઉદ્‌ગારોએ એમના ભયને દૂર કર્યો. એમને લાગ્યું કે પોતે નિર્બળ અને મૂર્ખ છે. થોડી વાર પછી એમણે સહેજ શાંતિનો અનુભવ કર્યો.

'મને થોડી વ્હીસ્કી આપ.'

નોકર ટ્રેમાં વ્હીસ્કી, સોડા અને પ્યાલો લઈ આવ્યો. હુકમચંદે રંગીન પ્રવાહીથી પા ભાગનો પ્યાલો ભર્યો. નોકરે બાકીનો પ્યાલો સોડાથી ભરી દીધો. મેજિસ્ટ્રેટ એક જ ઘૂંટડે અડધો પ્યાલો ગટગટાવી ગયા. દારૂના પ્રવેશથી એમના શરીરની થાકેલી નસોમાં જોમ આવ્યું. નોકર ફરી એમના પગ દબાવવા લાગ્યો. તેઓ થાકમાં રાહત અને આરામ અનુભવતાં છતને તાકી રહ્યા. ઝાડુવાળાએ ઓરડાઓમાં દીવા પેટાવવાનું શરૂ કર્યું. હુકમચંદના પલંગની બાજુના મેજ ઉપર તેણે એક ફાનસ મૂક્યું. એક જીવડું પાંખો ફફડાવતું ચિમની ફરતે ઘૂમવા લાગ્યું. અને ઊડતું ઊડતું છત તરફ ગયું. દીવાલ ઉપરની ગરોળી

સળવળી ને આગળ વધી. જીવડું છતને અથડાઈને ફાનસ તરફ પાછું પટકાયું. ગરોળી એના સુધી પહોંચી શકે એમ નહોતી. પોતાની ચમકતી કાળી આંખો વડે ગરોળી જોઈ રહી હતી. જીવડું ઘડીક ઉપર, તો ઘડીક નીચે ઊડતું રહ્યું. હુકમચંદ જાણતા હતા કે જીવડું જો એક ક્ષણ પૂરતું પણ છત ઉપર અટકશે તો તરત ગરોળી તેનાં નાનકડાં જડબાં વચ્ચે તેને પકડી લેશે. કદાચ એ જ એનું પ્રારબ્ધ હશે. એ જ સહુનું પ્રારબ્ધ હોય છે. હોસ્પિટલોમાં, ટ્રેનોમાં કે પ્રાણીઓનાં જડબામાં – બધે એ સરખું જ છે. માણસ એકલો જ પથારીમાં પડ્યો પડ્યો મરી જાય. પછી તેની દુર્ગંધ આસપાસમાં ફેલાય અને તેની આંખોના ખાડામાંથી કીડા અંદરબહાર અવરજવર કરવા લાગે અને ગરોળીઓ પોતાના ચીકણા, ગોબરા પેટ વડે તેના ચહેરા ઉપર દોડાદોડ કરે, ત્યાં સુધી કોઈને એની ખબર સુધ્ધાં ન પડે ! હુકમચંદે હાથ વડે પોતાનો ચહેરો લૂછ્યો. પોતાના જ મનથી કોઈ પોતે કેમ કરીને છટકી શકે ? બાકીની વ્હીસ્કી એ ગટગટાવી ગયા અને ફરી પ્યાલો ભર્યો.

મોત કાયમ હુકમચંદને વળગેલું રહ્યું હતું. નાનપણમાં કાકીને મરેલું બાળક અવતર્યા પછી પોતાની નજર સામે જ મૃત્યુ પામતાં જોયાં હતાં. એમના આખા શરીરમાં ઝેર પ્રસરી ગયું હતું. આવનારા મોતની ભયંકર કલ્પના કેટલાય દિવસોથી કાકીને સતાવતી હતી અને તે પાગલની જેમ પોતાના હાથ વીંઝીને પથારી પાસે જ ઊભેલાં મોતના ઓળાથી બચવા માટે હવાતિયાં મારતાં હતાં. તે દીવાલને ચીંધતાં અને તાકતાં, ભયાનક ચીસો પાડતાં મોત પામ્યા હતાં. એ દૃશ્ય હુકમચંદના મનમાંથી કદી પણ હટ્યું નહોતું. આગળ જતાં, મોતના ભયને ખાળવા માટે યુવાન વયે એમણે યુનિવર્સિટી પાસેની સ્માશાનભૂમિ પર ઘણા કલાકો વિતાવ્યા હતાં. વાંસની બરછટ નનામીઓ ઉપર યુવાનો અને વૃદ્ધોના મૃતદેહોને લવાતાં, સ્વજનોને એમની પાછળ વિલાપ કરતાં અને છેવટે એમને બાળતાં જોયાં હતાં. સ્મશાનભૂમિની મુલાકાતોથી એમને શાન્તિ અને સ્વસ્થતાનો અનુભવ થયો હતો. તત્કાળ પૂરતો મોતનો ભય એ ખાળી શક્યા હતાં, પરંતુ માણસના આખરી અંજામનો ખ્યાલ તો સદાય એમના મનમાં મોજૂદ રહેતો. એ ખ્યાલે જ એમને દયાળુ, પરગજુ અને સહનશીલ બનાવ્યા હતા. અનેક પ્રતિકૂળતાઓ વચ્ચે પણ એ

ખ્યાલને લીધે એ પોતે પ્રફુલ્લિત રહી શકતા. પોતાના બાળકો ગુમાવ્યાં ત્યારે પણ સંવેદનશૂન્ય તાટસ્થ્ય એમણે જાળવ્યું હતું. અભણ અને અનાકર્ષક પત્નીને પણ વિના વિરોધે નભાવી હતી. આ બધાના પ્રેરણાસ્રોતરૂપ એમની દૃઢ માન્યતા હતી કે મૃત્યુ એ જ એકમાત્ર અંતિમ સત્ય છે. બાકીનું બધું – પ્રેમ, મહત્ત્વાકાંક્ષા, આત્મસન્માન, બધાં પ્રકારનાં મૂલ્યો – હળવાશથી લેવું જોઈએ. એ પોતે સભાનપણે અને સંનિષ્ઠપણે આમ કરતા. અલબત્ત, એ ભેટસોગાદો સ્વીકારતા અને મિત્રોને મુશ્કેલીટાણે મદદ પણ કરતા, પરંતુ એ ભ્રષ્ટાચારી નહોતા. પ્રસંગોપાત્ત તેઓ મિજબાનીઓમાં જતાં, નાચગાનની મહેફિલ ગોઠવતા, ક્યારેક સેક્સ પણ માણી લેતા, પરંતુ તેઓ લંપટ કે વ્યભિચારી ન હતાં. આ તમામનો, છેવટે, ખરેખર કોઈ અર્થ ખરો ? હુકમચંદની જીવનફિલસૂફીના 'કેન્દ્રમાં' આ પ્રશ્ન હતો. એટલે એ ઘણું સારું જીવન જીવ્યા.

પરંતુ આખી ટ્રેન ભરેલાં મડદાંઓ જોઈને તો હુકમચંદની પ્રારબ્ધવાદી વિચારસરણી પણ હચમચી ઊઠી હતી ! મૃત્યુની અનિવાર્યતાની ફિલસૂફીના નામે આ સામૂહિક નરસંહારનો સહજ સ્વીકાર એ કરી શકે એમ નહોતા. મોટે પાયે આચરાયેલી બેફામ હિંસાએ એમને ચોંકાવી ને ડરાવી દીધા. એમની કાકીએ જીભ કચરતાં મોંમાંથી તૂટી પડેલી લોહી તથા અવકાશમાં તાકી રહેલી આંખોવાળું દૃશ્ય એની પ્રખર ભયાવહતા સાથે હુકમચંદની નજર સમક્ષ ખડું થયું. એમાંથી છુટકારો મેળવવામાં વ્હીસ્કી પણ કામ આવી નહિ.

મોટરની હેડલાઇટથી ઓરડામાં ક્ષણવાર પ્રકાશ ઝબક્યો અને તરત પહેલાં કરતાં પણ વધુ ગાઢ અંધકાર છવાયો. મોટરને કદાચ ગરાજમાં મૂકવામાં આવી હતી. આવી રહેલી રાતથી હુકમચંદ એકદમ સભાન થયા. થોડી વારમાં જ નોકરો પણ તેમનું કામ પતાવીને પોતપોતાના કવાર્ટરમાં જઈને પત્ની તથા બાળકોના હૂંફાળા સાંનિધ્યમાં આરામથી ઊંઘી જશે. બંગલાના ખાલી ઓરડાઓમાં એકલા પડેલા એ પોતે, એમણે જ સર્જેલી ભૂતાવળો વચ્ચે ઘેરાઈ જશે. ના, ના ! નોકરોને પોતાની નજીકમાં જ ક્યાંક ઊંઘી જવાની સૂચના આપવી પડશે. શું એ બધાંને બહાર ઓસરીમાં સૂવાનું કહેવું ? એમ કરવાથી એ લોકોને શંકા તો નહીં જાગે ને પોતે ગભરાઈ

ગયા છે ! પણ, એમને તો એમ જ કહેવાનું કે રાત્રિ દરમિયાન કદાચ કોઈ કારણસર ક્યાંક મારી જરૂર ઊભી થાય, માટે તમારી હાજરી અહીં આવશ્યક છે. આમ કરવાથી મારા ગભરાટને એ લોકોથી છુપાવી શકાશે.

'બેરર ?'

'હા, સાહેબ.' કહેતો નોકર જાળીવાળા બારણામાંથી અંદર આવ્યો.

'સૂવા માટે મારો પલંગ તેં ક્યાં ગોઠવ્યો છે ?'

'સાહેબનો પલંગ હજી મૂક્યો નથી. વાદળો ઘેરાયેલાં છે અને કદાચ વરસાદ પણ પડે એમ લાગે છે. શું આપ નામદાર ઓસરીમાં સૂવાનું પસંદ કરશો ?'

'ના, હું મારા ઓરડામાં સૂઈ જઈશ. પંખાવાળા છોકરાને કહેજો કે એકાદબે કલાક પંખો ઝૂલાવે. ત્યાં સુધીમાં વાતાવરણમાં ઠંડક થઈ જશે. નોકરોને ઓસરીમાં સૂવાનું કહેજે. આજે રાત્રે અગત્યના કોઈ કામ માટે કદાચ એમની જરૂર પડે.' આંખ ઊંચી કરીને બેરર સામે જોયા વિના જ એ બોલ્યા.

'હા, સાહેબ. એ લોકો સૂવા જાય એ પહેલાં, હાલ જ હું એમને સૂચના આપું છું. શું આપ સાહેબ માટે ભોજન લઈ આવું ?'

હુકમચંદ જમવાનું તો ભૂલી જ ગયા હતા.

'ના, મારે જમવું નથી. નોકરોને કહેજે કે એમની પથારીઓ ઓસરીમાં જ પાથરે. ડ્રાઇવરને પણ અહીં જ રહેવાનું કહેજે. ઓસરીમાં પૂરતી જગ્યા ન હોય તો બાજુના ઓરડામાં સૂવાનું કહેજે.'

બેરર ચાલ્યો ગયો. હુકમચંદે અત્યંત રાહત અનુભવી. નોકરોથી પોતાનો ડર પોતે સિફતપૂર્વક છુપાવી શક્યા હતા. આટલા બધા લોકો પોતાની આસપાસ હશે એટલે પોતે શાંતિથી નિરાંતની ઊંઘ લઈ શકશે. બહાર માણસોની ચહલપહલના અવાજો આવવા લાગ્યા. ઊંઘવાની મનપસંદ જગ્યા કબજે કરવા માટે નોકરો વચ્ચે થતી બોલાચાલીનો અવાજ, પોતાના બારણાની બહાર જ ગોદડાં પથરાવાનો અવાજ, બાજુના ઓરડામાં લવાતા ફાનસનો અવાજ, ખાટલા પાથરવાની જગ્યા કરવા માટે આછાપાછા ખસેડાતાં અન્ય ફર્નિચરનો અવાજ. આ અવાજો સાંભળીને હુકમચંદને ઘણું આશ્વાસન મળ્યું.

બંગલાના ઝાંપામાં પ્રવેશતી મોટરની હેડલાઇટના પ્રકાશથી ફરી એક વાર ઓરડો ઝળહળી ઊઠ્યો. મોટર ઓસરી આગળ થોભી. હુકમચંદે સ્ત્રીપુરુષોના અવાજો સાંભળ્યા. અને પછી જાણે ઘંટડીનો રણકાર સંભળાયો ! એમણે એકદમ બેઠા થઈને જાળીવાળા બારણાની બહાર નજર કરી. એમણે કેટલાક સાજિંદાઓ, પેલી ઘરડી બાઈ અને યુવાન વેશ્યાને મોટરમાંથી ઊતરતાં જોયા. પોતે તો આ લોકોને બિલકુલ ભૂલી જ ગયા હતાં.

'બેરર ?'

'હા, સાહેબ.'

'જો, ડ્રાઈવરને કહી દે કે સાજિંદાઓ અને પેલી બાઈને પાછા લઈ જાય. અને...નોકરોને પણ કહી દે કે એમના ક્વાર્ટરોમાં જઈને સૂઈ જાય. મને જરૂર પડશે તો એમને બોલાવી લઈશ.'

પોતાની મનોવૃત્તિને આમ ઉઘાડી પાડી દેવાની અણઘડતાથી એમણે સાશ્ચર્ય આંચકો અનુભવ્યો ! નોકરો હવે ચોક્કસ પીઠ પાછળ પોતાની છાની મશ્કરી કરશે. પરંતુ પોતાને એની પરવા નથી. એમણે વ્હીસ્કીનો વધુ એક પેગ ગટગટાવ્યો.

બેરર નોકરોને સૂચના આપે એ પહેલાં જ નોકરોએ ત્યાંથી ખસવાનું શરૂ કરી દીધું. બાજુના ઓરડામાંથી ફાનસ પણ હટાવી દેવાયું. ડ્રાઇવરે મોટર ફરી ચાલુ કરી. તેણે મોટરની લાઇટો ચાલુ કરી ને તરત બંધ કરી. પેલી ઘરડી બાઈ મોટરમાં પાછા જવાનો ઈન્કાર કરતી હતી અને એ માટે બેરર સાથે દલીલબાજી કરતી હતી. એનો અવાજ ઊંચો ને ઊંચો જવા લાગ્યો. દલીલોની સીમા વળોટીને તે જીભાજોડી પર ઊતરી આવી. અને હવે ઓરડામાં બેઠેલા મેજિસ્ટ્રેટને જ એણે સીધું કહેવા માંડ્યું.

'આપ નામદારનું રાજ સદાય ચાલ્યા કરે. આપ સાહેબની કલમ હજારોના – ના, લાખોના આંકડા પાડે....'

હુકમચંદે હવે મિજાજ ગુમાવ્યો. 'ચાલી જા.' તેઓ તાડૂક્યા, 'એ દિવસનો હિસાબ તારે મને ચૂકતે કરવો પડશે. જતી રહે. બેરર, એને રવાના કરી દે.'

બાઈનો અવાજ એકદમ ધીમો થઈ ગયો. બેરરે તેને ઝડપથી મોટરમાં

ધકેલી દીધી. મોટર બહાર ગઈ. હવે માત્ર હુકમચંદના પલંગની બાજુમાં પડેલાં ફાનસના દીવાનો ટમટમતો પીળો પ્રકાશ જ શેષ રહ્યો. એ ઊભા થયાં અને મેજ પરથી દીવો ઊઠાવીને બારણાં પાસેના ખૂણામાં મૂક્યો. ફાનસની ચિમનીની કાચની દીવાલને અથડાતાં ફૂદાં આસપાસ ઊડવા લાગ્યાં. છત ઉપરની ગરોળીઓ દીવાલ પર નીચે ફાનસ તરફ સરકવા લાગી. જેવું ફૂદું દીવાલ પર બેઠું કે તરત જ એક ગરોળી ચુપકીદીથી એની પાછળ સરકી, એની ઉપર તરાપ મારી અને એની ફફડતી પાંખો સાથે એને લાગલું પોતાના જડબાં વચ્ચે જકડી લીધું. હુકમચંદ અવિચળભાવે આ બધું જોઈ રહ્યા.

બારણું હળવેથી ઊઘડ્યું અને બંધ થયું. એક નીચી, કાળી આકૃતિ ઓરડામાં સરકી. યુવતીની સાડી ઉપર ટાંકેલાં રૂપેરી આભલાં ફાનસના પ્રકાશમાં ચમકી ઊઠ્યાં અને દીવાલ તથા છત ઉપર સેંકડો પ્રકાશબિંદુઓ રમતાં મૂકી દીધાં. હુકમચંદ પડખું ફર્યા. પોતાની પહોળી, કાળી આંખો વડે યુવતી એમને જોઈ રહી હતી. તેણે નાકમાં પહેરેલી નથમાંનો હીરો ઝગમગતો હતો. તે પૂરેપૂરી ભયભીત દેખાતી હતી.

'આવ.' બિસ્તર ઉપર પોતાની બાજુમાં જગ્યા કરીને હાથ લંબાવતા મેજિસ્ટ્રેટે તેને કહ્યું. યુવતી પાસે આવી. બિસ્તરની ધાર પર બેસીને તે આડું જોઈ રહી. હુકમચંદે પોતાનો હાથ તેની કમર ફરતે વીંટાળ્યો. છોકરીની જાંઘ અને પેટને પંપાળતાં હુકમચંદ તેનાં ટચૂકડાં અર્ધવિકસિત સ્તન સાથે ગેલ કરવા લાગ્યા. છોકરી સહેજ પણ ચલિત થયા વિના અક્કડ બેસી રહી.હુકમચંદ થોડા વધારે ખસીને, જગ્યા કરતાં ઘેનમાં ગણગણ્યા. 'અહીં આવીને સૂઈ જા.' છોકરી મેજિસ્ટ્રેટની બાજુમાં સહેજ લંબાઈને આડી પડી. તેની સાડીના આભલાના સ્પર્શથી મેજિસ્ટ્રેટના ગાલ ઉપર ગલીપચી થવા લાગી. છોકરીએ ખસનું અત્તર લગાવ્યું હતું. સૂકી ધરતી ઉપર પાણીનો છંટકાવ થતાં આવતી ભીની માટીની તાજી ખુશબો એમાંથી આવતી હતી. તેના શ્વાસમાંથી ઈલાયચીની અને છાતીમાંથી મધની સુગંધ આવતી હતી. હુકમચંદ એક શિશુની જેમ તેની સોડમાં લપાઈને ગાઢ નિદ્રામાં સરી ગયા.

## વહેંતિયા દરજીનાં પરાક્રમો / રૂપાંતર : યુયુત્સુ પંચાલ

એક નાનકડા ગામમાં કુશળ દરજી રહેતો હતો. એનું કદ ખૂબ નીચું હોવાથી બધા એને વહેંતિયો કહેતા હતા – આથી એનું નામ વહેંતિયો દરજી પડી ગયું હતું.

ઉનાળાની એક વહેલી સવારે વહેંતિયો દરજી પોતાના ઘરની બારી પાસે મૂકેલા સીવવાના સંચા ઉપર બેસીને કામ કરતો હતો એટલામાં જ એક ઘરડી સ્ત્રીએ બૂમ મારી, 'તાજું માખણ લઈ લો, તાજું માખણ લઈ લો !'

ઘરડી સ્ત્રીનો રૂપાની ઘંટડી જેવો ટહુકો દરજીના કાનને સ્પર્શી ગયો. એણે માથું બારીની બહાર કાઢીને કહ્યું, 'ઓ માજી, તમારે સારો ઘરાક જોઈએ તો ઉપર આવો.'

આ સાંભળીને ઘરડી સ્ત્રી ભારેખમ ટોપલો ઊંચકીને મહાપરાણે દાદર ચઢીને ગઈ. એણે, જોઈને મોંમાં પાણી છૂટે એવી દૂધની વાનગીઓ ભરેલો ટોપલો એની સામે ધરી દીધો. દરજીએ એક પછી એક એમ બધી વાનગીઓની નજીક જઈને આંખોનાં પોપચાં ખોલીને અને નાનકડા નાકથી સૂંઘીને છેલ્લે કહ્યું, 'બધાંમાં આ માખણ મને સ્વાદિષ્ટ અને તાજું લાગે છે; તું મને પાશેર માખણ તોલી આપ.' તે બાઈ તોલતી હતી ત્યાં જ એ બોલ્યો, 'ના... ના... મારા જેટલા વહેંતિયાને તો પચાસ ગ્રામ જેટલું માખણ પણ બહુ થઈ રહેશે... ચાલ, તું મને પચાસ ગ્રામ જ માખણ તોલી આપ, જેથી હું મારા રોટલા ઉપર ચોપડીને ધરાઈને ખાઈ લઉં.'

ઘરડી સ્ત્રીએ, ગુસ્સામાં દરજી સામે તગતગતી આંખો કાઢીને માખણ

તોલી આપ્યું અને બબડતી બબડતી દાદરો ઊતરીને જતી રહી.

'માખણ મારી મોટી નબળાઈ છે, અને એમાં પાછું તાજા માખણની તો મઝા જ કંઈક જુદી છે.' વહેંતિયા દરજીએ કહ્યું. 'એ ખાવાથી મારામાં તાકાત અને તાજગી આવે છે.' આમ કહી એણે કબાટમાંથી એક રોટલો કાઢીને એના ઉપર માખણ ચોપડીને સંચા નજીક મૂકી રાખ્યો. હવે એ પહેલાથી વધુ કાળજીથી સિલાઈકામ કરવા માંડ્યો. આખો દિવસ તાજા માખણની સુગંધ ઓરડામાં ફેલાતી રહી. થોડી વારમાં માખીઓનું એક ઝુંડ એની આજુબાજુ ફેરફુંદરડી ફરવા લાગ્યું.

માખીઓના ઝુંડને જોઈને એ બોલ્યો, 'દુનિયાના સૌથી વધુ નવરા મહેમાનો પધારો... પધારો... હું તમારી જ રાહ જોતો હતો. આમ કહી વણનોતર્યા મહેમાનોને એ ભગાડવા લાગ્યો.' પણ માખીઓને એ ભાષા સમજાઈ નહીં. અને એમણે તો બમણા જોરથી પહેલા કરતાં પણ મોટા સમૂહમાં હુમલો કર્યો. વહેંતિયો દરજી હવે ત્યાં ઊભો રહી ન શક્યો. એણે ચીંથરેહાલ કપડું લીધું, અને કહ્યું, 'હવે , જુઓ હું તમારી કેવી વલે કરું છું !' એમ કહી એણે નિર્દયપણે માખીઓને ઝાપટવા લાગી. અંતે થાકીને જ્યારે એનું શરીર સ્થિર થયું ત્યારે જમીન ઉપર સાત માખીઓ મરેલી પડી હતી. આ જોઈને એને પોતાની બહાદુરી ઉપર ગર્વ થયું અને એણે પોતાની પીઠ જાતે ઠાબડીને બોલ્યો, 'મારી આ તાકાતની જાણ આખા નગરને થવી જોઈએ.'

થોડો આરામ કરીને એણે જલદી-જલદી એક કમરપટ્ટો બનાવ્યો અને એના ઉપર મોટા અક્ષરે લખ્યું, 'એક ફટકામાં સાત મર્યા' '– શહેરમાં હું ગર્વભેર ફરીશ, મારી આજુબાજુ લોકો ટોળું વળીને ઊભા રહેશે અને આમ ધીમે ધીમે આખી દુનિયામાં મારી પ્રશંસા થશે, હું જ્યાં ચાલીને જઈશ ત્યાં લોકો રસ્તો મોકળો કરી આપશે – અને આમ આખા વિશ્વમાં 'વહેંતિયા દરજીનાં પરાક્રમો' જાણીતાં બની જશે.'

દરજીએ કમરે પટ્ટો પહેરી લીધો અને વિશ્વની સફર કરવા નીકળી પડવાનું વિચાર્યું. એને કામકાજની નાનકડી જગ્યા કરતાં આ વધુ મહત્ત્વનું લાગ્યું. એણે નીકળતા પહેલાં ઘરના ખૂણેખાંચરે નજર ફેરવી લીધી, ક્યાંક કોઈક

## વહેંતિયા દરજીનાં પરાક્રમો / રૂપાંતર : યુયુત્સુ પંચાલ

એક નાનકડા ગામમાં કુશળ દરજી રહેતો હતો. એનું કદ ખૂબ નીચું હોવાથી બધા એને વહેંતિયો કહેતા હતા – આથી એનું નામ વહેંતિયો દરજી પડી ગયું હતું.

ઉનાળાની એક વહેલી સવારે વહેંતિયો દરજી પોતાના ઘરની બારી પાસે મૂકેલા સીવવાના સંચા ઉપર બેસીને કામ કરતો હતો એટલામાં જ એક ઘરડી સ્ત્રીએ બૂમ મારી, 'તાજું માખણ લઈ લો, તાજું માખણ લઈ લો !'

ઘરડી સ્ત્રીનો રૂપાની ઘંટડી જેવો ટહુકો દરજીના કાનને સ્પર્શી ગયો. એણે માથું બારીની બહાર કાઢીને કહ્યું, 'ઓ માજી, તમારે સારો ઘરાક જોઈએ તો ઉપર આવો.'

આ સાંભળીને ઘરડી સ્ત્રી ભારેખમ ટોપલો ઊંચકીને મહાપરાણે દાદર ચઢીને ગઈ. એણે, જોઈને મોંમાં પાણી છૂટે એવી દૂધની વાનગીઓ ભરેલો ટોપલો એની સામે ધરી દીધો. દરજીએ એક પછી એક એમ બધી વાનગીઓની નજીક જઈને આંખોનાં પોપચાં ખોલીને અને નાનકડા નાકથી સૂંઘીને છેલ્લે કહ્યું, 'બધાંમાં આ માખણ મને સ્વાદિષ્ટ અને તાજું લાગે છે; તું મને પાશેર માખણ તોલી આપ.' તે બાઈ તોલતી હતી ત્યાં જ એ બોલ્યો, 'ના... ના... મારા જેટલા વહેંતિયાને તો પચાસ ગ્રામ જેટલું માખણ પણ બહુ થઈ રહેશે... ચાલ, તું મને પચાસ ગ્રામ જ માખણ તોલી આપ, જેથી હું મારા રોટલા ઉપર ચોપડીને ધરાઈને ખાઈ લઉં.'

ઘરડી સ્ત્રીએ, ગુસ્સામાં દરજી સામે તગતગતી આંખો કાઢીને માખણ

તોલી આપ્યું અને બબડતી બબડતી દાદરો ઊતરીને જતી રહી.

'માખણ મારી મોટી નબળાઈ છે, અને એમાં પાછું તાજા માખણની તો મઝા જ કંઈક જુદી છે.' વહેંતિયા દરજીએ કહ્યું. 'એ ખાવાથી મારામાં તાકાત અને તાજગી આવે છે.' આમ કહી એણે કબાટમાંથી એક રોટલો કાઢીને એના ઉપર માખણ ચોપડીને સંચા નજીક મૂકી રાખ્યો. હવે એ પહેલાથી વધુ કાળજીથી સિલાઈકામ કરવા માંડ્યો. આખો દિવસ તાજા માખણની સુગંધ ઓરડામાં ફેલાતી રહી. થોડી વારમાં માખીઓનું એક ઝુંડ એની આજુબાજુ ફેરફૂંદરડી ફરવા લાગ્યું.

માખીઓના ઝુંડને જોઈને એ બોલ્યો, 'દુનિયાના સૌથી વધુ નવરા મહેમાનો પધારો... પધારો... હું તમારી જ રાહ જોતો હતો. આમ કહી વણનોતર્યા મહેમાનોને એ ભગાડવા લાગ્યો.' પણ માખીઓને એ ભાષા સમજાઈ નહીં. અને એમણે તો બમણા જોરથી પહેલા કરતાં પણ મોટા સમૂહમાં હુમલો કર્યો. વહેંતિયો દરજી હવે ત્યાં ઊભો રહી ન શક્યો. એણે ચીંથરેહાલ કપડું લીધું, અને કહ્યું, 'હવે , જુઓ હું તમારી કેવી વલે કરું છું !' એમ કહી એણે નિર્દયપણે માખીઓને ઝાપટવા લાગી. અંતે થાકીને જ્યારે એનું શરીર સ્થિર થયું ત્યારે જમીન ઉપર સાત માખીઓ મરેલી પડી હતી. આ જોઈને એને પોતાની બહાદુરી ઉપર ગર્વ થયું અને એણે પોતાની પીઠ જાતે ઠાબડીને બોલ્યો, 'મારી આ તાકાતની જાણ આખા નગરને થવી જોઈએ.'

થોડો આરામ કરીને એણે જલદી-જલદી એક કમરપટ્ટો બનાવ્યો અને એના ઉપર મોટા અક્ષરે લખ્યું, 'એક ફટકામાં સાત મર્યા' '– શહેરમાં હું ગર્વભેર ફરીશ, મારી આજુબાજુ લોકો ટોળું વળીને ઊભા રહેશે અને આમ ધીમે ધીમે આખી દુનિયામાં મારી પ્રશંસા થશે, હું જ્યાં ચાલીને જઈશ ત્યાં લોકો રસ્તો મોકળો કરી આપશે – અને આમ આખા વિશ્વમાં 'વહેંતિયા દરજીનાં પરાક્રમો' જાણીતાં બની જશે.'

દરજીએ કમરે પટ્ટો પહેરી લીધો અને વિશ્વની સફર કરવા નીકળી પડવાનું વિચાર્યું. એને કામકાજની નાનકડી જગ્યા કરતાં આ વધુ મહત્ત્વનું લાગ્યું. એણે નીકળતા પહેલાં ઘરના ખૂણેખાંચરે નજર ફેરવી લીધી, ક્યાંક કોઈક

વસ્તુ રહી તો નથી જતી ને, થોડા વાસી દહીંનો મસકા સિવાય લેવા જેવું કશું લાગ્યું નહીં. મસકો એણે કકડામાં વીંટાળી ખિસ્સામાં મૂકી દીધો. ઘરની બહાર ઊભેલા ઝાડની ડાળી ઉપર બેઠેલા પક્ષીને પકડીને એને મસકા સાથે ચોંટાડી દીધું. બધી બાબતો પતી એટલે એણે બહાદુરીથી ઘરની બહાર પગ મૂક્યો. એની ચપળતાને લીધે અને શરીર વહેંતિયું હોવાથી એને થાક ન લાગ્યો.

પર્વત ઉપર ચઢીને એના સૌથી ઊંચા શિખરે એ પહોંચ્યો ત્યાં જ એની નજર એક જોરાવર રાક્ષસ ઉપર પડી. બંનેની નજર ભેગી થઈ. વહેંતિયા દરજીએ બહાદુરીથી એની નજીક જઈને પૂછ્યું, 'દોસ્ત, તું મઝામાં તો છે ને ! તું બેઠો છે ત્યાંથી આખું વિશ્વ જોઈ શકાય છે. હું મારું નસીબ અજમાવવા જઉં છું, જો તારી ઇચ્છા હોય તો એકથી બે ભલા.'

રાક્ષસે એની સામે તિરસ્કારથી જોઈને કહ્યું, 'ઓ વહેંતિયા હરામખોર ! મને તારી દયા આવે છે !'

'એ શક્ય છે !' વહેંતિયો દરજી મનોમન બબડ્યો. એણે રાક્ષસને પટ્ટો બતાવીને પૂછ્યું, 'આ વાંચીને તું મને કહે કે હું માણસ છું કે બીજું કોઈ.'

રાક્ષસે વાંચ્યું : 'એક ઘાએ સાત મર્યા !' વાંચીને એ વિચારવા લાગ્યો કે આ દરજી એક ફટકામાં સાતને મારી શકે છે, અને એકાએક એ એને માન આપીને બોલાવવા લાગ્યો. એનામાં તાકાત છે કે નહીં એની ખાતરી કરવા એણે એક પથ્થર ઉપાડ્યો અને એટલા જોરથી દબાવ્યો કે એમાંથી પાણી ટપકવા લાગ્યું.

'તારામાં તાકાત હોય તો તું આ કરીને બતાવ', રાક્ષસે કહ્યું.

'ઠીક છે,' વહેંતિયા દરજીએ કહ્યું, 'હું પ્રયત્ન કરું છું,' આમ કહી એણે ખિસ્સામાંથી મસકો કાઢીને હથેળી વચ્ચે એટલો જોરથી દબાવ્યો કે એમાંથી દહીંનું પાણી ટપકવા લાગ્યું.

એણે કહ્યું, 'બોલ, તારે આ વિશે શું કહેવું છે ?'

વહેંતિયાની તાકાત જોઈને રાક્ષસ કશું બોલી શક્યો નહીં.

બીજી વખત રાક્ષસે એક પથ્થર ઉપાડીને એટલે દૂર ફેંક્યો કે એ દેખાતો બંધ થઈ ગયો. 'નાનકડા મિત્ર, હવે તું આ કરી બતાવ !'

'સુંદર ફેંક્યો,' દરજીએ કહ્યું; 'પણ પથ્થર પાછો ધરતી ઉપર આવીને પછડાયો. હું જે ફેંકીશ એ ધરતી ઉપર પાછું નહીં પછડાય.' એમ કહી એણે ખિસ્સામાંથી પક્ષીને પકડીને હવામાં ફેંક્યું. પક્ષી સ્વતંત્ર થયું, એટલે પાંખો ફેલાવીને એ ઊડી ગયું.

'આ જોઈને તારે શું કહેવું છે,' દરજીએ પૂછ્યું.

'તું ફેંકી શકે છે એ વિશે કોઈ બેમત નથી પણ હવે આપણે જોઈએ કે તું કેટલું ઊંચકી શકે છે.' રાક્ષસે કહ્યું.

રાક્ષસ દરજીને જંગલમાં નીચે પડેલા એક વિશાળ ઝાડ પાસે લઈ ગયો, અને કહ્યું, 'હવે, તારામાં તાકાત હોય તો આ ઝાડને જંગલમાંથી બહાર લઈ જવામાં મને મદદ કર.'

'અરેરે... એ તો ચપટી વગાડતામાં આપણે ઊંચકીને લઈ જઈશું; દરજીએ કહ્યું; 'તું તારા ખભા ઉપર ઝાડનું થડ ઊંચક અને હું મારા ખભા ઉપર આટલી બધી ડાળીઓ ઊંચકીશ કારણ કે એ વધુ મુશ્કેલ છે.'

રાક્ષસે જેવું ઝાડનું થડ ઊંચક્યું એવો જ વહેંતિયો દરજી એક ડાળી ઉપર આરામથી ગોઠવાઈ ગયો. રાક્ષસ એ શું કરે છે એ પાછું વળીને જોઈ ન શક્યો. આમ આખું ઝાડ રાક્ષસે ઊંચક્યું અને વહેંતિયાભાઈ ડાળી ઉપર બેસીને લિજ્જતથી ગીતો ગણગણવા લાગ્યા. રાક્ષસના ખભે આખા ઝાડનું વજન પડવાથી અધવચ્ચે જ એ થાકી ગયો અને રડમસ અવાજે બોલ્યો, 'થોડી વાર આપણે આરામ લઈએ તો કેવું, તું પણ થાક્યો હોઈશ ! વહેંતિયા દરજીએ કહ્યું, હા આટલી બધી ડાળીઓને એક સાથે પકડી રાખવી ખૂબ અઘરું છે. એમ કહીને દરજી તરત નીચે કૂદી પડ્યો, ડાળીઓને ઊંચકવાનો ડોળ કરીને બંને હાથ વચ્ચે પકડી રાખી. અને કહ્યું, 'જોયું... જોયું... તું આટલો તાકાતવાન છે છતાં આ ઝાડ ન ઊંચકી શક્યો !'

તેઓ થોડે આગળ વધ્યા ત્યાં એક ફળનું ઝાડ આવ્યું. રાક્ષસે જે ડાળ ઉપર રસવાળા, પાકેલાં ફળ હતાં તે ડાળીને નીચી નમાવીને દરજીને પકડવા આપી. પણ વહેંતિયો દરજી એ ડાળીઓ પકડી શકવા શક્તિમાન ન હતો, રાક્ષસે જેવી ડાળીઓ છોડી દીધી એની સાથે જ વહેંતિયો દરજી હવામાં પતંગ ઊંચે ને ઊંચે ચઢે એમ એ ઊંચે જવા લાગ્યો. એના સદ્‌ભાગ્યે શરીરે એક પણ

વસ્તુ રહી તો નથી જતી ને, થોડા વાસી દહીંનો મસકા સિવાય લેવા જેવું કશું લાગ્યું નહીં. મસકો એણે કકડામાં વીંટાળી ખિસ્સામાં મૂકી દીધો. ઘરની બહાર ઊભેલા ઝાડની ડાળી ઉપર બેઠેલા પક્ષીને પકડીને એને મસકા સાથે ચોંટાડી દીધું. બધી બાબતો પતી એટલે એણે બહાદુરીથી ઘરની બહાર પગ મૂક્યો. એની ચપળતાને લીધે અને શરીર વહેંતિયું હોવાથી એને થાક ન લાગ્યો.

પર્વત ઉપર ચઢીને એના સૌથી ઊંચા શિખરે એ પહોંચ્યો ત્યાં જ એની નજર એક જોરાવર રાક્ષસ ઉપર પડી. બંનેની નજર ભેગી થઈ. વહેંતિયા દરજીએ બહાદુરીથી એની નજીક જઈને પૂછ્યું, 'દોસ્ત, તું મઝામાં તો છે ને ! તું બેઠો છે ત્યાંથી આખું વિશ્વ જોઈ શકાય છે. હું મારું નસીબ અજમાવવા જઉં છું, જો તારી ઇચ્છા હોય તો એકથી બે ભલા.'

રાક્ષસે એની સામે તિરસ્કારથી જોઈને કહ્યું, 'ઓ વહેંતિયા હરામખોર ! મને તારી દયા આવે છે !'

'એ શક્ય છે !' વહેંતિયો દરજી મનોમન બબડ્યો. એણે રાક્ષસને પટ્ટો બતાવીને પૂછ્યું, 'આ વાંચીને તું મને કહે કે હું માણસ છું કે બીજું કોઈ.'

રાક્ષસે વાંચ્યું : 'એક ઘાએ સાત મર્યા !' વાંચીને એ વિચારવા લાગ્યો કે આ દરજી એક ફટકામાં સાતને મારી શકે છે, અને એકાએક એ એને માન આપીને બોલાવવા લાગ્યો. એનામાં તાકાત છે કે નહીં એની ખાતરી કરવા એણે એક પથ્થર ઉપાડ્યો અને એટલા જોરથી દબાવ્યો કે એમાંથી પાણી ટપકવા લાગ્યું.

'તારામાં તાકાત હોય તો તું આ કરીને બતાવ', રાક્ષસે કહ્યું.

'ઠીક છે,' વહેંતિયા દરજીએ કહ્યું, 'હું પ્રયત્ન કરું છું,' આમ કહી એણે ખિસ્સામાંથી મસકો કાઢીને હથેળી વચ્ચે એટલો જોરથી દબાવ્યો કે એમાંથી દહીંનું પાણી ટપકવા લાગ્યું.

એણે કહ્યું, 'બોલ, તારે આ વિશે શું કહેવું છે ?'

વહેંતિયાની તાકાત જોઈને રાક્ષસ કશું બોલી શક્યો નહીં.

બીજી વખત રાક્ષસે એક પથ્થર ઉપાડીને એટલે દૂર ફેંક્યો કે એ દેખાતો બંધ થઈ ગયો. 'નાનકડા મિત્ર, હવે તું આ કરી બતાવ !'

સમયમાં એની આજુબાજુ ટોળું ભેગું થઈ ગયું, પટ્ટા ઉપરનું લખાણ વાંચીને સૌ એને આશ્ચર્યથી જોઈ રહ્યા.

ટોળામાંથી કોઈક બોલ્યું, 'ઓહોહો ! શાંતિના સમયમાં આ પ્રભુ અહીં ક્યાંથી આવી ટપક્યા ? એ કુશળ કુસ્તીબાજ લાગે છે !'

લોકોએ જઈને રાજાને જાણ કરી. અમુક લોકોએ વિચાર્યું કે એકાએક યુદ્ધ ફાટી નીકળે તો આ શૂરવીર આપણને ઘણો ઉપયોગી થઈ પડે ! આવા શૂરવીરને કોઈ પણ કિંમતે રાખવો જ જોઈએ. રાજાએ મંત્રીને બોલાવીને હુકમ આપ્યો, 'એ જાગે એટલે એને આપણા લશ્કરમાં જોડાવા વિનંતી કરો.' મંત્રી વહેંતિયો દરજી ઊંઘીને ઊઠે એની રાહ જોતો ઊભો રહ્યો. વહેંતિયા દરજીએ આંખો ઊઘાડી અને કહ્યું, 'હું આ જ કારણે અહીં આવ્યો છું. હું રાજાની સેવામાં જરૂર હાજર થઈશ.'

માનપાન સાથે એને આવકાર મળ્યો, સાથે સાથે રહેવા માટે એક સ્વતંત્ર મકાન પણ મળ્યું.

આ જોઈને બીજા સૈનિકોની આંખમાં વહેંતિયો દરજી કણાની જેમ ખૂંચવા લાગ્યો.

સૈનિકો અંદરોઅંદર ગુસપુસ કરવા લાગ્યા કે હવે આ ઉપાધિનું શું કરીશું ? જો આપણે એની સામે થઈશું તો એક જ ફટકાએ આપણામાંથી સાત ઓછા થઈ જશે. આથી એ લોકો બીજી યુક્તિ વિચારવા લાગ્યા.

છેવટે તેઓ એક સંમતિ ઉપર આવ્યા. રાજાની પાસે જઈને એમને છૂટા કરવાનું કહેવા લાગ્યા. એક વ્યક્તિને કારણે રાજાએ પોતાના વફાદાર સૈનિકો ગુમાવવાનો વારો આવ્યો એ જાણીને એમને દુઃખ થયું. આથી વહેંતિયા દરજીને છૂટો કરવો એમ નક્કી થયું. પણ દરજીને છૂટો કરવાની હિંમત પણ ન ચાલી – કદાચ એ ઘણાં સૈનિકોને મારી નાખે અથવા પોતાને પણ કાંટાની જેમ ફેંકી દે. લાંબા સમય સુધી વિચાર્યા પછી શું કરવું એ એમણે નક્કી કર્યું.

રાજાએ દરજીને શૂરવીરતાનો પરચો દેખાડવાની દરખાસ્ત મૂકી. જંગલમાં બે મોટા રાક્ષસો અમારા નગરમાં ઘૂસીને ખૂબ આતંક ફેલાવે છે. પોતાના જીવને ભોગે કોઈ પણ વ્યક્તિ એની સામે થવાની હિંમત નથી કરતું. આથી

જો વહેંતિયો દરજી આ બંને રાક્ષસોને મારી નાખશે તો રાજા પોતાની એકની એક વહાલી દીકરી એની સાથે પરણાવશે, એના રાજ્યનો અડધો ભાગ દહેજ તરીકે આપશે અને સો ઘોડેસવાર એના સહાયક તરીકે સાથે ને સાથે જશે.

'મારા જેવી વ્યક્તિને જ આવાં માનપાન મળી શકે...' આ બોલીને દરજી ફૂલીને ફાળકો થઈ ગયો અને એને રૂઆબથી ચારેબાજુ નજર ફેરવી.

એણે જ્યારે સીવણકામ શરૂ કરેલું ત્યારે એક વખત ફ્રોક ઉપર પરી જેવી છોકરીનું મોઢું એણે જુદા જુદા રંગની દોરીઓથી ચીતરી આપેલું... એ વખતે મનોમન એ વિચારતો હતો કે આ ફ્રોક ઉપર ભરતકામથી શોભતી પરી ફ્રોકમાંથી બહાર આવીને મારી સાથે વિવાહ કરવાનું કહે તો !

અડધુ રાજપાટ અને રાજાની પરી જેવી દીકરી મળશે તો એ ઘટના સાચી પડશે એવું વિચારીને એણે રાજાને કહ્યું, 'હું બંને રાક્ષસોને મારી નાખીશ પણ એના માટે મને સો ઘોડેસવારોની જરૂર નહીં પડે. જે વ્યક્તિ એક ફટકામાં સાતને મારી શકે તે બે વ્યક્તિઓને તો આસાનીથી મસળી શકશે.'

આમ કહીને વહેંતિયો દરજી જંગલમાં પહોંચી ગયો, એની પાછળ સો ઘોડેસવાર પણ ગયા. જંગલની સીમા આગળ એણે ઘોડેસવારોને કહ્યું, 'તમે અહીં ઊભા રહીને હું બે રાક્ષસોને મારીને પાછો ન આવું ત્યાં સુધી રાહ જુઓ.'

આવી સૂચના આપીને એ જંગલમાં ગયો. ઘડીકમાં ડાબી બાજુએ જુએ અને ઘડીકમાં જમણી બાજુએ જોતો આગળ વધતો ગયો. થોડે આગળ વધ્યો ત્યાં જ એની નજરમાં બે કદાવર રાક્ષસો કેદ થઈ ગયા. બંને ઝાડની છાયામાં સૂતા સૂતા એટલે મોટેથી નસકોરા ફૂલાવતા હતા કે નાકમાંથી બહાર આવતી હવાને લીધે ઝાડની ડાળીઓ હવામાં ડોલતી હતી. વહેંતિયો દરજી બંને ખિસ્સામાં પથરા ભરીને ઝાડ ઉપર ચઢી ગયો. જે ડાળીની નીચે રાક્ષસો સૂતા હતા તે ડાળી પર જઈને એ બેઠો. એણે એક પથરો લીધો અને છુટ્ટો રાક્ષસની છાતી ઉપર ફેંક્યો. લાંબા સમય સુધી જાણે કશું બન્યું જ નથી એમ રાક્ષસો પડી રહ્યા; છેવટે એક રાક્ષસે બીજાને ઉઠાડીને પૂછ્યું, 'તું મને કેમ મારે છે ?'

'તું કોઈ સપનું જોઈ રહ્યો લાગે છે.' બીજાએ કહ્યું, 'મેં તો તને હાથ પણ અડકાડ્યો નથી.' આમ વાતચીત કરીને પાછા બંને ઊંઘી ગયા. ત્યાં જ દરજીએ એક ભારેખમ પથરો બીજા રાક્ષસની છાતી ઉપર ફેંક્યો.

'એ શું હતું ?' બરાડો પાડીને એ ઊભો થઈ ગયો, 'મારા ઉપર પથરો ફેંકવાની તારી હિંમત કેવી રીતે થઈ ?' 'મેં તારા ઉપર કશું નથી ફેંક્યું,' પહેલાએ બબડતાં બબડતાં કહ્યું.

થોડો સમય બંને વચ્ચે રકઝક ચાલી અને થાકીને પાછા બંને ઊંઘી ગયા. વહેંતિયા દરજીએ ફરી એક વખત રમત શરૂ કરી. એક ભારેખમ પથરો લઈને વારાફરતી પહેલા રાક્ષસની છાતી ઉપર ફેંક્યો.

'આ તો નાલાયકી કહેવાય !' એ બરાડ્યો અને બોલ્યો તું તારા મનમાં શું સમજે છે,' એમ કહીને કમાનની જેમ ઊછળીને ઊભો થયો, એક જોરદાર ઘૂંસો એણે એના સાથીદારને મારી દીધો. બીજાએ પણ બદલામાં જોરથી ઘા કર્યો, પછી તો બંને વચ્ચે ઘમસાણ મારામારી થઈ, એમણે ઝાડને મૂળમાંથી ઉખાડીને હથિયાર તરીકે ઉપયોગ કર્યો. છેવટે બંને જણ જમીન ઉપર ફસડાઈ પડ્યા. એમનાં પ્રાણપંખેરાં ઊડી ગયાં ને દરજીએ ઝાડ ઉપરથી નીચે કૂદકો માર્યો.

'ફરી એક વખત નસીબ કામ કરી ગયું !' એ બોલ્યો, 'જે ઝાડ ઉપર હું બેઠો હતો એ ઝાડનો હથિયાર તરીકે એમણે ઉપયોગ ન કર્યો એ પણ મારું નસીબ કહેવાય, જો એવું બન્યું હોત તો મારે ખિસકોલીની જેમ એક ઝાડ ઉપરથી બીજા ઝાડ ઉપર દોડ્યા કરવું પડત.'

ચપળ દરજીએ તલવાર કાઢીને બંને રાક્ષસની છાતી ઉપર થોડા ઘા કરીને ઘોડેસવારોની નજીક જઈને કહ્યું, 'મેં બંને રાક્ષસોને મારી નાંખ્યા છે – જોકે મને ખૂબ મૂશ્કેલી પડી પણ અંતે બધું સમુસૂતરું પાર પડ્યું. છેલ્લે એમણે સ્વબચાવ માટે હથિયાર તરીકે ઝાડનો ઉપયોગ કર્યો, જોકે એનો કોઈ અર્થ નહોતો. એમણે એક ઘાએ સાત મારે એ વ્યક્તિ સાથે કામ પાર પાડવાનું હતું.'

'ઓહ... તો તને બિલકુલ નથી વાગ્યું ?' ઘોડેસવારે પૂછ્યું. 'ના, બિલકુલ નહીં ! દરજીએ કહ્યું, 'મારો એક વાળ પણ વાંકો નથી થયો.'

ઘોડેસવારો, આ સાંભળીને આશ્ચર્યમાં પડી ગયા, અને જંગલમાં ઘટનાની તપાસ કરવા દોડી ગયા. જઈને જોયું તો એમની આંખ ખુલ્લી ને ખુલ્લી જ રહી ગઈ. બંને રાક્ષસો લોહીના ખાબોચિયામાં પડ્યા હતા અને આજુ બાજુ મૂળ સાથે ઉખડેલા ઝાડ પડ્યાં હતાં.

વહેંતિયા દરજીએ કહેલું કરી બતાવ્યું, હવે રાજાએ વચનપાલન કરવાનો વખત આવ્યો પણ રાજાને આટલાથી સંતોષ થયો નહીં. 'તું મારી એકની એક દીકરીનો અને અડધા રાજ્યનો માલિક બને એ પહેલાં' 'રાજાએ કહ્યું, 'તારે ફરી એક વખત તારી જાતને શૂરવીર દેખાડવી પડશે.'

જંગલમાં એક મહા ભયાનક પ્રાણી રહે છે. એણે આ રાજ્યમાં ખૂબ નુક્સાન પહોંચાડ્યું છે; તારે એની હાલત પેલા બે રાક્ષસ જેવી કરી બતાવવી પડશે.

'એ ભયાનક પ્રાણી પેલા બે રાક્ષસો જેટલી તાકાતથી નહીં લડી શકે' એમ કહી એ દોરડું અને કુહાડી લઈને જંગલમાં પહોંચી ગયો. પેલા ઘોડેસવારોને દૂર ઊભા રહેવા જણાવીને એ થોડે અંદર ગયો હશે ત્યાં જ એ મહાભયાનક પ્રાણીએ દેખા દીધી. એને જોતાંવેંત દરજીના રૂંવાડા ઊભા થઈ ગયા. પ્રાણીએ દરજી સામે ઓચિંતો કૂદકો માર્યો, જાણે સમય બગાડ્યા વિના એ વહેંતિયા દરજીને યમલોક પહોંચાડવા માગતો ન હોય. 'ધીરેથી, ધીરેથી,' એણે કહ્યું, 'બહુ ઉતાવળે આંબા ન પાકે.' જ્યાં સુધી પ્રાણી નજીક ન આવ્યું ત્યાં સુધી એ ઊભો રહ્યો, અને પછી ચપળતાથી ઝાડની પાછળ સરકી ગયો. પ્રાણી એની પૂરી તાકાત એકઠી કરીને દોડ્યું પણ જ્યાં એ ઝાડના થડ નજીક પહોંચ્યું ત્યાં એનું શિંગડું થડમાં ઘૂસી ગયું. એ માથું પણ હલાવી ન શક્યું અને દરજીએ એને ઝડપી લીધું.

'હવે તું મારા તાબામાં છે,' એમ કહી દરજી ઝાડની પાછળથી પ્રાણીની સામે આવીને એના ગળામાં દોરડું ભેરવી દીધું અને કુહાડીના એક ઘાએ શિંગડાને થડથી છૂટું કરી દીધું. બાજી પાર પડી એટલે પ્રાણીને લઈને એ રાજાની સામે ઉપસ્થિત થયો.

હજુ પણ રાજા પોતે આપેલું વચન પાળવા તૈયાર નહોતા. એમણે ત્રીજી વખત વહેંતિયા દરજીને શૂરવીરતા દેખાડવાનું કહ્યું. પોતાની દીકરી સાથે

લગ્ન થાય એ પહેલા જંગલમાં ભારે નુકસાન કરનાર જંગલી ડુક્કરને પકડી પાડવાનું રાજાએ કહ્યું.

'ઠીક છે,' દરજીએ કહ્યું, 'આ તો રમત વાત છે.'

ઘોડેસવારોને બહાર અટકાવીને એ જંગલમાં ગયો. થોડો રસ્તો કાપ્યો હશે ત્યાં જ જંગલી ડુક્કરના દર્શન થયા. જંગલી ડુક્કર નાકમાંથી ફીણના ગોટેગોટા કાઢીને અને ચળકતાં શિંગડાં હવામાં ઝુલાવતો એની સામે ધસમસતો દોડ્યો. પણ ચપળ વહેંતિયો એક ખાલી મકાનમાં ઘૂસી ગયો અને ઝડપથી બારીમાંથી કૂદીને બીજી બાજુ સરકી ગયો. ડુક્કર એની પાછળ દોડ્યું, જ્યાં એ દરવાજાની અંદર ઘૂસ્યું ત્યાં જ ધડામ્... કરીને દરજીએ બારણું બંધ કરી દીધું. આમ જંગલી ડુક્કર કેદ થઈ ગયું. મકાન મોટું હતું આથી પશુને માટે કૂદીને બહાર આવવું એ અશક્ય હતું.

વહેંતિયા દરજીએ ઘોડેસવારોને કેદ થયેલા જંગલી ડુક્કરને જોવા બોલાવ્યા. પછી એ રાજાની સામે ઉપસ્થિત થયો. આ વખતે વહેંતિયા દરજીનાં પરાક્રમોથી રાજા ખૂબ પ્રભાવિત થયા અને એકની એક દીકરી તથા અડધું રાજપાટ આપી દીધું. અંતે વહેંતિયા દરજીના અને પરી જેવી રાજકુંવરીના લગ્ન ધામધૂમથી થયાં. આમ વહેંતિયો દરજી રાજા બન્યો.

એક રાતે જુવાન રાજકુમારીએ પતિને ઊંઘમાં બબડતા સાંભળ્યો. એ કોઈકને કહી રહ્યો હતો, 'દીકરા, હવે થોડા સમયમાં જ હું તારી બંડી બનાવી આપીશ પણ મારે તારા ખભાનું માપ લેવું પડશે !'

દરજી નીચલી જ્ઞાતિનો છે એની ખબર રાજકુમારીને પડી ગઈ. બીજે જ દિવસે સવારે પિતા પાસે જઈને એણે એ વાત કહી.આ સાંભળીને રાજાએ દીકરીને ચિંતા કર્યા વિના સૂવાનું કહીને ઉમેર્યું, 'આજે રાતે તારા સૂવાના ઓરડાનું બારણું ખુલ્લું રાખજે, મારા ચોકીદારો બહાર ઊભા રહેશે, જ્યારે એ ઊંઘી જશે ત્યારે એને દોરડાથી બાંધીને જહાજમાં બેસાડીને બીજા દેશમાં મૂકી આવશે.'

આ સાંભળીને પત્નીને રાહત થઈ, જોકે રાજાના એક ચોકીદારે આ વાત સાંભળી લીધી. વહેંતિયા દરજી પાસે જઈને એણે આ યોજના કહી દીધી.

'હું આ બધાંનો અંત લાવી દઈશ,' એણે કહ્યું.

એ રાતે અગાઉની જેમ જ એ સૂઈ ગયો. જ્યારે એની પત્નીને લાગ્યું કે એ ઊંઘી ગયો છે ત્યારે એણે જાગીને બારણું ખોલ્યું અને પાછી પલંગમાં જાણે કશું બન્યું જ નથી એમ સૂઈ ગઈ. વહેંતિયા દરજીએ સૂવાનો ઢોંગ કરીને બબડવાનું શરૂ કર્યું, 'હવે, દીકરા મને એ બંડી બનાવી આપ અને એ ચડ્ડા ઉપર થીંગડું લગાડી આપ. મેં એક ઘાએ સાતને માર્યા છે, બે મહારાક્ષસોને માર્યા છે, વિકરાળ પ્રાણીને પકડ્યું છે અને જંગલી ડુક્કરને પકડીને કેદ કર્યું છે. તો પછી ઓરડાની બહાર ઊભા રહેલા તણખલા જેવા ચોકીદારોને જોઈને હું કેવી રીતે ગભરાઉં.'

ચોકીદારોમાં, વહેંતિયા દરજીના મોંઢે સાંભળેલી વાતને લીધે ભયંકર ભય પેંસી ગયો. મધમાખીઓ એકાએક ઊડી જાય એમ એ લોકો વીખરાઈ ગયા.

વહેંતિયો દરજી પોતાનાં પરાક્રમોને લીધે મરતાં સુધી રાજા બનીને રહ્યો.

('ગ્રીમ્સ કમ્પલીટ ફેઅરિ ટેલ્સ' પુસ્તકમાં સંપાદિત 'ધ ગૅલન્ટ ટેલર' વાર્તાનું રૂપાંતર)

## સાભાર સ્વીકાર

ઇમેજ પબ્લિકેશન ૧૯૯/૧, ગોપાલ ભવન, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ-૨નાં નવાં પ્રકાશનો

*અનુસંગ* : (શ્રેષ્ઠ વિદેશી નવલિકાઓનો અનુવાદસંગ્રહ) અનુ. શરીફા વીજળીવાળા, મૂ. રૂ. ૧૦૦/-
*સફરના સાથી* : (શાયરોના શબ્દચિત્રો, મુશાયરાનાં સ્મરણો) રતિલાલ 'અનિલ' મૂ. રૂ. ૧૫૦/-
*શ્રવણની કાવડ* : (વાર્તાસંગ્રહ) વિજય શાસ્ત્રી, મૂ. રૂ. ૯૦/-
*કાવ્યવિશેષ* : (ચૂંટેલી ગઝલોનો સંગ્રહ)ગનીભાઈ દહીંવાલા, સં. સુરેશ દલાલ, મૂ. રૂ. ૨૫/-
*કાવ્યવિશેષ* : (ભગવતીકુમાર શર્માની ચૂંટેલી કવિતા) સં. સુરેશ દલાલ, મૂ. રૂ. ૫૦ /-
*માહોલ મુશાયરાનો* : (ઉર્દૂ શેરોનાં અનુવાદ સહિતનો સંગ્રહ) રઈશ મનિયાર, મૂ. રૂ. ૯૦/-
*મનને મૂંઝવતા પ્રશ્નોના ઉકેલ* : ડૉ. મુકુલ ચોકસી મૂ. રૂ. ૫૦/-
*તાપી તીરે* : (ગઝલનઝમસંગ્રહ) : આસિમ-રાંદેરી, પ્ર.પોતે : સુબેદાર સ્ટ્રીટ, રાંદેર, સુરત-૩૯૫ ૦૦૫, મૂ. રૂ. ૨૦૦/-

*સહયોગી* : આનંદઘન જીવનરેખા અને ચિંતન-વિવેચન વસન્તલાલ કાન્તિલાલ ઈશ્વરલાલ, મૂ. રૂ. ૩૨/-
આનંદઘન : આકાશવ્યાપી સૂક્ષ્મઘનવાદ : આધ્યાત્મિક કાવ્યોનો સંગ્રહ : મૂ. રૂ. ૩૦/-

પ્રાપ્તિસ્થાન છેલ્લા બંને પુસ્તકના : આચાર્યશ્રી ૐકારસૂરી આરાધના ભવન, સુભાષ ચોક, ગોપીપરા, સૂરત – ૧

# સમાચાર

- તુર્કીમાં આવેલા વિનાશક ભૂકંપમાં આશરે ૪૫ વ્યક્તિઓનાં મૃત્યુ નીપજ્યાં છે.
- દેશમાં અઘોષિત કટોકટી પ્રવર્તી રહી છે એવું વડાપ્રધાન અટલબિહારી વાજપેયીનું કબૂલાતનામું.
- ભારત-પાકિસ્તાનની અંકુશ રેખા ઉપર પાકિસ્તાન દ્વારા ચાલી રહેલો બેફામ ગોળીબાર.
- કચ્છમાં પ્રાચીન બૌદ્ધ ગુફાઓના અવશેષો રઝળી રહ્યા છે.
- વિધાનસભાઓની ચૂંટણીઓમાં ટોચના સિનેતારલાઓ દ્વારા ઊભું કરવામાં આવતું આકર્ષણ.
- પત્નીને જીવતીજીવત સળગાવી દેનાર સુપ્રિમ કોર્ટમાં આસાનીથી મુક્ત થયો.
- દેશના સંરક્ષણ માટે સરકાર ગમે તેટલાં નાણાં પૂરા પાડશે.
- ઠેકાણા વિનાની બેટીંગ કરીને ભારતે ઈંગ્લેન્ડને વન-ડે સીરીઝ બરાબર કરી આપવામાં સરળતા કરી આપી.

## બે ગઝલ / રતિલાલ 'અનિલ'



૧

ખુલ્લાં છે દિલનાં દ્વાર, તમે આવશો નહીં ?
આમ જ રહેશો બ્હાર, તમે આવશો નહીં ?

વર્ષે છે ત્યાં તુષાર, તમે આવશો નહીં ?
ભીના થઈ લગાર, તમે આવશો નહીં ?

ઊભાં છો પેલે પાર, તમે આવશો નહીં ?
થઈ જાવ આરપાર ! તમે આવશો નહીં ?

દૂરથી જ દેખશો તો એ ઝાંખી છબિ હશે,
કરવાને શું દીદાર, તમે આવશો નહીં ?

મોસમ મધુ, મધુર, સાવ ભીનેવાન છે,
ભીનપની થઈ ફુવાર, તમે આવશો નહીં ?

આઘેથી એક જાતની સુગંધ આવતી રહે,
વ્યાકુળ ને બેકરાર, તમે આવશો નહીં ?

વાંચી જુઓ તો આંખમાં આમંત્રણો જ છે,
કરશો હવે ન વાર, તમે આવશો નહીં ?

શાને જુઓ શુમાર, તમે આવશો નહીં ?
એવો શું હોય પ્યાર, તમે આવશો નહીં ?

વીતી ગયેલ એક સમય યાદ હોય તો ?
સાંધી શકાય એવો યે સંવાદ હોય તો ?

કરવા સમાન કોઈ પણ ફરિયાદ હોય તો ?
વાતો કરી શકાય એવો વાદ હોય તો ?

એકાંતમાં યે વ્યગ્ર કંઈ જેહાદ હોય તો ?
પાડ્યા વિનાના નામનો ફરહાદ હોય તો ?

પળનો હિસાબ શું વળી, પર્વો વહી ગયાં !
એ કાળના હિસાબમાં અપવાદ હોય તો ?

લાંબો સમય તો આપણી ગણનામાં હોય ના,
તો પણ અગર થોડીક ક્ષણો બાદ હોય તો ?

થોડુંક ગણગણો અને થોડા કદમ ભરો,
દિશા મળી રહેશે, અગર સાદ હોય તો.

ઝંઝા પછીની લ્હેરખી ક્હેતી હતી 'અનિલ',
પગરવ મળી રહે છે, અગર નાદ હોય તો.

## જો થાઉં મૂર્તિમંત / નિર્મિશ ઠાકર

લાગણીઓ વેદનાપર્યંત ભૂંસી નાંખજે
યાદમાં જો થાઉં મૂર્તિમંત ભૂંસી નાંખજે

હારવાની ભવ્યતાઓ સાદ દે છે એટલે
તું હવે મારા વિજય-જ્વલંત, ભૂંસી નાંખજે

કેદ જેવું થઈ જશે ઇતિહાસને પાને ચડી
નામ મારું થઈ જતું યશવંત, ભૂંસી નાંખજે

એક વીંટી શી અપેક્ષાઓ સરી ગઈ હાથથી
ચેતનામાંથી હવે દુષ્યંત ભૂંસી નાંખજે

આપણા સંબંધ તો આકાશ છે, એથી જ તું –
એ બધા આરંભ ને સૌ અંત, ભૂંસી નાંખજે

## બે ગઝલ / મકરન્દ દવે

૧

*એમ પણ નથી*

કોઈનો ગુન્હેગાર નથી, એમ પણ નથી
એમાં ય હું લાચાર નથી, એમ પણ નથી.

રાહી તો ચલ્યો જાય છે ઘરબાર વિહોણો
ને ગીતનો આધાર નથી, એમ પણ નથી.

જે દીપનો ઢોળી રહ્યા છે ટોપલો છતાં
એ મારા તરફદાર નથી, એમ પણ નથી.

એ રોજ કહે છે મને હસતો રહે સદા
હસવામાં અશ્રુધાર નથી, એમ પણ નથી.

એવું તે શું ખટક્યા કરે છે રોજ આંખમાં
આંખોમાં વળી પ્યાર નથી, એમ પણ નથી.

નાદાન બનીને મેં ડુબાડી જ્યાં નાવને
મોજાં ત્યાં મજેદાર નથી, એમ પણ નથી.

દીવાનગીનો વેશ ધરી એ ફરી રહ્યા
ને તે છતાં હુશિયાર નથી, એમ પણ નથી.

ઘૂમી રહ્યો છું ભારવિહોણા પ્રદેશમાં
એનો યે એક ભાર નથી, એમ પણ નથી.

હર હાલમાં હસતા રહો ડાહ્યા કહે ભલે
રડવામાં ભલીવાર નથી, એમ પણ નથી.

મેં તોડતાં તોડી હતી લગનીને લાખવાર
લગની યે લગાતાર નથી, એમ પણ નથી.

ઝંકાર કાં શમતો નથી આજે ગઝલ તણો
વિચ્છિન્ન આ સિતાર નથી, એમ પણ નથી.

મેં તો રવાનગીને વહાવી છે લોહીમાં
બહેરોમાં પણ બહાર નથી, એમ પણ નથી.

૨

પિયાસ હૂરની નથી, તલાશ નૂર તણી
ભલા ક્યાં હાજરી નથી કહો હજૂર તણી ?

તમારી ઝીણી ગણત્રી ને સૂઝથી બહેતર
કમાણી ખૂબ કરી છે અમે કસૂર તણી.

નિગાહ એક છે, છોને હજાર નયનો છે
નયનમાં એ જ છબી છે નિકટ ને દૂર તણી.

દિમાગમાં તો નરી આગ છે ને આગ મહીં
દશા મેં ભોગવી લીધી સદા મજબૂર તણી.

નમક એ છાંટી રહ્યાં છે ઉઘાડા ઘાવપરે
મને એ પીરસે છે વાનગી સબૂર તણી.

કબીર કેરી કુટિમાં જરા મેં પગ મૂક્યો
મળી ત્યાં દીક્ષા મને બિન્દ્રાવની સૂર તણી.

કહે છે કોઈ હવે લાલ, તું લવારો ન કર
હતી શું વાણ સુણી કોઈએ ચકચૂર તણી ?

૬ : ૨૦૦૨, માર્ચ

કંકાવટી

## બે ગઝલ / પુષ્પા પારેખ

૧

તારા વિના ઝૂર્યાં અમે, તારા ગયા પછી,
દિવસો ઊગે ના આથમે, તારા ગયા પછી.

વેરાન જીવન થઈ ગયું, તારા ગયા પછી,
કોઈની આહટ ના ગમે, તારા ગયા પછી.

ચાતક તૃષાતુર થઈ ગયા વાદળને નીરખી,
તરસ્યા હજી એ પણ ભમે, તારા ગયા પછી.

હૈયાની છીપે સાચવ્યાં સ્મરણો વીણી અમે,
પાંપણની કોરે સમસમે, તારા ગયા પછી.

સાથે રહ્યાં ટહુક્યાં – ઝૂલ્યાં શું યાદ ના તને ?
ફરિયાદ દિલની ના શમે, તારા ગયા પછી.

શું પ્રેમ ને ભક્તિ કહું, કે સાધના–આરાધના ?
મનમાં સતત પલ્લા નમે, તારા ગયા પછી...

૨

આંગણામાં આવતાં અચકાવ તો ?
બારણે આવીને ચાલ્યા જાવ, તો ?

નામ લઉં ત્યાં આંગણું મ્હોરી ઊઠે,
પત્ર પહેલાં આપ પહોંચી જાવ તો ?

સ્વપ્નમાં તો રોજ નીરખું આપને,
આંખ ખોલું ને તમે દેખાવ તો ?

લાગણીનો છોડ ઝાંખો કેમ છે ?
ખોબલો વિશ્વાસ છાંટી જાવ તો ?

ક્યાં ઉમર સંબંધની જાણી શકું ?
સુદ થઈ ક્યારેક વદ થઈ જાવ તો ?

## અરીસો / અલગારી

અરીસા વિશેનું મારું પહેલું આશ્ચર્ય અરીસાની પીઠ સિંદૂરિયા કેમ છે ? – એ હતું. મેં ત્યારે હનુમાનને જ સિંદૂરિયા જોયા હતા ! અંબોડો વાળતી બહેનો કદી અરીસાની પીઠ નથી જોતી તે તો વર્તમાનમાં. પહેલાં તો જમીન પર બેસી અરીસો સામે રાખી અંબોડો વાળતી. મેં જલેબી જોઈ નહોતી તે પહેલાં 'જલેબી અંબોડો' જોયો હતો. 'કેશસજ્જા' શબ્દ તો છેલ્લાં વર્ષોમાં જાણ્યો, બાકી તો વાળ હોળવા કે અંબોડો વાળવો શબ્દો સાંભળેલા. અંબોડો વાળ્યા પછી જમીન પર અરીસો ઊંધો મૂકે એટલે અરીસાની પીઠ સિંદૂરિયા દેખાય, સૌન્દર્યદર્શક અરીસા સામે મોટે ભાગે સ્ત્રીઓ હોય એની પીઠે હનુમાનનો વાન હોય તે આશ્ચર્ય કે પાછલી જિંદગીનો સૂચક ?

વાળંદ તો મોટા હોય તેમને ક્ષૌરકર્મ કરાવ્યા પછી ઊંધો વાળેલો અરીસો બતાવે. છોકરાએ તો જાતે જ એનો અરીસો લઈ માથું જોઈ લેવાનું, ચાહું તો મોટા હોય તે જુએ ! પણ ઘરના ઓટલે વાળંદ આવતો થયો તે પછી ચાર આના લઈને તે કાળની સલૂન એટલે ઊંચો પાટલો, તેના પર બેસી વતું કરાવવાનું ત્યાં અરીસો હોય. પંખો તો શેનો હોય ? વાળંદના ઉપલા અડધા શરીરના પરસેવાની ગંધ પણ આવે. ત્યાં પણ અરીસો સામે ધરાય કે પોતે જ લઈને મોઢું જોઈ લેવાનું – મૂછનો દોરો ન ફૂટ્યો હોય તો પણ પેલા ડૉક્ટર ફરતી ચેરમાં બેસે છે એવી ચેર પર થોડો સમય બેસવાનું મળે ત્યારે તો સામે ભીંત જેવો આયનો હોય જ, પણ વાળંદ માથું 'નીચું' કરાવી મૂંડે અને પેલા સંચાથી કોઈ કોઈ વાળ ખેંચાતા હોય, ત્યાં અરીસા સામે કોણ જુએ ? છતાં

અચ્યુતમ કેશવમ્ થાય, કેટલા કેશ સ્ટાઈલભેર ઓછા થયા એ જોવા સામેના ભીંતિયા અરીસા સામે જોયા વિના તો ચાલે નહીં ! વિચાર તો એ આવે છે કે આ માથે વાળ ન હોત તો – અરીસાને ક્યારે જોયો હોત ? મોઢા સામે મોઢું હોય ત્યારે વળી અરીસા સામે મોઢું શું ભટકાવવાનું ? હા, મોઢાને બદલે ચાંચ હોત તો વળી ચકલીની જેમ અરીસા સામે, સાથે તે ભટકાવવાનું કંઈ નહીં તો બાળપણમાં પરાક્રમ કરી જોયું હોત.

હવે તો સામે કબાટ સાથે આદમકદ અરીસો આવ્યો છે. તે સામે જ, પણ આ બેસીને લખું છે તે વિષયના દશેક ફૂટનો સાક્ષી એ જ છે એટલે એને બેઠી છબિના, અડધા કદના આદમને જોઉં છું, પણ એ મારી સામે ક્યારેક આવશે જ એવી પ્રતીતિની એણે પોતાનું આદમકદ છોડ્યું નથી !

એ અરીસાને આદમકદ નામ કેમ અપાયું ? આપણે તો બાવા આદમ કહીએ છીએ પણ એ શું આખ્ખેઆખ્ખા આદમકદે જન્મ્યા હતા ? એમની માતા વિશે કશું જાણવા મળતું નથી, હા હવ્વા બીબી વિશે જાણવા મળે છે. થાય છે બાવાને વળી બીબીની શું જરૂર ? પણ ભાષાશાસ્ત્રી નરસિંહરાવના શિષ્ય થયા વિના એકાએક શોધ થઈ ગઈ કે આ જગતમાં પહેલો પુરુષ આદમ જન્મ્યો તે સાથે જ ઉર્દૂ ભાષા જન્મી હતી ! એટલે જ આદમ બાવા હતા અને સંસારી હતા. એમનું કદ જન્મે જ આદમકદ હશે ? એમ જ હોય ! *ઉછેરનારી માતા જ ન હોય તો પૂર્ણપુરુષ રૂપે જ જન્મવું પડે !* આદમ તો સીધા માણસ-કદે જમીન પર ઊતરી આવેલા ! આદમઅવતરણ આકાશી જ માનવું રહ્યું !

હા, પણ એમને યે હજામત વધતી હશે ને ? તે જાતે જ કરવી પડે ! ગાંધીજી જે સ્વાવલમ્બન વ્રત કહેતા હતા તેની શરૂઆત આદમે જાતે હજામત કરવાની શરૂ કરી ત્યારથી થઈ હશે ! પણ ત્યારે અરીસો તો હતો નહીં ? એ તો સારું થયું કે વ્હી.શાન્તારામની અમરજ્યોતિ ફિલ્મ જોયેલી એટલે તર્ક લડાવવાં પડતા નથી ! એમાં વહાણનો બુઢ્ઢો ખારવો શાંત સ્થિર સ્વચ્છ પાણીને કિનારે ઊભડક બેસે છે. એના બંને હાથમાં બે ધારદાર પથ્થર છે તે વધેલી દાઢી ને શિરકેશને બે પથ્થરની ધાર વચ્ચે લે છે, પછી બંને ધારદાર પથ્થર દૂર લઈ વાળ પર ઘા કરે છે. હજામતની શરૂઆત આમ જ બાવા આદમે

કરી હશે ! અરીસાની શોધનું મૂળ પણ પેલા કિનારાના શાંત સ્વચ્છ પાણીમાં જોઈ શકાય છે ! પાણીમાં પ્રતિબિમ્બ જોઈને બે ધારદાર પથ્થરથી હજામત કરવાનું કામ હવેના બાવા કરતાં નથી, કેમ કે તેમની રાષ્ટ્રીય ભાષા હિન્દી હોય છે ! તે ઉર્દૂભાષી આદમ નથી હોતા, માત્ર 'બાવા' હોય છે !

આમ તો હવે અરીસામાં જોવાનો મોહ થાય એવો ચહેરો કે ચાહું જ નથી ! પણ આ સાળા દાઢીના વાળ પર સ્નાન કરતી વેળા થોડું પાણી સિંચાતું હશે તે પણ વળી ટુવાલથી લૂછી નાખવા છતાં એ વધ્યા કરે છે ! (આધ્યાત્મિક પુરુષો અંદરથી જ વિકસે છે એવો સ્વભાવ નહીં પણ સાધના દાઢીના વાળે કરી છે કેમ એ આપણો નહીં, સંશોધકોનો વિષય જ હોય !) જીવનમાં બે જ અરીસાનો અઠવાડિક અને માસિક અંગત સહવાસ પા, અડધો કલાક રહે છે. અઠવાડિયે આ, ઊંધો વાળ્યો છે તે અરીસા સાથે ને મહિને વાળંદના અરીસા સાથે. પણ 'પ્રીત્યું બંધાણી' જેવું નથી થયું, એ પોતાના ચહેરાનો આશીર્વાદ છે. છે એ લથડેલું શરીર અને જોયાથી સારું ન લાગે એ માટે કબાટના આદમકદ અરીસા પર પરદો નાખી દીધો છે. એનું સુખ મને છે અને ઘરચકલીની ચાંચને પણ છે.

આપણી એટલે હિન્દુઓની સંસ્કૃતિ જ બિમ્બ આધારિત છે ! બધા દેવો તેમના આકાશી દેશોમાં રહે છે એટલે તેમનાં પ્રતિબિમ્બ જેવી પ્રતિકૃતિ સંસ્કૃતિ રચી છે. એટલે મંદિરે અરીસા ન હોય તો પણ બિમ્બ જેવી મૂર્તિઓ છે. આપણે માણસ એટલે ખુલ્લી આંખે અનિદ્રાનો રોગ થાય. ખુલ્લી આંખે જીવો, જુઓ એ આપણને કહેવામાં આવે છે – મૂર્તિઓ અને બાવલાંઓને નહીં, એમનામાં જીવ નહીં એટલે ખુલ્લી આંખે જીવે- છતાં એમની આંખ સામે હોઈએ તોયે આપણું પ્રતિબિમ્બ પડે નહીં, એટલે જ કદાચ, આપણે જીવતા છીએ એની પ્રતીતિ માટે કોઈ બે આંખ સામે જવું પડે છે – ન જવું પડે ? આપણા પડછાયાને ચલાવવા માટે તો આપણે ચાલીએ છીએ પણ પ્રતિબિમ્બને ચલાવવા માટે જળાશયના કિનારે કિનારે, ખુલ્લી આંખે પાણી પર નજર રાખીને ચાલવું પડે છે.

## એ આંખ ગઈ, અણસાર ગયો... ! / રતિલાલ 'અનિલ'

હું ઘરે વાળંદ તો બોલાવી શકતો નથી એટલે દાઢી કરતી વેળા જ અરીસા સામે જોવું પડે છે – મારી જ આંખને અરીસામાં મારી જ આંખ અલપઝલપ જોવાનું બને છે ત્યારે રાજસ્થાની શૈલીના ચિત્રમાં દેખાતી નારીનો પૂર્ણ ખીલેલા કમળ જેવો વિસ્મયભાવ, ઉત્સુકતા, મુગ્ધ પ્રશ્ન કરતો ભાવ, મારી આંખો બાળપણમાં અજાણ્યે, સ્વભાવગત પામી હશે તે બાળપણ સાથે ચાલ્યો ગયો છે. આંખો કે દૃષ્ટિનો કહેવાતો વિકાસ મૌગ્ધ્ય, વિસ્મય, આનંદાશ્ચર્ય ગુમાવી બેસે છે ત્યારે એ એક અવયવ બની જતી લાગે છે. કોડી, તૂટલી પેન, ચૉક, તૂટેલી ઢીંગલીના ખજાના સાથે જાણે બાળપણની આંખો ચાલી ગઈ છે. અજ્ઞાન, જ્ઞાન માટે આતુર હોય છે એવી સમજ વિના રેલવે એન્જિનની શિયાળાની પરોઢે અર્ધ નિંદમાં સંભળાતી સીટી, ટહેલિયા બાવાઓનું પ્રવાહી એટલું પ્રવાસી નહીં સંગીત, અને આંખ ઊઘડ્યે ખૂણેથી જોતી બિલાડીની આંખો અને ઘીનો દીવો ઠરી ગયો છે એની વાસ ફેલાતા દરમાંથી બહાર આવી સલામતી માટે સર્વેક્ષણ કરતી ઉંદરની આંખ, તેમાં દેખાતો ભાવ – એવું બધું જોતી આંખ વધતી ને વધેલી વયે ખોઈ નાખી છે...

થોડાંક રાજસ્થાની ચિત્રકળાનાં ચિત્રો, તેમાં દેખાતી બદામ જેવી, કોઈ નારીની આંખ તો અછડતી જ કહેવાય એવી નજરે જોઈ કેમ કે બાળકની આંખો નહિ જેવી બચી હતી, પણ ઢીંગલીની આંખો જોઈ હતી. તે તો શહેરની કુંભારણે, કોઈ વાઘરણ કહેવાતી નારીએ ઘડી, ચીતરી હશે પણ તેઓ સહુ રાજસ્થાની કળાકારો જ કહેવાય. જ્યાં ઉત્સુકતાભર્યો વિસ્મય આંખમાં હોય ત્યાં આપોઆપ રાજસ્થાની ચિત્રકળા હોવાની. નાનપણમાં મંદિરોમાં તો જવાનું થાય. એક અજાણ્યો વૈભવ અને દર્શનનો સમય વીત્યે ત્યાં પ્રગાઢ શાંતિ હોય, તેને રણકારવા માટેના કાંસાના ઘંટ લટકતા હોય અને ઉમંગ જાગે એવી નોબત હોય તે સ્થાન, ઘરવાસ કરતાં કેટલું જુદું, બાળકને લાગે? ત્યાં મૂર્તિની આંખ સામે નજર આપોઆપ મંડાય, એ આંખો પલકારા માર્યા વિના બસ, મૂગી મૂગી જોયા કરે એ વળી કેવું ! કહે છે કે રાત્રિના અંધકારમાંયે તે ખુલ્લી આંખે અંધકાર જોયા કરે. ગૌરીવ્રતના દિવસોમાં નાની બહેન,

બીજી બાલિકાઓ જાગરણ કરે, આંખ ઉઘાડી રાખવા માટે તેમને ઉત્સવી પ્રયોજનો કરવાં પડે, ત્યારે એ મૂર્તિ આજીવન કયા વર (ઉત્તમ)ની પ્રાપ્તિ માટે કાયમ ઉજાગરા કરતી હશે ? અને દેવ જેવા દેવ તે કેવા દુર્ભાગી કે આજીવનને અપ્રાપ્તિને કારણે કાયમ ઉજાગરો કરવો પડે ?

આરસની કે મૂલ્યવાન ધાતુની મૂર્તિની આંખો કરતાં શહેરમાં ઘોઘારાણાની પ્રચંડ મૂર્તિનું મંદિર હતું – તે માનવીય આપણામાં વિસ્તરી શકે એવું સ્વરૂપ બસ, સૌથી વધારે ગમે. એ ઘોઘારાણાનો સામૂહિક ઉત્સવ વર્ષમાં એક વાર થાય ત્યારે સાગરના ઉછળતાં મોજાં જેવી વેગીલી, તેજસ્વી ભીડ અને હોહોકાર ઘોઘારાણાને ગમતો હશે કે કેમ, પણ મંદિર સૂનું નહીં પણ શાંત હોય ત્યારે એ મૂર્તિની બદામ જેવી, પણ સૌમ્ય ભાવની નહીં, પણ કોઈ ઉદામ આવેગમાં જોતી આંખો કદાચ આ લખું છું તે જોતી હોય, અને મને તો દેખાય જ છે.

મોગલ તો હતો જ નહીં, છું નહીં, છતાં કોઈ કોઈ વાર આંખમાં સૂરમાની સળી ફેરવી છે. 'મોતીનો સૂરમો' શબ્દો સાંભળેલા પણ એમાં એવી ઠંડક શે હોય ? ત્યારે તો બંને કાને ત્રણ મોતીની વીંટળી કાયમ લટકતી હતી છતાં સૂરમા જેવી શીતળતા અનુભવાતી નહીં, આ આઇ-મલમ કે આઇ-ડ્રોપ્સનો અનુભવ કરું છું – એમાં એવું કશું નથી ! પણ બહેન બંને હાથ કસીને પકડી રાખે અને ઘરમાં દીવેલના દીવાના કોડિયા ઉપર સહેજ ઊંચે ઊંધું કોડિયું રાખે, રાતભર દીવેટની આંચથી મેશ ઊંધું કોડિયું તે સંઘરે તે મેશ કરી આંગળી પર લઈ બીજા હાથે આંખને ખુલ્લી પકડી રાખે અને મેશ આંજે, ચચરાટ થાય, આંખમાંથી આંસુ જેવાં જ ખારાં પાણીનાં બિન્દુ નીકળે પછી બંને હાથના અંગૂઠા પાસેની આંગળી વાળીને વચલા વેઢાની પીઠના ખૂણેથી આંખ મસળીએ તે રોકવામાં આવે તોયે આંખ ચોળાઈ ગઈ હોય, ગાલો પર ચીતરામણ થયું હોય તે જોઈ 'બાઘરો' શબ્દ સાંભળવા મળે. કોઈ વાર અરીસો સામે ધરી 'જો' કહેવાય હસતાં હસતાં અને ગળતી આંખેયે સહેજ હસીયે પડાય ! એ સંભારતા 'શયદા'નો શે'ર અત્યારે સાંભરે છે :

*શું બાળકો બિચારાં કાજળની વાત જાણે ?*
*આંખોની સાથે મોઢું કાળું કરી જવાનાં !*

હવે એ 'બાઘરો' નથી, તે મેં જ ગુમાવ્યો નથી, મને ધરવામાં આવતા અરીસાએ પણ ગુમાવ્યો છે.

ભિલ્લુ પાસે કોડીઓના ખાસ્સા ઢગલા જોતાં વિસ્ફારિત થઈ જતી આંખ પણ ખોવાઈ ગઈ છે.

આંગળીના કાંકરીચાળા કરતાં કઠપૂતળીને ક્રિયાપદ બનાવી દેતાં ચંચળ આંગળાંની રમત હેરત પમાડે ત્યારે પણ મારી નજર તો રાજસ્થાની પૂતળીની વિસ્તરેલી આંખ પર નૃત્ય કરે કારણ નૃત્ય કરતી પૂતળીની સ્થિર આંખ પણ રમતનો જ અંગભાગ હોય ! તે પહોળી આંખે પોતાનો દેહખેલ જોતી હશે !

કોઈ વાર વડીલોએ મારી સામે કાઢેલી આંખ ધક્ ધક્ થતા હૈયે જોઈ છે ! યુદ્ધમાં એક જ પ્રશ્ન હોય છે : 'હવે શું ?' તે સાથે બાળપણમાં એનો જવાબ પણ હતો ? આંખો કાઢ્યા પછી વડીલો હાથ કાઢીને શું કરે એ 'સત્યમેવ જયતે !' જેવું સનાતન ક્રિયાપદ હોય છે. પણ અનેરું કરી બેઠા પછી માના હાથનો માર ખાધા પછી મને ખોળે લઈને મારી સાથે ખુલ્લી આંખે રડેલી તેય સાંભરે છે. વાત્સલ્ય રડાવ્યા પછી પોતે રડે છે. વાવાઝોડું શમી ગયા પછી દિશાઓ સ્તબ્ધ થઈ જાય છે : આ શું થઈ ગયું ? શું કરી નાખ્યું ? એવા મૂગા પ્રશ્નો વાંચી શક્યો છું – પણ ત્યારે તેમની આંખોનાં આંસુ સુકાઈ ગયાં હોય છે...

ચીનાઈ ઘાસની, શેતરંજી જેવી પાથરીને બેસી શકાય એવી સાદડી આવે. તેમાં આખો વાઘ હોય તેમ આખું હરણ ચીતરેલું હોય. જીદ એવી કે હરણવાળી સાદડી બારીએ ટાંગો. મને હરણની આંખો ગમે પણ એ પાથરેલી સાદડી પર કદી બેઠો નહીં ! આપણા બધા દેવોને પગ તો છે પણ પેલા શેઠિયાને પગ હોવા છતાં વાહનવાળા છે તેમ આપણાં બધાં દેવ દેવી વાહનવાળાં છે પણ કોઈએ હરણને પોતાનું વાહન બનાવ્યું નથી ! એ દેવભાવ અજાણ્યે બાળપણમાં હશે એટલે ચીતરેલા હરણની સાદડી પર કદી બેઠો નહીં, બીજા બેસે તેમને આશ્ચર્યભાવે જોઈ રહું. જીવતું હરણ જોવા કોઈ અભયારણ્યમાં કે પ્રાણીઓ માટેના કેદખાના એવાં સંગ્રહસ્થાન-ઝૂમાં તેમને કેદી અવસ્થામાં જોવા ગયો નથી ! આ સભ્યતા વાઘને સંસ્કારે છે, તાલીમ આપે છે ! સરકસમાં નોકરી, મજૂરી કરવા માટે ! સારું છે કે વિશાળ નેત્રવાળા હરણમાં કેળવણી લઈ

નોકરી કરવાની યોગ્યતા(!)જ નથી એટલે એમને માત્ર માણસના દર્શન-સુખ માટે ઝૂમાં રાખવામાં આવે છે.

પૃથ્વી પરના કોઈ જીવમાં વીજળી હોય તો તે ખિસકોલીની પૂછડીમાં છે. નિરીક્ષણ અને અવલોકન કરજો ! નોકરીમાં નિવૃત્ત થવાનો કાળ આવે, અને ટકી રહ્યા હોઈએ તો બઢતી મળે પણ ખિસકોલી વૃક્ષમૂળેથી તે વૃક્ષટોચે કેટલી ઝડપથી પહોંચી જાય છે ! ચંચળ નિરીક્ષણ કરે અને કોઈ ડિસમિસ કરે તે પહેલાં વૃક્ષટોચેથી જમીન પર ઊતરી જાય છે. હા, એ ચંચળ જીવ પણ નિરીક્ષણ કરે છે ત્યારે એની આંખ પર કાટખૂણે છુપાઈને દૃષ્ટિ માંડજો – ચંચળતામાં રહેલી ગભરુ સ્થિરતાનાં અનન્ય દર્શન થશે. એ કંઈ ગુજરાતી ભાપા જાણતી નથી એટલે, 'કંઈ પણ કરતાં વિચારજો, એ અદૃશ્ય આંખ તમને જુએ છે.' એ બોધવચનથી એ અજાણ છે એ મારે માટે તો સારુ જ હોય.

સારું છે કે તે આંખ કાગડા કે સમડીની આંખ બની નથી. નિરીક્ષણ, પરીક્ષણનો જરી અમથોયે આગ્રહ નથી, પણ આંખ છે જ જોવા માટે એટલે આંખ જુએ અને સામે માણસની હોય કે અન્ય જીવની આપોઆપ, આંખ સામે જુએ – એમાં ભાવ જ જુએ. બાકી નિરીક્ષણ, પરીક્ષણ તો કાગડા ને સમડીની આંખ કરે છે અને માણસ ઝીણી આંખ કરે તોયે, સમડીની આંખે દૂરનું જોઈ શકતો નથી. વેપારીની આંખમાં 'શું મળશે ?' એ ભાવ દેખાય છે તે કદાચ સમડીની આંખમાંથી આવ્યો હશે ! આ એકપક્ષી ન્યાયને શું કહેવું કે આભમાં માઈલ ઊંચી સમડી ધરતી પર શું છે તે જોઈ શકે છે. પણ માણસ સમડીની આંખ જોઈ શકતો નથી ! કાગડો તો નજીકનું જુએ છે અને આપોઆપ પોતાનો ગેરલાભ વહોરે છે, કારણ કે એ પોતે પણ માણસની આંખે નજીકથી દેખાય છે !

મેઘાણીભાઈએ 'લીંબુની ફાડ જેવી સિંદૂરિયા આંખ' શબ્દો ક્યાંક પ્રયોજેલા તે વાંચેલા, પણ આશ્ચર્ય શમે જ નહીં. અહીં ક્યાંય એવી આંખ દીઠેલી નહીં, પણ ભાવનગરમાં યોજાયેલા મુશાયરામાં ભાગ લેવા બાપુની ગાડીમાં જતો હતો. એ ગાડીને ઓછામાં ચાલી વધારેમાં વધારે થોભવાની ટેવ તે અવાવરુ જેવા સાવ નાના સ્ટેશને થોભી. ડબ્બામાંથી ઊતરી નિરીક્ષણ કરું છું તો એક ભરવાડ કે રબારી પડછંદ કાયાનો, કાથીની દોરડીએ ગૂંથેલો વાંસદાંડાનો ખાટલો સાંકડા ડબ્બામાં જુસ્સાભેર ઘુસાડતો હતો, તેની આંખ

સિંદૂરિયા, લીંબુની ફાડ જેવી ! જીવનભર એ માટી મારી આંખ માટે અનન્ય રહ્યો છે. એ દર્શન પણ ધન્ય રહ્યું છે. શેરીના ચકલે બે ફાડ લીંબુમાં સિંદૂર તો જોયું હતું, પણ આ તો જીવતા માણસની જીવતી આંખ ! સિંદૂરિયા આંખ !

સામે ઘાસ પડ્યું છે છતાં થાકીને 'ઢગલો' થઈ બેઠેલા બળદની આંખ નીચે કાળો લિસોટો ચામડી પર છે. આંસુમાં મીઠું કે ક્ષાર હોય છે, તે તો સફેદ હોય છે પણ તે આમ સુકાઈને કાળી નિશાની બની જાય છે. એ બળદની આંખો જાણે જુએ છે પણ કશું જોતી નથી. આખું શહેર રખડી આવેલી ગાય એટલી થાકેલી અને ભૂખી છે કે માલિકના ઘરનો માર્ગ વિસારીને શેરીને નાકે બેઠી છે... એની શૂન્ય આંખોમાં શું હોય ? બત્રીસ કોટિ દેવતા ? કોણ જાણે. પણ એક દિવસ સાનંદ જોયું. પાસે ઘરકામ ચાલતું હતું એટલે ખટારો કાળી રેતી ઠાલવી ગયો હતો. બાળકો સાંજ પડ્યે રેતીના ઘર રચી એટલા જ હર્ષથી, વેગથી એમને તોડી ઘરભેગા થઈ ગયાં હતાં. પરિવ્રાજક ભર્યા પેટે હોય તો એ ચમત્કાર કહેવાયો પણ ગાય આવી રેતી જોઈ અને તેના પર આડી થઈ ગઈ. ઠંડી રેતીની તળાઈમાં એણે આશ્વાસક નિંદ, 'આંખ મીંચીને માણી ! સવારે ઊઘડેલી એની આંખ નમણી લાગી. ઘરમાં કહ્યું : કંઈ હોય તે ગાય સામે મૂકી આવો, અને એ અલ્પ મૂકાયું તે ગાયે જોયું ત્યારે એની આંખમાં હતો તે ભાવ વર્ણવી ન શકાય. રેતી પર આરોપ મૂકનારા એકાદ ભૂલ સુધારે !

કીડીના પગે બાંધેલા ઝાંઝર વાગતાં કબીરે સાંભળ્યાં તો એ કીડીની આંખમાં રહેલા ભાવ પણ જોઈ શક્યા હોય, પણ એ નિરીક્ષણમાં એવા મસ્ત થઈ ગયા કે એની કવિતા એમણે કરી જ નહીં ! મન મસ્ત હુઆ, ફિર ક્યોં બોલે ?

ચિત્તો તો મેં જોયો નથી પણ ગિરનારમાં લગભગ મોઢામોઢ થયેલા અનેક નાના અને અજગર જેવા લાંબા, માંસલ સાપોની આંખોમાં મેં સાવધતા જોઈ છે. એમની આંખમાં મૂગો પ્રશ્ન : 'બોલ, શું કરવું છે ?' વાંચ્યો છે અને મારા ચાલવા સાથે એ પણ નિશ્ચિંત ભાવે છતાં શરીરના લહેરાતા લયદોરે ચાલ્યા ગયા હતા. પાંદડાં ખખડે એવા પદરવે સંતાયેલો સાપ સામે દિશામાં તીરવેગે ચાલ્યો જતો જોયો, ઘરમાં નીકળેલા સાપે મારી સામે તાકીને જોયા પછી રસ્તો કરી લીધો હતો, પયગમ્બર રસ્તો બતાવે તો માણસ જાય એવા પરાવલમ્બન ી સાપ અજાણ હોય છે.

મારામાં હવે માત્ર ઘરચકલીને જ રસ રહી ગયો છે. એના અભાવે હું લ-ગ-ભ-ગ એકલો, ઉપેક્ષિત હતો ! એક ચકલા-યુગલની ચાર આંખે મારી ઓરડી નજરે પડી. દિવસો સુધી ઝીણી શોધક નજરે સર્વેક્ષણ કર્યું, કદાચ એમની ભાષામાં નર-માદાએ સલાહ-મશ્વરાયે કર્યા હોય ! બારીના સળિયા પર બેસી ઓરડીમાં કેટલા ઊંચા ખૂણા છે તેથી તપાસ કર્યા કરી. યોગ્ય લાગતા ખૂણે બેસી જોયું. તે સાથે મારા પર પણ નજર રાખી. 'આ માણસ અહિંસક લાગે છે.' એવી પ્રતીતિ પછી ઘાસની સળીઓ, શણિયાના રેસા લઈ આવવા માંડ્યું ! વીજળીની રૂપેરી સળી પર માળો બાંધવાના નિષ્ફળ પ્રયોગ કર્યા ! આ મૂરખાએ ભીંત પર પોતાની છબિમઢેલો કાચનો તખ્તો રાખ્યો નથી, એવા અભિપ્રાય એમની ભાષામાં આપ્યા હશે !

ખૂણેના કબાટ અને ઉપલી આડી ભીંત વચ્ચે દશેક ઇંચનો અવકાશ છે એ ચકલા દંપતીએ શોધી કાઢ્યું. મોટા ભાગે ઑપન સેક્ટરમાંયે ખાનગી એવો 'ઊંચો ખૂણો' શોધી કાઢ્યો. પણ તો ઘાસની સળી, શણિયાના રેસા, મળી શકાતું રૂ ભેગું કરી માળો રચ્યો અને બારી બંધ હોય તો અધખૂલ્યા વેન્ટીલેશનમાંથી, સાંજે અચૂક પ્રવેશીને માળામાં જઈ મારી આંખ માટે અદૃશ્ય થઈ જાય છે. મારામાં એમને રસ હોઈ શકે ! કોણ જાણે ! પણ બારી સામે બેઠક છે. બારીના આડા સળિયા પર ઊડી આવી બેસે છે, કોઈ વાર એક ને કોઈ વાર બંને, ગને મારી મૂર્ખાઈભરી ક્રિયા, કર્મને જુએ છે. સામેના ટી.વી. સેટ પર બેસે છે, નજીક ને સામેના ખુલ્લા બારણા ઉપર બેસી મારાં બધાં પાસાંને નિરીક્ષણ દ્વારા તપાસે છે. હું જમવા બેસું છું ત્યારે બહાર બટકો કટકો કે બીજું મૂકી આવું છે. કાગડા અને તેતર આવે તે પહેલાં એ ચકલાદંપતી પહોંચી જાય છે, ક્યારેક સાથે થાય છે તો ઊડી જાય છે. લોકકવિએ ચકલીની આંખ બરાબર જોઈ લાગે છે. લગનગીતની પંક્તિ સાંભરે છે :

*માંડવે બેઠી ચલ્લી પલકારા કરે !*

યુવાની ગયા પછી તેની યાદમાં માત્ર એક પંક્તિ જ હું સર્જી શક્યો છું :

*એ આંખ ગઈ, અણસાર ગયો... !*

## અપરાજિતા / સમરસેટ મોમ

*અનુવાદ : શરીફા વીજળીવાળા*

એ રસોડામાં પાછો આવ્યો. પેલો માણસ હજીયે એણે એને જ્યાં પછાડ્યો હતો ત્યાં જ, જમીન પર પડ્યો હતો અને એનું મોહું લોહીલુહાણ હતું. પીડાનો માર્યો એ કણસતો હતો. બાઈ, દીવાલને પીઠ ટેકવીને ઊભી હતી અને ભયભીત આંખે પેલાના મિત્ર વિલ્લીને તાકી રહી હતી. અને જ્યારે પેલો અંદર આવ્યો ત્યારે હાંફતી હાંફતી એ ધ્રૂસ્કે ધ્રૂસ્કે રડી પડી. વિલ્લી ટેબલ પાસે બેઠો હતો. એના હાથમાં એની રિવોલ્વર હતી અને એની બાજુમાં દારૂનો અર્ધો ગ્લાસ પડ્યો હતો. હાન્સ ટેબલ પાસે ગયો, એનો ગ્લાસ ભર્યો અને એકી ઘૂંટડે ખાલી કરી ગયો.

'તારે કંઈ મુશ્કેલી હોય એવો તું લાગે છે અલ્યા' વિલ્લીએ હસતાં હસતાં કહ્યું.

હાન્સનો ચહેરો લોહીલુહાણ હતો. એના મોં પર પાંચેય આંગળીના તીક્ષ્ણ નખથી થયેલા ઉઝરડા જોઈ શકાતા હતા. એણે જાળવીને ગાલ પર હાથ મૂક્યો.

'એનું જો ચાલ્યું હોત ને તો એણે મારી આંખો જ ખેંચી કાઢી હોત, સાલી કૂતરી. મારે આ ઘા પર જરાક આયોડિન લગાડવું જ પડશે. પણ હવે એ ઠેકાણે આવી ગઈ છે. હવે જા તારો વારો...'

'મને સમજાતું નથી કે મારે જવું જોઈએ ? આપણને મોડું થઈ રહ્યું છે.'

'મૂરખ થા મા. તું મર્દ છે કે નહીં? મોડું થાય તો શું ખાટુંમોળું થઈ જવાનું છે? આમેય આપણે ભૂલા તો પડ્યા જ છીએ.'

હજી જરા અજવાળું હતું અને પશ્ચિમમાં ઢળી ગયેલા સૂરજનાં કિરણો ફાર્મહાઉસના રસોડાની બારીઓમાંથી અંદર આવતાં હતાં. વિલ્લી જરાક વાર માટે ખચકાયો. એ જરાક બટકો હતો, એનો ચહેરો પાતળો અને શ્યામ હતો. એ લશ્કરમાં નો'તો જોડાયો ત્યારે દરજીની દુકાને કામ કરતો હતો. અને હાન્સ એને નામર્દ માને એવું એ નો'તો ઇચ્છતો. એ ઊભો થયો અને હાન્સ જે બારણેથી અંદર આવ્યો હતો એ તરફ ચાલ્યો. જ્યારે પેલી બાઈએ જોયું કે એ શું કરવા જઈ રહ્યો હતો, ત્યારે કારમી ચીસ પાડી એ આગળની બાજુ કૂદી.

'ના, ના, નહીં ...' એણે રાડ પાડી.

એક જ ડગલામાં હાન્સ પેલીની બરાબર સામે પહોંચી ગયો. એણે એને ખભેથી પકડી અને ક્રૂરતાથી પાછળ ધકેલી. એ લથડિયું ખાઈને ઢળી પડી. હાન્સે વિલ્લીની રિવોલ્વર લીધી.

'તમે બેઉ જણા જ્યાં છો ત્યાં જ ઊભા રહેજો' એ ફ્રેન્ચમાં બોલ્યો. પણ એના ફ્રેન્ચમાં જર્મન ઉચ્ચારણની છાંટ હતી. એણે બારણા બાજુ માથું ફેરવીને કહ્યું' તું જા, અહીંનું હું સંભાળી લઈશ.'

વિલ્લી બહાર ગયો. પણ તરત જ પાછો આવ્યો.

'એ છોકરી તો બેભાન છે.'

'તો? બેભાન છે તો શું થઈ ગયું?'

'હું એવું ન કરી શકું. એવું કરવાનો શો અર્થ?'

'મૂરખનો જામ. તું મૂરખનો જામ જ છે. પાવૈયો, બાયલો.'

વિલ્લી લાલચોળ થઈ ગયો.

'આપણે આપણા રસ્તે પડીએ એ જ સારું છે.'

'હું આ દારૂનો બાટલો ખતમ કરી લઉં પછી આપણે જઈએ.'

હાન્સ અત્યારે ખુશમિજાજમાં હતો અને એને અહીં રોકવામાં વધુ મઝા આવી હોત. એ સવારથી કામ પર ચડ્યો હતો અને મોટરસાયકલ પર આટલા બધા કલાકો વીતાવવાને કારણે એના હાથપગ કળતા હતા. સદ્નસીબે એમને

વધારે દૂર જવાનું નો'તું. દસ કે પંદર કિ.મી. દૂર આવેલા સ્વાસોં જવાનું હતું. એને ચિંતા હતી કે સૂવા માટે એના નસીબે પથારી હશે કે કેમ. જોકે, આ છોકરી જો મૂરખી ના હોત તો આમાંનું કશું જ ના બન્યું હોત. એ અને વિલ્લી ભૂલા પડ્યા હતા. એમણે ખેતરમાં કામ કરી રહેલા એક ખેડૂતને ઊભો રાખી રસ્તો પૂછ્યો હતો. પણ એણે જાણીજોઈને એમને અવળે રસ્તે ચડાવ્યા'તા. અને એ લોકો મુખ્ય રસ્તાને બદલે નાની કેડી પર આવી ચડ્યા હતા. જ્યારે તેઓ આ ખેતર પર આવ્યા ત્યારે રસ્તો પૂછવા માટે જ થોભેલા. એમણે બહુ વિવેકથી જ પૂછેલું. કારણ કે એમને ઉપરથી એવો હુકમ હતો કે જ્યાં સુધી ફ્રેંચ પ્રજા બરાબર વર્તે ત્યાં સુધી એમની સાથે સારું વર્તન રાખવું. એમના માટે આ છોકરીએ જ બારણું ખોલેલું અને એણે કહેલું કે સ્વાસોં જવાનો રસ્તો એને નથી ખબર. એટલે પછી તેઓ અંદર ઘૂસેલા. પછી પેલી બાઈએ – હાન્સે કલ્પના કરેલી કે એ પેલી છોકરીની મા હશે – પણ એવું જ કહ્યું. ખેડૂત, એની પત્ની અને એની દીકરી – એ ત્રણેય જણાંએ હજી હમણાં જ વાળુ પતાવેલું અને ટેબલ પર દારૂની બાટલી પડેલી હતી. એ બાટલીએ હાન્સને યાદ દેવડાવ્યું કે એનું ગળું ક્યારનું સૂકાતું હતું. એ દિવસે અતિશય બફારો હતો અને એને બપોરથી કંઈ પીવા નો'તું મળ્યું. એણે એ લોકોને દારૂની બાટલી વિશે પૂછ્યું અને વિલ્લીએ તરત ઉમેર્યું કે એ લોકો બાટલીના સારા એવા પૈસા ચૂકવી આપશે. વિલ્લી સરસ મઝાનો નાજુક યુવાન હતો પણ એ જરા દિલનો પોચો હતો. આખરે તો એ લોકો વિજેતાઓ હતા. ફ્રેંચ લશ્કર ક્યાં હતું ? નીચું ઘાલીને નાસી છૂટ્યું હતું. અને અંગ્રેજ લશ્કર બધું જ પાછળ મૂકીને, સસલાની જેમ એમના ટાપુ પર ભાગી છૂટ્યું હતું. અને વિજેતાઓ તો ઇચ્છે તે મેળવે. ખરું ને ? એમ જ હોય ને ? પણ વિલ્લીએ પેરિસમાં દરજીની દુકાને બે વર્ષ કામ કર્યું હતું. એ વાત સાચી કે એ સારું ફ્રેંચ બોલી શકતો હતો એના કારણે જ એને અત્યારની નોકરી મળી હતી. પણ પેરિસ નિવાસે એને આવો નરમ બનાવી દીધો હતો. પતનને રસ્તે જતી પ્રજા... એમની વચ્ચે રહેવાથી એક જર્મનને કશો ફાયદો નો'તો થયો.

ખેડૂતની પત્નીએ દારૂની બે બાટલીઓ ટેબલ પર મૂકી અને વિલ્લીએ ખિસ્સામાંથી વીસ ફ્રાન્ક કાઢીને એને આપ્યા. પેલી બાઈએ એના બદલામાં

'આભાર' એટલું પણ ના કહ્યું. હાન્સનું ફ્રેંચ વિલ્લી જેટલું સારું નો'તું પણ એ સમજી શકતો ખરો. એ અને વિલ્લી આખ્ખો દા'ડો ફ્રેંચમાં બોલ્યે રાખતા. વિલ્લી એની ભૂલો સુધારતો. આ બાબતે વિલ્લી એને એટલો બધો ઉપયોગી હતો કે એણે એને મિત્ર બનાવી દીધેલો અને વિલ્લી એની પ્રશંસક હતો એ વાત હાન્સ જાણતો હતો. વિલ્લી એનો પ્રશંસક હતો કારણ કે એ એટલો તો ઊંચો, પાતળો અને કદાવર હતો, એના વાંકડિયા વાળ એટલા તો સુંદર હતા અને એની આંખો એકદમ ભૂરી હતી. એ કદી પણ ફ્રેંચ બોલવાની તક જતી ના કરતો. એણે અત્યારે પણ બોલવાની કોશિશ કરી પણ પેલા ત્રણેય ફ્રેંચ એની સાથે વાત કરવા માગતા જ નો'તા. એણે એ લોકોને કહ્યું કે એ પોતે પણ ખેડૂતનો દીકરો હતો અને જ્યારે યુદ્ધ પૂરું થઈ જાય ત્યારે પાછો ખેતરમાં જવાનો હતો. એને મ્યુનિચમાં નિશાળે મોકલવામાં આવેલો કારણકે એ વેપારમાં જોડાય એવી એની માની ઇચ્છા હતી. પણ એનું મન વેપારમાં નો'તું લાગતું. અને એટલે મેટ્રિક પછી એ ખેતીવાડીની કૉલેજમાં જોડાયો.

'તમે અહીં તમારો રસ્તો પૂછવા આવ્યા હતા અને હવે તમે રસ્તો જાણી લીધો છે. એટલે હવે દારૂ પતાવો અને સીધાવો.' પેલી છોકરીએ કહ્યું.

એ બોલીશ એ પહેલાં હાન્સે એની સામે નજર પણ નો'તી નાખી. એ દેખાવડી નો'તી. પણ એની આંખો એકદમ સરસ અને કાળી હતી. એનું નાક ઘાટીલું હતું. એનો ચહેરો એકદમ જ ફિક્કો હતો. એણે સીધાંસાદાં કપડાં પહેર્યાં હતાં. એ છતાં એવું કંઈક હતું જેના કારણે એ જેવી હતી એવી દેખાતી નો'તી. એનામાં કંઈક વિશિષ્ટતા હતી. જ્યારથી યુદ્ધ શરૂ થયું હતું ત્યારથી એણે સાથીદારોને ફ્રેંચ છોકરીઓ વિશે વાતો કરતા સાંભળ્યા હતા. એ છોકરીઓમાં એવું કશુંક હતું જે જર્મન છોકરીઓમાં નો'તું. વિલ્લી કહેતો : જર્મન છોકરીઓમાં ખૂટતી વસ્તુ હતી ટાપટીપ. પણ જ્યારે હાન્સે એને પૂછ્યું કે ટાપટીપનો મતલબ તું શું કરે છે ત્યારે વિલ્લી માત્ર એટલું જ કહી શકેલો કે ટાપટીપ કે ફેશન એટલે શું એ સમજવા માટે તો તારો ફ્રેંચ છોકરીને જોવી પડે. અલબત્ત, એણે બીજાઓને એવું કહેતા સાંભળેલા કે ફ્રેંચ છોકરીઓ માત્ર પૈસાની સગી હોય અને લાગણીહીન હોય. ઠીક છે, હવે અઠવાડિયામાં એ લોકો પેરિસ પહોંચી જવાના. પછી આમાંથી કેટલું સાચું તે એ પોતાની

જાતે જ જાણી લેવાનો. એવું કહેવાતું કે હાઈકમાન્ડે, પેરિસમાં એ લોકો માટે પહેલેથી મકાનોની સગવડ કરી રાખી હતી.

'તું તારો દારૂ પૂરો કર એટલે આપણે જઈએ.' વિલ્લીએ કહ્યું.

પણ હાન્સને અહીં સારું લાગતું હતું. અને જવા માટે ઉતાવળ કરવાની એની ઇચ્છા નો'તી.

'તું ખેડૂતની છોકરી હોય એવી લાગતી નથી.' એણે પેલી છોકરીને કહ્યું.

'તો એથી શું ?' એણે જવાબ આપ્યો.

'એ શિક્ષિકા છે.' એની માએ કહ્યું.

'તો પછી તેં સારું શિક્ષણ મેળવ્યું હશે.' પેલીએ ખભા ઉછાળ્યા. પણ એ તો લહેરથી ભાંગીતૂટી ફ્રેંચમાં ગબડાવ્યે ગયો. 'તમારે એ સમજવું જોઈએ કે આજ સુધીમાં ફ્રેંચ પ્રજા માટે આ સૌથી સારી બાબત બની છે. યુદ્ધ અમે નો'તું જાહેર કર્યું. તમે લોકોએ કરેલું. અને હવે અમે ફ્રાન્સને એક સરસ દેશ બનાવવાના છીએ.. અમે આ દેશમાં જરાક વ્યવસ્થા લાવવાના છીએ, તમને કામ કરતા શીખવવાના છીએ. હવે તમને હુકમ માનતાં અને શિસ્ત જાળવતાં આવડશે.'

પેલીએ જોરથી મુઠ્ઠીઓ ભીડી અને પેલાની સામે જોયું. એની કાળી આંખોમાં તિરસ્કાર હતો. પણ એ કશું બોલી નહીં.

'તને ચડ્યો છે હાન્સ' વિલ્લીએ કહ્યું.

'હું ન્યાયાધીશ જેટલો સ્વસ્થ છું. હું માત્ર આ લોકોને સચ્ચાઈ સંભળાવી રહ્યો છું. અને એ લોકો પણ આ સચ્ચાઈ જલ્દી સમજી જાય તે જરૂરી છે.'

'તારો દોસ્તાર સાચો છે.' હવે પેલી પોતાની જાતને વધારે વાર ચૂપ રાખી ન શકી એટલે બરાડી ઊઠી. 'તેં બરાબર ઢીંચ્યો છે. હવે જાવ, ટળો.'

'ઓહો, તો તને જર્મન આવડે છે, ખરું ને ? બહુ સારું, હું જતો રહું છું બસ, પણ જતાં પહેલાં તારે મને એક ચુંબન આપવું પડશે !'

પેલીએ એનાથી દૂર જવા ડગલું ભર્યું પણ હાન્સે એનું કાંડું જકડી લીધું.

'બાપા, બાપુ...' પેલીએ રાડ નાખી.

ખેડૂત જર્મન તરફ ધસી ગયો. છોકરીને છોડીને હાન્સે, એનામાં હતી એટલી તાકાતથી પેલા ખેડૂતના મોઢા પર માર્યું. એ જમીન પર ઢળી પડ્યો.

પછી, પેલી એના પંજામાંથી છટકે એ પહેલાં એણે એને બાથમાં જકડી લીધી. એણે ઉપાડીને પેલાના ગાલ પર એક તમાચો ઠોક્યો. પેલો કરડાકીથી હસ્યો.

'કોઈ જર્મન સૈનિક તને ચુંબન કરવા ઇચ્છે ત્યારે એની સાથે વર્તવાની તારી આ રીત છે ? તારે આની કિંમત ચૂકવવી જ પડશે.'

એની જોરદાર તાકાતથી પેલીના બેઉ હાથ પાછળ બાંધી એ એને બારણા બહાર ઘસડી જવા લાગ્યો. પણ પેલીની મા એની તરફ ધસી આવી અને એનાં કપડાં પકડી એને દૂર ધકેલવા મથી. એક હાથે છોકરીને પોતા સરસી જકડી રાખીને બીજા હાથે એણે પેલી બાઈને એવો તો જોરદાર ધક્કો માર્યો કે એ લથડિયાં ખાતી દીવાલને અથડાઈ.

'હાન્સ, હાન્સ' વિલ્લીએ રાડ પાડી.

'તું ચૂપ રહે, સાલા બાયલા.'

છોકરીને કારમી ચીસો પાડતી અટકાવવા એણે એના હાથ પેલીના મોં પર દાબ્યા અને એને ઓરડાની બહાર લઈ ગયો. તો આ બધું આ રીતે બનેલું, અને તમારે એ કબૂલવું જ રહ્યું કે છોકરીએ પોતે સામેથી આ વહોરી લીધું હતું. એણે પેલાને તમાચો નો'તો મારવો જોઈતો. એણે માગેલું ચુંબન જો એણે આપી દીધું હોત તો પેલો એના રસ્તે પડી ગયો હોત. હાન્સે ખેડૂત તરફ નજર નાખી. એ જ્યાં ઢળી પડેલો ત્યાંનો ત્યાં જ હજીયે પડ્યો હતો. એના વિચિત્ર ચહેરા તરફ જોઈને હાન્સ હસ્યા વગર રહી ના શક્યો. દીવાલને અઢેલી, ટૂંટિયા વાળીને બેઠેલી બાઈ સામે જોયું ત્યારે એની આંખોમાં હાસ્ય હતું. શું એ ડરતી હતી કે હવે પછી એનો વારો આવશે ? એવું હતું નહીં. એને એક ફ્રેંચ કહેવત યાદ આવી.

'આ તો પાશેરામાં પેલી પૂણી છે. આગળ હજી કેટલુંય વેઠવાનું બાકી છે.'

'અરે ડોસી, આમાં કંઈ રડવા જેવું નથી. વહેલું કે મોડું આવું થવાનું તો હતું જ.' એણે એના પાછળના ખિસ્સામાં હાથ નાખી પાકીટ ખેંચી કાઢ્યું. 'જુઓ, આ રહ્યા સો ફ્રાન્ક. જેના વડે... કુમારી... પોતા માટે નવો પોશાક ખરીદી શકે છે. મારી પાસે વધુ ફ્રાન્ક બચ્યા નથી.' એણે નોટ ટેબલ પર મૂકી, માથા પર હેલ્મેટ મૂકી અને વિલ્લીને કહ્યું 'ચાલ, આપણે જઈએ.'

જતી વખતે એમણે જોરથી બારણું અફાળ્યું અને મોટરસાઈકલ પર સવાર થઈને જતા રહ્યા. પેલી બાઈ બેઠકખંડમાં ગઈ. એની દીકરી ખાટલા પર પડી હતી. પેલો એને જેવી હાલતમાં છોડી ગયો હતો એવી જ હાલતમાં એ પડી હતી. અને જોર જોરથી રડતી હતી.

ત્રણ મહિના પછી હાન્સ ફરી પાછો સ્વાસોંમાં આવ્યો. એ વિજેતા લશ્કર સાથે પેરિસમાં હતો અને એની મોટર સાઇકલ પર સવાર થઈ વિજયસૂચક કમાન હેઠળથી પસાર થયો હતો. લશ્કર સાથે કૂચ કરતાં તે પહેલાં તૂર અને પછી બોર્દો પહોંચેલો. એણે બહુ ઓછી લડાઈઓ જોઈ હતી. જે ફ્રેંચ સૈનિકો એણે જોયા હતા એ બધા તો યુદ્ધકેદીઓ હતા. લશ્કરી અભિયાન એની કલ્પના બહારની ઉજાણી જેવું રહ્યું. યુદ્ધવિરામ પછી એક મહિનો એણે પેરિસમાં ગાળેલો. બવેરિયામાં રહેતાં એનાં કુટુંબીજનોને એણે ચિત્રો દોરેલાં પોસ્ટકાર્ડસ મોકલ્યાં હતાં અને એ લોકો માટે અઢળક ભેટસોગાદ ખરીદી હતી. એની હથેળીની જેમ જ શહેરની ગલી ગલીથી વાકેફ હોવાને કારણે વિલ્લી પેરિસમાં જ રોકાયો હતો. પણ હાન્સ અને એની ટુકડીના બાકીના લોકોને સ્વાસોં મોકલી આપવામાં આવ્યા હતા. સ્વાસોં પરનો કબજો જાળવવા માટે રોકાયેલા દળ સાથે એમણે જોડાવાનું હતું. એ એક સરસ નાનકડો કસ્બો હતો અને એનો ઉતારો પણ સગવડભર્યો હતો. જેટલું ખાવું હોય એટલું ખાવાનું મળતું હતું અને એક માર્કથી પણ ઓછામાં શેમ્પેઇનની બાટલી મળતી હતી. જ્યારે એને સ્વાસોં તરફ જવાનો હુકમ મળ્યો ત્યારે એને વિચાર આવેલો કે પોતે જેના પર બળજબરી કરેલી એ છોકરીને ત્યાં જઈ જરા નજર નાખવામાં મઝા પડશે. એના ઇરાદામાં કોઈ ખોટ નો'તી એવું દેખાડવા એ પેલીને ઘુંટણ સુધીનાં સીલ્કનાં મોજાં લઈ આપશે. હવે એ આ પ્રદેશથી પરિચિત હતો. એટલે એને લાગ્યું કે કોઈ પણ મુશ્કેલી વગર એ પેલું ખેતર શોધી શકશે. એટલે એક બપોરે, જ્યારે એને કંઈ કામ નો'તું ત્યારે એણે સીલ્કના મોજાં ખિસ્સામાં મૂક્યાં અને મોટરસાઇકલ પર સવાર થયો. શરદઋતુનો એ સુંદર મઝાનો દિવસ હતો. આકાશમાં ભાગ્યે જ વાદળાં દેખાતાં હતાં, અને જે રસ્તેથી એ પસાર થઈ રહ્યો હતો એ ખાડાટેકરાવાળો પ્રદેશ અતિ રળિયામણો હતો. વાતાવરણ એટલું બધું સૂકું અને ખુશનૂમા હતું કે સપ્ટેમ્બર હોવા છતાંય

ડોલતાં વૃક્ષોને જોઈને એવું લાગતું નો'તું કે ઉનાળો હવે પૂરો થવામાં છે. એણે એક ખોટો વળાંક લીધો એના કારણે એને જરાક મોડું થયું પણ તે છતાં એ જેની શોધમાં હતો તે જગ્યા એને અર્ધાએક કલાકમાં જડી ગઈ. એણે જેવાં બારણા તરફ ડગ માંડ્યાં કે એક મિશ્ર ઓલાદનો કૂતરો ભસી ઊઠ્યો. બારણું ખટખટાવ્યા વગર હેંડલ ફેરવીને એ સીધો જ અંદર દાખલ થઈ ગયો. પેલી છોકરી ટેબલ પાસે બેસીને બટાકા છોલતી હતી. યુનિફોર્મ પહેરેલા માણસને જોતાં જ એ ઠેકડો મારીને ઊભી થઈ ગઈ.

'શું જોઈએ છે તમારે ?' બોલતાંની સાથે જ એ એને ઓળખી ગઈ. ચપ્પુને કચકચાવીને પકડતી એ દીવાલ સરસી થઈ ગઈ. 'તો તું છે સાલા ડુક્કર ?'

'તું ઉશ્કેરાઈશ નહીં. હું તને કંઈ નથી કરવાનો. જો, હું તારા માટે સીલ્કનાં મોજા લાવ્યો છું.'

'મોજાંને નાખ ભાડમાં અને સાથે તું પણ જા ભાડમાં.'

'બેવકૂફી ના કર. એ ચપ્પુ નીચે ફેંકી દે. જો તું કંઈ પરાક્રમ કરવાની કોશિશ કરીશ તો તારી જાતને જ વગાડી બેસીશ. તારે મારાથી ડરવાની જરાય જરૂર નથી.'

'અહીં કોણ તારાથી ડરે છે ?' એણે કહ્યું. પેલીએ છરીને નીચે પડી જવા દીધી. એણે એની હેલ્મેટ ઉતારી અને બેઠો. પગથી જ એણે છરીને પોતાની પાસે ખેંચી.

'તારા થોડાક બટાકા હું છોલી આપું ?' પેલીએ જવાબ ન આપ્યો. એણે વાંકા વળી છરી ઉપાડી અને પછી વાટકામાંથી બટાકા લઈ છોલવા માંડ્યો. પેલીનો ચહેરો કઠોર હતો. એની આંખોમાં વિરોધ હતો, દીવાલ સરસી ઊભી રહી એ એને તાકતી રહી. પેલાએ એની સામે એને શાંત પાડતું સ્મિત કર્યું. 'તું આટલી બધી ચીડાયેલી કેમ દેખાય છે ? તું જાણે છે કે મેં કંઈ તને વધારે નુકસાન નથી પહોંચાડ્યું. હું ઉશ્કેરાયેલો હતો, અમે બધા ઉશ્કેરાયેલા હતા. એ લોકો બધા ફ્રાંસના અજેય લશ્કર અને માઝીનો લાઇન[1]ની વાતો કરતા હતા...' હોઠમાં હસતાં એણે વાક્ય પૂરું કર્યું. 'અને દારૂ મારા મગજ પર ચડી ગયો હતો. તને ખરેખર ખરાબ લાગ્યું

હશે. સ્ત્રીઓ હંમેશાં મને કહેતી કે હું કંઈ દેખાવમાં એટલો ખરાબ નથી.'

એણે એને પગથી માથા સુધી તિરસ્કારથી જોયો.

'અહીંથી દીસતો થા.'

'હું ઇચ્છું નહીં ત્યાં સુધી નહીં જાઉં.'

'જો તું નહીં જાય તો મારા બાપા સ્વાસોં જઈને જનરલને ફરિયાદ કરશે.'

'એને જે કરવું હોય તે કરવા દે. અમને હુકમ આપવામાં આવ્યા છે કે અહીંની પ્રજા સાથે દોસ્તી બાંધવી. તારું નામ શું છે ?'

'એની તારે શી પંચાત ?'

હવે આવેશના માર્યા પેલીના ગાલ લાલચોળ થઈ ગયા હતા અને એની આંખો ગુસ્સાથી ચમકતી હતી. એને એ જેવી યાદ હતી એના કરતાં તો એ ઘણી જ સુંદર હતી. એણે એટલું ખરાબ કામ નો'તું કર્યું. પેલીની સંસ્કારિતા એ ખેડૂત નહીં પણ નગરવાસી હોય એવું સૂચવતી હતી. એ શિક્ષિકા હતી એવું એની માએ કહેલું એ એને યાદ આવ્યું. એ સ્ત્રી હતી એટલે એને પજવવામાં એને મઝા પડતી હતી. એની સામે પોતે જાણે વધારે મજબૂત અને તંદુરસ્ત હોય એવું એને લાગતું હતું. એણે પોતાના સોનેરી વાંકડિયા વાળમાં હાથ ફેરવ્યો અને આ છોકરીને જે તક મળતી હતી, એની જગ્યાએ જો બીજી કોઈ છોકરીઓ હોત તો કૂદી પડી હોત એ વિચારે તે હસી પડ્યો. તાપને કારણે એનો ચહેરો એટલો બધો રાતો થઈ ગયેલો કે એની ભૂરી આંખો ડરામણી લાગતી હતી.

'તારાં મા-બાપ ક્યાં છે ?'

'ખેતરમાં કામ કરે છે.'

'મને ભૂખ લાગી છે. મને જરાક અમસ્તી બ્રેડ અને ચીઝ તથા એક ગ્લાસ દારૂનો આપ. હું આ બધાની કિંમત ચૂકવી દઈશ.'

પેલી કર્કશપણે હસી.

'ત્રણ મહિનાથી અમે ચીઝના દર્શન નથી કર્યાં. અમારી ભૂખ સંતોષી શકીએ એટલી બ્રેડ પણ અમારી પાસે નથી. ફ્રેંચો અમારા ઘોડા એક વર્ષ પહેલાં લઈ ગયેલા અને હવે જર્મનો અમારી ગાયો, ભૂંડ, મરઘાં... અમારું બધું જ ઝૂંટવી ગયા.'

'જર્મનીએ એ બધાની કિંમત પણ ચૂકવી જ છે ને ?'

'એ લોકોએ આપેલાં નકામાં કાગળિયાને અમે ખાઈ શકવાના ?'

એ રડવા માંડી.

'તું ભૂખી છે ?'

'અરે જરાય નહીં' એણે કડવાશથી જવાબ આપ્યો. 'અમે બટાકા અને બ્રેડ અને કંદમૂળ અને ભાજી ઠાઠથી આરોગીએ છીએ. આવતીકાલે મારા બાપા જો મળે તો ઘોડાનું માંસ ખરીદવા સ્વાસોં જવાના છે.'

'સાંભળ, હું કંઈ એટલો નઠારો નથી. હું તને ચીઝ લાવી આપીશ. અને મને લાગે છે કે સાથે સાથે હું હમ[૨] પણ લાવી શકીશ.'

'મારે તારા કોઈ ઉપકારની જરૂર નથી. તમે ડુક્કરો અમારી પાસેથી જે ઝૂંટવી ગયા છો એ ખોરાકને હાથ લગાવવા કરતાં હું ભૂખથી મરી જવાનું પસંદ કરીશ.'

'સારું ચાલને, એ તો આપણે જોઈશું' પેલાએ ખરાબ લગાડ્યા વગર કહ્યું. એણે હેટ માથે મૂકી, ઊભો થયો અને 'આવજો માદામ, ફરી મળીશું.' કહેતો બહાર નીકળી ગયો.

આ પ્રદેશમાં એ લહેરથી, મોટરસાઈકલ પર લટાર મારવા નીકળી પડે એવું તો હતું નહીં. એ ફરીથી ખેતર પર જઈ શકે એ પહેલાં, એને ખેપિયા તરીકે મોકલવામાં આવે એની રાહ જોયા સિવાય છૂટકો નો'તો. દસ દિવસ પછી એવું થયું. પહેલાંની જેમ જ એ કોઈને પૂછ્યાગાછ્યા વગર અંદર ચાલ્યો આવ્યો. અને આ વખતે એણે ખેડૂત અને એની પત્નીને રસોડામાં જોયા. લગભગ બપોર થવા આવી હતી અને પેલી બાઈ ચૂલા પરના વાસણમાં કશુંક હલાવી રહી હતી. પેલો ખેડૂત ટેબલ પાસે બેઠો હતો. એ જ્યારે અંદર આવ્યો ત્યારે એ લોકોએ એના પર નજર નાખી પણ એ નજરમાં કોઈ આશ્ચર્ય નો'તું. એની આગલી મુલાકાત વિશે એમની દીકરીએ ચોક્કસપણે એમને કહ્યું જ હશે. એ લોકો કંઈ બોલ્યા નહીં. બાઈએ એનું રાંધવાનું ચાલુ રાખ્યું. અને પેલો ખેડૂત, એના ચહેરા પરના ચીડના ભાવ સાથે ટેબલ પરના મીણિયા કપડાને તાકતો રહ્યો. પણ હાન્સ જેવો મોજીલો માણસ એમના આવા ટાઢાબોળ વર્તાવથી મૂંઝાઈ જાય એમ નો'તો.

'કેમ છો તમે ?' એ બેઉનું અભિવાદન કરતાં એણે એકદમ આનંદથી કહ્યું. 'હું તમારા માટે કંઈક લાવ્યો છું.'

સાથે લાવેલ પડીકાને એણે ખોલ્યું અને ચીઝનો ખાસ્સો મોટો ટુકડો, ડુક્કરના માંસનો એક ટુકડો અને સાર્ડીન માછલીના બે ડબ્બા બહાર કાઢ્યા. પાછળ ફરીને જોતી બાઈની આંખમાંની લાલચ જોઈ હાન્સ હસ્યો. પેલો પુરુષ ખાવાની આ ચીજો તરફ ઉદાસીનભાવે જોઈ રહ્યો. હાન્સે એની સામે પોતાનું ખુશમિજાજ સ્મિત ફરકાવ્યું.

'હું પહેલી વખત અહીં આવ્યો ત્યારે આપણી વચ્ચે થયેલી ગેરસમજ માટે હું માફી માગું છું. પણ તમારે વચ્ચે નો'તું પડવું જોઈતું.'

બરાબર એ જ ક્ષણે પેલી છોકરી અંદર આવી.

'તું અહીં શું કરી રહ્યો છે ?' એણે કઠોરતાથી બૂમ પાડી. પછી એ જે ચીજવસ્તુઓ લાવેલો એના પર એની નજર પડી. એકીસાથે એ બધી ચીજો ઉસરડીને એણે એના તરફ ઘા કર્યો. 'આ બધું લઈ જા, લઈ જા આ બધું અહીંથી...'

પણ મા કૂદકો મારતીક આગળ આવી.

'આનેત, તું ગાંડી થઈ ગઈ છે.'

'હું આ માણસ પાસેથી કંઈ પણ નહીં લઉં.'

'આ તો આપણો પોતાનો જ ખોરાક છે જે આ લોકો આપણી પાસેથી લૂંટી ગયેલા. તું આ સાર્ડીન પર નજર નાખ. એ બોર્દોની સાર્ડીન છે.'

એણે એ બધી ચીજોને ઊંચકી લીધી. એની આછી ભૂરી આંખોમાં ઉપહાસ ભરેલા હાસ્ય સાથે હાન્સ છોકરી તરફ જોઈ રહ્યો.

'તો તારું નામ આનેત છે ખરું ને ? સરસ નામ છે. તારા મા-બાપને થોડુંક ખાવાનું મળે એમાંય તને વાંધો છે ? તેં જ તો કહેલું કે છેલ્લા ત્રણ મહિનાથી તમારી પાસે ચીઝ નથી. મને હેમ મળી શક્યું નહીં. જોકે મેં કોશિશ તો પૂરેપૂરી કરી હતી હેમ માટે.'

ખેડૂતની પત્નીએ માંસના લોંદાને હાથમાં ઊંચકી લીધો અને છાતીએ ચાંપી દીધો. તમને લાગે કે જો એનું ચાલે તો એ એને ચૂમી પણ લે. આનેતના ગાલ પરથી આંસુ દદડવા લાગ્યાં.

'ઓહ, તમને શરમ આવવી જોઈએ.' એ ચિત્કારી ઊઠી.

'ઓહ, છોડ હવે, આવી મોટી શરમવાળી, એક જરાક અમસ્તો ચીઝ અને માંસનો ટુકડો લેવામાં વળી શરમ કેવી ?'

હાન્સ બેઠો અને એણે સિગારેટ સળગાવી. પછી એણે સિગારેટનું પાકીટ પેલા વૃદ્ધ તરફ લંબાવ્યું. ખેડૂત જરાક વાર માટે ખચકાયો પણ પછી લાલચ રોકી ન શક્યો. એક સિગારેટ લઈ એણે પાકીટ પાછું આપ્યું.

'તમે પાકીટ જ રાખો.' હાન્સે કહ્યું. 'મને તો બીજી ઘણી મળી રહેશે.'

સિગારેટનો એક ઊંડો કસ લઈ નાકમાંથી ધુમાડાના ગોટેગોટા બહાર ફેંકતા એણે કહ્યું : 'આપણે દોસ્ત કેમ ના બની શકીએ ? જે થઈ ગયું તે ન થયું થવાનું નથી. યુદ્ધ એટલે યુદ્ધ... અને... ખેર... તમે સમજો છો હું શું કહેવા માગું છું તે... હું જાણું છું કે આનેત એક શિક્ષિત યુવતી છે અને હું ઇચ્છું છું કે મને નઠારો ન માને. અમારે થોડા લાંબા સમય માટે સ્વાસોંમાં રહેવાનું થશે એવું લાગે છે. એટલે તમને મદદ કરવા હું અવારનવાર કંઈ ને કંઈ લાવી શકીશ. તમે જાણો છો ? શહેરના લોકોને દોસ્ત બનાવવા માટે અમે શક્ય એટલું બધું કરી છૂટીએ છીએ પણ એ લોકો મદદ લેવા તૈયાર જ નથી. અમે જ્યારે શેરીમાં એમની પાસેથી પસાર થઈએ છીએ ત્યારે એ લોકો અમારી સામે જોતાં સુધ્ધાં નથી. હું જ્યારે વિલ્લી સાથે અહીં આવ્યો ત્યારે જે કંઈ બન્યું એ આખરે તો એક અકસ્માત હતો. તમારે મારાથી ડરવાની જરૂર નથી. આનેતને હું મારી સગી બહેન હોય એવું માન આપું છું.'

'તું શા માટે અહીં આવવા ઇચ્છે છે ? તું કેમ અમને એકલા છોડી નથી શકતો ?' આનેતે પૂછ્યું.

એ ખરેખર જ નો'તો જાણતો. એને માણસોની જરાક દોસ્તી જોઈએ છે એવું કહેવાનું એને ગમ્યું ન હોત. સ્વાસોંમાં એમને ચોતરફથી ઘેરી વળેલા મૂંગા વૈરભાવથી એને એટલી હદે ત્રાસ થતો હતો કે કેટલીક વાર એ જાણે ત્યાં હોય જ નહીં એમ – એની સામે જોતા ફ્રેંચ પાસે દોડી જઈ ભુક્કા ભેગો એને જમીનદોસ્ત કરી દેવાની ઇચ્છા થઈ આવતી. તો ક્યારેક આ બધાની એના પર એટલી બધી અસર થતી હતી કે એ લગભગ રડી પડવાની અણી પર પહોંચી જતો. જ્યાં જવાથી એને આવકાર મળે એવી કોઈ જગ્યા હોય તો

એને સારું લાગે. એણે જ્યારે કહ્યું કે આનેત માટે એના દિલમાં કોઈ ઝંખના નથી ત્યારે ખરેખર જ એ સાચું બોલતો હતો. આનેત, એને પસંદ પડે એ પ્રકારની સ્ત્રી નો'તી. એને તો ઊંચી, ભરાવદાર ઉરોજોવાળી, ભૂરી આંખો અને પોતા જેવા સોનેરી વાળવાળી સ્ત્રી ગમતી હતી. એને મજબૂત, હૃષ્ટપુષ્ટ અને પૂરેપૂરાં કપડાં પહેરેલી સ્ત્રી ગમતી હતી. પેલીની સંસ્કારિતા – જેના વિશે એ કોઈ રીતે ખુલાસો આપી શકે એમ નો'તો, પેલું સુંદર, ઘાટીલું નાક અને એ કાળી આંખો, એ લાંબો ફિક્કો ચહેરો... આ છોકરીમાં કશુંક ડર લાગે એવું હતું. એટલે જો તે જર્મન લશ્કરના મહાન વિજયથી ઉત્તેજિત ન થયો હોત, જો તે એટલો થાકેલો અને તે છતાં એટલો આનંદિત ન હોત, ખાલી પેટે જો એણે એટલો બધો દારૂ ન ઢીંચ્યો હોત તો આ છોકરી સાથે એ આવું કશું અટકચાળું કરી શકે એ વાત એના ભેજામાં આવી જ ન હોત.

એ પછી પંદરેક દિવસ સુધી હાન્સ બહાર નીકળી ના શક્યો. એ ખેતર પર ગયો ત્યારે ખાવાનું લઈ ગયો હતો અને ડોસાડોસી બેઉને એનો લોભ હતો એ બાબતે એને કોઈ શંકા નો'તી. આનેતે એમાંથી કંઈ ખાધું હશે કે કેમ એ બાબતે એને કોઈ શંકા નો'તી. જે ક્ષણે એની પીઠ ફરી એ સાથે જ એ પણ બીજા સાથે બેસી ગઈ હતી એવી જાણ થાય તો એને જરાય આશ્ચર્ય ન થાય. આ ફ્રેંચ લોકો કંઈ નહીંના બદલામાં કશુંક લેવા માટે જાતને રોકી નો'તા શકતા. એ લોકો નિર્બળ હતા અને પડતી તરફ ધકેલાઈ રહ્યા હતા. એ તેને ધિક્કારતી હતી. હે ઈશ્વર, કઈ હદે એ તેને ધિક્કારતી હતી ! પણ તોય માંસ માંસ હતું અને ચીઝ ચીઝ હતું. એ એના વિશે ઘણું વિચારતો રહેતો. એને એના પ્રત્યે આટલો બધો તિરસ્કાર હતો એ વાત હાન્સને પજવતી. હંમેશથી એ સ્ત્રીઓનો માનીતો રહેવા ટેવાયેલો હતો. કોઈ એક દિવસે પેલી એના પ્રેમમાં પડે તો રમૂજી લાગે. પોતે એનો પ્રથમ પ્રેમી હશે. એણે મ્યુનિચમાં વિદ્યાર્થીઓને બીઅર પીતાં પીતાં કહેતાં સાંભળેલા કે એક વાર પ્રેમમાં પડ્યા પછી સ્ત્રી હંમેશાં એના પ્રથમ પ્રેમીને ચાહતી રહે છે. એણે જ્યારે જ્યારે છોકરી પટાવવાનું નક્કી કરેલું ત્યારે હજી સુધી તો એ કદી નિષ્ફળ નો'તો ગયો. હાન્સ મનોમન હસ્યો અને એની આંખોમાં લુચ્ચાઈનો ભાવ દેખાયો.

આખરે એને ખેતરે જવાની તક મળી. એ ચીઝ, માખણ, ખાંડ, માંસનો ટુંકડો અને થોડીક કોફી લઈને એની મોટરસાઇકલ પર નીકળી પડ્યો. પણ આ વખતે એણે આનેતને ના જોઈ. એ અને એના બાપા ખેતરમાં કામ કરતા હતા. ડોશી વાડામાં હતી અને પેલાના હાથમાં પડીકું જોતાંની સાથે જ એનો ચહેરો ચમકી ઊઠ્યો. એ એને રસોડામાં દોરી ગઈ. પડીકાની દોરી ખોલતાં એના હાથ જરાક ધ્રૂજતા હતા. એ જે કંઈ લાવ્યો હતો એ જોઈને એની આંખમાં આંસુ છલકાઈ ઉઠ્યાં.

'તું બહુ સારો માણસ છે,' એણે કહ્યું.

'હું અહીં બેસી શકું?' એણે વિવેકથી કહ્યું.

'અરે ચોક્કસ' પેલીએ બારીમાંથી બહાર જોતાં કહ્યું. હાન્સે અનુમાન કર્યું કે આનેત આવતી તો નથી ને એ બાબતે એ ખાતરી કરવા માગતી હતી.

'હું તને દારૂનો એક ગ્લાસ આપું?'

'મને એનાથી ખુશી થશે.'

ખોરાક માટેના પેલીના લોભે, એની સાથે દોસ્તી નહીં તો સારા સંબંધો રાખવા એને ફરજ પાડી હતી એટલું સમજવા જેટલો હોંશિયાર તો એ હતો જ. બારીમાંથી બહાર નખાયેલી એ નજરે એ બેઉને જાણે એક કાવતરામાં ભાગીદાર બનાવી દીધા હતા.

'તમને માંસ ભાવેલું? એણે પૂછ્યું.

'અરે એ તો મિજબાની હતી.'

'બીજી વાર આવીશ ત્યારે થોડું વધારે લાવવાની કોશિશ કરીશ. આનેતને ભાવ્યું'તું?'

'તું જે કંઈ મૂકી ગયેલો એમાંની કોઈ ચીજને એણે હાથ સુધ્ધાં નો'તો અડાડ્યો. એણે કહ્યું કે એના કરતાં એ ભૂખે મરવાનું વધુ પસંદ કરશે.'

'બેવકૂફ.'

'મેં પણ એને એવું જ કહેલું. વાત જ્યાં માત્ર ખાવા સાથે સંકળાયેલી હોય ત્યાં મેં એને કહેલું કે નહીં ખાવાથી તું કંઈ હાંસલ કરવાની નથી.'

હાન્સે દારૂનો ગ્લાસ ખાલી કર્યો ત્યાં સુધી બંનેએ ખાસ્સી મિત્રતાપૂર્વક વાતો કરી. એને ખબર પડી કે એ સ્ત્રીનું નામ શ્રીમતી પેર્યે હતું. એમના

કુટુંબમાં અન્ય કોઈ સભ્યો હતા કે નહીં એ વિશે એણે એને પૂછ્યું. એણે નિઃસાસો નાખીને કહ્યું, ના, એમને એક દીકરો હતો. પણ એને યુદ્ધની શરૂઆતમાં જ લશ્કરમાં બોલાવવામાં આવ્યો હતો. અને એ મૃત્યુ પામ્યો હતો. એને મારી નાખવામાં નો'તો આવ્યો પણ એને ન્યૂમોનિયા થયો હતો અને એને કારણે એ નાન્સીની હૉસ્પિટલમાં મૃત્યુ પામ્યો હતો.

'મને આ સાંભળીને ખરેખર દુઃખ થયું.' હાન્સે કહ્યું.

'એ જીવ્યો હોત તો દુઃખી થાય. એના કરતાં મરીને એ વધુ સુખી થઈ ગયો. એ ઘણી બધી બાબતે આનેત જેવો હતો. એ કદી પણ પરાજયની શરમ જીરવી શક્યો ન હોત.' એણે ફરીથી નિઃસાસો નાખ્યો : 'અરે મારા મિત્ર, અમારી સાથે છેતરપિંડી કરવામાં આવી હતી.'

'તમે લોકો શા માટે પોલાંડવાસીઓ માટે લડવા માગતા હતા? એ લોકો તમારા શું સગા થતા હતા?'

'તારી વાત સાચી છે. જો અમે તમારા હિટલરને પોલાંડ જીતવા દીધું હોત, તો કદાચ એણે અમને છોડી દીધા હોત.'

જ્યારે હાન્સ જવા માટે ઊભો થયો ત્યારે એણે કહ્યું કે એ બહુ જલદી પાછો આવશે.

'તમે લાવેલ માંસને હું ભૂલીશ નહીં.'

પછી હાન્સની જિંદગીમાં સદ્‌નસીબે વળાંક આવ્યો. એને એવું કામ સોંપવામાં આવ્યું જેમાં અઠવાડિયે બે વાર એને કસ્બાની નજીક જવાનું થતું અને એના કારણે અવારનવાર એ ખેતરે જઈ શકતો થયો. હંમેશાં કંઈ ને કંઈ લઈને જવા બાબતે એ કાળજી રાખતો. પણ આનેત સાથેના એના સંબંધમાં કોઈ પ્રગતિ નો'તી થઈ. એ એને પ્રિય થવાના પ્રયત્નો કરતો, અન્ય સ્ત્રીઓ સાથેના સંબંધોમાંથી શીખેલો એ બધી યુક્તિ-પ્રયુક્તિઓ અજમાવતો પણ આ બધું પેલીના ઉશ્કેરાટમાં વધારો જ કરતું. પાતળા હોઠને કઠોર રીતે ભીડી એ એની સામે એ રીતે જોતી જાણે એ મગતરું ન હોય. એક કરતાં વધારે પ્રસંગે પેલીએ એને એવો તો ગુસ્સે કરેલો કે એને ખભેથી જકડી એનો જીવ લઈ લેવાની ઇચ્છા થઈ આવેલી. એક વાર એણે એને એકલી જોઈ અને જેવી એ જવા માટે ઊભી થઈ એ સાથે જ એણે એનો રસ્તો રોકી લીધો.

'જ્યાં છે ત્યાં જ ઊભી રહે. મારે તારી સાથે વાત કરવી છે.'

'લે કર વાત. હું સ્ત્રી છું અને વળી અસહાય છું.'

'મારે જે કહેવું છે તે કંઈક આવું છે : મારે કદાચ લાંબા સમય સુધી અહીં રહેવાનું થાય. તમારા ફ્રેન્ચ લોકો માટે આવનારો સમય સરળ નહીં હોય, એ વધુ ને વધુ કપરો હોવાનો. હું તમને ઉપયોગી થઈ શકીશ. તું કેમ તારાં મા-બાપની જેમ સમજદારીથી નથી વર્તતી ?'

એ વાત સાચી હતી કે વૃદ્ધ પેર્યે હવે ઠેકાણે આવી ગયા હતા. તમે એવું ના કહી શકો કે એ માયાળુ હતા, ખરેખર તો એ એના પ્રત્યે ઠંડાગાર અને કઠોર હતા પણ એ સભ્યતાથી વર્તતા હતા. એણે હાન્સને થોડીક તમાકુ લાવવાનું પણ કહેલું. અને જ્યારે એણે તમાકુના બદલામાં પૈસા નો'તા લીધા ત્યારે એનો આભાર પણ માન્યો હતો. સ્વાસોંના સમાચાર સાંભળી એ રાજી થઈ જતા અને હાન્સ જે છાપું લાવતો એને ઝૂંટવી લેતા. હાન્સ પણ ખેડૂતનો દીકરો હોવાથી ખેતર વિશે માણસની જેમ વાત કરી શકતો. આ સરસ ખેતર હતું. બહુ મોટું પણ નહીં ને સાવ નાનું પણ નહીં. ખેતર વચ્ચેથી એક મોટો વહેળો હોવાને કારણે પાણી પણ બરાબર પાઈ શકાતું. આખું ખેતર ઘેઘૂર વૃક્ષોથી છવાયેલું હતું : એમાં ખેતીલાયક જમીન પણ હતી અને ગોચર પણ હતું. મજૂર વગર, ખાતર વગર, એની બધી ચીજવસ્તુઓ ઝૂંટવાઈ જવાને કારણે એનું આખું ખેતર પાયમાલ થઈ રહ્યું હતું, એ બાબતે વૃદ્ધ ખેડૂત જ્યારે રોદણાં રડતો ત્યારે હાન્સ સહાનુભૂતિથી એની વાત સાંભળતો.

'તેં મને એવું પૂછ્યું ને કે હું કેમ મારાં મા-બાપની જેમ સમજદારીથી નથી વર્તતી ?' આનેતે કહ્યું.

પહેરેલા પોષાકને એણે બરાબર ખેંચ્યો અને પેલાને પોતાનું શરીર દેખાડ્યું. એને પોતાની આંખ પર વિશ્વાસ નો'તો બેસતો. એણે જે કંઈ જોયું એનાથી એના આંતરમનમાં એણે કદી ન અનુભવ્યો હોય એવો ઉત્પાત મચ્યો. એના ગાલ પર લોહી ધસી આવ્યું.

'તું સગર્ભા છે !'

એ ખુરશીમાં ફસડાઈ પડી અને હાથ પર માથું નમાવીને જાણે એનું હૈયું ફાટી પડતું હોય એમ રડવા માંડી.

'શરમ... શરમ...'

એ એને બાથમાં લેવા એના તરફ ધસ્યો.

'મારી મીઠડી' એનાથી જોરથી બોલી પડાયું.

પણ એ ઠેકડો મારીને ઊભી થઈ ગઈ અને પેલાને દૂર હડસેલી દીધો. 'મને અડતો જ નહીં. અહીંથી દીસતો થા, જા. મને થઈ શકે એટલું નુક્સાન તું નથી કરી ચૂક્યો ?'

ગુસ્સામાં એ ઓરડો છોડીને જતી રહી. એ એકલો થોડી વાર રાહ જોતો રહ્યો. એ આકળવિકળ થઈ ગયો હતો. એના વિચારો ચકરાવે ચડ્યા હતા. સ્વાસોં પાછા જવાના રસ્તે એ ધીરે ધીરે ચાલતો થયો, અને જ્યારે એ પથારીમાં પડ્યો ત્યારે કલાકો સુધી એને ઊંઘ ન આવી. એને આનેત અને એના ફૂલેલા શરીર સિવાય બીજા કશા વિચાર જ નો'તા આવતા. ટેબલની બાજુમાં બેસીને ચોધાર આંસુએ રડતી આનેત સહી ન શકાય એટલી દયામણી લાગતી હતી. એના ગર્ભમાં જે બાળક હતું તે એનું હતું. એનું માથું ભમવા લાગ્યું. અને પછી એ ઝબકીને જાગી ગયો. અચાનક જ એને ભાન થયું, બંદૂકની ગોળીની ઝડપે એને ભાન થયું કે એ પેલીના પ્રેમમાં હતો. અને આ પ્રતીતિએ એને હચમચાવી નાખ્યો. આ અચંબો અને આઘાત એવા તો હતા કે એ એની સામે ટકી ના શક્યો. અલબત્ત, એ એના વિશે ઘણું વિચારતો હતો, પણ આ રીતે કદી નો'તું વિચાર્યું. એણે એવું વિચારેલું કે જો એ પેલીને પોતાના પ્રેમમાં પાડી શકે તો એ સૌથી મોટી મજાક હશે. જો એવો સમય આવે કે એણે જે બળજબરીથી મેળવેલું એ પેલી રાજીખુશીથી એની સામે ધરી દે તો એ એની જીત ગણાય. એના મનમાં ક્ષણ વાર માટે પણ એવો વિચાર નો'તો આવ્યો કે એ બીજી સ્ત્રીઓ કરતાં કોઈ રીતે વિશિષ્ટ હોય. એ તેના બરની સ્ત્રી હતી જ નહીં. એ બહુ રૂપાળી નો'તી. એનામાં એવું કંઈ જ નો'તું. તો પછી અચાનક જ એના માટે આવી વિચિત્ર લાગણી કેમ જાગી ? આ લાગણી કંઈ ખુશી આપે એવી નો'તી. એ તો પીડાદાયક હતી. પણ એ જાણતો હતો કે આ જે કંઈ થઈ રહ્યું હતું એ બરાબર જ હતું, એ પ્રેમ જ હતો. અને પ્રેમની આ લાગણીએ એને જિંદગીમાં કદી નો'તો થયો એટલો ખુશ કરી દીધો. એ એને બાથમાં લેવા ઇચ્છતો હતો, એ એને પંપાળવા માગતો હતો, આંસુના

ઓઘરાળાવાળી એની આંખોને એ ચૂમવા માગતો હતો. એણે વિચાર્યું કે જે રીતે પુરુષ સ્ત્રીને ઇચ્છે એમ એ તેને નો'તો ઇચ્છતો. એ તો એને સુખી કરવા માગતો હતો, એ તેની સામે હસે એવું ઇચ્છતો હતો – કેવું વિચિત્ર હતું ! એણે કદી એને હસતી જોઈ જ નો'તી ! એ એની આંખો – એની સુંદર, નમણી આંખો જોવા માગતો હતો – એની કોમળ ભાવોથી છલકાતી આંખો જોવા માગતો હતો.

ત્રણ દિવસ સુધી એ સ્વાસોં છોડી ન શક્યો. ત્રણ દિવસ ને ત્રણ રાત સુધી એ આનેત અને એના પેટમાંના બાળક વિશે જ વિચારતો રહ્યો. પછી એ ખેતરે જવા માટેનો સમય કાઢી શક્યો. એ શ્રીમતી પેર્યેને એકલા હોય ત્યારે મળવા માગતો હતો. નસીબ સાથ આપતું હોય એમ શ્રીમતી પેર્યે એને ઘરથી થોડેક દૂર રસ્તા પર જ મળી ગયાં. ઝાડીમાંથી લાકડાં ભેગાં કરી, મોટો ભારો પીઠ પર લાદી એ ઘર તરફ જઈ રહ્યાં હતાં. એણે મોટર સાઈકલ થોભાવી. એ જાણતો હતો કે આ બાઈ એના પ્રત્યે જે સારપ બતાવતી હતી એનું એકમાત્ર કારણ એ જે માલસામાન લઈ જતો હતો તેનો પ્રભાવ હતું. પણ એને એની પડી નો'તી. એના માટે જ્યાં સુધી એની પાસેથી કંઈ ને કંઈ મળતું રહેવાનું ત્યાં સુધી એ સારી રીતે વાત કરવા માગતો હતો. એણે એના કહ્યા પ્રમાણે કર્યું. એ ભૂખરો, વાદળિયો દિવસ હતો, પણ ઠંડી નો'તી.

'મને આનેત વિશે ખબર પડી ગઈ છે.'

પેલી ચમકી ગઈ.

'તને કેવી રીતે ખબર પડી ? તું ન જાણે એ બાબતે એ મક્કમ હતી.'

'એણે જ મને કહ્યું.'

'એ સાંજે તેં સારું પરાક્રમ કરેલું.'

'હું જાણતો જ નો'તો. તમે મને વહેલું કેમ ના કહ્યું ?'

એણે વાત કહેવાની શરૂ કરી. કડવાશથી નહીં, એનો વાંક કાઢીને પણ નહીં. પણ જાણે જે કંઈ થયું એ નસીબના, કમનસીબીના કારણે જ થયું હોય એમ એ કહેતી ગઈ. જેવી રીતે વાછરડાને જન્મ આપતાં ગાય મરી જાય, અથવા તો વસંતમાં પડેલા હિમનો સપાટો ફળાઉ વૃક્ષોનો વિકાસ અટકાવી દે અથવા પાકને ખલાસ કરી દે... એવું કમનસીબ કે જેને માનવજાતે નતમસ્તકે,

દીનભાવે સ્વીકારવું જ રહ્યું. એ ભયાનક રાત પછી કેટલાય દિવસ સુધી સખત તાવને કારણે આનેત પથારીવશ રહી. એ ગાંડી થઈ ગઈ હોય એવું એમને લાગતું હતું. કલાકો સુધી એ ચીસો પાડતી રહેતી. આસપાસમાં ક્યાંય દાક્તર નો'તા જેને બોલાવી શકાય. ગામનો દાક્તર હબસીઓને ત્યાં જતો. સ્વાસોંમાં પણ માત્ર બે જ દાક્તર બચ્યા હતા. બેઉ એકદમ વૃદ્ધ હતા. ધારો કે કોઈ એમને બોલાવવા જાય તો પણ એ લોકો ખેતર સુધી પહોંચે કઈ રીતે ? એ લોકોને શહેર છોડવાની છૂટ નો'તી. તાવ ઊતર્યા પછી પણ આનેત પથારીમાંથી ઊભી થઈ ન શકે એટલી માંદી હતી. જ્યારે એ પથારીમાંથી ઊભી થઈ ત્યારે એ એટલી તો દુર્બળ, એટલી ફિક્કી લાગતી હતી કે દયા આવે. એને લાગેલો આઘાત ભયાનક હતો. અને જ્યારે મહિનો પસાર થયો, પછી બીજો મહિનો પણ પૂરો થયો છતાં એ બહાર ન બેઠી. પણ તોય એણે કંઈ ધ્યાન ન આપ્યું. કારણ કે આમેય એની માસિકપાળી કાયમની અનિયમિત જ હતી. શ્રીમતી પેર્યેને સૌથી પહેલી શંકા પડી કે કંઈક ગોટાળો છે. એણે આનેતને પ્રશ્નો પૂછ્યા. ને બેઉ મા-દીકરી ધ્રૂજી ઊઠ્યાં. પણ હજી એ લોકોને ખાતરી નો'તી એટલે એમણે બાપને કશું ના કહ્યું. પણ જ્યારે ત્રીજો મહિનો પૂરો થયો ત્યારે હવે આ બાબતે શંકા લાવવી શક્ય નો'તી. આનેત સગર્ભા હતી એમાં કોઈ શક નો'તો.

એ લોકો પાસે એક જૂની સિટ્રોન હતી. યુદ્ધ પહેલાં શ્રીમતી પેર્યે અઠવાડિયામાં બે વાર સિટ્રોનમાં ખેતરની પેદાશો ભરીને સ્વાસોંની બજારમાં લઈ જતા. પણ જ્યારથી જર્મનોએ કબજો જમાવ્યો હતો, એ લોકો પાસે એવું કંઈ નો'તું જેને વેચવા ધક્કો ખાવો પડે. આમેય પેટ્રોલ તો લગભગ મળતું બંધ જ થઈ ગયું હતું. પણ હવે એમણે ગાડી બહાર કાઢી અને શહેર તરફ હંકારી ગયા. એમની કાર સિવાયની બધી જર્મનોની લશ્કરી ગાડીઓ જ આંટા મારતી હતી. જર્મન સૈનિકો અહીંતહીં આંટા મારી રહ્યા હતા. શેરીઓમાં બધે જર્મન હતા. અને જાહેર મકાનો પર લાગેલી જાહેરાતો પર ઉપરી અધિકારીની સહી ફ્રેંચમાં હતી. મોટા ભાગની દુકાનો બંધ હતી. એ લોકો એમના ઓળખીતા વૃદ્ધ દાક્તર પાસે ગયા અને એણે એમની શંકાને ખાતરીમાં ફેરવી આપી. પણ એ એકદમ ચુસ્ત કેથોલિક હતો અને એમને મદદ કરી શકે

એમ નો'તો. એ લોકો જ્યારે ચોયાંકક્યાં ત્યારે ખભા ઊંચા કરી એણે લાચારી દર્શાવી. 'માત્ર તમારી સાથે જ આવું થયું છે એવું નથી,' એણે કહ્યું, 'પણ સહન કર્યા વગર છૂટકો છે ?'

એ લોકો બીજા દાક્તરને પણ ઓળખતા હતા એટલે એમને મળવા ચાલ્યા. એ લોકોએ બેલ વગાડી પણ કેટલીય વાર સુધી કોઈએ જવાબ ન આપ્યો. આખરે કાળાં કપડાં પહેરેલી, ઉદાસ ચહેરાવાળી એક સ્ત્રીએ બારણું ઉઘાડ્યું. એ લોકોએ જ્યારે એમને દાક્તરને મળવું છે એવું કહ્યું ત્યારે એ સ્ત્રી રડવા માંડી. દાક્તરની જર્મનોએ ધરપકડ કરી હતી કારણ કે એ એક ગુપ્ત મંડળના સભ્ય હતા. મંડળના ટેકેદાર તરીકે એમને પકડવામાં આવ્યા હતા. જર્મન અધિકારીઓ વારંવાર જે કાફેમાં જતા હતા એમાં બોમ્બ ફાટેલો એ ધડાકામાં બે મરી ગયેલા તથા કેટલાય ઘાયલ થયાં હતાં. જો આ અપરાધની ચોક્કસ તારીખ સુધીમાં કોઈ જવાબદારી ન લે તો દાક્તરને ગોળીએ ઉડાડી દેવાના હતા. એ સ્ત્રી માયાળુ લાગતી હતી એટલે શ્રીમતી પેર્યએ એને પોતાની મુશ્કેલી જણાવી.

'સાલા જંગલીઓ.' એણે આનેત તરફ કરુણાથી જોયું, 'બિચારી છોકરી.'

એણે કસ્બામાં રહેતી એક દાયણનું સરનામું એમને આપ્યું અને પોતે એમને મોકલ્યાં છે એવું કહેવાનું કહ્યું. એ દાયણે એમને કંઈક દવા આપી. એ દવાથી આનેત એટલી તો માંદી થઈ ગઈ કે એ મરી જશે એવું શ્રીમતી પેર્યને લાગ્યું હતું. પણ એ દવાની પછી કોઈ અસર ના થઈ. આનેત હજી પણ સગર્ભા હતી જ.

(અપૂર્ણ)

## સાભાર સ્વીકાર

*અપ્રગટ જયંત કોઠારી* : સદ્‌ગત વિશેના વિવિધ વ્યક્તિઓનાં મંતવ્યો અને સદ્‌ગતનાં અપ્રગટ લખાણોનો સંગ્રહ : મૂલ્ય રાખ્યું નથી, પ્ર. જયંત કોઠારી પરિવાર, 'ઝબક', ૨૪/ નેમિનાથ નગર સોસાયટી, સુરેન્દ્ર મંગળદાસ માર્ગ, આંબાવાડી, અમદાવાદ-૩૮૦ ૦૦૧

*કાવ્યબાની* : તદ્‌વિષયનો મહાનિબંધ : વિવેચન : નીતિન મહેતા, પ્ર.ક્ષિતિજ સંશોધનપ્રકાશન કેન્દ્ર મુંબઈ-વડોદરા, C/o ૨૩૩/ રાજલક્ષ્મી સોસાયટી, જૂના પાદરા રોડ, વડોદરા-૩૯૦ ૦૦૭, મૂલ્ય રૂ.૧૫૦/-

*મનહરનો મ* : લલિત નિબંધો : રતિલાલ 'અનિલ', પ્ર. રન્નાદે પ્રકાશન, ૫૮/૨, બીજે માળ, દેરાસર સામે, ગાંધી રોડ, અમદાવાદ-૩૮૦ ૦૧૫, મૂલ્ય રૂ.૫૫/-

*હોઠ પર પડી તિરાડ* : કચ્છના ભૂકંપ અંગેની ગઝલોનો સંગ્રહ : સૈયદ શકીલ, જગદમ્બા પ્રકાશન, હેતલ એપાર્ટમેન્ટ-૨, રાંદેર રોડ, સૂરત, મૂલ્ય રૂ.૫૦/-

*હાંસિયામાં હું* : હાઇકુ સંગ્રહ : પ્રિયંકા કલ્પિત, વિક્રેતા ગુર્જર એજન્સી, રતનપોળ નાકા સામે, ગાંધી રોડ, અમદાવાદ-૩૮૦ ૦૦૧, મૂલ્ય રૂ.૪૫/-

## 'ગદ્યપર્વ' પ્રસ્તુતિ

### સોનગઢનો કળાધર
### સુરેશ જોષી સ્મૃતિપર્વ

રવિવાર તા.૨૬, મે ૨૦૦૨, સવારે ૧૦ થી ૧ દરમિયાન પૃથ્વી થિયેટર્સ, મુંબઈમાં, પ્રથિતયશ સાહિત્યસર્જક સુરેશ જોષીના સાહિત્યસર્જનની દૃશ્યશ્રાવ્ય તેમ જ પઠનની પ્રસ્તુતિનો એક કાર્યક્રમ યોજાશે. આ કાર્યક્રમ દરમિયાન સુરેશ જોષીના એક મૂલ્યવાન પ્રવચન 'સાહિત્યનો આનન્દ'ની શ્રાવ્ય કેસેટ અને સી.ડી. તથા દૃશ્ય-શ્રાવ્ય સી.ડી. પણ સુલભ કરવામાં આવશે.

આ કેસેટ (૯૦ મિનિટ; રૂ.૧૦૦/-); તથા શ્રાવ્ય સી.ડી. અને દૃશ્યશ્રાવ્ય સી.ડી. (૯૦ મિનિટ, રૂ.૨૦૦/-) મળી શકશે.
આ માટે ૩૦-૪-૨૦૦૨ સુધીમાં પૈસા માત્ર મનીઑર્ડરથી કે ડ્રાફ્ટથી ('ગદ્યપર્વ'ના નામનો) નીચેના સરનામે મોકલવા વિનંતી.

*ગીતા નાયક, ૭૦૩-૭૦૪/સી, વીણા સરગમ, મહાવીર નગર, દહાણુકર વાડી, મુંબઈ-૪૦૦ ૦૬૭ ફોન : ૮૬૩૮૪૩૬*

આ નિમિત્તે 'ગદ્યપર્વ'નો એક વિશેષાંક પણ પ્રગટ થશે.

# સમાચાર

- વીએચપીની માંગણીઓ સમક્ષ કેન્દ્ર છેવટે ઝૂક્યું.
- ભારતમાં અરાજકતા ફેલાવવા પાકિસ્તાન આતંકવાદી જૂથોના ૨૦૦૦ સભ્યોને છોડી મૂકશે.
- ભારત સામેનો ત્રાસવાદ બંધ કરી દેવા મુશરફને પ્રમુખ બુશની તાકિદ.
- ખાનગી ક્ષેત્રની કંપનીઓને પેટ્રોલ ડિઝલના વેચાણની છૂટ.
- વૈષ્ણોદેવી નજીક તોઈબાના પાંચ ઉગ્રવાદીઓ ઠાર.
- ગોધરાકાંડનો મુખ્ય આરોપી હાજી બિલાલ મુંબઈમાં હોવાની શક્યતા.
- કારસેવકોને અયોધ્યા આવતાં અટકાવવા માટે સુપ્રિમં કોર્ટમાં અરજી.
- સામાન્ય વીમા કંપનીઓનું એકીકરણ કરવાને મંજૂરી.
- પ્રતિબંધ છતાં સંઘે બિહારમાં ત્રણ સ્થળે તાલીમ શિબિરો યોજી.

## ગઝલ / રતિલાલ ‘અનિલ’

સ્વપ્નનો એવો ય નરવો બોધ છે,
કોઈને આવારગીનો શોખ છે !

ભ્રમ હશે કે બ્રહ્મ – ન સમજાયું મને,
કોઈ ન્હોતું તોય લાગ્યું : કોક છે !

દિલમાં યે ક્યારેક દીવો થાય છે,
આપણોયે એક નાનો ગોખ છે.

કોઈ અડધા અડધા હેતે થાય તો –
એક પણ સંખ્યાએ જાણે દોઢ છે !

બોલવું પડતું નથી ક્યારેક તો,
સ્મિતને માટે ય જાણે હોઠ છે !

આપણા અસ્તિત્વની તે વાત શી ?
એક તરણા સામે જાણે ધોધ છે !

વાદળીઓ રમતી દીઠી છે કદી,
આભ પણ ગરબાનો જાણે ચોક છે !

દોરનારી હોય છે દૃષ્ટિ ‘અનિલ’,
બાકી આ બુદ્ધિ તો સાવ જ ઠોઠ છે.

કંકાવટી

## બાવાજી તો / જયન્ત પાઠક

બાવાજી તો બારાખડીમાં બોલે
શબદુંમાં શાસ્તરનાં ફ્હાપણ ફ્હોળે
બાવન'બારો એમ મળે કે જીભલડીના જોરે !

બાવાજી તો પોથીપાનાં જાંચે
ઝીણા મનથી ઝીણું ઝીણું સોચે
અગમ-અગોચર એ તો, એને મન-ઈંદ્રિય તે પ્હોંચે !
નેત્ર વિના એને નીરખવો
સ્પર્શ વિના એને પારખવો
બાવાજીને કોણ કહે : ખુદ ખો જાનેસે જડવો !

૨ : ૨૦૦૨, એપ્રિલ

## વિદ્યાર્થિની / સુલભા દેવપુરકર

એ ઊજાસભર્યા ચહેરા ઝંખવાતા જોઈને
ન સમજાય તેવી તૃપ્તિ થતી
એ ઉલ્લાસભર્યા ઘોંઘાટને ડામવામાં
કર્તવ્યપાલનનો ભાસ થતો
પૂર્વનિયોજિત પ્રશ્નો અને અપેક્ષિત ઉત્તરો
બધું જ બરોબર લાગતું
આજે, રજિસ્ટરના એક નામ પર
ફરી વળ્યો છે ટ્રક
જાડા ચશ્માના કાચ આગળ
ઓઝલ થાય એક લાલ રિબન અને પિનાફોર
છેલ્લી પાટલીના ખૂણામાંથી વિસ્તરે ખાલીપો
વળી ડોકાય ખંજનભર્યું સ્મિત 'ને ખિલખિલ ચ્હેરો
જે ફેંકતો'તો ચોપાસ તરખાટ
આજે થાય છે
સ્વયં-શિસ્ત ઓઢીને બેઠેલા આ વર્ગમાં
કોઈ મૌનનું દફતર ખોલે તો સારું.

અપરાજિતા / સમરસેટ મોમ

અનુવાદ : શરીફા વીજળીવાળા

(ગતાંકથી ચાલુ)

શ્રીમતી પેર્યેએ હાન્સને આટલી વાત કહી. થોડીક વાર એ મૂંગો રહ્યો.

'આવતી કાલે રવિવાર છે' જરાકવાર રહીને એણે કહ્યું.' કાલે મારે ખાસ કંઈ કામ નથી. હું કાલે આવીશ ને આપણે વાત કરીશું. હું કંઈક સરસ મઝાની ચીજ લેતો આવીશ.'

'અમારી પાસે સોય નથી. તમે લેતા આવશો ?'

'હું કોશિશ કરીશ.'

શ્રીમતી પેર્યેએ લાકડાનો ભારો પીઠ પર લાદ્યો અને ઘસડાતી ચાલે રસ્તે પડ્યાં. હાન્સ સ્વાસોં પાછો ગયો. બીજા દિવસે એનામાં મોટરસાઈકલ વાપરવાની હિંમત નો'તી.એટલે એણે પુશબાઇક ભાડે લીધી. ખાવાની ચીજોનાં પડીકાંને એણે પાછળના કેરિયર પર બાંધ્યાં. હંમેશ કરતાં આ પડીકું મોટું હતું કારણ કે એને એમાં શેમ્પેઇનની બાટલી મૂકી હતી. એ જ્યારે ખેતરે પહોંચ્યો ત્યારે છવાયેલા અંધકારે એટલું ચોક્કસ કરી આપેલ કે એ લોકો કામ પરથી પાછા આવી જ ગયા હશે. એ જ્યારે અંદર ગયો ત્યારે રસોડામાં બધુ હૂંફાળું હૂંફાળું લાગતું હતું. શ્રીમતી પેર્યે રાંધતાં હતા અને એના પતિ 'પારીસ્વાર' વાંચતા હતા. આનેત એના મોજાને રફૂ કરતી હતી.

'જુવો હું તમારા માટે થોડીક સોય લાવ્યો છું.' પડીકું ખોલતાં એણે કહ્યું, 'અને આનેત, આ થોડુંક કાપડ તારા માટે છે.'

'મારે નથી જોઈતું.'

'તારે નથી જોઈતું ?' એ હસ્યો. 'આવનારા બાળક માટે તારે હવે ઝભલાં સિવવા શરૂ કરવાં પડશે ને !'

'આ વાત સાચી છે, આનેત ' એની માએ કહ્યું 'અને આપણી પાસે તો કશું જ નથી.' મોજું સાંધતી આનેતે માથું પણ ઊંચું ના કર્યું. શ્રીમતી પેર્યેની લોલુ નજર પડીકાની ચીજવસ્તુઓ પર ફરી વળી. 'શેમ્પેઇનની બાટલી !'

હાન્સ મનોમન હસ્યો.

'હું હમણાં જ તમને કંઈક કહેવા માગું છું. મને એક વિચાર આવ્યો છે.' ક્ષણવાર એ અચકાયો, પછી એક ખુરશી ખેંચી આનેતની બરાબર સામે બેસી ગયો. 'કઈ રીતે વાત શરૂ કરવી એ મને સમજાતું નથી. પેલી રાતે મેં જે કંઈ કર્યું એ બદલ હું માફી માગું છું આનેત. એ મારી ભૂલ નો'તી. એ પરિસ્થિતિનો વાંક હતો. તું મને માફ નહીં કરી શકે ?'

એણે એની સામે તિરસ્કારભરી નજર ફેંકી.

'કદી નહીં. તું મને મારા હાલ પર કેમ નથી છોડી દેતો ? મારી જિંદગીને તેં ધૂળમાં મેળવી દીધી છે એટલું પૂરતું નથી ?'

'હં. થયું છે તો એવું જ. પણ મેં જાણી જોઈને નથી કર્યું. જ્યારથી મને ખબર પડી છે કે તું સગર્ભા છે ત્યારથી મારી હાલત વિચિત્ર થઈ ગઈ છે. હવે પરિસ્થિતિ જુદી જ છે. મને આ ખબરથી એટલું તો ગૌરવ થાય છે.'

'ગૌરવ ?' એ ફુત્કારતી એની સામે ધસી ગઈ.

'હું ઈચ્છું છું કે તું આ બાળકને જન્મ આપે. તું એનાથી છુટકારો ન મેળવી શકી એ બાબતનો મને આનંદ છે.'

'આવું કહેવાની તારી હિંમત કેવી રીતે થઈ ?'

'પણ તું મારી વાત તો સાંભળ. જ્યારથી મેં આ જાણ્યું છે ત્યારથી હું આ સિવાય બીજા કશા વિશે વિચારતો જ નથી. યુદ્ધ તો છ મહિનામાં પૂરું થઈ જશે. વસંત આવતામાં તો અમે અંગ્રેજને ઘુંટણિયે લાવી દઈશું. એ લોકો માટે કોઈ તક છે જ નહીં. પછી હું લશ્કરમાંથી છૂટો થઈ જઈશ. અને તારી સાથે લગ્ન કરીશ.'

'તું ? શાના માનમાં ?'

એ લાલચોળ થઈ ગયો. એને જે કહેવું હતું એ તે ફ્રેન્ચમાં ના કહી શક્યો એટલે એણે એને જર્મનમાં જ કહ્યું. એને ખબર હતી કે એ જર્મન સમજતી હતી.

'હું તને ચાહું છું.'

'એણે શું કહ્યું ?' શ્રીમતી પેર્યેએ પૂછ્યું.

'એણે કહ્યું કે એ મને ચાહે છે.'

આનેતે માથુ પાછળની બાજુએ ઉછાળ્યું અને કઠોરતાથી ખડખડાટ હસી પડી. એ વધુ ને વધુ મોટેથી હસતી ગઈ. એ પોતાની જાતને રોકી જ નો'તી

શકતી. એ એટલું હસી કે એની આંખમાંથી આંસુ દડી પડ્યાં. શ્રીમતી પેર્યેએ એના બેઉ ગાલ પર જોરથી તમાચા ઝીંકી દીધા.

'આના પર કંઈ ધ્યાન ન આપતો.' એણે હાન્સને કહ્યું. 'આ હિસ્ટીરીયા જેવું છે. તું તો એની હાલત જાણે જ છે.'

'આનેતે જોરથી શ્વાસ લીધો. હવે એણે જાત પર કાબૂ મેળવી લીધો હતો.

'આપણા વેવિશાળને ઉજવવા માટે હું શેમ્પેઇનની આ બાટલી લાવ્યો હતો.' હાન્સે કહ્યું.

'આપણે મૂરખાઓના હાથે, એય પાછા આવા મૂરખાઓના હાથે હારી ગયા એ સૌથી કડવી લાગે એવી વાત છે.'

હાન્સ જર્મનમાં બોલ્યે ગયો, 'એ દિવસે જ્યારે મને ખબર પડી કે તું સગર્ભા છે ત્યાં સુધી હું નો'તો જાણતો કે હું તને ચાહતો હતો. વીજળીના કડાકાની જેમ એ ખયાલ મારા મનમાં આવ્યો. પણ મને લાગે છે કે આ બધો વખત હું તને ચાહતો જ રહ્યો છું.'

'એ શું કહે છે ?' શ્રીમતી પેર્યેએ પૂછ્યું.

'એવું ખાસ કંઈ નથી કહેતો.'

એ પાછો ફ્રેન્ચમાં બોલવા લાગ્યો. એને જે કંઈ કહેવાનું હતું એ આનેતનાં મા-બાપ પણ સાંભળે એવું એ ઇચ્છતો હતો.

'હું તો તને અત્યારે પરણવા પણ તૈયાર છું પણ લશ્કરવાળા મને એવી છૂટ ન આપે. અને એવું ન માનતા કે હું સાવં કડકો હઈશ. મારા પિતા ખાધેપીધે સુખી છે અને અમારા સમાજમાં અમારો ખાસ્સો મોભો છે. હું સૌથી મોટો દીકરો છું. અને તમને આનાથી વધારે શું જોઈએ ?'

'તું કેથોલિક છે ?' શ્રીમતી પેર્યેસે પૂછ્યું.

'હા, હું કેથોલિક છું.'

'તો કદાચ વાંધો નહીં આવે.'

'અમે જ્યાં રહીએ છીએ એ પ્રદેશ રળિયામણો છે, જમીન ફળદ્રુપ છે. મ્યુનિચ અને ઇન્સબ્રૂક વચ્ચે જે સૌથી સારી ખેતીલાયક જમીન છે તે બધી અમારી છે. '૭૦ના યુદ્ધ પછી મારા દાદાએ એ જમીન ખરીદેલી. અમારી

પાસે કાર છે, રેડિયો છે અને ટેલિફોન પણ છે.'

આનેત એના પિતા તરફ ફરી.

'આ માણસ પાસે દુનિયાભરની ચાલાકીઓ છે.' એ વ્યંગમાં બોલી ઊઠી. એણે હાન્સ સામે નજર નાખી. 'મારું સ્થાન બહુ આદરભર્યું હશે નહીં ? હારેલા દેશની પરદેશી છોકરી... એય વળી વગર લગ્ને બાળકને જન્મ આપનારી... આ વાતથી મને બહુ ખુશી મળતી હશે નહીં ? મારી સામે બહુ સરસ તક છે નહીં ?

પેર્યે બહુ ઓછાબોલા હતા. પહેલી વાર એ બોલ્યા.

'ના, તું અત્યારે જે કહી રહ્યો છે તે સારું સૂચન છે એ વાતની હું ના નથી પાડતો. હું ગયા યુદ્ધમાં હતો અને અમે બધાએ એ બધું કરેલું જે શાંતિના સમયે આપણે કદી ના કરીએ. માણસ આખરે માણસ છે. પણ હવે જ્યારે અમારો દીકરો મરી પરવાર્યો છે ત્યારે આનેત જ અમારું સર્વસ્વ છે. અમે એને અમારાથી દૂર જવા નહીં દઈએ.'

'મને હતું જ કે તમે કદાચ એવું વિચારશો.' હાન્સે કહ્યું, 'તો એનો જવાબ પણ મારી પાસે છે. હું અહીં રહી પડીશ.'

આનેતે તરત એની સામે જોયું.

'તારા કહેવાનો મતલબ શો છે ?' શ્રીમતી પેર્યેએ પૂછ્યું.

'મારે એક ભાઈ પણ છે. એ ઘરે રહીને મારા પિતાને મદદ કરી શકે. મને તમારો આ દેશ ગમે છે. સૂઝબૂજ અને તાકાતથી કોઈ પણ માણસ તમારા ખેતરમાંથી સારો પાક લઈ શકે. આ યુદ્ધ જ્યારે પૂરું થઈ જશે ત્યારે ઘણા બધા જર્મનો અહીં જ રહી પડવાના છે. અને એ વાત તો જગજાહેર છે કે અહીં ફ્રાન્સમાં તમારી પાસે જેટલી જમીન છે એના પ્રમાણમાં કામ કરી શકે એટલા પુરુષો નથી. થોડા દિવસ પહેલાં સ્વાસોંમાં એક માણસે આ વિશે અમને ભાષણ આપેલું. ત્રીજા ભાગનાં ખેતર વાવેતર વગરનાં પડ્યાં છે, કારણ કે ખેતરમાં કામ કરી શકે એવા માણસો રહ્યા જ નથી.'

પેર્યેએ અને એમની પત્નીએ એકમેક સામે જોયું. આનેતે જોયું કે એ બેઉ પીગળી રહ્યાં હતાં. એમનો દીકરો મરી ગયો ત્યારથી એ લોકો આવું જ કંઈક ઇચ્છતાં હતાં. એ લોકો જ્યારે એટલા વૃદ્ધ થઈ જાય કે નાનાંમોટાં કામ

સિવાય કશું ના કરી શકે ત્યારે એક મજબૂત અને જોરાવર જમાઈ એમની બધી જવાબદારી ઉપાડી લે એવું તો તેઓ ઇચ્છતાં જ હતાં.

'તો પછી આખી વાત બદલાઈ જાય છે. તારી આ વાત પર વિચાર કરી શકાય.' શ્રીમતી પેર્યેએ કહ્યું.

'ચૂપ રહો, તમારી જીભને લગામ આપો.' આનેત તોછડાઈથી ગર્જી ઊઠી. એ જરાક આગળની બાજુ ઝૂકી અને એને પોતાની સળગતી નજર પેલા જર્મન પર ઠેરવી. 'હું જે શહેરમાં ભણાવું છું ત્યાં, છોકરાઓની નિશાળમાં કામ કરતા એક શિક્ષક સાથે મારી સગાઈ નક્કી છે. યુદ્ધ પૂરું થયે અમે લગ્ન કરવાનાં જ હતાં. એ તારા જેવો મજબૂત અને કદાવર નથી કે નથી તો એ તારા જેવો દેખાવડો. એ બેઠી દડીનો નાજુક માણસ છે. એનું એકમાત્ર આકર્ષણ એના ચહેરા પર ચમકતી એની બુદ્ધિ છે. એની એકમાત્ર તાકાત એના આત્માની ઉદાત્તતા છે. એ જંગલી નથી. પણ સંસ્કારી છે. એની પાસે હજારો વર્ષનો સાંસ્કૃતિક વારસો છે. હું એને ચાહું છું. હું અંતઃકરણપૂર્વક એને ચાહું છું.'

હાન્સનો ચહેરો પડી ગયો. આનેત બીજા કોઈને ચાહતી હોય એવો વિચાર તો એને કદી આવ્યો જ નો'તો.

'એ અત્યારે ક્યાં છે ?'

'એ ક્યાં હોઈ શકે એ વિશે તું શું માને છે ? જર્મનીમાં, બીજે ક્યાં ? એ યુદ્ધકેદી છે અને ભૂખે મરી રહ્યો છે. અને તમે અહીં અમારી જમીનના રસકસ ચૂસી રહ્યા છો. મારે તને કેટલી વાર કહેવું પડશે કે હું તને ધિક્કારું છું ? હું તને માફ કરી દઉં એવું તું કહેતો હતો ને ? ના, હું તને કદી માફ નહીં કરું. તારે નુકસાન ભરપાઈ કરવું છે ને ? સાલા મૂરખ !'

આનેતે માથું પાછળની બાજુ ફંગોળ્યું. એના ચહેરા પર અસહ્ય પીડાના ભાવ હતા. 'તેં બધું ખતમ કરી નાખ્યું. ઓહ ! મારો પ્રેમી તો એટલો ભલો છે કે મને માફ કરી દેશે. પણ હું એ વિચારથી કંપી જાઉં છું કે કોઈ એક દિવસ એના મનમાં એવી આશંકા જાગી શકે કે કદાચ મારા પર બળજબરી ન થઈ હોય. કદાચ મેં માખણ, ચીઝ અને સિલ્કનાં મોજાં માટે થઈને મારી જાત તારી સામે ધરી દીધી હોય. અને હું એકલી તો એવી હઈશ નહીં. અને અમારી વચ્ચે એ બાળક, તારું બાળક, જર્મન બાળક, તારા જેવું જ લાંબું,

ગોરું અને તારા જેવી જ ભૂરી આંખોવાળા એ બાળક સાથેની અમારી જિંદગી કેવી હશે ? ઓહ ! ઈશ્વર, મારે જ શા માટે આ બધું સહન કરવું પડે છે ?'

એ ઊભી થઈ અને ઉતાવળે રસોડાની બહાર નીકળી ગઈ. થોડીક વાર ત્યાં ફેલાયેલી ચુપકીદીમાં એ ત્રણેય બેઠાં રહ્યાં. હાન્સ હતાશાથી એની શેમ્પેઇનની બાટલીને જોઈ રહ્યો. પછી નિસાસો નાખીને એ ઊભો થયો. એ જ્યારે બહાર નીકળ્યો ત્યારે શ્રીમતી પેર્યે એની સાથે ચાલ્યાં.

'તેં જ્યારે કહ્યું કે તું આનેતને પરણવા માગે છે ત્યારે ખરેખર તારો ઈરાદો એવો જ હતો ?' એમણે ધીમા અવાજે હાન્સને પૂછ્યું.

'હા, મારો એક એક શબ્દ સાચો હતો. હું એને ચાહું છું.'

'અને તું એને અમારી પાસેથી દૂર પણ નહીં લઈ જાય ? તું અહીં જ રહીશ અને ખેતરમાં કામ કરીશ ?'

'હું વચન આપું છું.'

'મારો વૃદ્ધ પતિ હવે લાંબું ખેંચી શકે એમ નથી એ તો દેખીતી વાત છે. તારા ઘરે, તારે ભાઈ સાથે ભાગ પડશે. અહીં તારામાં ભાગ પડાવનારું કોઈ નથી.'

'હા, એ વાત પણ બરાબર છે.'

'અમે ક્યારેય, એ શિક્ષક સાથે આનેતનાં લગ્નની તરફેણમાં નો'તાં. પણ ત્યારે અમારો દીકરો જીવતો હતો. અને એણે કહ્યું હતું કે જો આનેત પેલાને પરણવા ઇચ્છતી હોય તો એ શા માટે ન પરણી શકે ? આનેત એની પાછળ ઘેલી હતી, પણ હવે જ્યારે અમારો છોકરો બાપડો મરી ગયો છે ત્યારે આખી વાત બદલાઈ જાય છે. ધારો કે એ પેલાને પરણવા ઇચ્છતી પણ હોય તોય આ ખેતરનું કામ એ એકલી કઈ રીતે કરશે ?'

'અને જો ખેતર વેચવું પડે તો તો શરમજનક કહેવાય. પોતાંની જમીણ પ્રત્યે વ્યક્તિ કેવી લાગણી ધરાવે છે તેની મને ખબર છે.'

એ લોકો રસ્તા પર પહોંચી ગયા હતા. એમણે હાન્સનો હાથ પકડ્યો એન હળવેથી દબાવ્યો.

'જલદી પાછો આવજે.'

હાન્સ જાણતો હતો કે આનેતની મા પોતાના પક્ષે હતી. સ્વાસોં પાછા જતાં આ વિચારથી એને રાહત લાગતી હતી. ચિંતા એ વાતની હતી કે

આનેત બીજા કોઈના પ્રેમમાં હતી. જોકે ખુશનસીબે એનો પ્રેમી યુદ્ધકેદી હતો. અને જ્યાં સુધીમાં એ છૂટશે ત્યાં સુધીમાં તો બાળકનો જન્મ થઈ જવાનો. કદાચ બાળક એને બદલી શકે. તમે સ્ત્રી વિશે કદી કંઈ કહી ના શકો. આ જોને ! એના ગામમાં એક સ્ત્રી હતી જ ને ! એ એના પતિના એવા તો ગળાબૂડ પ્રેમમાં હતી કે લોકો એમની મજાક ઉડાવતા. અને પછી એ બાઈને છોકરું થયું. છોકરાના જન્મ પછી એને એનો વર દીઠો ગમતો નહીં. તો પછી એનાથી ઊંધું કેમ ના બની શકે ? અને હવે જ્યારે પોતે એની સાથે પરણવાનો પ્રસ્તાવ મૂક્યો છે ત્યારે એ જોઈ શકશે ને કે પોતે ભલો માણસ છે. હે ભગવાન ! એણે જ્યારે પાછળની બાજુએ માથું ઉછાળ્યું ત્યારે એ કેવી તો દયાજનક લાગતી હતી ? પણ એ કેવું તો સરસ બોલતી હતી ! કેવી સરસ ભાષા હતી ! રંગમંચ પરની અભિનેત્રી પણ એના કરતાં વધુ સારી રીતે ન બોલી શકી હોત. અને છતાંય એનું એ બોલવું કેટલું તો સહજ લાગતું હતું ! તમારે એક વાત તો કબૂલ કરવી જ પડવાની કે આ ફ્રેન્ચ લોકોને કઈ રીતે વાત કરવી એ આવડે છે. ઓહ ! એ કેટલી હોશિયાર હતી ! એણે જ્યારે એની તીખી જબાનથી એને ઠપકાર્યો ત્યારે પણ એ સાંભળવામાં આનંદ મળતો હતો. એ પોતે કંઈ ઓછું ભણેલો નો'તો. પણ તોય એ આનેતના પેંગડામાં પગ મૂકી શકે એમ નો'તો. સંસ્કાર... એની પાસે સંસ્કાર હતા.

'હુંય સાવ ગધેડો છું ને !' રસ્તે જતાં એ મોટેથી બોલી ઊઠ્યો. એણે એવું કહ્યું કે પોતે ઊંચો, મજબૂત અને દેખાવડો હતો. જો એની દૃષ્ટિએ એનો કોઈ અર્થ ન હોત તો એણે એવું કહ્યું હોત ખરું ? અને એને એના જેવા સોનેરી વાળ અને ભૂરી આંખવાળા બાળક વિશે પણ વાત કરેલી. એનો અર્થ શું એવો નો'તો થતો કે એના રંગે પેલી પર પ્રભાવ પાડ્યો હતો ? એ હરખાઈ ઊઠ્યો. થોડો સમય જવા દે, જરા ધીરજ રાખ અને જો કે કુદરત એનું કામ કરે છે કે નહીં.

કેટલાંય અઠવાડિયાં પસાર થઈ ગયાં. સ્વાસોંનો વૃદ્ધ સંસ્થાન અધિકારી સીધોસાદો, ભલો માણસ હતો. અને વાસંતી વાતાવરણમાં એને એના માણસો સાથે સખ્તાઈથી વર્તવું ગમતું નો'તું. જર્મન છાપાં કહેતાં હતાં કે લુફ્તવાફે ઇંગ્લૅન્ડને પાયમાલીના આરે પહોંચાડ્યું હતું. અને લોકોમાં ગભરાટ ફેલાયો

હતો. જર્મન સબમરીનો સંખ્યાબંધ બ્રિટિશ જહાજોને ડૂબાડી રહી હતી. અને આખો દેશ ભૂખમરાને આરે આવીને ઊભો હતો. સત્તાપલટો હવે હાથવેંતમાં હતો. ઉનાળા પહેલાં તો બધું પતી ગયું હશે અને જર્મનો વિશ્વના સરતાજ હશે. હાન્સે એનાં માબાપને લખી દીધું કે એક ફ્રેંચ છોકરીને પરણવાનો છે અને એની સાથે એને એક વિશાળ ખેતર પણ મળવાનું છે. એને એવું પણ લખ્યું કે એના ભાઈએ કૌટુંબિક મિલકતમાંથી એનો ભાગ આપી દેવા માટે પૈસા ઉછીના લઈને એને આપી દેવા જોઈએ જેથી કરીને એ પોતાની અહીંની જમીનને વધારી શકે, કારણ કે યુદ્ધના કારણે થતી લેવેચમાં અત્યારે જમીન પાણીના મૂલે મળી શકે એમ હતી. એ પેર્યે સાથે ખેતરે પણ ગયો હતો. હાન્સ જ્યારે પોતાની યોજનાઓ સંભળાવી રહ્યો હતો ત્યારે એ વૃદ્ધ શાંતિથી સાંભળતો હતો : ખેતરમાં બધું નવેસરથી વસાવવું પડશે અને એક જર્મન હોવાના નાતે એની વગ પણ હોવાની. ટ્રેક્ટર જૂનું થઈ ગયું હતું. એ જર્મનીથી એક નવું સરસ ટ્રેક્ટર લઈ આવશે, અને મોટરથી ચાલતું હળ પણ લઈ આવશે. ખેતરમાંથી સારી ઊપજ મેળવવા માટે આધુનિક સાધનોનો ફાયદો ઉઠાવવો જ જોઈએ... શ્રીમતી પેર્યેએ પછીથી હાન્સને કહ્યું હતું કે હાન્સ નાખી દેવા જેવો છોકરો નો'તો અને એ ઘણું બધું જાણતો હોય એવું લાગતું હતું એમ એનો પતિ કહેતો હતો. શ્રીમતી પેર્યે હવે હાન્સ સાથે એકદમ હળીમળી ગઈ હતી. એણે હાન્સને ભારપૂર્વક કહ્યું કે એણે રવિવારે એમની સાથે ભોજન કરવું જોઈએ. એણે હાન્સના નામનો ફ્રેન્ચમાં અનુવાદ કરી દેખાડ્યો અને એને જીન કહીને બોલાવ્યો. એ હંમેશાં મદદ કરવા તત્પર રહેતો. અને સમય વીતવાની સાથે જેમ આનેત ઓછું ને ઓછું કામ કરી શકતી થઈ એમ જે કામ સોંપો એ કરવામાં વાંધો ન હોય એવો માણસ બાજુમાં હોય એ વાત ઉપયોગી થઈ પડી.

આનેતનો વિરોધ એવો ને એવો જ ઉગ્ર રહ્યો. એ સીધા પ્રશ્નો પૂછી બેસે એના જવાબ આપવા સિવાય એ કદી પણ એની સાથે ન બોલતી. અને જેવું શક્ય બનતું કે તરત એ પોતાના ઓરડામાં ભાગી જતી. અને જ્યારે એના ઓરડામાં રહેવું શક્ય ન રહ્યું એટલી ઠંડી પડવા લાગી ત્યારે એ રસોડામાં ચૂલાની પાસે કાં તો સીવતી કાં વાંચતી બેસી રહેતી અને એ જાણે ત્યાં હોય જ

નહીં એમ એની હાજરીની નોંધ સુધ્ધાં ન લેતી. એ એકદમ લાલ ટમેટા જેવી લાગતી હતી. એના ગાલ પર લાલી આવી ગઈ હતી. હાન્સની નજરે એ રૂપાળી લાગતી હતી. પ્રસૂતિની નજીક આવી રહેલા સમયે એને એક ખાસ પ્રકારની ગરવાઈ આપી હતી. અને જ્યારે એ એની સામે એકીટશે જોતો ત્યારે પરમ આનંદથી છલકાઈ ઊઠતો. પછી એક દિવસ એ જ્યારે ખેતરે જઈ રહ્યો હતો ત્યારે એણે જોયું કે શ્રીમતી પેર્યે એને ઊભો રાખવા માટે રસ્તા વચ્ચે હાથ હલાવી રહ્યાં હતાં. એણે એકદમ સજ્જડ બ્રેક મારી.

'હું એક કલાકથી તારી રાહ જોઉં છું. મને લાગ્યું જાણે તું કદી આવવાનો જ નથી. તારે પાછા જવું પડશે. પ્યેર મરી ગયો છે.'

'કોણ પ્યેર ?'

'પ્યેર ગાવાં. આનેત જેને પરણવાની હતી એ શિક્ષક.'

હાન્સનું હૈયું ઊછળી પડ્યું. શું નસીબ છે ! હવે એના માટે તક છે.

'આનેત અસ્વસ્થ છે ?'

'એ રડતી નથી. મેં એને કશું કહેવાની કોશિશ કરી ત્યારે એણે વડચકું ભરીને મને કાઢી મૂકી. જો એ આજે તને જોશે તો તારું ખૂન કરી બેસશે.'

'એ મરી ગયો એમાં મારો તો કંઈ વાંક નથી. પણ તમને એના મોત વિશે સમાચાર કઈ રીતે મળ્યા ?'

'એનો એક યુદ્ધકેદી મિત્ર સ્વિટ્ઝર્લૅન્ડમાં થઈને નાસી છૂટ્યો હતો. એને આનેતને લખ્યું. એ કાગળ અમને આજે સવારે જ મળ્યો. એ જ્યાં હતો તે લશ્કરી થાણામાં પૂરતું ખાવા નો'તા દેતા એટલે બળવો થયેલો. અને બળવાની નેતાગીરી લેનારને ગોળી મારી દેવામાં આવી. પ્યેર એમાંનો એક હતો.'

હાન્સ ચૂપ હતો. એ માત્ર એટલું વિચારી શકતો હતો કે એ માણસને બરાબર સજા મળી હતી. એ લોકો એમના મનમાં શું સમજતા હતા ? યુદ્ધકેદીઓની છાવણી શું એમની મહેમાનગતિ માટે હતી ?

'આ આઘાતમાંથી બહાર આવવાનો એને સમય આપ.' શ્રીમતી પેર્યેએ કહ્યું, 'એ જ્યારે શાંત પડશે ત્યારે હું તેની સાથે વાત કરીશ. તું પાછો ક્યારે આવી શકે એમ છે એ બાબતે હું તને લખી જણાવીશ.'

'ઠીક છે, તો તમે મને મદદ કરશો. કરશો ને ?'

'તું એ બાબતે ખાતરી રાખજે. હું અને મારા પતિ બેઉ એ બાબતે સંમત છીએ. અમે આ વિશે ઘણી વાત કરી અને અમે એવા નિર્ણય પર આવ્યાં કે પરિસ્થિતિનો સ્વીકાર કરવો એ જ એક માત્ર કરવા જેવી ચીજ હતી. મારો પતિ કંઈ મૂરખ નથી. એ કહે છે કે ફ્રાન્સ માટે હવે દુશ્મન સાથે સહકાર સાધવા સિવાય કોઈ રસ્તો નથી. ને એમ જુએ તો તું મને નથી ગમતો એવુંય નથી. પેલા શિક્ષક કરતાં પણ આનેત માટે તું વધુ સારો પતિ પુરવાર થાય તો મને નવાઈ ન લાગે. વળી બાળક પણ આવી રહ્યું છે.... આ બધું જોતાં તું ખાતરી રાખી શકે છે.'

'મને તો છોકરો જ જોઈએ.' હાન્સે કહ્યું.

'એ છોકરો જ હોવાનો. મને ખાતરી છે એ બાબતે. મેં ભવિષ્ય ભાખનારાને પણ પૂછેલું અને પત્તાં પણ ખેંચેલાં. દરેક વખતે જવાબમાં છોકરો જ આવેલ.'

'હું તો સાવ ભૂલી જ ગયો હતો. હું તમારા માટે થોડાંક છાપાં લાવ્યો છું.' સાઈકલને વાળીને ઉપર ચડવા જતાં હાન્સે કહ્યું.

એણે એને 'પારીસ્વાર'ની ત્રણ દિવસની નકલ પકડાવી. વૃદ્ધ પેર્યે રોજ સાંજે એ છાપું વાંચતા હતા. એમણે વાંચ્યું કે ફ્રેન્ચ પ્રજાને વાસ્તવવાદી બનવું જ પડશે અને હિટલર સમગ્ર યુરોપમાં જે નવી વ્યવસ્થા ઊભી કરવા જઈ રહ્યો છે એને સ્વીકારવી જ પડશે. એણે વાંચ્યું કે જર્મન સબમરીનો દરિયાને ડખોળી રહી હતી. એણે વાંચ્યું કે જનરલ સ્ટફે છેલ્લું યુદ્ધ ખેલી લેવા માટે પૂરેપૂરી તૈયારી કરી લીધી હતી. આ ચડાઈ ઇંગ્લૅન્ડને ઘૂંટણિયે લાવી દેવાની હતી. અને અમેરિકનો એટલા બધા ઢીલા, એટલા બધા વેરવિખેર હતા કે ઈંગ્લૅન્ડને મદદ કરી શકે એમ નો'તા. એણે વાંચ્યું કે ફ્રાન્સે ઈશ્વરે મોકલેલી તકને ઝડપી લેવી જોઈએ અને જર્મન પ્રજા સાથે વફાદારીભર્યા સહકાર વડે નવા યુરોપમાં પોતાનું આદરભર્યું સ્થાન પાછું મેળવવું જોઈએ. અને આ બધું કંઈ જર્મનોઓ નો'તું લખ્યું, લખનાર તો ફ્રેન્ચ જ હતા. જ્યારે એને વાંચ્યું કે ધનિકો અને યહૂદીઓનો ખાત્મો બોલાવવામાં આવશે અને ફ્રાન્સની ગરીબ પ્રજાને એનું જે કંઈ હતું કે પાછું મળશે ત્યારે એણે સંમતિસૂચક માથું હલાવ્યું. ફ્રાન્સ ખેતીપ્રધાન દેશ હતો અને એના મહેનતુ ખેડૂતો એની કરોડરજ્જુ હતા

એવું કહેનારા એકદમ સાચા હતા. એમની વાતમાં વજૂદ હતું.

પ્યેર ગાવાંના મૃત્યુના સમાચાર આવ્યા એના દસેક દિવસ પછી એક સાંજે, તેઓ જ્યારે વાળુ પૂરું કરવામાં હતાં ત્યારે શ્રીમતી પેર્યેએ, પતિ સાથે અગાઉથી ગોઠવણ કર્યા પ્રમાણે આનેતને કહ્યું :

'હાન્સને આવતી કાલે અહીં આવવા માટે મેં થોડા દિવસ પહેલાં કાગળ લખ્યો હતો.'

'પહેલેથી કહેવા બદલ આભાર. હું મારા ઓરડામાં જ રહીશ.'

'ઓહો ! સાંભળ દીકરી, મૂર્ખાઈ કરવાનો સમય વીતી ગયો છે. હવે તારે વાસ્તવિકતા સ્વીકારવી જ પડશે. પ્યેર મૃત્યુ પામ્યો છે. હાન્સ તને પ્રેમ કરે છે. અને તારી સાથે પરણવા તૈયાર છે. એ દેખાવડો છે, યુવાન છે. કોઈ પણ છોકરી એને પતિ તરીકે પામીને ગૌરવ અનુભવે. એની મદદ વગર આપણે ખેતરમાં બધું કઈ રીતે વસાવીશું ? એ એના પોતાના પૈસાથી ટ્રેક્ટર અને હળ ખરીદવાનો છે. તારે ભૂતકાળને ભૂલી જવો જોઈએ.'

'તું ફોગટનું થૂંક ઉડાડી રહી છે, મા. હું પહેલાં પણ મારા પૂરતું કમાઈ લેતી હતી અને હવે પછી પણ મારા પૂરતું તો હું કમાઈ જ લઈશ. હું એને ધિક્કારું છું. એનાં દંભ અને મગરૂરી પ્રત્યે મને ધિક્કાર છે. મને એનું ખૂન કરવાનું મન થાય છે. પણ એના મોતથીયે મને સંતોષ નહીં થાય. એણે મને જે રીતે સતાવી છે બરાબર એ જ રીતે હું એને સતાવવા માગું છું. મને લાગે છે કે એણે મને જેવો આઘાત આપ્યો છે એવો જ આઘાત એને આપવાનો કોઈ રસ્તો મળી જાય તો હું ખુશીથી મરી શકીશ.'

'તું બેવકૂફી કરી રહી છે દીકરી મારી.'

'તારી મા સાચું કહે છે દીકરી.' એના પિતાએ કહ્યું, 'આપણે હારી ચૂક્યા છીએ અને આપણે આ પરિણામ સ્વીકારી લેવું રહ્યું. વિજેતાઓ સાથે આપણે શક્ય તેટલી સારી ગોઠવણ કરી લેવી જોઈએ. આપણે એ લોકો કરતાં વધુ ચાલાક છીએ અને જો આપણે આપણી બાજી બરાબર ખેલીએ તો આપણે ટોચ પર પહોંચી શકીશું. ફ્રાન્સ સડી ગયું હતું. યહૂદીઓએ અને અમીરોએ દેશને પાયમાલ કરી નાખ્યો હતો. તું આ છાપાંઓ વાંચ અને આપોઆપ જ તને બધું સમજાઈ જશે.'

'આમાં છપાયેલા એક શબ્દ પર પણ મને ભરોસો છે એવું તમે માનો છો ? શા માટે એ જર્મનોને વેચાતાં છાપાં સિવાયનાં કોઈ છાપાં નથી લાવતો ? આમાં લખનારાઓ દેશદ્રોહીઓ છે. ગદ્દારો છે. હે ઈશ્વર ! લોકોનાં ટોળાં દ્વારા આ દેશદ્રોહીઓના શરીરની બોટી બોટી થઈ જાય એ જોવા હું જીવીશ ખરી ! એ બધા વેચાઈ ચૂક્યા છે. જર્મનીના પૈસા વડે ખરીદાઈ ચૂક્યા છે સાલા ડુક્કરો....'

શ્રીમતી પેર્યે એકદમ ચિડાઈ ગયાં.

'તેં તારા મનમાં એ છોકરા વિરુદ્ધ શું ભરી રાખ્યું છે ? એણે તારા પર બળજબરી કરી એની ના નથી. પણ એ સમયે એ નશામાં ચૂર હતો. કોઈ સ્ત્રી સાથે આવું કંઈ પહેલી વાર તો નથી થયું અને આ કંઈ છેલ્લી વારનું પણ નથી જ. એણે તારા બાપને પણ પછાડી દીધેલા, એ લોહીલુહાણ થઈ ગયેલા અને તોય તારા પિતા એના પર એવો ખાર રાખે છે ખરા ?'

'એ એક ન ગમે એવો બનાવ હતો, પણ હું એને ભૂલી ચૂક્યો છું.' મિ. પેર્યેએ કહ્યું.

આનેત કડવાશથી ખડખડાટ હસી પડી.

'તમારે તો પાદરી હોવું જોઈતું હતું. તમારી લાગણી દૂભવનારને તમે સાચા ખ્રિસ્તીની જેમ માફ કરો છો.'

'એવું કરવામાં ખોટુંય શું છે ?' શ્રીમતી પેર્યેએ ગુસ્સે થઈને પૂછ્યું, 'એણે પોતાની ભૂલ સુધારી લેવા એનાથી જે કંઈ થઈ શકે તે નથી કર્યું ? જો એ ન લાવી આપતો હોત તો તારા બાપને આખો મહિનો એની તમાકુ ક્યાંથી મળી હોત ? આપણે ભૂખે નથી મરતા એ પણ એના જ પ્રતાપે.'

'જો તારામાં થોડુંક પણ સ્વમાન હોત, જો તારામાં થોડીક પણ શરમ બચી હોત તો તેં એની ભેટને એના ડાચા પર જ મારી હોત.'

'એની ભેટથી તને પણ ફાયદો થયો છે. નથી થયો ?'

'ના, જરાક પણ નહીં.'

'એ જૂઠાણું છે અને તું પણ એ જાણે છે. એણે લાવેલ ચીઝ, માખણ, માછલી ખાવાની તેં ના પાડી દીધેલી. પણ તું જે સૂપ પીવે છે એમાં હું એનું આણેલું માંસ નાખું છું. અને આજે રાત્રે તેં જે સલાડ ખાધું એમાં નાખવાનું

તેલ પણ એ જ લાવ્યો હતો. નહીંતર તારે એને લૂખું જ ખાવું પડ્યું હોત.'

આનેતે ઊંડો નિસાસો નાખ્યો. એણે પોતાના હાથથી આંખો ઢાંકી દીધી. 'હું જાણું છું. મેં એ બધું નહીં ખાવા ભરચક પ્રયાસ કરેલ. પણ મને એટલી બધી ભૂખ લાગી હતી કે હું મારી જાતને રોકી ના શકી. હું જાણતી હતી કે એનું લાવેલું માંસ એ સૂપમાં હતું અને છતાં મેં ખાધું. મને ખબર હતી કે એના લાવેલા તેલમાંથી સલાડ બનાવેલ. હું આ બધું ખાવાનું પાછું ઠેલવા માગતી હતી.પણ મારા પેટમાં એવી તો આગ લાગી હતી.... એ ખાનારી હું નો'તી, પણ મારી અંદરનું ખાવા માટે ટળવળતું પશુ હતું.'

'એ બધું હું કંઈ ન જાણું. તેં એ ખાધું તો ખરું ને ?'

'શરમ સાથે, નાસીપાસ થઈને ખાધું. એ લોકો પહેલાં એમની ટેન્ક અને વિમાનો દ્વારા આપણી તાકાતને તોડે છે અને હવે જ્યારે આપણે બચાવ કરી શકીએ એમ નથી ત્યારે એ લોકો ભૂખ્યા રાખીને આપણા મનોબળને તોડી રહ્યા છે.'

'દીકરી મારી, તું આવા નાટકવેડાથી કંઈ મેળવી શકવાની નથી. તું ભણેલી છે પણ ગણેલી જરાય નથી. ભૂતકાળને ભૂલી જા અને તારા બાળકને બાપનું નામ આપી દે. ખેતરમાં બે દાડિયાનું કામ કરી શકે એટલો એ કામગરો છે. અક્કલની વાત તો એ જ છે.'

આનેતે થાકીને ખભા ઉછાળ્યા. પછી ચુપકીદી છવાઈ ગઈ. બીજા દિવસે હાન્સ આવ્યો. આનેતે બોલ્યાચાલ્યા વગર એની સામે ચીડભરી નજર નાખી. હાન્સ એની સામે હસ્યો.

'મને જોઈને ભાગી ન ગઈ એ બદલ તારો આભાર.' એણે કહ્યું.

'મારાં મા-બાપે તને અહીં આવવા કહેલું અને અત્યારે એ લોકો ગામમાં ગયાં છે. મને આ સમય એકદમ અનુકૂળ લાગે છે, કારણ કે મારે તારી સાથે થોડીક ખાસ વાત કરવી છે. બેસી જા.'

હાન્સે એનો કોટ કાઢ્યો, હેલ્મેટ ઉતારી અને એક ખુરશીને ટેબલ પાસે ખેંચીને બેઠો.

'મારાં માબાપ હું તને પરણું એવું ઇચ્છે છે. તારી ભેટસોગાદો, તારા

વાયદાઓ દ્વારા એમને વશ કરવામાં તેં ચાલાકી બતાવી છે. તારા લાવેલાં છાપાં વાંચીને એ બધું સાચું માની લે છે. હું તને કહી દેવા માગું છું કે હું કદી પણ તને પરણવાની નથી. હું તને જેટલો ધિક્કારું છું એટલી હદે મેં જિંદગીમાં કોઈને નથી ધિક્કાર્યા.'

'મને જર્મનમાં બોલવા દે. હું જે કહીશ એ સમજવા જેટલું જર્મન તો તું જાણે છે.'

'હું જાણતી જ હોઉં ને ? કારણ કે મેં એ ભાષા ભણાવી છે. સ્ટુટગાર્ડમાં બે વર્ષ માટે બે નાની છોકરીઓની હું ગવર્નેસ હતી.'

હાન્સ જર્મનમાં ગબડાવવા લાગ્યો પણ એ તો ફ્રેન્ચમાં જ બોલતી રહી.

'હું તને ચાહું છું એટલું જ નહીં, હું તને પૂજું છું. હું તારા આગવા વ્યક્તિત્વને અને તારા સૌન્દર્યને પૂજું છું. તારામાં એવું કંઈક છે જે મારી સમજની બહાર છે. હું તને આદર આપું છું. ઓહ, હવે મને ખબર પડી ગઈ છે કે શક્ય હોય તો પણ તું મારી સાથે પરણવા માગતી નથી. પણ તારો પ્રેમી પ્યેર તો મરી ગયો છે.'

'એનું તો તું નામ પણ ન લેતો.' એ આવેશથી ગર્જી ઊઠી, 'એનું મૃત્યુ મારા માટે છેલ્લો ઘા હતો.'

'હું એમ કહેવા માગું છું કે એના મૃત્યુથી મને દુઃખ થયું છે, પણ એ તારે ખાતર.'

'એના જર્મન જેલરે ઠંડા કલેજે એને વીંધી નાખ્યો.'

'કદાચ થોડા સમયમાં તારો એના માટેનો શોક ઓછો થશે. તને ખબર છે ? તમે જેને ચાહતા હો એ મરી જાય ત્યારે તમને લાગે કે એ આઘાતમાંથી તમે કદી બહાર નહીં આવો. પણ તમે બહાર આવો છો. તારા બાળકને પિતા હોય એ વધુ સારું નથી ?'

'બીજું કશું નહીં તોય તું શું એમ માને છે કે હું કદી પણ એ ભૂલી શકું એમ છું કે તું જર્મન છે અને હું ફ્રેન્ચ સ્ત્રી છું ? એક જર્મન જ હોઈ શકે એટલો મૂરખ તું જો ન હોત તો તું જોઈ શક્યો હોત કે એ બાળક તો હું જીવીશ ત્યાં સુધી મારા માટે એક કલંક બની રહેવાનું. તને એમ લાગે છે કે મારે મિત્રો નથી ? જર્મન સૈનિકથી થયેલા બાળક સાથે હું એ બધા સામે

'હે ઈશ્વર, મને તાકાત આપ.' એ રડી પડી.

પછી, હાન્સ જેવો આગળ ચાલ્યો, ત્યારે વર્ષોથી પાળેલો એમનો કૂતરો ગુસ્સાથી ભસતો એની પાછળ દોડ્યો. મહિનાઓથી એ આ કૂતરા સાથે દોસ્તી બાંધવાના પ્રયત્ન કરતો હતો, પણ એ કૂતરાએ એના એક પણ પ્રયાસનો પડઘો નો'તો પાડ્યો. જ્યારે પણ એણે એને થાબડવાની કોશિશ કરેલી ત્યારે એ ઘુરકિયાં કરતો પાછા પગલે દૂર જતો રહેતો અને હવે અત્યારે કૂતરો એના તરફ ધસ્યો એ સાથે જ હાન્સે એની બધી હતાશા એના પર કાઢી. એણે એવી ક્રૂર રીતે લાત મારી કે કૂતરો ઝાડીમાં ફંગોળાઈ ગયો અને લંગડાતો, પીડાથી રડતો દૂર ચાલ્યો ગયો.

'સાલો જંગલી.' પેલીએ રાડ પાઢી. 'જૂઠ... જૂઠ... નરાતાળ જૂઠાણાં. અને હું ઢીલી પડીને આના માટે દુઃખી થતી હતી !'

બારણાની બાજુમાં જ એક અરીસો ટીંગાતો હતો. એણે પોતાની જાતને અરીસામાં નીરખી. એ જરાક ઊંચી થઈ અને પોતાના પ્રતિબિંબ સામે મલકાઈ. પણ એનો એ મલકાટ કુટિલ મરડાટ વધુ લાગતો હતો.

હવે માર્ચ બેસી ગયો હતો. સ્વાસોંના રક્ષણ માટે રાખેલા લશ્કરમાં કામની ખાસ્સી ધમાલ હતી. તપાસ ચાલતી હતી અને ઘનિષ્ઠ તાલીમ પણ ચાલતી હતી. અફવાઓનું બજાર ગરમ હતું. એ લોકો કશેક જઈ રહ્યા હતા એ બાબતે શંકા નો'તી, પણ ક્યાં જઈ રહ્યા હતા એ બાબતે સૈનિકોએ માત્ર અનુમાન જ કરવાનાં હતાં. કેટલાક માનતા હતા કે આખરે એ લોકોને ઈંગ્લેન્ડ પર આક્રમણ કરવા સાબદા કરવામાં આવી રહ્યા હતા, બીજાઓનો મત વળી એવો હતો કે એમને કદાચ બાલ્કન મોકલવામાં આવે," તો વળી બીજા કેટલાક યુક્રેઇનની વાત કરતા હતા. હાન્સ અતિ વ્યસ્ત હતો. છેક બીજા રવિવારની બપોર સુધી એ ખેતર પર જઈ નો'તો શક્યો. એ ભૂખરો ઠંડો દિવસ હતો, સાથે કરા પડી રહ્યા હતા. એવું લાગતું હતું જાણે આ કરા અચાનક તોફાની હિમવર્ષામાં ફેરવાઈ જશે. સમગ્ર વાતાવરણ ઉદાસીભર્યું અને ગમગીન લાગતું હતું.

'અરે તું !' શ્રીમતી પેર્યેએ એને અંદર આવતો જોઈને રાડ પાડી, 'અમને તો એમ કે તું મરી ગયો.'

'હું પહેલાં ન આવી શક્યો. હવે કોઈ પણ દિવસે અમે અહીંથી નીકળી જઈશું. ક્યારે એ નથી ખબર પણ ગમે ત્યારે જવાના.'

'આજે સવારે જ બાળક જન્મ્યું. છોકરો છે.'

હાન્સનું હૈયું જોરથી ઊછળી પડ્યું. એણે વૃદ્ધાને બેઉ હાથે જકડી લીધી અને વારાફરતી એના બેઉ ગાલ ચૂમી લીધા.

'રવિવારિયો પાક્યો.... રવિવારે જન્મેલું બાળક છે એટલે નસીબદાર તો હોવાનું જ. ચાલો આપણે શેમ્પેઇનની બાટલી ખોલીએ. આનેત કેમ છે ?'

'એ જેટલી હોઈ શકે એટલી સારી છે. બધું એકદમ સરળતાથી પતી ગયું. ગઈ રાતે એને વેણ ઊપડી અને આજે સવારે પાંચ વાગ્યે તો બધું સમુંસૂતરું પાર પણ પડી ગયું.'

વૃદ્ધ પેર્યે ચૂલાની સાવ નજીક બેસીને હુક્કો પી રહ્યા હતા. આ યુવાનના ઉત્સાહ પર એ જરાક મરક્યા.

'ભાઈ, પહેલું છોકરું છે ! એની અસર તો થવાની જ ને !' એમણે કહ્યું.

'એના માથા પર બોથડ મોવાળા છે અને વળી તારા જેવા જ સોનેરી છે. અને તું કહેતો હતો એવી, બરાબર તારા જેવી જ ભૂરી આંખ છે.' શ્રીમતી પેર્યેએ કહ્યું, 'મેં કદી પણ આટલું સુંદર છોકરું નથી જોયું. એ બરાબર એના બાપ પર જવાનો.'

'ઓહ, ઈશ્વર ! હું એટલો તો ખુશ છું.' હાન્સ બૂમ પાડી ઊઠ્યો. 'આ દુનિયા કેવી તો સુંદર છે ! હું આનેતને મળવા માગું છું.'

'મને નથી ખબર કે એ તને મળશે કે કેમ ! હું એને અત્યારે અસ્વસ્થ કરવા નથી માગતી, કારણ કે એની અસર ધાવણ પર પડે.'

'ના, ના, મારા માટે થઈને એને હેરાન ના કરતા. જો એ મને મળવા ન માગતી હોય તો કંઈ વાંધો નહીં. પણ જરાક વાર માટે મને છોકરાનું મોં જોવા દો.'

'હું જોઉં, જો હું કરી શકું તો. હું બાળકને નીચે લઈ આવવાનો પ્રયાસ કરી જોઉં.'

શ્રીમતી પેર્યે બહાર ગયાં. એ લોકોએ દાદર પરના એમનાં ભારે પગલાંનો અવાજ સાંભળ્યો. પણ જરાક વારમાં તો એ લોકોએ એમને ધડધડાટ નીચે ઊતરતા પણ સાંભળ્યાં. એ રસોડામાં ધસી આવ્યાં.

'એ માદીકરો ત્યાં નથી. આનેત એના ઓરડામાં નથી. બાળક પણ નથી.'

પેર્યે અને હાન્સના મોંમાંથી રાડ ફાટી ગઈ અને પોતે શું કરી રહ્યા છે એ બાબતે વિચાર્યા વગર જ એ ત્રણેય ઉતાવળે ઉપરની તરફ ભાગ્યા. શિયાળાની બપોરનો આકરો તડકો તૂટેલફૂટેલ ફર્નિચર પર, લોઢાના ખાટલા પર, સસ્તા કબાટ પર, ખાનાંવાળા ટેબલ પર, ભેંકાર કંગાલિયત પર ફેંકાઈ રહ્યો હતો. ઓરડામાં ચકલુંય નો'તું.

'એ ક્યાં ગઈ ?' શ્રીમતી પેર્યેએ ચીસ પાડી. એ સાંકડી પરસાળમાં ધસી ગયાં, બારણું ઉઘાડીને દીકરીના નામની બૂમો પાડવા લાગ્યાં. 'આનેત, આનેત.... ઓહ, કેવું ગાંડપણ છે આ છોકરીનું !'

'કદાચ એ બેઠકખંડમાં હોય.'

એ લોકો નહીં વપરાતા બેઠકખંડમાં જવા નીચે દોડ્યાં. જેવું એમણે બારણું ઉઘાડ્યું એ સાથે જ બરફ જેવી ઠંડી હવા અથડાઈ, એમણે કોઠારના ઓરડાનું બારણું ઉઘાડ્યું.

'એ બહાર જતી રહી છે. કશુંક ન બનવાનું બન્યું છે.'

'પણ એ બહાર જઈ જ કઈ રીતે શકે ?' ચિંતાથી નંખાઈ ગયેલા હાન્સે પૂછ્યું.

'અરે મૂરખ ! આગળના બારણેથી, બીજે ક્યાંથી ?'

પેર્યે બારણા સુધી ગયા અને બરાબર ધ્યાનથી જોયું.

'આ વાત સાચી લાગે છે. બારણાનો આગળિયો ખુલ્લો છે.'

'હે ભગવાન, શું ગાંડપણ છે આ છોકરીનું ?' શ્રીમતી પેર્યે રડી પડ્યાં 'એનું આ ગાંડપણ એનો જીવ લેશે.'

'આપણે એને શોધવી જ જોઈએ.' હાન્સે કહ્યું. સહજ પ્રેરણાથી જ એ જે રસ્તેથી હંમેશાં અંદર આવતો અને બહાર જતો એ તરફ, રસોડા બાજુ ભાગ્યો. પેલા બેઉ એની પાછળ ભાગ્યાં. 'કઈ બાજુ ?'

'વહેળા બાજુ,' વૃદ્ધા હાંફતી હાંફતી બોલી.

ભયનો માર્યો જાણે પથ્થર થઈ ગયો હોય એમ એ ઊભો રહી ગયો. એ વૃદ્ધાના હેબતાઈ ગયેલા મોંને તાકી રહ્યો.

'મને બીક લાગે છે.' એ રડી પડી. 'મને બહુ બીક લાગે છે.'

હાન્સે બારણાને જોરથી ફંગોળ્યું. જેવું એણે બારણું ઉઘાડ્યું કે આનેત અંદર દાખલ થઈ. એણે માત્ર એનો રાતનો પોશાક અને સાવ પાતળો ગાઉન પહેર્યો હતો. એ ઝાંખાં ભૂરાં ફૂલવાળો ગુલાબી રંગનો ગાઉન હતો. એ આખી નીતરી ગઈ હતી. એના વાળ પણ નીતરતા હતા. એના ભીના વીખરાયેલા વાળ, એના માથા પર ચોંટ્યા હતા અને એના ખભા પર ઘાસની ઝૂડીની જેમ લટકતા હતા. એ મડદા જેવી ફિક્કી લાગતી હતી. શ્રીમતી પેર્યે ઠેકડો મારી એના તરફ ધસ્યાં અને એને પોતાની બાથમાં લઈ લીધી.

'તું ક્યાં ગઈ હતી ? અરે દીકરી મારી, તું આખેઆખી પલળી ગઈ છે. આ શું ગાંડપણ છે !'

પણ આનેતે એને દૂર ધકેલી દીધી. એણે હાન્સ સામે જોયું.

'તું એકદમ જ સાચ્ચા સમયે આવ્યો છે.'

'બાળક ક્યાં છે ?' શ્રીમતી પેર્યેએ રાડ નાખી.

'મારે જે કરવું હતું તે તરત જ કરવાનું હતું. મને બીક હતી કે જો હું રાહ જોઈશ તો પછી મારો જીવ નહીં ચાલે.'

'આનેત, તેં બાળકને શું કર્યું ?

'મેં એ જ કર્યું જે મારે કરવું જોઈતું હતું. હું એને ત્યાં વહેળા પાસે લઈ ગઈ અને એ મરી ન જાય ત્યાં સુધી એને પાણીમાં ડૂબાડી રાખ્યું.'

હાન્સે જોરથી બરાડો પાડ્યો. મરણતોલ ઘવાયેલા પ્રાણી જેવો બરાડો પાડ્યો. બેઉ હાથે એણે એનું મોં ઢાંકી દીધું. અને દારૂડિયાની જેમ લથડિયાં ખાતો બારણાને ફંગોળીને બહાર ચાલ્યો ગયો. આનેત ખુરશીમાં ફસડાઈ પડી. અને બેઉ હાથ પર માથું ઢાળીને હૈયાફાટ રડવા લાગી.

૧. Maginot line : માઝીનો લાઈન – બીજા વિશ્વયુદ્ધ પહેલાં જર્મન આક્રમણ સામે ફ્રાન્સે સરહદ પર કરેલી કિલ્લેબંધી.
૨. Ham : મીઠુંમસાલો દઈને સૂકવેલી ડુક્કરની જાંઘ.

મૂળ શીર્ષક : *The unconquered*
*The complete short stories of*
*W. Somerset Maugham Vol. I.*

## કબીરની પછેડી વણાયા કરે છે / રતિલાલ 'અનિલ'

રઝળપાટથી થાકેલી ધૂળ પેલા ખૂણે બેઠી છે એમ કોઈ મિત્ર કહે છે : તું ખૂણે બેઠો છે, તને શોધવો ક્યાં ? પણ અનુભવી સાવરણી ખૂણો શોધી જ કાઢે છે તેમ કોઈ રિક્સાવાળો ખૂણો શોધી જ કાઢે છે અને પેલા મિત્ર ધૂળ જેવા માણસને મીઠી ફરિયાદ કરીને પણ મળે છે. બારીમાંથી સીધો તડકો આવે છે ત્યારે આ ઉંમરે પણ હું 'તડકે બેઠો નથી' એમ પોતાની જાતને કહેવા સીધી બેઠક પરથી ઊઠી એક ખૂણે રાખેલી ખુરશી પર ટુવાલ ઝાપટી બેઠાડુ ધૂળને ઉરાડી મૂકી ધૂળના સ્થાનને મારું સ્થાન બનાવી દઉં છું ! ધૂળના વારસદાર હોવું અને વળી જાતે જ મટી જવું એ પણ 'જીવનની લીલા' નહીં, શું ?

જીવનનો છેડો આવે છે કે ખૂણો આવે છે ? આ પણ વિચારણાનો એક પ્રશ્ન, મારા જેવા માટે નહીં ? અત્યારે તો છે જ ! ગુફાના એકાંત સુધી પહોંચવા માટે લાંબી સફર માટેના પગ જોઈએ. આપણું સાધુશાસ્ત્ર અજબ છે ! ચરૈવેતિ, ચરૈવેતિ કહે છે, ચાલતા રહો, ચાલતા રહો, સાધુ તો ચલતા ભલા, એમ પણ કહે છે અને એકાંતે આસન માંડવાનું પણ કહે છે અને 'આસન સે મત ડોલ !' એ કબીર કહે છે પણ હાથસાળ પર બેઠેલા કબીર સૂતરનો કાંઠલો સામી દિશાએ હાથેથી ફેંકતા હશે ત્યારે હાથસાળના આસને પર બેઠા ડોલીને સાળના બીજે ખૂણે કાંઠલાને વળી સામે ખૂણે ફેંકવા ડોલતા નહીં ? સાળનો સૂતરના બોબીનનો કાંઠલો બે દિશા પર ફેંકાયા કરે છે અને કબીરની પછેડી વણાયા કરે છે ! છેડા ખરાબ નથી, માત્ર આ છેડેથી તે પેલે છેડે આવનજીવન ચાલુ રાખવી એ જ જીવનગતિ છે એવું પદ કબીરે કેમ ન રચ્યું !

સાળનો સટલ-કાંઠલો કહે છે કે બે ખૂણા આવનજાવન માટે છે. બે ખૂણા વચ્ચે એક રૂહ રચો અને સટલ-કાંઠલાની જેમ કોઈ અદૃશ્ય હાથના ધક્કે ધકેલાવાને બદલે આવનજાવન કરે છે. પણ યંત્રસાળનો સટલ ક્યારેક વિદ્રોહી બની જાય છે અને ખૂણે જવાને બદલે ક્યારેક મોંફાડ કરેલા તાણાના સૂતર વચ્ચે બેસી પડે છે તો કોઈ વાર રસ્તો છોડી સામી બાજુએ દૂર દૂર ઊડીને પડે છે !

કબીર સાળના આસને બેસીને ડોલે છે, કારણ કે કપડું વણવું હોય તો મોંફાડ કરેલા તાણા વચ્ચે સટલ-કાંઠલાને આ દિશાએથી પેલી દિશાએ મોકલવા પડે અને એ ક્રિયા આસને સ્થિર બેઠાં હો છતાંયે આ દિશાએ અને તે દિશાએ થોડાક ડોલવું તો પડે જ !

કોઈ મારા ગળામાં 'કાંઠલો' હોવાનું કહે છે તો કોઈ એને 'હૈડિયો' કહે છે. એ જે હોય તે, પણ તે પોતાના સ્થાને રહીને ઊંચો થયા કરે છે ! એને 'હૈડિયા' કહેનાર સત્યની ઠીક નજીક છે ! હૃદય કરતાં ગળું થોડે દૂર છતાં નજીક તો છે. એને ગળાનો કાંઠલો કેમ કહેવામાં આવે છે તે વિશે સમાધિમાં બેસીએ તોયે શું જવાબ મળે એમ છે ? એ પોતાના સ્થાને રહીને જાગૃત્તિમાં ઊંચો નીચે થયા કરે છે – મારી જેમ જ ! એને 'કાંઠલો' કહેવાને બદલે 'હૈડિયો' કહેવો જ ઠીક હશે. પેલા સાળનો સટલ-કાંઠલો સાળના આ કાંઠે જાય ને પેલા કાંઠે જાય – બે કાંઠા વચ્ચે નદી સીધી વહે છે. આ કાંઠલો સાળના બે કાંઠા વચ્ચે આવનજાવન કરે છે ! હા, અંદર બોબીનમાં સૂતર હોય ત્યાં સુધી એ 'કર્મઠ' કહેવાય, પણ સૂતર ખૂટ્યા પછી તાણાની મોંફાડ વચ્ચે આવનજાવન કરે એ 'નિષ્કામ કર્મયોગ' કહેવાય ! એ કર્મ તો કરે છે પણ કાપડ વણાય-ન વણાય એ વિશે નિષ્કામ કર્મયોગી રહે છે, પણ કબીર એવા સાળ પર બેઠેલો એના નિષ્કામ યોગ વિશે તટસ્થ રહી શકતા નથી. એમાં સૂતર ભરેલું બીજું બોબીન મૂકે છે. એને એક ખૂણેથી બીજી ખૂણે મોકલવાનો સકામયોગ ફરી ચાલુ કરે છે. પણ જીવનના સાંઠ વર્ષ પછી તમે સૂતરનું બોબીન બદલીને પણ કર્મયોગ સાધી શકો ખરા ? હું કોઈ કોઈ વાર ઓરડાની આ બાજુએથી પેલી બાજુએ આંટા મારું છું ત્યારે સૂતર વિનાના ખાલી બોબીનના કાંઠલા જેવો નિષ્કામ યોગી તો નહીં પણ વ્યાકરણનો અકર્મક ક્રિયાપદ અનુભવું છું ! આંટા મારવો એ કંઈ યોગ હોય કે યોગનો અભાવ હોય ! – આંટા મારતાં મારતાં વિચારું છું !

અકર્મક ક્રિયાપદ પણ જીવનનું એક પદ નથી ? ખાલી હોવું છતાં ગતિ કરવી એ કદાચ મોટપણનો અધિકાર છે. બાળકો શેરીના આ નાકેથી પેલે નાકે દોડાદોડ કરે છે, એમના પર વિચારના ભાર નથી પણ ઉલ્લાસની ગતિ છે અને પ્રત્યેક સમયનું બજારુ નહીં તો યે આદર્શ મૂલ્ય આંકનાર માટે બાળકની

દોડાદોડી નકામી છે, તે નિષ્કામ યોગ પણ નથી, અકર્મક ક્રિયાપદ કહેવા જેટલો વળી બાળકનો દરજ્જો યે નહીં. દરજ્જો સ્થૂળ કે સૂક્ષ્મ, વ્યવહારુ કે આદર્શ – ભણી ગણીને મોટા થયા પછી આવે છે ! નિર્વ્યાજ આનંદનું મૂલ્ય બાળકને નથી પણ એ ઉલ્લાસમાં દોડાદોડ કરે એની અંગતતા એના સુધી રહે, એમાં આપણા ડહાપણની દખલ શા માટે ? આટલું કહીને તમે શું કહ્યું – એમ પૂછનારને વ્યાકરણનું અકર્મક ક્રિયાપદ ચીધી શકાય જેને તેને આધ્યાત્મિક ઓપ આપવાના આરોપમાંથી તો એથી બચી જ જવાય છે !

આ શ્વાસની આવનજાવન કબીરની સાળના કાંઠલા જેવી છે ! એમાં કાંઠલો પણ એ છે અને સૂતર પણ એ જ છે ! શ્વાસના તાણાવાણા કોઈકના ધ્યાનમાં તો આવ્યા હશે પણ 'આ નાહકનો આવ-જાના આંટા મારે છે' એમ કેમ કોઈ કહેતું નથી ! કબીરના હાથ ન હોય છતાં આ શ્વાસની આવન જાવન અને સાળ ચાલ્યા કરે છે.

આ શ્વાસ ઉચ્છ્વાસ બાળક જેવા છે – શેરીના આ નાકેથી પેલે નાકે અને ત્યાંથી વળી આ નાકે. હા, એ વચમાં રોકાય છે એવું. રોકાવું શ્વાસ ઉચ્છ્વાસને ફાવતું નથી.

કાપડસાળના માપ જેવા માપસરના ઓરડામાં સૂતર વગરના બોબીનની જેમ આંટા મારું છું ત્યારે નિષ્કામ યોગનો બોજ મારા પર નથી, પણ આ શબ્દો સાથે સંબંધ રહ્યો છે એટલે 'અકર્મક ક્રિયાપદ' શબ્દો તો સાંભરે જ છે.

## રૂપાંતર, વિલોપન અને વ્યાપ્તિ / જયંત પારેખ

એ હકીકત છે કે હું સતત લખતો નથી, વિપુલ પ્રમાણમાં લખતો નથી, જેટલું લખવું જોઈએ એટલું પણ લખતો નથી. મને લખવાની સતત ઝંખના રહે છે છતાં હું લખતો નથી, લખી શકતો નથી એનો મારા મન પર ખૂબ જ ભાર રહે છે. એનો અજંપો મને એકસરખો સતાવ્યા કરે છે. મને ખબર છે કે હરિવલ્લભ ભાયાણી, રાજેન્દ્ર શાહ, સુરેશ જોષી જેવા અનેક મોટેરા, સમોવડિયા ને નાનેરા મિત્રોએ આ વિશે સતત ચિંતા કરી છે. અવારનવાર ટકોર કરીને મને પ્રેર્યો છે. હું એમનાં પ્રેમ ને પ્રતીતિ સાચાં પાડી શક્યો નથો, એમની ચિંતા દૂર કરી શક્યો નથી એનો પણ મારા મન પર સતત ભાર રહે છે.

ક્યારેક એકાદ કાવ્ય લખું, ક્યારેક એકાદ નાટક લખું, ક્યારેક એકાદ વિવેચન આસ્વાદ કે અનુવાદ કરું એનાથી એમને સંતોષ થાય જ નહીં ! મને પણ સંતોષ થાય જ નહીં ! મારે લખવું કે નહીં એનો નિર્ણય મારે જ કરવાનો હોય છે. હું લખું એથી કાંઈ ફેર પડે કે નહીં એનો નિર્ણય પણ મારે જ કરવાનો હોય છે.

છતાં જેનામાં સિસૃક્ષા છે, જેનામાં સર્જનશક્તિ છે એ પોતાની સિસૃક્ષાને મૂર્ત સ્વરૂપ આપે નહીં. પોતાની સર્જનશક્તિનો યોગ્ય હેવાલ આપે નહીં એ કેમેય ચલાવી ન લેવાય. હર કોઈને એની પાસેથી જવાબ માગવાનો અધિકાર છે. ક્યારેક ક્યારેક હું કાંઈક લખું છું એટલે જવાબ આપવાની મારે માથે જવાબદારી છે.

મને કલાકૃતિના સર્જનમાં શા માટે રસ છે તે હું મારા નાટક વિશેના રસની વાત કરીને સમજાવી શકું.

મને નાનપણથી જ નાટકમાં રસ જાગ્યો હતો. આમેય બાળક તો નિરંતર Playacting કર્યા જ કરે છે. જગત એને નિરંતર અપૂર્વ, નિરંતર વિસ્મયભર્યું લાગે છે. જગતના કોઈક રૂપનું એ આકલન કરે છે ત્યારે એના આકલનની એક પ્રક્રિયા લેખે એ જ રૂપની અનુકૃતિ પણ કરે છે. આ રીતે એ જગતની ઓળખ પામે છે, પોતાની ઓળખ પામે છે. તારે શું થવું છે એ સવાલ બાળકને

અવારનવાર પૂછવામાં આવે છે. દરેક વખતે એનો જવાબ જુદો જ હોય છે. એ કયો જવાબ આપશે એનો આધાર એ જગતના કયા રૂપનું આકલન કરવામાં ગૂંથાયું છે એના પર રહે છે. મારો નાટકનો રસ આ રીતે જ સમજાવી શકું.
Drama and theatre have always fired my imagination.

કલાનો પહેલવહેલો પરિચય મને નાટકરૂપે થયો હતો. રંગભૂમિરૂપે થયો હતો. ગીતરૂપે નહીં, વાર્તારૂપે નહીં, નાનપણમાં હું રામલીલા, કૃષ્ણલીલા જોવા જતો, ભવાઈ જોવા જતો. એમાં એક વાતનું મને અપાર વિસ્મય થયું. અપાર આકર્ષણ થતું. રાવણ રામના બાણથી મૃત્યુ પામે ને પાછો તરત ઊભો થઈને નેપથ્યમાં ચાલ્યો જાય. ઘરે આવીને હું રાવણ બનું, રાવણની જેમ જ બાણથી મૃત્યુ પામું ને પાછો તરત ઊભો થઈ જાઉં ત્યારે જ મને જંપ વળે. એક તો હું ન હોઉં એ બનું, ને બીજું, મૃત્યુ પામું ને તરત હરવાફરવા માંડું. આ અનુભવ, make believeની આ પ્રક્રિયા મને નાટક તરફ આકર્ષતી હતી. નાટકમાં જે જગત હોય છે એની ને આપણી વચ્ચે કોઈ જ હોતું નથી. આપણી સાથે સ્વયં જગત હોય છે. મૂર્તિમાન જગત ! એ જગત આપણા રોજબરોજના જગતને મળતું આવે છે ને છતાં એનાથી જુદું પડે છે, કારણ કે નાટ્યકારની સર્જકતાએ એનું રૂપાંતર સિદ્ધ કર્યું હોય છે, અંશને સ્વયંપર્યાપ્ત એકમ બનાવી દીધો હોય છે. રોજબરોજના જગતમાં આપણને જેવો સાક્ષાત્કાર થાય છે એવો જ સાક્ષાત્કાર નાટકમાં પણ થાય છે – direct, unmediated. એ અર્થમાં આ સાક્ષાત્કાર એક phenomenological encounter બની રહે છે, ઇન્દ્રિયપ્રત્યક્ષની અનુભૂતિ બની રહે છે. આ માટે નાટ્યકારની જેમ અભિનેતાએ તેમ જ ભાવકે પોતાનું સંપૂર્ણ વિલોપન કરવું પડે છે. નાટકનું સાચું આકર્ષણ, સાચું સામર્થ્ય આવી ઇન્દ્રિયપ્રત્યક્ષની અનુભૂતિ કરાવવામાં રહ્યું છે. એમાં હું મને એવો તો ઓગાળી નાખું છું, એવો તો વિલુપ્ત કરી નાખું છું કે હું એકદમ વિસ્તૃત બની જાઉં છું, અનેક સ્વરૂપે પ્રગટ થાઉં છું. રાજેન્દ્ર શાહ કહે છે તેમ,

હું જ રહું વિલસી સહુ સંગ
ને હું જ રહું અવશેષે.

રૂપાંતર, વિલોપન ને વ્યાપ્તિની આ પ્રક્રિયા મને સમજાવે છે કે સર્જક સંવેદનાની ભૂમિકાએ રહીને હું જગતની ને મારી સાચી ને પૂરેપૂરી ઓળખ પામી શકું છું. કલાના સાન્નિધ્ય વિના આવી ભૂમિકા સહેલાઈથી ક્યાં મળવાની ? કવિતા, કથાસાહિત્ય, ફિલ્મ, ચિત્રકલા બધામાં મને આથી જ એકસરખો રસ જાગે છે. કલાના સાન્નિધ્યમાં હોઉં છું ત્યારે જ મને સંતોષ થાય છે, પૂર્ણતાનો અનુભવ થાય છે. નહીં તો એકસરખી અપૂર્ણતા વરતાય છે, અસંતોષ વરતાય છે. સર્જન, ભાવન, આસ્વાદઅનુવાદ, અધ્યયન અધ્યાપન – આ બધા મારે મન સર્જકસંવેદનાની ભૂમિકા રચવાના જુદા જુદા ઇલમ છે.

રાજેન્દ્ર શાહ, સુરેશ જોષી જેવા પ્રતિભાશાળી સર્જકોના સતત સાન્નિધ્યને કારણે હું લખી શકતો નથી એમ કોઈ કહે તો એ સાચું નથી. સતત મહાન સર્જકોની કૃતિ સાથે સાન્નિધ્ય કેળવ્યું એ કારણે હું લખી શકતો નથી એમ કોઈ કહે તો એ પણ સાચું નથી. વિવેચનનો, કલામીમાંસાનો સતત મહિમા કર્યો એ કારણે હું લખી શકતો નથી એમ કોઈ કહે તોએ પણ સાચું નથી. મારા લખવા, ન લખવાને આ બધાની સાથે કોઈ જ કાર્યકારણનો સંબંધ નથી. મહાન પ્રતિભાશાળી સર્જકોએ તો મને શીખવ્યું છે કે સાચો સર્જક કોને કહેવાય, સાચું સર્જન કોને કહેવાય ! એમનું તો ઋણ અદા કરવાનું હોય, મારી અશક્તિનો, મારી અધૂરપનો દોષ એમને માથે ન લાદવાનો હોય. એમનું ઋણ તો કઈ રીતે અદા કરી શકાય ? એમના આદર્શ પ્રમાણેના સાચા સર્જક બનીને જ, એમના આદર્શ પ્રમાણેનું સાચું સર્જન કરીને જ.

સુરેશ જોષી કહે કે સાચા સર્જકે જાતમાંથી હદપારી ભોગવવાની હોય. ટોમસ માન કહે કે સાચા સર્જકે utterly die to life. કાફ્કા કહે હિમ જેવાં થઈને જ અનુભવને કલાની સામગ્રી બનાવી શકાય.

રવીન્દ્રનાથ કહે કે રૂપસાગરમાં અવગાહન કરીને જ અરૂપરત્નની પ્રાપ્તિ થઈ શકે. સુરેશ જોષીએ કહ્યું કે રૂપ એ આપણો મુખ્ય આશ્રય છે. નિરાકારનેય આકાર આપીએ એટલે ભય નહિ. જો આકારનું આશ્વાસન ન હોય તો માણસ કદાચ ટકી જ ન શક્યો હતો. દક્ષિણનાં મંદિરોનાં ઊંચાં ગોપુરમને જોઈએ છીએ ત્યારે નિરાકાર આકાશની સામે આકારના વિજયોનો એ દર્પપૂર્ણ

તર્જનીસંકેત હોય એવું લાગે છે. પણ રૂપનું સર્જન એ પણ એક અજબનો કીમિયો છે. એ રૂપના આશ્રયે રહીને અરૂપનો મહિમા દેખી શકીએ ત્યારે જ એ રૂપ સાર્થક ઠરે. રૂપ પોતાને પ્રકટ નથી કરતું, પ્રકટ થવા જતાં જ એ અપ્રકટતા સિદ્ધ કરે છે. એ અપ્રકટતા વંધ્ય નથી. કારણ કે પ્રકટતાની બારીમાંથી આપણે એને જોઈ છે.

જેમાં અનુભૂતિ, રૂપાંતર ને અભિવ્યક્તિ વચ્ચેનો આવો કીમિયાગર સંબંધ જોડાય નહીં એ કૃતિ શા કામની ? લખું તો ખરો, પણ સાર્થક ન લાગે તો પ્રકટ શા માટે કરવું ? અતિસ્રાવ ક્ષીણવીર્યમાં પરિણમે છે એ જાણતા હોય એને તો ક્ષીણવીર્યના શાપ કરતાં અજન્મની વ્યથા જ વધુ હળવી લાગે ને ?

પૉલ વાલેરીની માલાર્મે માટેની ભક્તિ કેટલી અનન્ય હતી ! માલાર્મેના અવસાન વેળાએ અંજલિ આપતાં પૉલ વાલેરીએ તો એમ કહ્યું હતું કે માલાર્મેએ પ્રજાના બે ભાગ પાડી નાખ્યા. એક કવિતાને સમજી શકનારો, બીજો કવિતાને ન સમજી શકનારો. એ પૉલ વાલેરીએ વીસેક વર્ષ સુધી કાંઈ લખ્યું નહોતું ત્યારે દોષનો ટોપલો માલાર્મેને માથે ચડાવવામાં આવ્યો નહોતો.

જેમ્સ જોય્સ સાથેની આત્મીયતા સેમ્યુઅલ બેકેટને લખતો બંધ કરી શકી નહોતી. પ્રતિભાશાળી સર્જકો સાથેની આત્મીયતા પૉલ વાલેરીને ન નડી, સેમ્યુઅલ બેકેટને ન નડી, તો મને શા માટે નડે ?

છતાં હું લખી શકતો ન હોઉં, તો મને બીજું કાંઈક નડતું હોવું જોઈએ. મને ખબર છે કે મને શું નડે છે ! થોડો પ્રમાદ. જે કદાચ મહત્ત્વાકાંક્ષાના અભાવમાંથી જન્મ્યો હોય. ક્રિકેટ, ટેનિસ વગેરેના ખેલાડીમાં જીતની તમન્ના હોવી જોઈએ, પ્રતિસ્પર્ધીને માત કરી દે એવો killer instinct, હોવો જોઈએ એમ કહે છે ને ! મારામાં કદાચ આ પ્રકારનો killer instinct, રૂપાંતર દ્વારા વાસ્તવિકતાને આત્મસાત્ કરી દેવાની તમન્ના ઓછી થઈ ગઈ છે કે શું ? એથી જ હું લખવા બેસું છું ત્યારે મારી સામગ્રી પરની મારી પકડ ઓસરી જાય છે, grip ઢીલી થઈ જાય છે. સામે પડેલો કોરો કાગળ પ્રચંડ આતંક પેદા કરે છે – tyranny of the blank page.

હું perfectionist છું ? હા, હું perfectionist છું, પણ એથી હું લખી શકતો નથી એમ શા માટે કહેવું જોઈએ ! પૂર્ણતાનો, અનવદ્ય કલાવિધાનનો આગ્રહ

એ શું અપરાધ છે ? તો તો આજ સુધી જે સર્જકોને મહાન ગણ્યા, જેમને માથે મૂકીને નાચ્યા એ બધાને દંભ જ ગણવો જોઈએ. અનવદ્યતાનો, દોષરહિતતાનો આગ્રહ રાખવા જતાં કાંઈ ન લખાયું તો એ અપરાધ નહીં જ ગણાય. અનવદ્યતાનો, દોષરહિતતાનો આગ્રહ રાખવા જતાં દોષયુક્ત લખાયું તો એ જરૂર અપરાધ ગણાશે.

સુરેશ જોષી ઇવાન બુનિનનો એક પ્રસંગ વર્ણવતાં એ અત્યારે યાદ આવે છે. ઇવાન બુનિનના હાથમાં જાડો ચોપડો જોઈને કોઈકને નવાઈ લાગી: 'તમે નવલકથા લખવા માંડીને શું ?' ત્યારે ઇવાન બુનિને કહ્યું : 'ના, આ તો એક જ નવલિકાના બાવીસ પાઠાંતર છે.'

સર્જક અને સર્જનનો મારા મનમાં પણ આવો આદર્શ છે. મારી ચેતનામાં પણ એક કૃતિ રચુંરચું થઈ રહી છે. અંદર ને અંદર એનાં પાઠાંતર થયા કરે છે. પૉલ વાલેરીએ પોતાની અત્યંત શક્તિશાળી કવિતા 'કબ્રસ્તાન પાસેનો દરિયો' અઢીસો વાર સુધાર્યા કરી ને પછી ન છૂટકે 'abandoned' કહીને પ્રગટ કરવા આપી દીધી તેમ હું પણ મારી કૃતિ પ્રગટ કરવા આપી દઈશ ક્યારેક.

હું પહેલાં એક ચાલીમાં રહેતો હતો. બાજુવાળાના દીકરાએ મેટ્રિક પછી સાયન્સ લીધું હતું. મેં આર્ટ્સ. બાજુવાળા મને એના દીકરાના ઉજ્જ્વળ ભાવિનું વર્ણન કરતા હતા – એ ડૉક્ટર થશે ને ધૂમ કમાણી કરશે. પછી એમણે મને પૂછ્યુ, તેં કંઈ લાઈન લીધી.' મારાથી કહેવાઈ ગયું: ભૂખે મરવાની. એ દિવસે અનાયાસ બોલાઈ ગયું હતું તે આજે અચૂક સાચું પડ્યું છે. એમને હતું કે મારો દીકરો ડૉક્ટર થશે પરંતુ એમનો દીકરો ડૉક્ટર થઈ શક્યો નહીં. એમને હતું કે હું માસ્તર થઈ શકીશ. હું ખરેખર માસ્તર થયો ને એક ભૂખ લઈને જીવ્યો. સર્જનની ભૂખ. આ ભૂખનું પણ મને ગૌરવ છે. ને હું કોઈક ખરેખરું સર્જન કરી શકીશ તો એમાં ધન્યતા પણ ભળશે. ત્યાં સુધી સર્જનના સાન્નિધ્યથી, સર્જનાત્મક ચિંતનમનનથી, ભર્યાભર્યા દિવસો, પળેપળની ઉત્કટ અનુભૂતિથી ભર્યાભર્યા દિવસો માણી લઈશ.

## રિલ્કે : એક સુકુમાર વ્યક્તિત્વ / સ્ટીફન ઝવાઇગ

*અનુ. કુન્દનિકા કાપડિયા*

આ બધા માણસો કદાચ રિલ્કે સૌથી વધારે મૃદુતાથી, વધારે ગોપનભાવથી, વધારે અદૃશ્યતાથી જીવતા હતા. પણ રિલ્કેની એ રીતમાં કશું પ્રયત્નપૂર્વકનું કે જબરદસ્તીભર્યું નહોતું. જર્મનીમાં સ્ટીફન જ્યોર્જે જેનું બહુમાન કર્યું છે તે સાધુત્વના એકાન્તવાસનો પણ એ અંચળો નહોતો. તે જ્યાં જતા, જ્યાં રહેતા ત્યાં તેમની આસપાસ જાણે શાંતિ ઊગી નીકળતી હોય એમ લાગતું. દરેક પ્રકારના ઘોંઘાટથી તે દૂર રહેતા. પોતાની કીર્તિથી પણ એ દૂર રહેતા, જે કીર્તિને તેમણે એક વાર, 'એક નામની આસપાસ એકઠા થતા ગેરસમજના સરવાળા' તરીકે ઓળખાવેલી હતી. અને એટલે તો કોરા કુતૂહલનું મોજું માત્ર એમના નામને જ સ્પર્શી જતું, એમની જાતને કદાપિ નહીં. રિલ્કે પાસે પહોંચવું કઠિન હતું. તેમનું કોઈ ઠેકાણું નહોતું, સરનામું નહોતું, ઘર નહોતું, સ્થાયી મુકામ નહોતો, ઑફિસ નહોતી, જ્યાં જઈને કોઈ તેમને મળી શકે. આ જગતમાં તે હંમેશ વટેમાર્ગુ હતા અને અગાઉથી કોઈને, તેમને પોતાને પણ ખબર ન રહેતી કે તે કઈ દિશા પકડશે. એમના અપાર સંવેદનશીલ અંતરાત્માને કોઈ પણ જાતનો ભારપૂર્વકનો નિર્ણય, બધી જ યોજનાઓ અને જાહેરાતો બોજારૂપ લાગતાં કોઈ એમને મળતું તો તે હંમેશાં આકસ્મિક રીતે જ બનતું.

ઇટાલિયન ગેલેરીમાં તમે ઊભા હો ને તે ક્યાંથી આવે છે તેની તમને ખબર પણ ન પડે એમ એક આછું, મૈત્રીભર્યું સ્મિત તમને સ્પર્શી જાય. અને

ત્યારે જ, તમારા પર તે દૃષ્ટિ માંડે ત્યારે, આમ તો સામાન્ય લાગતા. તેમના ચહેરાને અંદરના પ્રકાશથી દીપ્ત કરી જતી રિલ્કેની ભૂરી આંખોને તમે પિછાણી શકો. પણ આ અ-પ્રભાવિતતા જ તેમના આત્માનું સૌથી ઊંડું રહસ્ય હતું. કંઈક વિષાદથી ઝૂકતી સફેદ પડતી મૂછો, 'સ્લાવ'ની હોય તેવી મુખાકૃતિ અને જુદું તરી આવે એવા કોઈ પણ લક્ષણનો અભાવ – આવા આ જુવાન પાસેથી હજારો માણસો પસાર થયા હશે ને તેમને સ્વપ્ને પણ ખ્યાલ નહીં આવ્યો હોય કે આ માણસ એક કવિ છે, આપણી પેઢીનો એક સહુથી મહાન કવિ. રિલ્કેનું આગવું વ્યક્તિત્વ, તેમની અસાધારણ રીતભાત માત્ર વધુ નિકટના સહવાસથી જ પારખી શકાતાં.

કોઈ કને જવાની ને વાત કરવાની તેમની રીત અવર્ણનીય મૃદુતાથી ભરેલી હતી. કોઈ ઓરડામાં લોકો એકઠા થયા હોય ત્યારે તે એટલા તો નીરવપણે પ્રવેશ કરતા કે ભાગ્યે જ કોઈનું તેમના તરફ ધ્યાન જતું. તે શાંતિથી સાંભળતા બેસી રહેતા. કોઈ વસ્તુ તેમના વિચારનો કબજો લઈ લે કે પોતે બોલવા માંડે ત્યારે અજાણતાં જ તેમનું માથું ઊંચું થઈ જતું. અને તે બોલતા ત્યારે તેમનો અવાજ કદી ઊંચો ન થતો કે તેમાં દેખાવ કરવાનો પ્રયાસ કદી દાખલ ન થતો. માતા બાળકને પરીકથા કહેતી હોય એમ સહજતાથી ને એટલા જ સ્નેહથી તે વાત કરતા. તેમને સાંભળતાં સાંભળતાં અત્યંત ક્ષુદ્ર વસ્તુ પણ કેવી ચિત્રાત્મક ને મહત્ત્વની બની જતી એ એક અદ્ભુત અનુભવ હતો. પણ જેવો તેમને ખ્યાલ જાય કે એક મોટા વર્તુળમાં પોતે ધ્યાનનું કેન્દ્ર બની ગયા છે કે તરત જ તે બોલતા બંધ થઈ જતા. અને ફરી પાછા પોતાની શાંત, ધ્યાનપૂર્ણ શ્રવણ કરવાની દુનિયામાં ડૂબી જતા.

રિલ્કેની દરેક હિલચાલ, દરેક અંગભંગીમાં કુમાશ નીતરતી હતી. જ્યારે તે હસતા ત્યારે પણ આછા અવાજથી વિશેષ સ્વર એમાંથી નહોતો ઊઠતો. ધીમા સ્વરો એમના જીવનની જરૂરિયાત હતા અને એમને ઘોંઘાટથી દુઃખ થતું એવું બીજા કશાથી નહોતું થતું. લાગણીના પ્રદેશમાં પણ, બધી જાતના ઉગ્ર ઉશ્કેરાટની તેમના પર એવી જ અસર થતી.

'આ લોકો, જેઓ પોતાની લાગણી લોહીની જેમ ઓકી નાખે છે તેઓ મને ખલાસ કરી દે છે.' તેમણે એક વાર કહ્યું હતું.

સંયમિત વર્તન જેટલી જ વ્યવસ્થા, સ્વચ્છતા અને શાંતિ એ રિલ્કેને માટે શારીરિક જરૂરિયાત હતી. ભીડથી ઊભરાતી બસમાં મુસાફરી કરવી પડે કે કોઈ ધમાલિયા જાહેર સ્થળે બેસવાનું બને, ત્યાર પછી કલાકો સુધી તે બેચેન રહેતા. કોઈ પણ પ્રકારનું અસંસ્કૃતપણું તેમને માટે અસહ્ય હતું. તેઓ જોકે મર્યાદિત સંજોગોમાં જીવતા હતા, પણ તેમનાં કપડાં હંમેશાં સંભાળ, સ્વચ્છતા અને સુંદર પસંદગીની સાક્ષી પૂરતાં હતાં. સાથે સાથે ઝીણી સૂઝ અને કવિત્વમય કલ્પનાને પણ તે વ્યક્ત કરતાં હતાં. રિલ્કેનાં કપડાં કોઈ જાતના ભપકા વિનાના ભૂષણ તરીકે નમૂનેદાર હતાં. સહેજે ધ્યાન ન ખેંચે એવો કોઈ ને કોઈ અંગત સ્પર્શ, કોઈ ઉમેરો એમાં રહેતો; જેમ કે તેમણે કાંડે બાંધેલું રૂપાનું પાતળું કડું. આ વસ્તુ તેમને આનંદ આપતી. સંપૂર્ણતા અને સૌષ્ઠવની તેમની સૌંદર્યાત્મક દૃષ્ટિ જીવનની અત્યંત ઘનિષ્ટ અને અંગત વિગતમાં પણ પ્રવેશી જતી.

એક વાર તેઓ ક્યાંક જવા રવાના થતા હતા, તે પહેલાં મેં તેમને તેમની રૂમમાં જોયેલા. તે પોતાની બેગ ગોઠવતા હતા. મેં તેમને મદદ કરવાનું કહ્યું, પણ તેમને તે બિનજરૂરી કહીને નકાર્યું. રિલ્કેનું આ પેટીમાં કપડાં ભરવાનું કાર્ય પણ કોઈક મોઝેક રચના જેવું હતું. દરેક વસ્તુને, તેને માટે કાળજીપૂર્વક રાખવામાં આવેલી જગ્યાએ તેઓ હળવેથી ગોઠવતા હતા. પુષ્પરચના સમી આ ગોઠવણીને મદદનો હાથ આપી બગાડી મૂકવાનું મને અપકૃત્ય જેવું લાગ્યું હોત. સૌંદર્યતત્ત્વોની તેમની સમજ, છેક નગણ્ય કહેવાય તેટલી વિગત સુધી પહોંચતી. પોતાની હસ્તપ્રતોને તે સર્વોત્તમ કાગળ પર, જાણે એક-બીજી પંક્તિને ફૂટપટ્ટીથી આંકી – માપીને લખી હોય તે રીતે, સુડોળ સુઘડ અક્ષરોથી લખતા, એટલું જ નહિ, સાધારણ પ્રાસંગિક પત્ર લખવો હોય ત્યારે પણ તે સારામાં સારો કાગળ વાપરતા. કાગળની ખાલી જગ્યા એક સરખા, સ્વચ્છ, મરોડદાર અક્ષરોથી ભરાઈ રહેતી. ઉતાવળે લખેલી ચિઠ્ઠીમાં પણ તે છેક છાક કરતા નહિ. અને જ્યારે પણ કોઈ વાક્ય કે અભિવ્યક્તિ બરાબર ન લાગે ત્યારે તેમની અદ્ભૂત ધીરજથી આખી યે ચિઠ્ઠી ફરી વાત લખતા. પોતાના હાથમાંથી કોઈ વસ્તુને, તે સંપૂર્ણ ન બને ત્યાં સુધી, રિલ્કે પસાર થવા દેતા નહિ.

રિલ્કેના નિકટ સંપર્કમાં જે કોઈ આવતું તેના પર તેમના અંતરાત્માના આ અશબ્દ પણ અછિન્ન સ્વરૂપનો પ્રભાવ પડતો. રિલ્કે ઘોંઘાટ કરી મૂકે તેમ વિચારવું જેટલું અસંભવિત હતું એટલું જ એ પણ અસંભવિત હતું કે કોઈ માણસ રિલ્કેની ઉપસ્થિતિમાં, તેમની શાંતતામાંથી ફૂટતાં આંદોલનોની અસર તળે પોતાના ઘોંઘાટ અને અહંકારને તજી ન દે; કારણ કે તેમનું વર્તન ગુપ્ત, સતત, હેતુપૂર્ણ સદ્‌વૃત્તિઓ પ્રેરતા પરિબળ જેવું હતું. એમની સાથે ઠીક ઠીક લાંબી વાત કર્યા પછી દરેક વખતે માણસ કલાકો કે દિવસો સુધી જાણે કુત્સિતમાં સરી પડવાને અસમર્થ બની જાય. અલબત્ત, બીજી બાજુ તેમના સ્વભાવની આ નિરંતરની સમત્વતા, પોતાની જાતને કદી સંપૂર્ણપણે ન આપી દેવાની મનોવૃત્તિ, કોઈ વિશેષ પ્રકારની ઘનિષ્ટતાનો જલદીથી અંત લાવી દેતી. મારા ખ્યાલ પ્રમાણે બહુ જ ઓછા લોકો રિલ્કેના 'મિત્રો' હોવાનો દાવો કરી શકે તેમ હશે. એમના પત્રોના જે છ સંકલન પ્રગટ થયા છે તેમાં એવું આત્મીયતાભર્યું સંબોધન ભાગ્યે જ જોવા મળે છે, અને નિશાળના દિવસો પછી તેમને ભાગ્યે જ કોઈએ નિકટતાસૂચક 'તું'કારથી બોલાવ્યા હશે. કોઈ વ્યક્તિ કે વસ્તુને પોતાની અત્યંત નજીક આવવા દેવાનું, તેમના અસાધારણ સંવેદનશીલ લાગણીતંત્રને ભારરૂપ લાગતું અને કશામાંથી પૌરુષી બુલંદ પડઘો ઊઠતો હોય તો તેથી તેમને શારીરિક રીતે પણ અકળામણ થતી. સ્ત્રીઓ સાથેની વાતચીતમાં તેઓ પોતાની જાતને વધુ સહજતાથી વહાવી શકતા. તેમની સાથે તેઓ ઘણી વાર અને આનંદથી પત્રવ્યવહાર કરતા અને તેમની હાજરીમાં વધુ મોકળાશ અનુભવતા. કદાચ સ્ત્રીઓના અવાજમાં રહેલો, ગળાની ઘરઘરાટીનો અભાવ તેમને આનંદ આપતો હશે, કારણ કે તેમને અપ્રિય અવાજથી કંઈક વિશેષપણે ત્રાસ થતો. એક ઉમરાવ વર્ગના માણસ સાથે વાતચીત કરતાં તેમની જે સ્થિતિ થઈ હતી, તે હજુ જાણે મારી આંખ સામે તરે છે. રિલ્કે સાવ વળી ગયા હતા, તેમના ખભા પણ મરડાઈ ગયા હતા અને આંખો પણ નીચે ઝૂકેલી હતી, જેથી પેલા માણસના અપ્રિય, કૃત્રિમ સ્વરકંઠથી તેમને કેટલું વેઠવું પડે છે, તેની જાણ ન થાય. પણ કોઈ તરફ તેમને સમભાવ હોય, ત્યારે તેમની સાથે હોવું એ કેટલું સુખદ હતું ! ત્યારે તેમની આંતરિક ભદ્રતાનો અનુભવ થતો. શબ્દો ને મુદ્રાઓ તે ઓછા

વાપરતા, પણ તેમની આ ભદ્રતા ઉષ્મા આપતી, અને જખ્મોને રુઝાવતી, માણસના અંતસ્તલમાં પ્રવેશતી.

શરમાળ અને એકાંતપ્રિય રિલ્કે પેરિસમાં – હૃદયને હૂંફ આપતા એ શહેરમાં – સૌથી વધુ ઉન્મુખ બનતા. કદાચ એટલા માટે કે હજુ તેમના નામ અને તેમના કામની અહીં કોઈને જાણ નહોતી, અને જ્યાં તેમને કોઈ જાણતું ન હોય ત્યાં તે વધુ મુક્તિ ને આનંદ અનુભવતા.

ત્યાં તેમણે ભાડે રાખેલ બે જુદા જુદા સ્થળે હું તેમને મળ્યો હતો. આ બન્ને સ્થળો સાદાં અને શણગાર વગરનાં હતાં, પણ રિલ્કેની પ્રબળ સૌંદર્યદૃષ્ટિ દ્વારા દરેક સ્થળે જાણે એક આગવાપણું ને શાંતિ ધારણ કર્યાં હતાં. તે ઘોંઘાટિયા પડોશવાળું વિશાળ મકાન નહોતું. એ કંઈક જૂનું, ઓછી સગવડવાળું મકાન હતું, પણ ત્યાં તેમને ઘર જેવું લાગે તેમ હતું. અને તેઓ તો ગમે તે સ્થળે હોય, તેમનું વ્યવસ્થાભાન એ સ્થળને અર્થપૂર્ણ અને તેમના સ્વરૂપ સાથે સંવાદી બનાવી દેતું.

તેમની આસપાસ ઘણી ઓછી વસ્તુઓ રહેતી, પણ ફૂલદાનીમાં ફૂલો હંમેશાં શોભતાં રહેતાં, કદાચ એ સ્ત્રીઓની ભેટ હોય, કદાચ તે પોતે જ મૃદુતાથી એ ઘેર લઈ આવ્યા હોય. સરસ રીતે બાંધેલી કે કાળજીપૂર્વક પૂંઠું ચડાવેલી ચોપડીઓ દીવાલમાંથી ઝળકી ઊઠતી, કારણ કે મૂગાં પ્રાણીઓની જેમ તે પુસ્તકોને પણ ચાહતા. એક ટેબલ પર સીધા ગોઠવેલા સ્વચ્છ કાગળો ને સીધી લીટીમાં પેનો અને પેન્સિલો ગોઠવાયેલાં રહેતાં. એક રશિયન મૂર્તિ અને કેથોલિક ક્રુસારોહણ – જે હું માનું છું કે, પ્રવાસમાં બધે તેઓ સાથે જ રાખતા – એમના કાર્યખંડને કંઈક ધાર્મિક સ્વરૂપ પ્રદાન કરતા, જો કે એમની ધાર્મિકતા કોઈ ચોક્કસ રૂઢ ધર્મમત સાથે સંકળાયેલી નહોતી. એ બધું જોઈને કોઈને તરત જ એમ લાગે કે અહીંની એકેએક વસ્તુ કાળજીપૂર્વક પસંદ કરેલી અને કાળજીપૂર્વક જાળવેલી છે.

તેઓ ન જાણતા હોય એવું કોઈ પુસ્તક તમે તેમને આપો તો તે તેના પર ખામીરહિત રીતે ટિશ્યૂ પેપર વીંટાળી, ઉપર રંગીન રિબન બાંધી, જાણે ભેટ આપતા હોય તેમ પાછી વાળતા. મને હજુ પણ યાદ છે કે, મારી બે હસ્તપ્રતો તેઓ કેવી મૂલ્યવાન ભેટ હોય એમ મારા રૂમમાં લઈ

આવ્યા હતા ! એને બાંધેલી રિબન મેં સાચવી રાખી છે !

પણ સૌથી વધુ સરસ તો હતું રિલ્કે સાથે પેરિસમાં ફરવાનું, જેનો અર્થ હતો અત્યંત બિનમહત્ત્વની વસ્તુને પણ તેના અર્થ પ્રત્યે પ્રકાશિત બનેલી આંખો વડે જોવી. ઝીણામાં ઝીણી વિગત તેમના ધ્યાનમાં આવતી અને પાટિયા પરનાં નામનો ઉચ્ચાર લયપૂર્ણ લાગે તો તેમને મોટેથી એ નામો બોલવાનું ગમતું. આ પેરિસ નગરીના એકેએક ખૂણાખાંચરાને જાણવો, એ તેમની એક ઉત્કટ કામના હતી – તેમનામાં એવી ઉત્કટ કામના કદાચ એ એક જ મેં જોયેલી.

એક વખત કોઈક મિત્રને ત્યાં અમે મળ્યા ત્યારે મેં તેમને કહ્યું કે આગલા દિવસે અચાનક જ એક કબ્રસ્તાન પર મારી નજર પડી હતી. જ્યાં (ફ્રાન્સની રાજ્યક્રાન્તિ વખતે) ગિલોટીનનો ભોગ બનેલા છેલ્લા શહીદોની કબર હતી. એમાં આન્દ્રે ચાનિયેની પણ કબર હતી. મેં એમને બહારના લોકોની નજરે ભાગ્યે જ ચડતા છૂટીછવાઈ કબરોવાળા એ નાનકડા મેદાનનું વર્ણન કર્યું. સાથે, પાછા વળતાં એક શેરીમાં, એક મઠના ખુલ્લા દ્વારમાંથી જોયેલી પરસાળનું વર્ણન કર્યું, જે કોઈક પવિત્ર સ્વપ્નમાં ખોવાઈને જાણે માળા ફેરવી રહી હોય તેમ લાગતું હતું. આ મૃદુ માણસને મેં બહુ જ ઓછા પ્રસંગોએ અધીર બનતો જોયો હતો, અને એમાંનો એક પ્રસંગ એ હતો. આન્દ્રે ચાનિયેની કબર અને મઠ એમને જોયા વગર ચાલે એમ જ નહોતું.

બીજે દિવસે અમે ત્યાં ગયા. એ એકાકી કબ્રસ્તાન પાસે તેઓ મંત્રમુગ્ધ મૌનમાં ઊભા રહ્યા અને એને પેરિસની સૌથી કવિત્વમય જગ્યા ગણાવી. પાછા વળતાં પેલો મઠ આવ્યો પણ એનાં દ્વાર બંધ હતાં. હવે મને તક મળી – આ માણસના મૌન ધૈર્યની કસોટી કરવાની, જેણે પોતાની કવિતા જેટલું જ એના પર પણ સ્વામિત્વ મેળવેલું. 'આપણે રાહ જોઈએ.' તેમણે કહ્યું. માથું સહેજ ઝુકાવીને તેઓ ઊભા રહ્યા, જેથી મઠનું બારણું ઊઘડે ત્યારે તેમાં થઈને તેઓ જોઈ શકે. અમે લગભગ વીસેક મિનિટ રાહ જોઈ હશે એટલામાં શેરીમાંથી એ મઠની એક સાધ્વી આવી અને તેણે બારણાં પરની ઘંટી વગાડી 'હવે....' રિલ્કે મારા કાનમાં મૃદુતાથી, આવેગથી ગણગણ્યા. પણ સાધ્વી રિલ્કેની મૌન પ્રતીક્ષા પ્રત્યે સભાન બની ગઈ હતી. મેં કહ્યું જ છે

કે તેમના વિષે દૂરથી જ માણસને અણસાર આવી જતો. સાધ્વીએ તેમની પાસે આવીને તેઓ કોઈની રાહ જુએ છે કે કેમ, તે પૂછ્યું. રિલ્કેએ એની સામે પોતાનું સુકુમાર સ્મિત વેર્યું. એ સ્મિતે તરત જ સાધ્વીમાં એક વિશ્વાસ પ્રગટાવ્યો. રિલ્કેએ ઉષ્માપૂર્ણ સ્વરે કહ્યું કે તેઓ મઠની પરસાળ જોવા ઇચ્છતા હતા. સાધ્વીએ પ્રત્યુતરમાં સ્મિત કરી ખેદ દર્શાવ્યો કે અંદર તો તેમને આવવા દઈ શકાશે નહિ. પણ મેં તેમને સૂચવ્યું કે બાજુમાં રહેતા માળીના નાના ઘરમાં જો જઈ શકાય તો ઉપરના માળની બારીએથી દૃશ્ય બરોબર જોઈ શકાય. અને બીજી ઘણી બાબતોની જેમ, આમાં પણ તેમને ઇચ્છિત મળ્યું. ત્યાર પછી અમે ઘણી વાર મળી ગયા છીએ, પણ જ્યારે જ્યારે હું રિલ્કેનો વિચાર કરું છું, ત્યારે હું તેમને પેરિસમાં જ જોઉં છું.

## કંકાવટી માસિક : નિયમ મુજબ ફોર્મ નં ૮

૧. પ્રકાશન સ્થાન : ૩/ આનંદ નગર સોસાયટી, સગરામપુરા, સુરત-૩૯૫ ૦૦૨

૨. મુદ્રકનું નામ : રતિલાલ મુ. અનિલ
નાગરિકતા : ભારતીય
સરનામું : ૧૩-૧૪, સાંઈ સમર્પણ સોસાયટી, આશીર્વાદ ટાઉનશીપ-૧ પાછળ, બમરોલી રોડ, ઉધના, સુરત-૩૯૫ ૨૧૦

૩. પ્રકાશકનું નામ, નાગરિકતા, સરનામું : નં.૨ મુજબ

૪. સંપાદકનું નામ : રતિલાલ મુ. અનિલ, સરનામું : નં.૨ મુજબ

૫. માલિકનું નામ : રજનીકાન્ત આર. રૂપાવાળા
સરનામું : ૧૩-૧૪, સાંઈ સમર્પણ સોસાયટી, આશીર્વાદ ટાઉનશીપ-૧ પાછળ, બમરોલી રોડ, ઉધના, સુરત-૩૯૫ ૨૧૦

હું રતિલાલ અનિલ આથી જાહેર કરું છું કે ઉપરની વિગત મારી જાણ અને સમજ પ્રમાણે સાચી છે.

સહી : રતિલાલ મુ. અનિલ (પ્રકાશક)

# સમાચાર

- વાજપેયીના સ્વદેશાગમન પછી ઉત્તર પ્રદેશમાં સરકાર અંગે આખરી નિર્ણય લેવાશે.
- કાશ્મીરમાં બીએસએફના કેમ્પ પર ત્રાસવાદી હુમલો.
- વિશ્વના ૫૦ ધનિકોમાં ૪૯મું સ્થાન મેળવનાર ભારતના એક માત્ર વ્યક્તિ અઝીમ પ્રેમજી.
- તાજેતરમાં થયેલાં કોમી રમખાણોમાં અસરગ્રસ્તોના પુનઃવસવાટ માટે રાજ્ય સરકાર દ્વારા 'સંત કબીર આવાસ' યોજના અમલી બનશે.
- ગુજરાત યુનિવર્સિટી સંલગ્ન કૉલેજોમાં પરીક્ષાઓ બંધ રાખવા ત્રણ કૉલેજો પર વિદ્યાર્થીઓનો પથ્થરમારો.
- અમદાવાદના મીટર ગેજ સ્ટેશન પર શરૂ થયેલી અસામાજિક પ્રવૃત્તિઓ.
- જમ્મુ કાશ્મીર સરકારે માત્ર છેલ્લાં બે વર્ષ દરમિયાન વીઆઇપી સુરક્ષા પાછળ ૯૦ કરોડનો ખર્ચ કર્યો છે.
- પાક. સરહદે તૈનાત જવાનો પાછળ રોજનો ૧૫ કરોડનો ખર્ચ.
- અમેરિકામાં કરવામાં આવેલા એક અભ્યાસ મુજબ લાંબો સમય ટીવી જોનારાં બાળકો વધુ પડતાં કલહખોર બની જાય છે.



# કંકાવટી

મે, ૨૦૦૨

આદિલ મન્સૂરી
ઇકકીયુ સૌઝુન
રમણીક સોમેશ્વર
રતિલાલ 'અનિલ'
ગુણવંત ઉપાધ્યાય
નિર્મિશ ઠાકર
શરીફા વીજળીવાળા
બેરેન્જર
ટી. ગોતિયેર
સુરેશ જોષી
સાંદીપનિ
લેંગ્સ્ટન હ્યુજીસ
યુયુત્સુ પંચાલ

# કંકાવટી

મે, ૨૦૦૨

સાહિત્યસર્જન અને વિચારોનું સર્વલક્ષી માસિક

વર્ષ ૪૬ : અંક ૫૦૫

વાર્ષિક લવાજમ

દેશમાં રૂ.૫૦, બે વર્ષના રૂ.૯૮. વિદેશી શિલિંગ ૪૦ (દરિયાઈ ટપાલથી), સાડા છ પાઉન્ડ (હવાઈ ટપાલ), મેગેઝીન એજન્સીઓ અને જાણીતા ગ્રંથવિક્રેતાઓને ત્યાં લવાજમ ભરી શકાય છે. કોઈ પણ માસથી ગ્રાહક થઈ શકાય છે. પત્રવ્યવહારમાં ગ્રાહક નંબર અવશ્ય લખવો. અંક ન મળ્યાની ફરિયાદ તરત જ કરવી. લવાજમ અને વ્યવસ્થા અંગેનો તમામ પત્રવ્યવહાર આર.આર.રૂપાવાળા, કંકાવટી, ૧૩,૧૪ સાંઈ સમર્પણ સોસાયટી, આશીર્વાદ ટાઉનશીપ-૧ પાછળ, બામરોલી રોડ ઉધના, સુરત ૩૯૪ ૨૧૦ સરનામે જ કરવો.

કંકાવટીની છૂટક નકલ તેમ વાર્ષિક લવાજમ અહીં પણ ભરી શકાય છે :
ઈમેજ પબ્લિકેશન, પ્રા.લિ.૧/૨, અપર લેવલ સેન્ચુરી બજાર, આંબાવાડી સર્કલ,
અમદાવાદ-૩૮૦ ૦૦૬

કંકાવટી ઈન્ટરનેટ પર

*http: // ratilalanil. tripod. com*

તંત્રી-મુદ્રક-પ્રકાશક

રતિલાલ 'અનિલ'

માલિક : આર.આર.રૂપાવાળા

કંકાવટી, ૧૩-૧૪, સાંઈ સમર્પણ સોસાયટી, આશીર્વાદ ટાઉનશીપ : ૧ પાછળ,
બમરોલી રોડ, ઉધના
સુરત-૩૯૫ ૨૧૦
ફોન નં. ૮૬૭૦૪૧૮

પ્રકાશનસ્થળ : ૨૪, રીવર બેંક સોસાયટી, અડાજણ પાણીની ટાંકી,
સુરત-૩૯૫ ૦૦૯

લેસર અક્ષરાંકન
યુયુત્સુ પંચાલ
૨૩૩/ રાજલક્ષ્મી, જૂના પાદરા રોડ, વડોદરા-૩૯૦ ૦૦૭ ફોન : ૩૧ ૨૭ ૪૭

મુદ્રક
શ્રી નટરાજ પ્રિન્ટર્સ, ઈન્દપુરા, આંબાવાડી, સૂરત-૨
ફોન નં. ૭૪૨૮ ૯૪૧



## વતનની ધૂળને ગઝલાંજલિ / આદિલ મન્સૂરી

વતનની ધૂળની એકેક કણને સાચવજો
ને આરપાર આ વિસ્તરતા રણને સાચવજો

હવાને, બાગને, વહેતા ઝરણને સાચવજો
ને હેમખેમ આ વાતાવરણને સાચવજો

યુગોના ભારેલા અગ્નિની રાખ ખંખેરી
સમયના ચોકમાં એકેક ક્ષણને સાચવજો

બધું જ ખૂંપી રહ્યું છે ક્ષણે ક્ષણે ઊંડે
તમારો પગ ન પડે ત્યાં, કળણને સાચવજો

બધાંજ એક યુગલમાંથી જન્મ તો પામ્યા
કુટુંબમાં હવે અંતિમ મરણને સાચવજો

ક્યહીં ન હાથથી છટકીને આપને વાગે
હવામાં ઊંચે ઊગામેલા ઘણને સાચવજો

આ દુનિયા જાય જહન્નમમાં તો જવા દેજો
કોઈના નામના પ્રાતઃસ્મરણને સાચવજો

બીજા બધાને ઉપરવાળો સાચવી લેશે
બની શકે તો તમે એક જણને સાચવજો

'કશોજ અર્થ નથી' કહેવુંયે નિરર્થક છે
આ ભૂંડી ભાષાના પોપટરટણને સાચવજો

સુંવાળા ચર્મનાં વસ્ત્રોનો મોહ છોડીને
સુવર્ણ ભાસતાં પીળાં હરણને સાચવજો

તિમિર ને તેજના મિશ્રણ ઉપર બધો આધાર
સિતારા ચાંદ ને સૂરજકિરણને સાચવજો

પછી તો કર્મનાં ઘેટાંઓ આવશે પાછળ
પ્રથમ બને તો વિચારોનાં ધણને સાચવજો

કશુંય ધૂંધળું રહેવા ન પામે ભાષામાં
દરેક શબ્દના સ્પષ્ટીકરણને સાચવજો

તિરાડમાંથી ન ટપકી પડે અમી ઝરણું
હૃદયના કેન્દ્રના પાષાણપણને સાચવજો

વતનની ધૂળ વિખેરાઈ જાય તે પહેલાં
વતનની ધૂળના સૌ સંસ્મરણને સાચવજો

દબાઈ જાય ના કીડીના કાફલા આદિલ
વિજયની કૂચમાં ધસમસ ચરણને સાચવજો

૨ : ૨૦૦૨, મે

'કંકાવટી

## મન / ઇકકીયુ સૌઝુન

*અનુવાદ : રમણીક સોમેશ્વર*

(ઝેન-માસ્ટર્સ તરીકે ઓળખાતા જાપાનના મહાન ઝેન-કવિઓમાંના એક ઇકકીયુ સૌઝુન (૧૩૯૪-૧૪૮૧)નાં બે લઘુકાવ્યોનો અનુવાદ, સામ હમીલના અંગ્રેજી અનુવાદને આધારે)

૧

પ્રારંભ વિનાનું
અને છેવટે તો અંતહીન
એવું આ મન
જન્મે છે સંઘર્ષો અને સંતાપ માટે
અને છેવટે પામે છે વિલય –
શૂન્યતામાં

૨

ચંદ્રનું આ ઘર
અને મન એમાં માલિક
જુઓ સાવધ થઈને
સદાય વહેતું આ વિશ્વ પણ –
થઈ જશે વિદાય
છેવટે તો રહેવાની કેવળ અનિત્યતા.

## ગઝલ / રતિલાલ 'અનિલ'

એકલો એકાંતમાં રોતો રહ્યો,
આંસુ જાણે અન્યનાં લ્હોતો રહ્યો.

બાળપણનું ચિત્ર એ વીસરાઈ કંઈ ?
આંસુ પણ હું મુઠ્ઠીથી લ્હોતો રહ્યો !

હાથની રેખા છે શબ્દોના મરોડ,
લખતી વેળા મુઠ્ઠી હું જોતો રહ્યો !

અંતરે દીધા છે ડંખો કૈંક વાર;
'ખુલ્લી આંખે શું શું તું જોતો રહ્યો ?'

એ જ તો અસ્તિત્વની એક વાત છે,
હું હતો ને તે છતાં ન્હોતો રહ્યો !

બ્હારનાની વાત હું કરતો નથી,
જિંદગીભર હું મને સ્હેતો રહ્યો.

ચાલતો'તો તે છતાં થંભી ગયો,
સ્વપ્નમાં તોયે વળી વ્હેતો રહ્યો !

સાંભળે છે કોઈ ? પરવા ના કરી,
જે કંઈ ક્હેવું હતું ક્હેતો રહ્યો !

કંઈ નહીં તો હું મને તો સાંભળું !
– એટલે આવી ગઝલ કહેતો રહ્યો.

મેળવ્યું મેં શું તે જાણું છું 'અનિલ',
લોકની નજરે ભલે ખોતો રહ્યો !

૪ : ૨૦૦૨, મે કંકાવટી

૨

આમ તો આકાર શું ખોટો હતો ?
થાય શું, એ નામે પરપોટો હતો !

માગવામાં પ્રેમ, હું ખોટો હતો ?
ને કમાણીમાં.યે ક્યાં તોટો હતો ?

દૃષ્ટિ આખર એકની એક જ રહી,
એમ તો બે આંખનો જોટો હતો !

ચિત્રની મસ્તીને લાગ્યો આંચકો,
મિત્રે આપ્યું જ્ઞાન કે ફોટો હતો !

આટલાં વર્ષો તો હું ચાલી ગયો !
છાપ ન્હોતી એટલે ખોટો હતો !

આકૃતિ તો આંકની સરખી હતી,
પણ કહે કે આંકડો મોટો હતો !

જળ ને માટી ના મળ્યાં તે શું કરે ?
એમ તો એ કણ બહુ મોટો હતો !

બેસવા માટેની જગ્યા થઈ ગઈ,
કે સિંહાસનથી ઊંચો ઓટો હતો !

મોગલો પાસે રહ્યાં મોંઘાં ગુલાબ,
હાથમાં મારાય ગલગોટો હતો !

કંકાવટી મે, ૨૦૦૨ : ૫

## મહાપ્રયાણ / ગુણવંત ઉપાધ્યાય

ફૂલનો ચહેરો લઈને નીકળ્યો,
રંગનો દરિયો થઈને નીકળ્યો.

નિત્ય પ્રસરે પુષ્પની સુગંધ જ્યમ
અર્કનો કૂપો લઈને નીકળ્યો.

આમ તો લાગે અનાવૃત ઘાસ સમ
લીલવો રસ્તો લઈને નીકળ્યો

એ અટૂલો, એકલો લાગ્યો છતાં,
માતબર મનખો થઈને નીકળ્યો.

આંગણે અનપઢ ધરાની ધૂળ જ્યમ,
નવલખો નેજો થઈને નીકળ્યો.

૬ : ૨૦૦૨, મે

કંકાવટી

## મને એ યાદ છે / નિર્મિશ ઠાકર

વેદના અવતારવાની છે, મને એ યાદ છે
સાંજને સત્કારવાની છે, મને એ યાદ છે

પાત્ર સૌ ચાલ્યાં ગયાં, તો જાતને એમાં ધરી –
આ કથા વિસ્તારવાની છે, મને એ યાદ છે

આ કિનારેથી અધૂરાં ખ્વાબ લઈને ક્યાં જવું ?
નાવને હંકારવાની છે, મને એ યાદ છે

તું અભિવ્યક્તિ જ માગે છે, અને એથી તને –
અશ્રુઓમાં સારવાની છે, મને એ યાદ છે

હું તને ધારી શકું ના, એટલા અંતર પછી –
જિંદગીને ધારવાની છે, મને એ યાદ છે

*

### મુક્તક

વ્યથાઓ ફરી બારમાસી બને છે
ફરી શૂન્યતાઓ સુવાસી બને છે
તરે છે ફરી શક્યતાના તરાપા
ફરી ઝંખનાઓ ખલાસી બને છે

## ઓટલે પથારી / રતિલાલ 'અનિલ'

આ ઇલેક્ટ્રિક પંખો આવ્યો એટલે ઓટલો અને સંપાટ ધાબું વીસરાયાં. સરકારશ્રીના ઓર્ડર વિના પણ જીવનમાં કેટલી બધી બદલી થાય છે ! ઉનાળાની રાતે ગોદડાં પહેલાં તો ઓટલે જતાં અને શેરીના કૂતરાંને પથારીને છેડે ચૂપચાપ ઊંઘવાનું મળતું. પેલા પક્ષીઓ ઈંડાં મૂકવા માટે ઠેઠ રશિયાથી રાજસ્થાનના પાણીવાળા પ્રદેશમાં આવે છે, પણ ઉનાળો આવે ત્યારે રાત્રે સૂવા સ્થળાંતર કરતા ત્યારે ગામ નોતરે જમનારા જેવો શેરીને દૂરદર્શી કૂતરો પણ, અલબત્ત, અમારી આંખ મીંચાય તે પછી ગોદડાના છેડે આવીને આંખ મીંચતો છતાં ઊંઘમાં પગ જરા આમતેમ થાય તો તેની મૂગી નોંધ લેતો. અને પોતાને દત્તાત્રેય માનતા નહીં એટલે એને ગુરુ માનવાની મુશ્કેલી નહીં, પણ સગવડ કરવી તે પણ વધારાના ખર્ચ વિના એ કળા તો અમે એની પાસેથી શીખ્યા જ. જીવદયા જેવું તો નહીં, પણ આંતર મનમાં ગુરુત્વની છૂપી ગ્રન્થિ હશે તે ગોદડા પાસે ગુણપાટ પાથરવાનું રાખ્યું પણ પેલા જ્ઞાનગુરુની રસવૃત્તિ કે ઊંચી કે એનામાં ગુરુત્વગ્રંથિ હશે તે ગુણપાટને હવા ખાવા દે અને એ ગોદડાને છેડે જ સભાનપણે ઊંઘે ! આપણે અભાનપણે ઊંઘીએ છીએ. એક વાર આંખ ફાંગી કરીને જમણો પગ હલાવ્યો, લંબાવ્યો ત્યારે એની આંખો ખુલી ગઈ હતી તે જોયું. પણ એણે તેલ જુઓ, તેલની ધાર જુઓ એ કહેવત સાંભળેલી નહીં તોયે સજાગ થયો પણ સ્વસ્થાનેથી ઊઠ્યો નહીં, એ પગની દિશામાં જ કેમ શરીર આડું કરતો એ વિશે ચિંતન કરતા લાગે છે કે લંબાયેલા પગ આંચકો મારી શકે છે પણ એનું માપ લંબાતું નથી પણ માથાની નજીક જ

માણસને હાથ હોય છે તે પાછલી દિશામાં લંબાઈ શકે છે એટલે એ સ્થાન યોગ્ય નથી. પછી ઘરના માણસે પથારી સાથે લાકડી મૂકી. અમારું હિત તેઓ ન જુએ તો કોણ જુએ ? પણ પેલા શ્વાને ચિંતન કરી સાર કાઢ્યો કે લાકડી નહીં, માણસ હિંસક હોય છે. માણસ પહેલો, લાકડી પછી. પગ પાછળ પણ ગોદડાનો છેડો ભાડે નથી અપાતો પણ ખાલી હોય છે. એટલે પણ એ પસંદ કરવા જેવો હોય. સૂનારો પગ નીચે રાખે પણ એનું અસ્તિત્વભાન ઊંઘમાંયે ઊંચું તે તકિયા પર માથું રાખે ! જાગતા હોઈએ ત્યારે જ નહીં, ઊંઘમાંયે માથું ઊંચું રાખવું એ અહંવાદ નહીં, અસ્તિત્વવાદે તકિયાની શોધ કરી ! અને માણસની અક્કલ માથામાં એની નજીક રહેવા જેવું નહીં એવો સાર એ શ્વાને કાઢ્યો જ હશે, પછેડી જેટલા જ પગ લંબાવવા એવો બોધ તો વડીલોએ આપેલો તે કોઠે યે પડેલો પણ શાણા મિલવાળા સરેરાશ માણસ અમેરિકન જેટલો લાંબો હોઈ શકે એ શક્યતાએ માણસના માપ કરતાં પછેડીનું માપ. લાંબું જ રાખે છે છતાં ટૂંટિયું વળીને સૂવા ઊંઘવાની પણ એક લિજ્જત, પોતાપણું હોય છે. 'સ્વત્વ' વિશે આજ સુધી ઉઘ્ધડ વિચારણા જ થઈ છે ! પણ પગ સંકોરીને સૂતેલો આ માણસ ગમે ત્યારે પૂરા માપમાં પગ લંબાવી શકે છે એની પેલા શ્વાનને પૂરી ખાત્રી એટલે ટૂંટિયું વાળી ઊંઘીએ ત્યારે ગોદડાની ખાલી પડેલી જગ્યાને ખાલી જ રહેવા દે ! ગુરુ દત્તાત્રયે શ્વાનને ગુરુ બનાવ્યો એમાં દૂરદૃષ્ટિનું વાસ્તવદર્શન જોઈ શકાય છે. માણસો કરતાં શ્વાનમાં સ્પર્ધાભાવના ઉપયોગ અને એને મોકૂફ રાખવાનું અજબ જેવું ડહાપણ જોઈ શકાય છે. જો શ્વાન ઓટલા પરની પથારીએ સભાનતાપૂર્વક સૂવા, ઊંઘવા આવતો તે સિવાય શેરીમાં બીજાં ઘણાં શ્વાનો છતાં બીજો કોઈ આવતો નહીં. અમેરિકા ખંડ તો હતો જ પણ તે શોધ્યો તો કોલંબસે જ તેમ ઓટલે અમારી પથારી તો હતી જ પણ તે શોધી એક જ કાળિયા શ્વાને. આમ તો કશી જ કમાણી વિના જીવવું અને તેય પોતાના અસ્તિત્વની સજાગતા સાથે એ એની જીવનપ્રણાલી હોવાથી વૈજ્ઞાનિક માણસમાં હોય છે એવી શોધક પ્રજ્ઞા, ચેતના શ્વાનોમાં હોય જ. કેવળ શોધની સજાગતાને કારણે શ્વાનો કશી નોકરી, કશો ધંધો, કમાણી કર્યા વિના સ્વમાનભેર જીવી જાય છે. રોજગાર કચેરીમાંના ચોપડે કોઈ લાલભાઈનું નામ હશે પણ લાલિયાનું

નામ નહીં હોય. એ કચેરી પણ વળી દૂર ! સૈનિકો અને શ્વાનો યુદ્ધ સિવાય સરહદ ઓળંગતા નથી અને દરેક શેરી મહોલ્લામાં રોજગાર કચેરી હોતી નથી. અલબત્ત તે હોય તો લાલિયા તેનું નિરીક્ષણ કરી આવે, ત્યાંની હવાને પણ સૂંઘી આવે ખરો !

ઉનાળે ઓટલે પથારી કરનારની ઉનાળો હોવાથી એવી ઉગ્ર ઇચ્છા ખરી કે વહેલી આંખ મિંચાય, ઊંઘ આવે. તો એના ગોદડાને છેડે ઊંઘવાની શુભેચ્છા, સદિચ્છા રાખનાર શ્વાન પણ ઇચ્છે કે ઓટલે સૂનારને વહેલી ઊંઘ આવે કેમ કે એ પરમાર્થમાં એનોય સ્વાર્થ હોય છે. ઘણી સજાગ શ્રીમતીઓ પતિ ઊંઘે પછી ભલે તરત, પણ તે પછી જ ઊંઘે છે. ઓટલે સૂનારો વહેલો ઊંઘે તો એની પથારીને છેડે સૂવાની સદિચ્છા રાખનાર શ્વાનને ય વહેલું ઊંઘવા મળે !

ઘ્રાણેન્દ્રિય આમ તો માણસની યે તીવ્ર હોય છે. ચૂંટણીનો ઉમેદવાર કે લેણદાર કે વોરંટનું કાગળિયું લઈ આવનાર પોલિસની ગંધ એને એડવાન્સ બુકિંગના ધોરણે આવી જાય છે. ઉમાશંકર જોશીએ એક કાવ્યમાં કહ્યું છે : 'મને મુર્દાની ગંધ આવે....' અમદાવાદમાં કોમી રમખાણોની ભવ્ય પરંપરા છે એ જોતાં આ પંક્તિ બરાબર સમજાય છે. પણ ગંધ આવે ત્યાં સુધી રાહ જોવાની આળસુ વૃત્તિ શ્વાનોમાં નથી, તે કશી જ ગંધ ન આવે તોયે, હવાને સૂંઘે છે. સંભવ છે અમારા ગોદડાને એણે પ્રથમ સૂંઘ્યું જ હશે, અમારા ઉચ્છ્‌વાસની ગંધ પણ એની પાસે પહોંચી હશે તે પછી જ એણે ગોદડાના છેડે કાયા લંબાવી ઊંઘવાનો અફર નિર્ધાર કર્યો હશે !

કોઈ કોઈ વાર આ માણસ ઓચિંતો જાગી જાય છે એ તે જાણતો જ હશે એટલે એ ઝટ ઊઠીને ચાલ્યો જતો હશે અને અમારી આંખ મિંચાતા અચૂક આવી જતો હશે !

વૈજ્ઞાનિક કે ડિટેક્ટીવને જ આવે એવો વિચાર પૂર્વજન્મે બુદ્ધિશાળી હોઈશું એટલે આવ્યો કે પાડોશીની પથારી પણ ઉનાળે ઓટલા પર જ હોય છે – તેની પથારીનો છેડો પણ ભાડે આપી શકાય એટલો ખુલ્લો હોય છે, છતાં લાલિયો કંઈ નહીં તો વૈવિધ્ય ખાતર પણ એની પથારીનો લાભ લેવા કેમ જતો નથી ? આમ તો વર્ષોથી પાડોશમાં રહે તોયે અમને એમનો મૂળભૂત

પરિચય નથી એવો બોધ થયો. માણસ હજી શ્વાન કરતાં સંશોધન અને પરિચિતતામાં પાછળ છે એવું તારતમ્ય નીકળ્યું ત્યારે હસવું કે નાનમ અનુભવવી એનો નિર્ણય થઈ શક્યો નહીં ! પાડોશીને આખી રાતમાં ત્રણેક વાર બીડી ફૂંકવાનું વ્યસન છે ! એને નિદ્રાભંગ પાલવે, કેમકે ધૂમ્રપાનની લિજ્જત એને બદલામાં મળે છે પણ એની પથારીને છેડે લાલિયો આરામ કરે તો એણે નિદ્રાભંગ કરીને ભાગવું પડે ! અને નિદ્રાભંગ પણ ક્યારેક ઘરભંગ થવા જેટલો વિષાદસભર હોય છે ! વળી એકાદ વાર ખાંસી ન ખાય તો હું બીડીના કશ ખેંચું છું એવું જાગતા હોય તેમને ભાન શી રીતે થાય ? એટલે એ એકાદ બેવાર ખાંસેય ખરા ! એવા સજાગ માણસની પથારીએ ઊંઘવા માગતો લાલિયો શા માટે જાય ? સંસ્કૃત કાવ્યની-ખંડકાવ્ય કે નાટકની નાયિકામાં જ સ્થાયી ભાવ હોય એવું નથી એ લાલિયાની લીલાના નિરીક્ષણે સમજાવ્યું. શેરીમાં ક્યારેક કાળિયાની ચંચળ થતી પૂંછડી તો આપણી નિર્ણયશક્તિની કસોટી-પરીક્ષા માટે હોય છે !

હવે ઇલેક્ટ્રિક પંખો ગરમ હવાને ડહોળ્યા, વલોવ્યા કરે છે, તેને આરામ આપવા વીજળી ઑફ થઈને ઓરડે આંટા મરાવે છે, હીંચકે કાયા લંબાવી હાથથી સામેની ભીંતથી લંબાયેલી દોરી ખેંચીને, છોડીને કડા-સાંકળનો કીચુડાટ મધરાત સુધી સંભળાવ્યા કરતી તે તો ગઈ અને શેરીનું કૂતરું ગંદા પાણીના ખાબોચિયામાં અર્ધઉઘાડી આંખે કાયાને પાણીમાં રાખી મોઢું બહાર રાખીને પડ્યું છે.

## સૂકો મેવો લઈ આવતો અફઘાન ફેરિયો / રતિલાલ 'અનિલ'

ટી.વી. પર અફઘાનોના ચહેરા દેખાય છે ત્યારે વર્ષો પહેલાં ઘરમાં આવી બેઠેલા એક અફઘાન પુરુષનો ગંભીર પણ ઓછાબોલો ચહેરો આંખ સામે, સ્મૃતિપટે ઉપસી આવે છે. 'વૈદ્ય-ગાંધીનું સહિયારું' એ કહેવત આજની જુવાન પેઢીને પૂર્ણપણે નયે સમજાય, કારણ કે આજે પહેલાના નાડીવૈદ્યો નથી, જે છે તે જરૂરી દવા-ઔષધ ફાર્મસીની બનાવટના વાપરનારા છે, પણ ફાર્મસીની દવા પર તેમાં કયા કયા પદાર્થો, દ્રવ્યો છે તેનાં નામો વંચાય છે તે નામો શેરીની નાકેની બહુ મોટી દુકાનમાં ઉપલા મથાળે ગોઠવેલા ૩૦૦ ઉપર સંખ્યાના ડબ્બા પર વાંચેલાં ત્યારે કિશોરની આંખો વિસ્મયથી પૂર્ણ ખીલેલા કમળ જેવી થઈ ગઈ હતી. ત્યારે વૈદ્યો જ ઔષધ બનાવતાં અને જોઈતાં ઔષધ પદાર્થો ગાંધીને ત્યાંથી મૂળ પદાર્થની જાતપરખ સાથે વહોરતા. એ ગાંધીને ત્યાં તમામ પ્રકારનો સૂકો મેવો પણ મળતો, છતાં ગૌરીવ્રતના દિવસો નજીક હોય ત્યારે કાંધે મોટો થેલો લઈને આવતો અફઘાન દેખાય , પણ અમારા ઘરે આવે તે પહેલાં શેરીના ત્રણેક ઘરે બોલાવ્યાથી બેઠો હોય એને ઓટલે નહીં, ઘરમાં સ્થાન મળે, એને બેસવા માટે આસનિયું યે મળે, પાણીનું પૂછો તો ના પાડે; એટલો ચુસ્ત-માત્ર ચુસ્ત – જિદ્દી નહીં. આસપાસની બહેનો ભેગી થઈ જાય. કશો ક્ષોભ નહીં કોથળો ખૂલે, એમાંથી કોથળીઓ બહાર આવે અને એમાંથી તમામ પ્રકારનો સૂકો મેવો નીકળે. છોકરાઓને કાળી દ્રાક્ષનો 'પ્રસાદ' મફતમાં મળે. ગૌરીવ્રતમાં જ નહીં, આખા વર્ષમાં મંગળ પ્રસંગે જોઈતો મેવો પણ લેવાય. ત્યારે લગ્નના અવસરે સોપારી,

પતાસાં જ નહીં, ખારેકની પણ લહાણી થતી. ભાવની રકઝક નહીં. યોગ્ય ભાવ જ હોય, ગાંધીના ભાવ કરતાં ઓછો ન હોય તો પણ મેવાની ક્વૉલિટી ઉત્તમ. ત્યારે બ્રિટિશ રાજ તો બર્મા સુધી લંબાયેલું એટલે માત્ર અફઘાન ફેરિયા જ નહીં, બર્મી–ચીની ફેરિયા પણ ચીની રેશમનો ગાંસડો પીઠે લાદીને આવે તેને પણ ઘરમાં સ્થાન મળે, જરૂરી ખરીદી થાય. માલ કે ભાવમાં કશી જ છેતરપિંડી નહીં – બંને ફેરિયા વિનમ્ર સાવ ઓછાબોલા, સ્વભાવે નમ્ર, એકવચની. ત્યારે વિશ્વાસુ પહેરેગીર પઠાણ, અફઘાન, પછી આવે ગુરખો, ભૈયાનું સ્થાન ત્રીજું. તેની પાસે પણ તુલસીકૃત રામાયણ મોટા ટાઇપમાં છાપેલું હોય, બર્મા, અફઘાનિસ્તાન, ગુજરાતથી કેટલા દૂર ! છતાં પગપાળા એ આખા ભારતમાં ફરે, પહોંચે. ઓછાબોલા એક જ ભાવ. સ્વભાવગત ભાવથી ખેંચતાણથી વ્યગ્ર થાય પણ ઉગ્ર નહીં, નમ્રતા, માત્ર ઇશારાથી 'ના' સૂચવે અને અહીં પણ ગરીબો હતા, પણ સ્વભાવે દરિદ્ર નહીં, પેલા ફેરિયા તો નમ્ર, ઓછાબોલા પ્રામાણિક શાલીન.

## આજનો માહોલ અને મંટો / શરીફા વીજળીવાળા

ક્રિસ્ટોફર ઈશરવૂડનું એક પાત્ર પોતાના હમવતનોની વેદનાથી દ્રવિત છે. આ વેદના, આ પીડાને જ્યારે રાજનીતિના રંગ ચડાવવાની કોશિશ થાય છે ત્યારે એ પાત્ર ચીસ પાડીને કહી ઊઠે છે : 'મારે રાજનીતિ સાથે કંઈ લેવાદેવા નથી. મારો સંબંધ તો માણસ સાથે છે.... માણસ સાથે, એની જિંદગી સાથે, જીવતા-જાગતા, લોહી-માંસના બનેલા માણસ સાથે મારો સંબંધ છે.' આજે આપણામાંથી કેટલા બધાને આવી ચીસ પાડવાનું મન થઈ આવતું હશે? આપણી ચોતરફ આજે જે હોળી સળગે છે, જે રીતે માણસની સાથે માણસાઈ પણ બળીને ખાખ થઈ રહી છે, જે રીતે માણસ આજે હેવાન બન્યો છે એ જોતાં લાગે છે કે આપણે એક જ મહિનામાં લગભગ ૫૦-૬૦ વર્ષ જેટલાં પાછળ ધકેલાઈ ગયા. '૪૭-'૪૮ની કત્લેઆમ, હેવાનિયત જેમણે નો'તી જોઈ એ જોયા વગરના રહી ન જાય એની સમયે જાણે કે તકેદારી રાખી !! ઈતિહાસ પાઠ ભણવા માટે હોય છે, પુનરાવર્તન કરવા માટે નહીં એ વાત આજે ભુલાઈ ગઈ છે. આપણી આસપાસ આજે જે કંઈ થઈ રહ્યું છે એ કોઈ પણ સંવેદનશીલ માણસની સહનશક્તિની બહારનું છે. ખુવાર થનારો કે મરનારો લોહી માંસનો માણસ છે, એનું હિંદુ કે મુસ્લિમ હોવું સાવ ગૌણ બાબત છે એ વાત ધર્મના થઈ બેઠેલા રખેવાળો કેમ નથી સમજતાં ? ભડકે બળતા મહોલ્લાઓને જોઈને બશીર બદ્રનો આ શે'ર યાદ નથી આવતો !

લોગ તૂટ જાતે હૈ એક ઘર બનાને મેં
તુમ તરસ નહીં ખાતે બસ્તિયાં જલાને મેં !

દુનિયાનો દરેક ધર્મ માણસને કહે છે : 'શોધ કે તું કોણ છે ?' અને અત્યારે ? 'તું કોણ છે ?' પૂછીને ફેંસલો ફરમાવવામાં આવે છે. આ માહોલમાં કવિ ઈકબાલ પણ યાદ આવે. 'યહ તહેઝીબ, અપને હાથો સે, ખુદ ખુદકુશી કરેગી.'

આજે આપણે ત્યાં પશુ અનુભવે એટલી સલામતી પણ માણસ નથી અનુભવતો એનાથી મોટી બીજી કઈ શરમ હોઈ શકે ? આજે ગોધરાની ઘટનાના બદલા બીજે લેવાઈ રહ્યા છે ને પછી જો એના પણ બદલા લેવાય તો ? કાશ્મીરનો બદલો પંજાબમાં ને પંજાબનો બદલો ગુજરાતમાં.... ગુજરાતનો બદલો કોઈ બીજા રાજ્યમાં.... જો આવું જ ચાલતું રહે તો આ વિષચક્ર ક્યાં જઈને અટકશે ? એક સ્થળે, અમુક નરાધમોએ આચરેલાં દુષ્કૃત્યોની સજા આપણે બીજા સ્થળના નિર્દોષ લોકોને ક્યાં સુધી આપીશું ?. ગુનેગારને સજા કરવાને બદલે પડોશીની હત્યા કરવી એ ક્યાંનો ન્યાય છે ? આવી માનસિકતા તો આપણને કાયમી દહેશત બાજુ નહીં ધકેલી દે ? માણસ જ્યારે પડોશીથી ડરતો થાય ત્યારે એ કદી શાંતિથી સૂઈ ન શકે એ વાત આપણે સૌએ સમજી લેવી જેવી છે. ગોધરાકાંડ હોય કે પછીનો ઘટનાક્રમ... આ નૃશંસલીલા એકસરખી નિંદનીય છે.... એકસરખી પીડાદાયક છે. વ્યવસ્થિત આયોજન બેઉ ઘટના પાછળ દેખાય છે... અને એટલે જ... આ નૃશંસ હત્યાકાંડ જો કોઈ અટકાવી શકે તો માત્ર પ્રજા જ અટકાવી શકે એમ છે... જેમ ગુંડાઓને કોઈ ધર્મ નથી હોતો તેમ રાજકારણીઓને પણ કોઈ ધર્મ નથી હોતો. એમને આગ સળગતી રહે એમાં ફાયદાઓ દેખાતા હશે....સમજવાનું પ્રજાએ છે. આપણે ક્યાં સુધી રાજી થઈને એમને કાખલી કૂટવા દેશું ? આપણે લોકશાહી દેશના નાગરિકો છીએ.... ધારો કે મુસ્લિમોને આમ નાગરિક કરતાં વધારાના ફાયદા મળતા હોય (રાજકારણીઓને કારણે જ વળી) તો એનો જડબેસલાક વિરોધ કરી શકાય.... દલીલો, અદાલતો એના માટે છે જ... પણ હત્યાકાંડ એનો ઉપાય નથી જ નથી. પોતપોતાની મતબેન્કો સલામત રાખવા વર્ષોથી અમુક લઘુમતિઓને પંપાળવમાં આવી, થાબડભાણા કરવામાં આવ્યા.... એ હકીકત છે પણ તે છતાં.... લડાઈ થાબડભાણા કરનાર સામે હોવી જોઈએ એટલું આ શાણી પ્રજા નહીં સમજે ?

કોઈ પણ ક્ષેત્રમાં, કોઈ પણ રીતના ધર્મઆધારિત ભેદભાવ ન જ હોવા જોઈએ.... એ પછી હજયાત્રા હોય કે મૃતકને અપાતું વળતર હોય.... તાણાવાણાની જેમ એકમેકમાં ગૂંથાયેલી આ બેઉ પ્રજાએ આમનેસામને બેસીને વિશ્વાસ અને સૌહાર્દનું વાતાવરણ ઊભું કરવું જ પડશે.... એક જમીનના ટુકડાના બદલામાં અનેક કબ્રસ્તાનો સર્જાતા બંધ થવાના હોય તો ઉદાર દિલે અયોધ્યામાં મંદિર થવા દેવું જોઈએ... પણ પછી અલમ્... સબૂર...પછી કોઈ મંદિર-મસ્જિદની લડાઈ નહીં થાય, નવા વિવાદો નહીં ઊભા કરાય એવી લેખિત બાંયેધરી બેઉ પ્રજાના શાણા લોકોએ આપવી જોઈએ.... આ દેશ સમસ્યાઓના રાફડા પર બેઠો છે ત્યારે આવા અર્થ વગરના ઝઘડા પાછળ ખુવાર થઈ જનારાઓ હવે તો સબૂર કરો... કશા ખાતર નહીં તો...આપણા દેશ ખાતર મઝહબ કરતાં માભોમનું મહત્ત્વ વધુ હોય એવું તમે ક્યારે સમજશો? ક્યારે?

આજના આ તંગ, વહશી માહોલમાં મને સઆદત હસન મન્ટોની વાર્તાઓ યાદ આવે છે. મન્ટોની 'સહાય' નામની એક વાર્તામાં કંઈક આવી જ વાત છે : જુગલના કાકાને લાહોરમાં તોફાનીઓએ મારી નાખ્યા છે. આ ખબરથી અકળાયેલો જુગલ એના અંગત મિત્ર મુમતાજને કહે છે : 'જો આપણે ત્યાં કોમી તોફાનો ફાટી નીકળેને તો શક્ય છે કે હું તને મારી નાખું.' વાર્તાના આરંભે આવેશમાં આવી જઈને મુમતાજ જે કહે છે એ કેટલું સાચું છે? : 'એવું ના કહો કે એક લાખ હિંદુ કે એક લાખ મુસલમાન મર્યા....એવું કહો કે બે લાખ માણસ મર્યા છે.... એક લાખ હિંદુઓને મારીને મુસલમાનો એવું સમજ્યા હશે કે હિંદુ ધર્મ મરી ગયો... પણ હિંદુ ધર્મ તો જીવે છે અને જીવતો રહેવાનો છે.... એવી જ રીતે એક લાખ મુસલમાનોની કતલ કરીને હિંદુ રાજીના રેડ થઈ ગયા હશે કે ચાલો ઇસ્લામ ખતમ થઈ ગયો... પણ હકીકત તમારી સામે છે કે ઇસ્લામને તો નાનો સરખો ઉઝરડો પણ નથી થયો. બંદૂકોથી મઝહબનો શિકાર થઈ શકે છે એવું માનનારા લોકો સૌથી મોટા બેવકૂફો છે. મઝહબ, ધર્મ, ઇમાન, શ્રદ્ધા, આસ્થા... વગેરે જે કંઈ છે તે આપણા શરીરમાં નથી વસતું... એ તો આપણી રુહમાં, આપણા આત્મામાં વસે છે. છરી, ચાકુ અને બંદૂકની ગોળીથી એનો નાશ કઈ રીતે થઈ શકે?'

સાહિત્ય સાથે જરાક પણ નાતો હોય એવી કોઈ વ્યક્તિ મંટોના નામથી ભાગ્યે જ બેખબર હોય. કૃષ્ણચંદરે, નહેરુ અને ઇકબાલની જેમ મન્ટોને પણ કાશ્મીરી પંડિત કહ્યો છે. હુલ્લડો, હિંદુ-મુસ્લિમ સમસ્યા, ગંદી રાજનીતિ, કાશ્મીરની સમસ્યા... કોમી તનાવ... આ બધા પર નજર નાખ્યા પછી મંટોની વાર્તાએ વાંચીશું તો આશ્ચર્ય થશે. જાણે કે આજના માહોલને સામે રાખીને લખાઈ હોય એટલી પ્રસ્તુત છે. આ વાર્તાઓ આજે ૫૦ વર્ષ પછી પણ, મંટો માટે વિભાજન સમયે થયેલાં તોફાનો, કત્લેઆમના પાયામાં માનવીય સમસ્યા હતી. એણે નીડરપણે, કોઈ રાજનૈતિક બોધ પ્રગટ કરવાની પરવા કર્યા વગર, માત્ર માનવીય અભિગમથી એ સમયગાળામાં જે લખ્યું એ સંવેદનશીલ જીવોને અજંપ કરી દે એવું ધારદાર છે. 'શરીફન' વાર્તામાં હેવાન બનતા માણસની માનસિકતા પ્રગટ થઈ છે. 'ખોલ દો', 'ટોબા ટેકસિંહ', 'ગુરુમુખસિંહ કી વસિયત', 'આખરી સલામ' જેવી વાર્તાઓથી પરિચિત ભાવક મંટોના માનવીય અભિગમને પ્રમાણી શકે છે. આ સમયગાળામાં અમાનવીયકરણની તીવ્ર લાગણી સંવેદનશીલ માણસોને ઘેરી વળી હતી એને મંટોની કેટલી બધી વાર્તાઓમાં વાચા મળી છે. આ વાર્તાઓમાંથી પસાર થનાર ભાવકને મંટોની અનોખી માનવીય નિસબતનો તરત જ ખ્યાલ આવશે. આમ પણ સાચું સાહિત્ય ત્યારે જ પ્રગટે જ્યારે લખવાવાળો હિંદુ-મુસ્લિમ, કોંગ્રેસ, બીજેપી મુસ્લિમ લીગ, હિંદુસ્તાન કે પાકિસ્તાન.... આ બધાથી ઉપર ઊઠીને લખે, માત્ર માણસને કેન્દ્રમાં રાખીને લખે. એનો પાયાનો પ્રશ્ન તો એ જ હોવો જોઈએ કે આ સામૂહિક પાગલપનના યુગમાં એક માણસ દ્વારા બીજા માણસ પર શું વીતી ? માણસ કઈ હદે હેવાન બન્યો એની વાત કરવામાં ધર્મ, સંપ્રદાય... બધું ગૌણ થઈ જવું જોઈએ. ને મંટોમાં એવું થઈ શક્યું છે. આજથી ૫૫ વર્ષ પહેલાં મંટોએ કહેલું : 'જમાનાના જે દોરમાંથી આપણે અત્યારે પસાર થઈ રહ્યા છીએ એનાથી જો તમે બેખબર હો તો મારી વાર્તાઓ વાંચો. જો તમે આ વાર્તાઓ ના સહન કરી શકો તો માનજો કે આ જમાનો નાકાબિલે-બર્દાશ્ત (અસહ્ય) છે.' અને મંટોની આ વાત કેટલી સાચી લાગે છે ? અત્યારે આપણે સમયના જે દોરમાંથી પસાર થઈ રહ્યા છીએ એ અસહ્ય નથી ? વેદનાનો જો વેદનાથી છેદ ઉડાડવો હોય

તો મંટોની વાર્તાઓ પાસે જવું જ રહ્યું. માનવપ્રેમ વ્યક્ત કરવા માટે મંટોએ ભાવુકતાનો જરાય સહારો નથી લીધો. આપણા યુગની આ ટ્રેજેડીને એણે ખુલ્લી આંખે જોઈ છે અને તટસ્થપણે, નિર્મમ થઈને, સંપૂર્ણ માનવીય નિસબતથી આલેખી છે. એમાં બીભત્સતા, પીડા, ક્રોધ, નફરતની સાથે ક્યાંક ઠેકડી ઉડાવતો સૂર પણ સંભળાશે..પણ આ બધાની પાછળ છે કડવું સત્ય, હેબતાવી દે એવી નિર્મમ વાસ્તવિકતા. આ સમયગાળામાં મન્ટોએ 'सियाह हाशिए' (કાળો હાંશિયો) શીર્ષક હેઠળ ટચુકડી વાર્તાઓ લખી હતી. આ બધી એક એવા સમયમાં લખાયેલી વાર્તાઓ છે જ્યારે માણસ હેવાન બની ગયો હતો. કમજોર, લાચાર, સ્ત્રી, બાળક, વૃદ્ધને એ ધર્મના નામે મારી રહ્યો હતો. એને કેવળ ધર્મ-કોમ આધારિત રક્તપાતમાં જ રસ હતો. આ વાર્તાઓમાં ભાવુકતાનો, પ્રચારાત્મકતાનો, નિષ્પક્ષતાનો કે એવો તેવો કોઈ દેખાડો નથી. જે છે તે પેલા હેવાન બની બેઠેલા માણસની વાત છે અને હેવાનને કોઈ ધર્મ, કોઈ સંપ્રદાય નથી હોતો... ૫૫ વર્ષ પહેલાં લખાયેલી આ વાર્તાઓ આજના માહોલમાં જીવનારાને જરાય જૂની નહીં લાગે એની કારમી પીડા સાથે મંટોની આ વાર્તાઓ અહીં મૂકેલ છે. :

•

૧. યોગ્ય કાર્યવાહી

જ્યારે હુમલો થયો ત્યારે મહોલમાં લઘુમતિ કોમના કેટલાક લોકોની હત્યા થઈ. જે બચી ગયાં એ બધા જીવ બચાવીને ભાગી નીકળ્યા. એક પુરુષ ને એની પત્ની પોતાના ઘરના માળિયામાં છુપાઈ ગયાં. બે રાત અને બે દિવસ એ પતિ-પત્નીએ હુમલાખોરો આવશે એવી દહેશતમાં વિતાવી દીધા. પણ કોઈ ન આવ્યું. બીજા બે દિવસ પસાર થઈ ગયા. મોતનો ભય ઓછો થવા લાગ્યો અને ભૂખતરસે સતાવવાનું શરૂ કર્યું. બીજા ચાર દિવસ વીતી ગયા ને હવે આ પતિ-પત્નીને જિંદગી કે મોત કશામાં રસ ના રહ્યો. જ્યાં સંતાયેલા ત્યાંથી બેઉ બહાર નીકળ્યાં. પતિએ સાવ મરિયલ અવાજે લોકોનું ધ્યાન પોતા તરફ ખેંચ્યું અને કહ્યું : 'અમે બેઉ અમારી જાતને તમારે હવાલે કરીએ છીએ. અમને મારી નાખો.' જેમને સંબોધીને આ કહેવામાં આવ્યું

હતું એ લોકો વિચારમાં પડી ગયા. 'અમારા ધર્મમાં તો જીવહત્યા પાપ છે...'

એ બધાએ અંદર અંદર ચર્ચા કરી અને પતિપત્નીને યોગ્ય કાર્યવાહી માટે બીજા મહોલ્લાના આદમીઓને હવાલે કરી દીધા....

૨. ભૂલ સુધાર

'કોણ છે તું ?'

'તમે કોણ છો ?'

'હર હર મહાદેવ – હર હર મહાદેવ !...'

'હર હર મહાદેવ !...'

'સબૂત શું છે ?'

'સબૂત ? મારું નામ ધરમચંદ છે.'

'એ કંઈ સબૂત ના કહેવાય.'

'ચાર વેદોમાંથી કંઈ પણ મને પૂછી લો...'

'અમે વેદોને નથી જાણતા... અમને તો સબૂત જોઈએ'

'શું સબૂત ? કેવો સબૂત ?'

'લેંઘો ઢીલો કર'

લેંઘો ઢીલો થયો તો કોલાહલ મચી ગયો, 'મારી નાખો... મારી નાખો...'

'થોભો, થોભો... હું તમારો જ ભાઈ છું. ભગવાનની સોગંદ, હું તમારો ભાઈ છું.'

'તો પછી આ શું છે ?'

'જે વિસ્તારમાંથી હું આવું છું એ આપણા દુશ્મનોનો વિસ્તાર છે. ને એટલે મજબૂર થઈને મારે આવું કરવું પડ્યું. માત્ર મારો જીવ બચાવવા માટે આવું કરવું પડ્યું.... એક માત્ર આ જ ભૂલ થઈ ગઈ... બાકી હું એકદમ બરાબર છું...'

'ઉડાવી દો ભૂલને....'

ભૂલને ઉડાવી દેવામાં આવી. ધમરચંદ પણ સાથે જ ઊડી ગયો.

૩. આમંત્રણ

આગ લાગી તો આખો મહોલ્લો બળીને રાખ થઈ ગયો. માત્ર એક દુકાન બચી ગઈ. જેના આગળના ભાગે આવું પાટિયું લટકતું હતું : 'અહીં મકાન બનાવવા માટેનો બધો જ સામાન મળે છે.'

૪. હલાલ અને ઝટકો

'મેં એની ધોરી નસ પર છરી મૂકી ધીરે ધીરે ફેરવી ને એને હલાલ કરી નાખ્યો.'

'આ તેં શું કર્યું ?'

'કેમ ?'

'એને હલાલ કેમ કર્યો ?'

'મને એવું કરવામાં મઝા આવે છે.'

'મઝા આવે છે ના દીકરા.... તારે એને ઝટકાવી દેવો જોઈએ....જો આ રીતે.'

અને હલાલ કરનારની ગરદન ઝાટકા સાથે ઊડી ગઈ.

૫. ખોટનો સોદો

બે દોસ્તારે ભેળા મળીને દસ-વીસ છોકરીઓમાંથી એકને પસંદ કરી અને ૪૨ રૂ. દઈને એને ખરીદી લીધી.

રાત ગુજાર્યા પછી એક દોસ્તે પેલી છોકરીને પૂછ્યું : 'તારું નામ શું છે ?'

છોકરીએ પોતાનું નામ કહ્યું એ સાથે જ પેલો ગુસ્સે થઈ ગયો.

'અમને તો કહેવામાં આવેલું કે તું બીજા ધર્મની છે ?'

છોકરીએ જવાબ આપ્યો : 'એ લોકો ખોટું બોલ્યા હતા.'

આ સાંભળીને પેલો દોડતોક એના દોસ્તાર પાસે ગયો અને કહેવા લાગ્યો : 'એ સાલા હરામજાદાએ આપણી સાથે દગો કર્યો છે... આપણી

જ ધર્મની છોકરી પકડાવી દીધી છે આપણને... ચાલ એને પાછી આપી આવીએ...!'

૬. હેવાનિયત

કેટલી મહેનતે પતિપત્ની ઘરનો થોડોક સામાન બચાવવામાં સફળ થયા.

એક યુવાન દીકરી હતી, પણ એનો પત્તો નો'તો.

એક સાવ નાની દીકરી હતી જેને માએ છાતીએ વળગાડી હતી.

એક ભગરી ભેંસ હતી જેને હુલ્લડખોરો હાંકી ગયા હતા.

એક ગાય હતી, એ બચી ગઈ પણ એનું વાછરડું નો'તું મળતું.

પતિ-પત્ની, એની નાનકડી છોકરી અને ગાય એક જગ્યાએ છુપાયેલાં હતાં.

કાજળકાળી રાત હતી.

પેલી છોકરીએ બીકના માર્યા રડવાનું શરૂ કર્યું. સુમસામ વાતાવરણમાં એનો રડવાનો અવાજ ગાજી ઊઠ્યો.

માએ ભયના માર્યા છોકરીના મોં પર હાથ દાબી દીધો. ક્યાંક દુશ્મન એનો અવાજ સાંભળી ન લે. અવાજ દબાઈ ગયો. બાપે સલામતી ખાતર એક જાડી, મોટી ચાદર છોકરી પર નાખી દીધી.

જરાક દૂર ગયા પછી આઘેથી કોઈક વાછરડાનો ભાંભરવાનો અવાજ આવ્યો.

ગાયના કાન ઊંચાનીચા થવા માંડ્યા. એ ઊઠી અને ગાંડાની જેમ ભાંભરવા માંડી. એને મૂંગી કરવાની બહુ કોશિશ કરી પણ બધી કોશિશ બેકાર...

અવાજ સાંભળી દુશ્મન નજીક આવવા માંડ્યા.

મશાલોનો પ્રકાશ દેખાવા માંડ્યો.

પત્નીએ એકદમ ગુસ્સે થઈને પતિને કહ્યું :

'તમે આ હેવાનને શેના માટે સાથે લઈ આવ્યા હતા?'

૭. વિનમ્રતા

ચાલુ ગાડીને રોકી દેવામાં આવી

જે બીજા ધર્મના હતા એમને બહાર કાઢીને તલવારો અને બંદૂકોથી મારી નાખવામાં આવ્યા.

એ કત્લેઆમથી પરવાર્યા પછી ગાડીના બાકી મુસાફરોની દૂધ, ફળ, હલવાથી આગતાસ્વાગતા કરવામાં આવી.

ગાડી ઊપડતા પહેલાં આગતાસ્વાગતા કરનાર મુખ્ય માણસે મુસાફરોને સંબોધીને કહ્યું : 'ભાઈઓ અને બહેનો' અમને ગાડીના આગમન બાબતે બહુ મોડી જાણ થઈ હતી. આ જ કારણસર અમારે કરવી હતી એવી આગતાસ્વાગતા અમે કરી શકયા નથી.

૮. દેખરેખ હેઠળ

ક એના મિત્ર ખને પોતાના ધર્મનો જાહેર કરીને સલામત સ્થળે પહોંચાડી લશ્કરના માણસો સાથે નીકળ્યો.

જેનો ધર્મ સલામતી ખાતર બદલી નાખવામાં આવેલો એ ખએ રસ્તામાં લશ્કરવાળાઓને પૂછ્યું 'કેમ જનાબ, આસપાસ કોઈ તોફાન તો નથી થયું ને ?'

જવાબ મળ્યો : 'ખાસ કંઈ નથી થયું. ફલાણા મહોલ્લામાં એક કૂતરો માર્યો ગયો બસ.'

ફરીને ખએ પૂછ્યું : 'કોઈ બીજી ખબર ?'

જવાબ મળ્યો : 'ખાસ કંઈ નહીં.... જાહેરમાં ત્રણ કૂતરીઓની લાશ મળી બસ.'

કએ ખ માટે થઈને લશ્કરવાળાને કહ્યું : 'લશ્કર કંઈ બંદોબસ્ત નથી કરતું ?'

જવાબ મળ્યો : 'કેમ નથી કરતું ?... બધાં કામ એની દેખરેખ હેઠળ તો થાય છે.'

૯. જોડા

ટોળાએ રસ્તો બદલ્યો.

અને ટોળું સર ગંગારામના પૂતળા પર તૂટી પડ્યું.

લાઠીઓ, ઈંટ, પથ્થર જે હાથ ચડ્યું તે... એકે મોઢા પર ડામર ચોપડ્યો. બીજાએ જૂના જોડા ભેળા કર્યા ને એનો હાર બનાવી પૂતળાના ગળામાં નાખવા આગળ વધ્યો. પોલિસ આવી પહોંચી અને ગોળીબાર શરૂ થઈ ગયો...

જોડાનો હાર પહેરાવનારો ઘાયલ થઈ ગયો.

એટલે પછી સારવાર માટે એને સર ગંગારામ હોસ્પિટલમાં મોકલી આપવામાં આવ્યો.

૧૦. સોરી

છરી પેટને ચીરતી નાભિની નીચે સુધી ચાલી ગઈ.

લેંઘો ચીરાઈ ગયો. છરી મારવાવાળાના મોઢામાંથી અચાનક જ પસ્તાવાના બોલ સરી પડ્યા... ત્ચ ત્ચ ત્ચ મિસટેક હો ગયા !'

૧૧. છૂટછાટ

'મારી આંખોની સામે મારી જુવાન દીકરીને ન મારો...'

'ચાલો, ભાઈ.... માની લો એની વાત.... કપડાં ઉતારીને હાંકી લો એને એક બાજુ....'

૧૨. ઉપાલંભ

'જો યાર, તેં કાળાબજારનો ભાવ પણ લીધો ને એવું તો ભંગાર પેટ્રોલ આપ્યું કે એક પણ દુકાન ન બળી !'

૧૩. આરામની જરૂરિયાત

'મર્યો નથી.... જો હજી આનામાં જીવ બાકી છે...!'
'રહેવા દે યાર... હું બહુ થાકી ગયો છું!'

૧૪. મધુર પળ

નવી દિલ્હી, ૩૧ જાન્યુ ૧૯૪૮ : એવી ખબર મળી છે કે મહાત્મા ગાંધીના મોત બદલ ખુશી વ્યક્ત કરવા માટે અમૃતસર, મુંબઈ, ગ્વાલિયરમાં કેટલાંય સ્થળોએ લોકોમાં મીઠાઈ વહેંચવામાં આવી.

૧૫. આગોતરો બંદોબસ્ત

પહેલી વારદાત (ઘટના) નાકે આવેલી હોટલ પાસે થઈ. તરત જ ત્યાં એક સિપાહીને પહેરા પર લગાડી દેવામાં આવ્યો.

બીજી વારદાત, બીજી જ સાંજે દુકાનની સામે થઈ. સિપાહીને પહેલી જગ્યાએથી ખસેડીને વારદાતના સ્થળ પર નિયુક્ત કરવામાં આવ્યો.

ત્રીજી વારદાત રાત્રે બાર વાગે લૉન્ડ્રીની પાસે થઈ.

જ્યારે ઇન્સ્પેક્ટરે સિપાહીને આ નવી જગ્યાએ જવા માટે હુકમ કર્યો તો એણે જરાકવાર વિચાર કર્યો અને પછી કહ્યું : 'હજુર, મને ત્યાં ઊભો રાખો જ્યાં કોઈ નવી વારદાત બનવાની હોય...'

૧૬. સફાઈ પસંદ

ગાડી ઊભી હતી.

ત્રણ બંદૂકધારી એક ડબ્બા પાસે આવ્યા. બારીઓમાંથી પંદરની બાજુ ડોકાઈને એમણે મુસાફરોને પૂછ્યું 'કેમ જનાબ, કોઈ મુર્ગો છે કે?'

એક મુસાફર કંઈક કહેતાં કહેતાં અટકી ગયો. બાકી બધાએ કહ્યું 'ના,

નથી.' થોડીવાર પછી ચાર ભાલાધારી આવ્યા. બારીઓમાંથી અંદરની બાજુએ ડોકાઈને એમણે મુસાફરને પૂછ્યું : 'શું જનાબ, કોઈ મુર્ગો-બુર્ગો છે કે ?'

પેલો કંઈક કહેતાં કહેતાં અટકી ગયેલો એ મુસાફર બોલ્યો : 'જી, અમને તો ખબર નથી.... તમે અંદર આવીને સંડાસમાં જોઈ લોને.' ભાલાધારીઓ અંદર દાખલ થયા. સંડાસનું બારણું તોડ્યું તો એમાંથી એક મૂર્ગો નીકળ્યો. એક ભાલાધારીએ કહ્યું 'કરી નાખો હલાલ...' બીજાએ કહ્યું : 'નહીં, યાર અહીં નહીં, ડબ્બો ગંદો થશે.... બહાર લઈ લો.'

## રખડુની ઉક્તિ / બેરેન્જર

*અનુવાદ : સુરેશ જોષી*

મારી જુવાનીના દિવસમાં હું એક કસબી પાસે ગયો ને કહ્યું, મને કશો કસબ શીખવો. એણે જવાબમાં કહ્યું, ચાલતી પકડ, અમારી પાસે એવું કશું ઝાઝું કામ નથી, જા, જઈને માગી ખા. પૈસાદારોએ મને કહ્યું, કામ કર. મેં એમના ભાણામાંથી કદીક બટકું રોટલો ખાધો છે; એમની પરાળની પથારીમાં હું કદીક સૂતોય છું. આથી મારા જેવો જૈફ રખડુ એમને શાપ શી રીતે આપે ? હું ગરીબ આદમી, ચોરીય કરી શક્યો હોત; પણ ના : એના કરતાં તો હાથ પસારવો એ સારું. બહુબહુ તો કદાચ મેં રસ્તા પર ઝૂકેલી ડાળ પરથી એકાદ પાકું સફરજન તફડાવ્યું હશે. પણ એ લોકોએ તો મને રાજાના હુકમથી નહિ નહિ તો વીસેક વાર અંધારી કોટડીમાં પૂરી દીધો હશે ! મારી એકની એક મૂડી એ લોકોએ ઝૂંટવી લીધી : સૂરજ તો રખડુની જ મૂડી કહેવાય ને ! ગરીબ માણસને કોઈ દેશ હોય ખરો ? તમારા અનાજના કોઠાર, ઘી, દૂધ – આ બધાંનો મારે મન શો અર્થ ? પરદેશી માટે તમે બારણાં ખુલ્લાં મૂકો, તમારી મહેમાનગીરી માણીને એ તગડો થાય, ને હું મૂરખ જેવો આંસુ સાર્યા કરું ! એ પરદેશી-તો બુઢ્ઢા રખડુને ખવડાવેય ખરો. તમને હું કોઈ જન્તુ જેવો ઉપદ્રવી લાગ્યો હોઉં તો ભલા, મને કચડી કેમ નહિ નાખ્યો ? ના, તમે તો મને બધાંના ભલા માટે કામ કરી છૂટવાની સૂફિયાણી સલાહ આપી. ક્રૂર પવનથી રક્ષણ મળે તો કીડોય પતંગિયું થઈને ઊડી જાય. મેંય તમને ભાઈની જેમ ચાહ્યા હોત. હું તમારો દુશ્મન બનીને હવે જૈફ રખડુની જેમ મોતને ભેટું છું.

## એક સુંદરી / ટી.ગોતિયેર

*અનુવાદ : સુરેશ જોષી*

તને ઉત્તમ રીતે નિર્વસ્ત્ર કરનાર તારી એ વેશભૂષા મને કેટલી બધી ગમે છે ! તારાં સુડોળ સ્તન એમાંથી ઊપસી આવે છે, તારા નગ્ન બાહુનો કેવો રમણીય પ્રસાર એમાંથી હું જોઉં છું ! મધમાખીની પાંખ જેવું નાજુક, ગુલાબના હૃદય જેવું શીતળ, એ વસ્ત્ર તારા સૌન્દર્યની આજુબાજુ ઊડાઊડ કરીને એને ગુલાબી સ્પર્શથી પંપાળી રહ્યું છું. તારી ત્વચાથી તે રેશમી વસ્ત્ર સુધી રૂપેરી સળનાં મોજાં ઊછળ્યાં કરે છે અને આ વસ્ત્ર એમાં પ્રતિબિમ્બિત થતા ગુલાબી રંગની ઝાંયથી તારી કાયાને ઉજ્જ્વળ કરી મૂકે છે. જાણે તારી જ સુન્દર કાયામાંથી રચ્યો હોય એવો આ વેશ તું ક્યાંથી પામી ? એનો જીવનથી ધબકતો તાણો તારી ત્વચા સાથે એકરૂપ થઈને કેવી મોહક ભાત ઉપસાવે છે ! આ રહસ્યમય રંગને પ્રભાતની અરુણાઈમાંથી તું લઈ આવી છે, વીનસની રૂપેરી છીપમાંથી એ લાવી છે કે તસતસતા તારા સ્તનાગ્રમાંથી એ રંગ લીધો છે ? કે પછી તારી લજ્જાનમ્રતાના ગુલાબી રંગે તેં આ વસ્ત્રને રંગ્યું છે ? ના, કેટલીય વાર રંગથી ચિત્રરૂપે અંકાયા પછી, શિલ્પરૂપે કંડારાયા પછી તારી સૌષ્ઠવપૂર્ણ કાયા અને ઐશ્વર્યથી સુપરિચિત થઈ ચૂકી છે.

## પ્રોટોકોલ / સાંદીપનિ

તરબૂચ પર છરી પડે કે તરબૂચ છરી પર પડે – બધું બરાબર છે એમ કહેનારો ક્રમમાં ક્રમ સંસ્કારપુરુષ નહીં હોય ! છરીનો અધિકાર નહીં તોયે પરંપરા તરબૂચ પર પડવાની એ આર્ષ પરંપરાનો ભંગ થઈ શકે ? આખરે પ્રોટોકોલ જેવું કંઈ હોય કે નહીં ? અલબત્ત, તરબૂચ છરી પર પડે એ ઘટના ઘરમાં પડે એટલે એનું સાંસ્કૃતિક વિવેચન ઘરબહાર ન થાય, પણ ઘર સંસ્કારી હોય તો એની સમીક્ષા, વિવેચન – બધું થાય. અગ્રતાક્રમનો પ્રશ્ન તો ખરો પણ તરબૂચ છરી પર પડે એ કેવું લાગે ? અશોભનીય તો ખરું જ, અને નાનકડી છરી પર આવડું મોટું તરબૂચ પડે ? નાના મોટાનો કંઈ વક્કર ખરો કે નહીં ? તરબૂચ સમર્પણભાવે પોતાની જાતનું બલિદાન આપતું હોય પણ સાવ કુહાડા, પગ પર પડ એમ કહેવું યોગ્ય ન હોય તો એયે કેમ યોગ્ય હોય ?

પ્રોટોકોલમાં માનનારી સાસુએ ચાલ્યા જતા બાવાને બોલાવી કહ્યું કે આ ઘરમાંથી તને ભિક્ષા ન મળે એમ કહેનાર વળી છે કોણ ? જા, હું તને કહું છું કે આ ઘરમાંથી તને ભિક્ષા ન મળે. એવો જ આ કૂટપ્રશ્ન છે તરબૂચ છરી પર પડે એ. છરી કે તરબૂચને બંધારણ ન હોય પણ માનસિક બંધારણ તો હોઈ શકે એ ધોરણે તરબૂચ છરી પર પડી જ કેમ શકે ? આપણે ગોદડા પર કાયા લંબાવીએ અને કડકડતી ટાઢ હોય તો ગાદલાને જ ગોદડું બનાવી દઈએ, પણ એક તો એ ઊંઘનો સમય અને રાતે બારણું બંધ હોય એટલે અગ્રતાક્રમ કે પ્રોટોકોલનો પ્રશ્ન ન ઉદ્ભવે પણ તરબૂચ કંઈ રાતના અંધારામાં છરી પર પડવાનું હોય નહીં.

આમ તો છરીનો સ્વભાવ સાસુ જેવો હોવાનું કહેવાય છે, એટલે સાધુને ના પાડનારી સાસુની જેમ પ્રોટોકોલ કે અગ્રતાક્રમનો પ્રશ્ન ઉઠાવે ખરી વળી સાસુમા આડાં પડ્યાં હોય અને મહત્ત્વના પ્રસંગે / પ્રશ્ને જ 'શું છે 'અલિ' ? કહેતાં પડખું ફરે એમ છરીને પણ પડખાભેર રહેવાની જ ટેવ છે. અલબત્ત, ત્યારે તે ઊંઘતી હોય એમ ન કહેવાય. ખુલ્લી આંખ જેવી એની ધાર ખુલ્લી જ હોય છે. પ્રશ્ન એ છે કે છરી તરબૂચ પર પડે કે તરબૂચ છરી પર એ પ્રશ્ન જ ન ઊભો થાય, એવું થઈ શકે ? આખું કોળું દાળમાં જઈ શકે તો, આખા તરબૂચને પણ જ્યાં જવું હોય ત્યાં જઈ શકે, એવું બને અને છરીને કોઈ પ્રશ્ન પણ ઉઠાવવાનો ન રહે. વરઘોડાના મોખરે પાઘડીવાળા વડીલ જ હોય અને ઘોડાની પછીતે ગીત ગાતા નારીમંડળના મોખરે વરની મા જ હોય. લગનનાં નોતરાં દેવા તો જમાઈ જ જાય અને સન્નારીઓને નોતરાં દેવા ઘરની મોટી વહુ જ જાય એ પરંપરા અક્ષુણ્ણ રહે તે માટે સંસ્કારપ્રચુર તુમુલ યુદ્ધો પણ થાય છે. સાક્ષરશ્રીના બે બોલ કંઈ પુસ્તકની આનુપૂર્વીમાં હોય નહીં. તરબૂચ છરી પર પડે તો ગણપતિશ્રી પણ એનો ઘોર વિરોધ કર્યા વિના રહે ખરા ? પ્રોટોકોલનું આદર્શ પ્રતીક જ ગણપતિ છે. ગણપતિના હાથ જ લાડુ પર પડે લાડુ ગણપતિના હાથમાં પડી શકે જ નહીં !

સંસ્કૃતિનો આધાર જ સંબંધોમાં અગ્ર કોણ, પહેલ કોની – એના પર નથી ? બાવા આદમના જમાનામાં તરબૂચ હશે પણ છરી ન હોય. તરબૂચ એવું છે કે ગુરુત્વાકર્ષણનો નિયમ પોતાને સ્પર્શે જ નહીં એ માટે જમીન પર જ પોતાને ભારેખમ વિકાસ કરે છે. એ કેટલીક ચાલાકી તો બરાબર જાણે છે અને અમલમાં મૂકે છે. ભારે કાયાને કારણે એને છરી પર પડવાનો ઉત્સાહ ન હોય, પણ એને ક્રાન્તિ કરવાનું શૂર ચઢે તો જે છરી ને ક્રાંતિ કરવાનો ઘમંડ રાખનાર છરી પર પડે, પણ એ અરાજકતા હોય, ક્રાંતિ નહિ, અને અરાજકતા ચલાવી ન લેવાય. આ પ્રશ્ન માત્ર છરી-તરબૂચનો નથી. મૂળે સંસ્કૃતિનો પ્રશ્ન છે.

તરબૂચ છરી પર પડીને આત્મસમર્પણનો દંભ કરે તે છેતરપિંડી હોય. આત્મસમર્પણ પ્રોટોકોલ અનુસાર જ થઈ શકે. આત્મસમર્પણ વિજેતાનું ગૌરવ છીનવી લેવા માટે ન થયું હોય એમ કેમ મનાય ? આત્મસમર્પણનો આંકેલો

વિધિ હોય છે. બે સેનાપતિ મળે. એક સમર્પણનો પ્રસ્તાવ મૂકે, વિજેતાનો સત્તાવાર સ્વીકાર કરે તે પછી જ લશ્કર આત્મસમર્પણ કરી શકે. એવું લાગે છે કે છરી તરબૂચ પર પડે કે તરબૂચ છરી પર – બધું સરખું છે કહેનારો સંસ્કારપુરુષ નહી, પણ મશ્કરો, ટિખળી હશે. પરંતુ એનું ટિખળ ચાલ્યું નથી, છરી આજે પણ તરબૂચ પર જ પડે છે અને તરબૂચ એવી ભારે ડિલ છે કે એ પ્રોટોકોલનો ભંગ કરે તે પહેલાં તેના પર છરી પડી ચૂકી હોય છે ! એમ પણ હોય કે આમ કરો કે તેમ કરો – બધું સરખું છે એવો મમરો કોઈએ મૂક્યો ત્યારથી છરી પોતાનો હક જાળવવા માટે નહી, પણ આર્ષ પરંપરા જાળવવા સજાગ થઈ ગઈ હોય ! લાગે છે એવું જ. છરીની ધાર તરબૂચ પડ્યું હોય એ જ દિશામાં હોય. લગ્ન જેવા સાંસ્કૃતિક અવસરે કે સાહિત્ય સમારંભના અવસરે, એ અવસરો સેકન્ડ હરોળમાં ચાલ્યા જાય છે. આંગણે આવેલી વેવાણને પોંખવા કોણ જાય, પ્રમુખ કોણ થાય, એટલું જ નહી, પ્રમુખના નામનો પ્રસ્તાવ કોણ મૂકે એ મહત્ત્વનું હોય છે, કારણ કે એ બંને સાંસ્કૃતિક ઘટના હોય છે. કોળું દેખાવે, કદે મોટું હોય અને છરી નાની હોય તેથી શું થયું ? પરંપરાનો ભંગ થઈ જ કેમ થઈ શકે ? ઘણી વાર તો પ્રક્રિયા કરતાં ક્રમ જ વધારે મહત્ત્વનો હોય છે ! તે ખાસ તો સાંસ્કારિક અને સાંસ્કૃતિક પ્રક્રિયામાં મહત્ત્વનો હોય છે. છરી અને તરબૂચની ઉક્તિ એ પરંપરાને ઊથલાવી પાડવાનું બંડ લાગે છે. એક અસભ્ય ટિખળ લાગે છે પણ તેની પ્રત્યાઘાતી અસર બહુ દૂર સુધી પહોંચી શકે છે. વડીલની હાજરીમાં ચપ્પુની ધાર નીચે રાખી ઉપર તરબૂચ નાખો, તે પછી વડીલ પ્રોટોકોલ ભંગ વિશે શું કહે છે તે સાંભળો. અમારે કહેવાની જરૂર નથી.

## આળસ / રતિલાલ 'અનિલ'

હું આળસ કરું છું કે વાયદો કરું છું એ સમજી શકતો નથી. એમ પણ હોય કે હું કશું ન કરતો હોઉં છતાં કશું કરતો હોવાનું કહેવાય તો એ ચમત્કાર નહીં ? મેં બેસતા વર્ષે કોઈ સંકલ્પ કર્યો નથી કે મારે આ વર્ષમાં આ કરવું જ છે, તેમ કોઈ મિત્રને મેં કહ્યું નથી કે હવે તો કાર ખરીદવી છે, મને ૧૦૮નો આંકડો પ્રિય છે એવું પણ કહ્યું નથી, નહીંતર એ પણ વળી વિકાસ માટેનો આંક બની જાય. મને કોઈ મોટરનો નંબર યાદ રાખવાની ટેવ નથી એટલે આપોઆપ તે પણ વિકાસનો લક્ષ્યાંક બની જાય. મારા મુસ્લિમ મિત્ર દરેક કાગળના મથાળે ૭૮૬ લખે છે – ત્યાંથી આગળ વધતો નથી. વેપારી મિત્ર એટલા સંતોષી છે કે શ્રી૧૧થી આગળ વધતા જ નથી. પણ આ બધું મારી બહાર બને છે તે મારા કાબૂ બહાર છે. એ માટેની મારી કોઈ જવાબદારી નથી. તેં શ્રી ૧૧નો લક્ષ્યાંક નથી નક્કી કર્યો, ૧૦૮નો લક્ષ્યાંક નથી નક્કી કરે છે ત્યારે તું આખી જિંદગી શું આળસમાં કાઢવાનો છે – એવો પ્રશ્ન પણ પૂછાય છે. હવે જુઓ કે મેં કોઈ પણ ટારગેટ બાંધ્યા વિના ૧૯૯૯ની સાલ આવી ગઈ કે નહીં ? અને મને લાગે છે કે એમ એકવીસમી સદી આવી જાય એવું લાગે છે. હવે આમાં સંકલ્પ કે ટારગેટ બાંધવા જેવું શું છે ? પણ આ દલીલ કોઈને ગમતી નથી. સૌને અંગતતામાં વધારે રસ છે. મારા નામે કોઈ મિલકત નથી, સેઇફ ડિપોઝીટ વોલ્ટમાં કોઈ ખાતું નથી, એ વિશે ઘરનાને બાદ કરતાં કોઈને ઓછું આવતું હોય એમ લાગતું નથી, પણ એકવીસમી સદી તો સૌની, એમાં તારું અંગત શું ? એટલે તારા

નામે તો તારે કંઈ મેળવવું જોઈએ, અરે નિષ્ફળતા પણ ? બધા માણસ નેપોલિયન ન બની શકે અને હેલીના ટાપુ પણ કોઈ નવા આગંતુકની રાહ જોતો નથી, પણ નાની નાની નિષ્ફળતાઓ તો ઘણા માટે રાહ જોતી હોય, હવે સંકલ્પ કર્યા વિના કે ટારગેટ બાંધ્યા વિના શી રીતે મળી શકે ? આ તો સાવ નહીંવત વાત છે, બાકી તો સફળતાની રાહ જોતી હોય છે – એવો મત ધરાવનાર ને લાગે છે કે સંસ્કૃત નાટકોના નાયક નાયિકા કરતાં સફળતાની પ્રતીક્ષા કરવાની ન છૂટે એવી ટેવ છે. એટલું ખરું કે સફળતા માટે સંકલ્પ કરનારાઓએ સમયનું અંતર ઓછું રાખવું જોઈએ. પ્રતીક્ષા કરનાર પ્રત્યે પણ આપણા હૃદયમાં કરુણાનો ભાવ હોવો જોઈએ. પણ આ સલાહ બીજાઓ માટે છે. જો કે આવી સ્પષ્ટતાની કોઈ જરૂર ખરી ? સલાહ વાસ્તવમાં બીજાઓ માટે જ હોય છે. 'મારું, મારું' થાય એવા સમયમાં પણ સલાહ બીજાઓ માટે હોય એ સારું લક્ષણ છે.

મૂળ સમસ્યા એ છે કે હું આળસ કરું છું કે વાયદો કે વાયદા કરું છું ? કંઈ કરો તેનો એક અર્થ અને કંઈ ન કરો એના બે અર્થ હોઈ શકે ? શ્રદ્ધા રાખો કે ન રાખો, ચમત્કાર બને જ છે !

હું આમ કરીશ એવો વાયદો મેં કર્યો નથી. કોઈ વાર તો સવારે ઊઠીશ એવો વાયદો પણ કર્યો નથી પણ 'આળસુ થઈને પડી શું રહ્યા છો ? ઊઠો !' એવા પડકારો પણ ઝીલ્યા છે. વાયદો જ નથી કર્યો તો પછી તે નહીં પાળવાની આળસ ક્યાં આવી તે સમજી શકાતું નથી. આરામ એ કંઈ સ્વરાજ કક્ષાનો ઉત્તમ નથી જ એટલે એ જન્મસિદ્ધ હક ન હોય પણ શરીરસિદ્ધ હક તો હોય જ. હક ન ભોગવીને પણ ત્યાગીઓની યાદીમાં નામ નોંધાવી શકાય અને સંસાર છોડવા કરતાં એ અવશ્ય ઓછું જોખમ છે, પણ જ્યાં સુધી કોઈ નોકરી ન કરીએ ત્યાં સુધી હક્કની વાત ન થઈ શકે અને આરામ કરવો એ કંઈ નોકરી હોતી હશે ? હા, નોકરીમાં એની જોગવાઈ હોઈ શકે પણ એ અંગત અને પવિત્ર બાબત કહેવાય ! પણ મેં પથારી પર કાયા લંબાવી એ આરામ જ છે એવું કોણે કહ્યું ? જીવનમાં ઘણો ખરો આરામ નથી મળ્યો એનું કારણ પથારી જ છે ! ઉનાળાની રાતો શા માટે આવે છે એ હું નથી જાણતો પણ પથારી પોતાના રૂઢ અર્થમાં કાંતિ

કરી શકે એ માટે તો આવે જ છે. શંકરાચાર્ય અને મંડનમિશ્રે માથાકૂટ કરે એ પ્રથાને કારણે ઘણી ખરી માથાકૂટ આવી છે. હું આળસ કરું છું ત્યારે મારા ભવિષ્યને વાયદો કરું છું આવી બેવડી વાત એ પરંપરાએ જમાવી છે. આરામ અને આળસ શબ્દો પણ ભેળસેળ થઈ ગયા છે. હૉસ્પિટલના ખાટલે પડી આરામ કરનારને કોઈ કહેતું નથી કે તું સારો થવામાં આળસ કરે છે. બીજું એક અર્થઘટન એ કે કેમ નથી કર્યું. એટલે જે કંઈ નથી કરતો એ આળસ છે. કામ કર્યા પછી આરામ હોય, એકલો આરામ આળસ હોય છે. વાસ્તવમાં એવી અવસ્થામાં કશું કરવાનું હોતું જ નથી, પછી તેમાં આરામ ક્યાં આવ્યો અને આળસ ક્યાં આવી ? કહે છે કે તમે લખો છો ત્યારે આળસ કરો છો, વિચારો ને વાયદો કરો છો. કરવાથી એક કામ થાય છે, ન કરવાથી ઘણું બધું થાય છે. ગાંધીજી તો કહે છે કે નવરું મન સેતાનનું કારખાનું હોય છે !

એ તો ખરું કે હવે જ્યાં કંઈ ખાલી જગ્યા જણાય ત્યાં કોઈ ને કોઈ વસી જવાની તક શોધે છે. ખાલીપો હોય તો ત્યાં કવિતા છાનીમાની પ્રવેશી જાય છે એવો ઘણા કવિઓનો અનુભવ છે. એ રીતે આરામમાં આળસ ઘૂસી જવાનો ઘણાને વહેમ છે અને આળસ કરવી એટલે ભવિષ્યને વાયદો કરવો, સફળતાને વાયદો કરવો, સોનેરી નહીં તો રૂપેરી તકને વાયદો કરવો ! અહીં સુધી તો બરાબર છે કે મિત્ર કહે છે કે તમે નિરાશાને નોતરો છો. જો મેં, આશાનો ટારગેટ બાંધ્યો નથી, પછી નિરાશાને કઈ રીતે નોતરું છું ? શૂન્યતાને કઈ રીતે નોતરું છું ? તો કહે, અલ્યા તારી વહુ તને કોઈ આશા વગર તને પરણી છે ? પેલો નેતા વિકાસની બાંગ મારે છે તે શું તારા પર આશા રાખ્યા વિના નાહક લવારો કરે છે ? જોષી કહે છે કે તારા ગ્રહ પાવરફુલ છે – આટલા બધાને નિરાશ અને નિષ્ફળ થવાનો તને કયો હક છે ? ઊઠ, ઊભો થા, કામ કર. બેસીને કામ કરતાં ફાવતું હોય તો બેસીને કામ કર, આમ આળસ શેનો કરે છે ? રજાના દિવસે પણ ગ્રહ પાવરફુલ હોય તો અઠવાડિયાના બીજા કોઈ પણ દિવસ કરતાં વધારે કામ કરવાનું આવી પડે છે એ ખરું. પણ સ્વતંત્રતા એ સૌથી ઊંચું માનવમૂલ્ય નથી ? માણસ કંઈ પણ કરે એ એની ફરજ કે મજબૂરી હોય છે – પણ બધું જ એને

માટે હોય છતાં કંઈ ન કરે એ એની સ્વતંત્રતા નથી ? આળસના આંતર્મનમાં સ્વતંત્રતાનો ભાવ પડેલો જણાય છે. એના ઘણા અનર્થો કરવામાં આવે છે. જીવનનો કોઈ અર્થ છે એવું સ્વીકારવામાં આવ્યું ત્યારથી અર્થવિતંડાવાદ ચાલ્યો આવે છે. આટલી બધી માથાકૂટ કર્યા પછીયે કહેશો કે હું આળસુ છું ? મેં ભવિષ્યને વાયદો કર્યો ?

## બહેન, તમારો આભાર / લેંગ્સ્ટન હ્યુજીસ

*અનુવાદ : યુયુત્સુ પંચાલ*

તે સ્ત્રી ઊંચી અને પહોળી હતી, એના મોટા પાકીટમાં હથોડી અને ખીલા જ ન હોય, એ સિવાય બધું જ મળે. એનો પટ્ટો લાંબો હતો અને એ ખભે લટકાવી રાખતી હતી. રાતના આશરે ૧૧ વાગ્યા હતા, અંધારું હતું, એ એકલી ચાલતી ચાલતી જતી હતી ત્યાં જ એક છોકરાએ પાછળથી દોડતા આવીને એનું પાકીટ તફડાવી લેવાનો પ્રયત્ન કર્યો. છોકરાએ એકાએક પાછળથી જોરથી પાકીટ ખેંચ્યું એટલે પટ્ટો તૂટી ગયો. છોકરાના શરીરનું અને પાકીટનું વજન ભેગું થયું એટલે તે સમતુલા ગુમાવી બેઠો. એણે ધારેલું કે તે ધમાકાભેર પડશે પણ ખરેખર તો એ ફુટપાથ ઉપર પીઠભેર પડ્યો અને એના પગ અધ્ધર થઈ ગયા. એ હૃષ્ટપુષ્ટ સ્ત્રીએ એની તરફ ફરીને ભૂરા રંગના જીન્સના પાછલા ભાગમાં જોરદાર લાત લગાવી. પછી નીચી નમીને છોકરાને ખમીસના આગલા ભાગેથી પકડીને એને ઊંચક્યો, અને એવો ધ્રૂજાવ્યો કે તેના દાંત થરથરી ઊઠ્યા. પછી સ્ત્રીએ કહ્યું, 'એય છોકરા, મારું પાકીટ ઊંચક તો, અને અહીં લાવ.'

હજુ એણે છોકરાને સજ્જડ પકડી રાખ્યો હતો. પણ તે છોકરો વાંકો વળીને પાકીટ ઊંચકી શકે એટલા પૂરતી તે નીચી નમી. પછી એણે પૂછ્યું, 'તને કંઈ શરમબરમ આવે છે કે નહીં?'

ખમીસનો આગળનો ભાગ બરાબર પકડી રાખ્યો હતો, અને તે બોલ્યો, 'હા, બહેન.'

તે સ્ત્રીએ પૂછ્યું, 'તારે એ પાકીટનું શું કરવું હતું ?'

છોકરાએ કહ્યું, 'મારે કશું કરવું ન હતું.'

તે બોલી, 'તું જુઠ્ઠો છે !'

એ સમયે ત્યાંથી બે-ત્રણ જણ પસાર થયા, ઊભા રહ્યા, પાછું વળીને જોવા લાગ્યા, કોઈ ઊભા રહીને તમાશો જોતું રહ્યું.

'જો હું તને છોડી દઉં તો તું ભાગી જઈશ ?' સ્ત્રીએ પૂછ્યું.

'હા,' છોકરો બોલ્યો.

'તો પછી હું તને નહીં જવા દઉં,' સ્ત્રીએ કહ્યું. આમ એણે એને જવા ન દીધો.

'બહેન, મને માફ કરો.' છોકરો ગણગણ્યો.

'હં... ! તારું મોં પણ કેટલું ગંદું છે. મને તારું મોં સાફ કરવાનું બહુ મન છે. 'તારું મોં સાફ કર' એવું કહેનાર તારા ઘેર કોઈ છે કે નહીં ?'

'ના, બેન,' છોકરાએ કહ્યું.

'તો પછી આજે એ સાફસૂથરું થશે.' ગલીમાંથી પસાર થતાં તે ઊંચી અને પહોળી સ્ત્રીએ કહ્યું, ડરેલા છોકરાને તે ઘસડતી જતી હતી.

ટેનિસ બુટ અને ભૂરું જીન્સ પહેરેલો એ છોકરો ચૌદ-પંદર વર્ષનો લાગતો હતો, નાજુક બાંધાનો અને કોઈ જંગલી છોડવા જેવો હતો.

સ્ત્રીએ કહ્યું, 'તું મારો દીકરો હોવો જોઈતો હતો. મેં તને સાચું શું ખોટું શું એમ શીખવાડ્યું હોત. જો કે ઓછામાં ઓછું અત્યારે હું તારું મોં તો સાફ કરી આપીશ, તને ભૂખ લાગી છે ?'

'ના, બેન,' ઘસડાયે જતા છોકરાએ જવાબ આપ્યો. 'તમે મને જવા દો, બસ !

'પેલા ખૂણામાંથી પસાર થયા ત્યારે શું મેં તને હેરાન કરેલી ?'

'ના, બહેન.'

'પણ તું જ તારી જાતે મારી સાથે અથડાયો.' સ્ત્રી બોલી. 'જો તું એમ માનતો હોય કે હવે વાત જલદી પૂરી થઈ જશે, તો તારે એક બીજો વિચાર પણ કરવો પડશે. હું જ્યારે તને છોડી મૂકીશ ત્યારે તું લ્યૂએલા બેટ્સ વોશિંગ્ટન જોન્સને યાદ રાખીશ.'

છોકરાના મોં ઉપર પરસેવો-પરસેવો થઈ ગયો, અને એ છૂટવા માટે ધમપછાડા કરવા લાગ્યો. શ્રીમતી જોન્સ ઊભા રહી ગયાં, એને પોતાની સામે લાવીને ઊભો રાખ્યો, તેની ગરદનની આસપાસ હાથ વીંટાળ્યો અને એને શેરીમાં ઘસડ્યે રાખ્યો. તે જ્યારે પોતાને ઘેર પહોંચ્યા ત્યારે છોકરાને એક મોટા ખંડમાંથી અને મોટા ઘરની પછવાડે આવેલા ને સજાવેલા રસોડામાં ધકેલ્યો.

બત્તી કરી, બારણું ખુલ્લું મૂક્યું. છોકરાએ બીજા ઓરડામાંથી આવતા હસવાના અને વાતો કરવાના અવાજ સાંભળ્યા. કેટલાંક બારણાં પણ ખુલ્લાં હતાં. આથી એને ખબર પડી કે તે સ્ત્રી અને પોતે એકલા નથી. તે સ્ત્રીએ હજુ પણ ઓરડાની વચ્ચોવચ ઊભેલા છોકરાની પકડ ઢીલી નહોતી કરી.

એણે પૂછ્યું, 'તારું નામ શું છે ?'

'રોજર.' એણે કહ્યું.

'તો રોજર, તું પેલી ચોકડીમાં જઈને મોં સાફ કરી આવ.' સ્ત્રીએ કહ્યું. છેવટે એણે એને છૂટો મૂક્યો. રોજરે બારણા તરફ નજર કરી – સ્ત્રી તરફ જોયું – પાછું બારણા તરફ જોઈને સીંક પાસે ગયો.

'પાણી જ્યાં સુધી હુંફાળું ન લાગે ત્યાં સુધી એને વહેવા દેજે,' સ્ત્રીએ કહ્યું, 'આ રહ્યો ચોખ્ખો ટુવાલ.'

'તમે મને જેલમાં મોકલવા માગો છો ?' છોકરાએ સીંકમાં ઝૂકીને પૂછ્યું.

'આવા ચહેરે તો નહીં જ, હું તને કશે લઈ ન જઉં,' સ્ત્રીએ કહ્યું. 'હું રાંધવા માટે કશુંક લેવા જતી હતી ત્યાં તેં મારું પાકીટ ખેંચ્યું !' કદાચ આટલું મોડું થયું છે તેમ છતાં તેં ખાધું લાગતું નથી. ખાધું છે ખરું ?'

'મારા ઘરમાં કોઈ નથી,' છોકરાએ કહ્યું.

'તો આપણે જમી લઈએ,' સ્ત્રીએ કહ્યું. 'હું માનું છું તું ભૂખ્યો છે, ઘણા વખતથી ભૂખ્યો છે. એટલે જ તો પાકીટ તફડાવવા નીકળ્યો !'

'મારે ભૂરા રંગના સુંવાળા ચામડાના બૂટ ખરીદવા છે,' છોકરાએ કહ્યું.

'તારે ચામડાના બૂટ મેળવવા માટે મારું પાકીટ તફડાવવું જોઈતું ન હતું,' લ્યૂએલા બેટ્સ વોશિંગ્ટન જોન્સે કહ્યું. 'તું મને એ જણાવી શક્યો હોત.'

'શું ?'

તે સ્ત્રીએ પૂછ્યું, 'તારે એ પાકીટનું શું કરવું હતું ?'

છોકરાએ કહ્યું, 'મારે કશું કરવું ન હતું.'

તે બોલી, 'તું જુઠો છે !'

એ સમયે ત્યાંથી બે-ત્રણ જણ પસાર થયા, ઊભા રહ્યા, પાછું વળીને જોવા લાગ્યા, કોઈ ઊભા રહીને તમાશો જોતું રહ્યું.

'જો હું તને છોડી દઉં તો તું ભાગી જઈશ ?' સ્ત્રીએ પૂછ્યું.

'હા,' છોકરો બોલ્યો.

'તો પછી હું તને નહીં જવા દઉં,' સ્ત્રીએ કહ્યું. આમ એણે એને જવા ન દીધો.

'બહેન, મને માફ કરો.' છોકરો ગણગણ્યો.

'હં... ! તારું મોં પણ કેટલું ગંદું છે. મને તારું મોં સાફ કરવાનું બહુ મન છે. 'તારું મોં સાફ કર' એવું કહેનાર તારા ઘેર કોઈ છે કે નહીં ?'

'ના, બેન,' છોકરાએ કહ્યું.

'તો પછી આજે એ સાફસૂથરું થશે.' ગલીમાંથી પસાર થતાં તે ઊંચી અને પહોળી સ્ત્રીએ કહ્યું, ડરેલા છોકરાને તે ઘસડતી જતી હતી.

ટેનિસ બુટ અને ભૂરું જીન્સ પહેરેલો એ છોકરો ચૌદ-પંદર વર્ષનો લાગતો હતો, નાજુક બાંધાનો અને કોઈ જંગલી છોડવા જેવો હતો.

સ્ત્રીએ કહ્યું, 'તું મારો દીકરો હોવો જોઈતો હતો. મેં તને સાચું શું ખોટું શું એમ શીખવાડ્યું હોત. જો કે ઓછામાં ઓછું અત્યારે હું તારું મોં તો સાફ કરી આપીશ, તને ભૂખ લાગી છે ?'

'ના, બેન,' ઘસડાયે જતા છોકરાએ જવાબ આપ્યો. 'તમે મને જવા દો, બસ !

'પેલા ખૂણામાંથી પસાર થયા ત્યારે શું મેં તને હેરાન કરેલી ?'

'ના, બહેન.'

'પણ તું જ તારી જાતે મારી સાથે અથડાયો.' સ્ત્રી બોલી. 'જો તું એમ માનતો હોય કે હવે વાત જલદી પૂરી થઈ જશે, તો તારે એક બીજો વિચાર પણ કરવો પડશે. હું જ્યારે તને છોડી મૂકીશ ત્યારે તું લ્યૂએલા બેટ્સ વોશિંગ્ટન જોન્સને યાદ રાખીશ.'

છોકરાના મોં ઉપર પરસેવો-પરસેવો થઈ ગયો, અને એ છૂટવા માટે ધમપછાડા કરવા લાગ્યો. શ્રીમતી જોન્સ ઊભા રહી ગયાં, એને પોતાની સામે લાવીને ઊભો રાખ્યો, તેની ગરદનની આસપાસ હાથ વીંટાળ્યો અને એને શેરીમાં ઘસડ્યે રાખ્યો. તે જ્યારે પોતાને ઘેર પહોંચ્યા ત્યારે છોકરાને એક મોટા ખંડમાંથી અને મોટા ઘરની પછવાડે આવેલા ને સજાવેલા રસોડામાં ધકેલ્યો.

બત્તી કરી, બારણું ખુલ્લું મૂક્યું. છોકરાએ બીજા ઓરડામાંથી આવતા હસવાના અને વાતો કરવાના અવાજ સાંભળ્યા. કેટલાંક બારણાં પણ ખુલ્લાં હતાં. આથી એને ખબર પડી કે તે સ્ત્રી અને પોતે એકલા નથી. તે સ્ત્રીએ હજુ પણ ઓરડાની વચ્ચોવચ ઊભેલા છોકરાની પકડ ઢીલી નહોતી કરી.

એણે પૂછ્યું, 'તારું નામ શું છે ?'

'રોજર.' એણે કહ્યું.

'તો રોજર, તું પેલી ચોકડીમાં જઈને મોં સાફ કરી આવ.' સ્ત્રીએ કહ્યું. છેવટે એણે એને છૂટો મૂક્યો. રોજરે બારણા તરફ નજર કરી – સ્ત્રી તરફ જોયું – પાછું બારણા તરફ જોઈને સીંક પાસે ગયો.

'પાણી જ્યાં સુધી હુંફાળું ન લાગે ત્યાં સુધી એને વહેવા દેજે,' સ્ત્રીએ કહ્યું, 'આ રહ્યો ચોખ્ખો ટુવાલ.'

'તમે મને જેલમાં મોકલવા માગો છો ?' છોકરાએ સીંકમાં ઝૂકીને પૂછ્યું.

'આવા ચહેરે તો નહીં જ, હું તને કશે લઈ ન જઉં,' સ્ત્રીએ કહ્યું. 'હું રાંધવા માટે કશુંક લેવા જતી હતી ત્યાં તેં મારું પાકીટ ખેંચ્યું !' કદાચ આટલું મોડું થયું છે તેમ છતાં તેં ખાધું લાગતું નથી. ખાધું છે ખરું ?'

'મારા ઘરમાં કોઈ નથી,' છોકરાએ કહ્યું.

'તો આપણે જમી લઈએ,' સ્ત્રીએ કહ્યું. 'હું માનું છું તું ભૂખ્યો છે, ઘણા વખતથી ભૂખ્યો છે. એટલે જ તો પાકીટ તફડાવવા નીકળ્યો !'

'મારે ભૂરા રંગના સુંવાળા ચામડાના બૂટ ખરીદવા છે,' છોકરાએ કહ્યું.

'તારે ચામડાના બૂટ મેળવવા માટે મારું પાકીટ તફડાવવું જોઈતું ન હતું,' લ્યૂએલા બેટ્સ વોશિંગ્ટન જોન્સે કહ્યું. 'તું મને એ જણાવી શક્યો હોત.'

'શું ?'

એના મોં ઉપરથી પાણી ટપકતું હતું, એણે તેની સામે જોયું, પછી મોટો વિરામ પડ્યો. ખૂબ મોટો વિરામ. એણે મોં કોરું કર્યા પછી, આગળ શું કરવું એની ખબર ન પડી એટલે ફરી કોરું કર્યું, અને શું કરવું એની સમજ ન પડી એટલે આગળપાછળ ફર્યો. બારણું ખુલ્લું હતું. એ ઓરડામાંથી દોડીને જઈ શક્યો હોત. એ દોડી શકત, દોડી શકત, દોડી શકત !

સ્ત્રી આરામખુરશીમાં બેઠી હતી. થોડી વાર પછી એણે કહ્યું, 'એક જમાનામાં હું યુવાન હતી, ગમતી ચીજવસ્તુઓ હું મેળવી શકતી નહોતી.'

પાછો એક લાંબો વિરામ પડ્યો. છોકરાનું મોં ખૂલ્યું. એ ખિજાયો, પણ એની ખબર એને ન પડી.

સ્ત્રીએ કહ્યું, 'હં... ! તને એવું હશે કે હું કહીશ 'પરંતુ', નહીં ! તેં માન્યું હશે કે હું એમ કહીશ – પરંતુ મેં લોકોનાં પાકીટ તફડાવ્યાં નથી. હંઅ. હું તને એવું કહેવાની ન હતી.' વિરામ, ચૂપકીદી. 'મેં પણ પરાક્રમો કર્યા છે, પણ દીકરા, એ હું તને કહેવાની નથી. અને જો ઈશ્વર એ જાણતો નહીં હોય તો એને પણ કહેવાની નથી. દરેક વ્યક્તિમાં અમુક બાબતો સરખી હોય છે. હું ખાવાપીવાની વ્યવસ્થા કરું તે દરમિયાન તું બેસી જા. પેલા કાંસકાથી તારા વાળ સરખા કર, જેથી તું કંઈક સરખો દેખાય.'

ઓરડાના બીજા ખૂણામાં પડદા પાછળ ગેસની સગડી અને બરફ માટેનું ફ્રીજ હતા. શ્રીમતી જોન્સ ઊભા થઈને પડદાની પાછળ ગયાં. ત્યાંથી એ સ્ત્રીએ છોકરો ભાગી જવા દોડે છે કે નહીં તે તરફ જોયું નહીં, આરામખુરશીની પાછળ મૂકેલા એનાં પાકીટ તરફ પણ નજર ન કરી. પરંતુ છોકરો કાળજી રાખીને ઓરડામાં પાકીટ જ્યાં મૂકેલું તેનાથી થોડે દૂર બેઠો. તેણે એવું માની લીધું કે જો તે સ્ત્રી જોવા માગતી હશે તો આંખને ખૂણેથી જોઈ શકશે. એ સ્ત્રી તેનામાં વિશ્વાસ ન રાખે એ બાબતે તેને વિશ્વાસ ન હતો. અને હવે એનામાં અવિશ્વાસ મૂકે એ તેને પસંદ ન હતું.

'તમારે દુકાનમાંથી દૂધ અથવા બીજી ચીજવસ્તુઓ લાવવી છે ?' છોકરાએ પૂછ્યું.

તે સ્ત્રીએ કહ્યું : 'ના જરૂર નથી. તારે મીઠું દૂધ જોઈતું હોય તો જુદી વાત છે. હું મારી પાસે ડબ્બાનું દૂધ છે તેમાંથી કોકો બનાવી લઈશ.'

'હા, એ ચાલશે.' છોકરાએ કહ્યું.

એણે થોડું કઠોળ અને ફ્રીજમાં મૂકેલું ડુક્કરનું માંસ કાઢીને શેકવા મૂક્યું. કોકો બનાવ્યો, ટેબલ ગોઠવ્યું. સ્ત્રીએ છોકરાને એ ક્યાં રહેતો હતો તે વિશે, એના કુટુંબ વિશે અથવા એ કશો સંકોચ પામે એવી બીજી કોઈ વાત પૂછી નહીં. એ કહેવાને બદલે એણે જમતાં જમતાં પોતે ક્યાં કામ કરતી હતી તે હોટલની બ્યુટી પાર્લરની વાત કહી, મોડી રાત સુધી ખુલ્લી રહેતી હતી, એમાં એ કયા પ્રકારનું કામ કરતી હતી અને કેવા કેવા પ્રકારની સ્ત્રીઓ ત્યાં આવ-જા કરતી હતી, સોનેરી વાળવાળી, ગોરી સ્ત્રીઓ, લાલ મ્હોંવાળી, સ્પેનિશ વગેરે. પછી એણે પોતાની દસ સેંટવાળી કેકમાંથી અડધી છોકરાને આપી.

'થોડું વધારે ખા, દીકરા,' એણે કહ્યું.

બંનેએ ભોજન પૂરું કર્યું એટલે એણે ઊભા થઈને કહ્યું, 'હવે આ દસ ડોલર લે, તારા માપના ભૂરા રંગના નરમ ચામડાના બૂટ ખરીદજે. અને ફરી કદી મારું પાકીટ તફડાવવા કે બીજા કોઈકના તફડાવવાની ભૂલ કરીશ નહીં કારણ કે ખોટે રસ્તેથી લીધેલા બુટથી તારા પગ ચચળવા માંડશે. હવે હું આરામ કરીશ. પણ હવેથી દીકરા, હું આશા રાખું છું કે તું સારી રીતે વર્તીશ.'

તે એને ઓરડામાંથી મુખ્ય દરવાજા સુધી દોરીને લઈ ગઈ અને દરવાજો ઉઘાડ્યો. 'ચાલ આવજે ત્યારે, સારી રીતે વર્તજે, દીકરા !' તે પગથિયાં ઊતરતો હતો તે વખતે શેરી તરફ એ સ્ત્રીએ નજર કરી.

તે છોકરો શ્રીમતી લ્યૂએલા બેટસ વોશિંગ્ટન જોન્સને 'આભાર' કહેવાને બદલે બીજું કશુંક કહેવા માગતો હતો. એના હોઠ હાલ્યા અને છતાં એવું કશું તે બોલી ન શક્યો.

નિર્જન ઓટલાના પગથિયે તે વળ્યો અને તેણે બારણામાં ઊભેલી તે હૃષ્ટપુષ્ટ સ્ત્રીને જોઈ ત્યારે પણ એ કશું બોલી ન શક્યો અને એની સામે જોઈ સુધ્ધાં ન શક્યો. પછી બારણું બંધ થયું.

('લેંગ્સ્ટન હ્યુજિસ રીડર'માં પ્રગટ થયેલી આ વાર્તાનો પાઠ 'ધ નેરેટીવ સેન્સીબિલીટી' સં.રિલોય ગાર્સિયા / લોઈડ હ્યુબેન્કા'માંથી લેવામાં આવ્યો છે.)

# સમાચાર

* ગુજરાત રાજ્યને પોલીસદળ આપવાનો પંજાબે સ્પષ્ટ ઇનકાર કરતા કે.પી.એસ.ગીલની યોજના ધૂળમાં ભળી ગઈ.
* સરકારી કર્મચારીઓના મોંઘવારી ભથ્થામાં ચાર ટકાનો વધારો.
* વિપક્ષોના આક્ષેપોથી છંછેડાયેલા સંરક્ષણ પ્રધાન જ્યોર્જ ફર્નાન્ડિઝનો સંપૂર્ણ ચર્ચા માટેનો લલકાર.
* મહિનાના અંતે થનારા કેબિનેટ વિસ્તરણમાં કેશુભાઈ, મમતા બેનરજી અને ફારુક અબ્દુલ્લા કેન્દ્રીય મંત્રી બને એવી શક્યતા.
* એક સપ્તાહથી ઓછા સમયમાં ભારતે ગુમાવેલા બે લડાકુ વિમાનો.
* ગુજરાત રાજ્યમાં અમદાવાદ અને વડોદરાને બાદ કરતા બીજાં શહેરોમાં કોમી તોફાનોની આગ ઠંડી પડી.
* આજથી ભારત અને વેસ્ટ ઇન્ડિઝ વચ્ચે શરૂ થતી ચોથી ટેસ્ટ.
* ધંધુકા-ભાવનગર વિસ્તારમાં એકાએક પડેલો ધોધમાર વરસાદ.



# કંકાવટી

જૂન, ૨૦૦૨

રવીન્દ્ર પારેખ
રતિલાલ 'અનિલ'
ધ્વનિરાણી દેસાઈ
સિલ્વિયા પ્લાથ
સુલભા દેવપુરકર
ઉર્વશી પંડ્યા
પેદ્રો એન્ટોનિયો એલાર્કોન
હેરિયેટ દ ઓનિસ
શિરીષ પંચાલ
સઆદત હસન મન્ટો
શરીફા વીજળીવાળા

# કંકાવટી

જૂન, ૨૦૦૨
સાહિત્યસર્જન અને વિચારોનું સર્વલક્ષી માસિક

વર્ષ ૪૬ : અંક ૫૦૬

<u>વાર્ષિક લવાજમ</u>

દેશમાં રૂ.૫૦, બે વર્ષના રૂ.૯૮. વિદેશી શિલિંગ ૪૦ (દરિયાઈ ટપાલથી), સાડા છ પાઉન્ડ (હવાઈ ટપાલ), મેગેઝીન એજન્સીઓ અને જાણીતા ગ્રંથવિક્રેતાઓને ત્યાં લવાજમ ભરી શકાય છે. કોઈ પણ માસથી ગ્રાહક થઈ શકાય છે. પત્રવ્યવહારમાં ગ્રાહક નંબર અવશ્ય લખવો. અંક ન મળ્યાની ફરિયાદ તરત જ કરવી. લવાજમ અને વ્યવસ્થા અંગેનો તમામ પત્રવ્યવહાર આર.આર.રૂપાવાળા, કંકાવટી, ૧૩,૧૪ સાંઈ સમર્પણ સોસાયટી, આશીર્વાદ ટાઉનશીપ-૧ પાછળ, બામરોલી રોડ ઉધના, સુરત ૩૯૪ ૨૧૦ સરનામે જ કરવો.

કંકાવટીની છૂટક નકલ તેમ વાર્ષિક લવાજમ અહીં પણ ભરી શકાય છે :
ઇમેજ પબ્લિકેશન, પ્રા.લિ.૧/૨, અપર લેવલ સેન્ચુરી બજાર, આંબાવાડી સર્કલ,
અમદાવાદ-૩૮૦ ૦૦૬

<u>કંકાવટી ઇન્ટરનેટ પર</u>

*http: // ratilalanil. tripod. com*

તંત્રી-મુદ્રક-પ્રકાશક
રતિલાલ 'અનિલ'
માલિક : આર.આર.રૂપાવાળા
કંકાવટી, ૧૩-૧૪, સાંઈ સમર્પણ સોસાયટી, આશીર્વાદ ટાઉનશીપ : ૧ પાછળ,
બમરોલી રોડ, ઉધના
સુરત-૩૯૫ ૨૧૦
ફોન નં. ૮૬૭૦ ૪૧૮

પ્રકાશનસ્થળ : ૨૪, રીવર બેંક સોસાયટી, અડાજણ પાણીની ટાંકી,
સુરત-૩૯૫ ૦૦૯

લેસર અક્ષરાંકન
યુયુત્સુ પંચાલ
૨૩૩/ રાજલક્ષ્મી, જૂના પાદરા રોડ, વડોદરા-૩૯૦ ૦૦૭ ફોન : ૩૧ ૨૭ ૪૭

મુદ્રક
શ્રી નટરાજ પ્રિન્ટર્સ, ઈન્દપુરા, આંબાવાડી, સુરત-૨
ફોન નં. ૭૪૨૮ ૯૪૧



## ૪૦ up બાન્દ્રા પેસેન્જરમાંથી / રવીન્દ્ર પારેખ

ખોવાયેલો સિક્કો અડસટ્ટે શોધીએ
તેમ શોધું છું સૂરજ વાદળો વચ્ચેથી !
વાદળો ટેકરીઓ પર
ધુમાડાની જેમ આડા પડ્યાં છે.
એમાં તાણી બાંધેલો ઉજાસ
ટેકરીઓ અકળાતાં દડી પડે છે...
અને ધરતી સુધી ગબડતાંમાં તો એ
થઈ ઊઠે છે ઘાસ !
ઘાસની છોળ મને છરકાઈને
પાછળ ઊડી જાય છે.
ખાલી ટ્રેક પરનું નવજાત ઘાસ
ડોકું કાઢે ન કાઢે ત્યાં તો
હરિયાળું મેદાન ધસી આવે છે સામે –
સૂરજ
વરસાદી ફરફરાટ ખંખેરી
હરિયાળીઓ કૂદાવતો રહે છે
અને બુંદબુંદ મેઘધનુષો છલકતાં રહે છે
સળિયાઓ પરથી ભીના સૂરજો
વીંઝાય છે મારે ચહેરે.
તેમાંનો એક તો સીધો આંખમાં જ !
ખબર નથી પડતી કે
આંસુ સારવા ટેવાયેલી આંખ
આ કોનું આંસુ ઝીલી બેઠી છે... ?

## ગઝલ / રવીન્દ્ર પારેખ

કૈંક વરસોથી અહીં છો, લો, જરા અહીંથી ખસો,
કે મને ખાલી કરી હે દોસ્ત, બીજે જઈ વસો.
કેટલાં માણસ વસાવ્યાં તોય તો હું એકલો,
દોસ્ત ! એનો કોની આગળ જઈને કરવો વસવસો ?
આમ તો એનો અભિનય કૈંક વરસોથી કર્યો,
પણ બને તો દોસ્ત, આજે એકદમ સાચું હસો.
કેટલાં વરસોથી એણે કેદ રાખ્યો છે મને,
એટલે આજે તો મેં ફોડી જ નાખ્યો આરસો.
તેર તૂટે તો, તો બારેબાર પણ સાંધી શકો,
તેરસો તૂટે તો ત્યાં કેવી રીતે કમ્મર કસો ?

૨ : ૨૦૦૨, જૂન

## ગીત / રવીન્દ્ર પારેખ

રસ પર રસની થપ્પી મારી
મને તેં તળિયે દાટી,
મારી કાયા સ્હેજ અડે કે
લસલસ ચીકણી માટી...

ધરતી પર આકાશ ઝળુંબે
તુંય ઝળુંબે ઉપર,
ઝાકળ ઝાકળ કાયા મારી
તું અડકે કે અત્તર !
મારું રોમે રોમ ઉપાડી
તેં તારા પર છાંટી...

તું નૌકા શો હાલકડોલક
હું જળ જેમ અફાટ,
ટીપેટીપે મધ ઝીલતો હો
એમ મને ના ચાટ
હું તો આ મારામાં ઊંડી
રાખ તું શેષ રૂંવાટી...

## ગઝલ / રતિલાલ 'અનિલ'

વર્તુળો છે આપણા વિસ્તારનાં,
કહી શકો તો કહી શકો એ પ્યારનાં.

આપણે જુદાં થવા મળતાં હતાં,
કોણ જાણે એ સ્મરણ છે ક્યારનાં !

મૌન આવી હોઠ પર બેસી ગયું,
શબ્દ ક્યાં છે જીતના કે હારના !

કીડી થઈને એ ઉપર ચાલ્યા કર્યું,
માર્ગ તો તલવાર કેરી ધારના.

ધૂળ નિરખું છું હવે તો ધૂળ હું,
પગલાંએ પગલાં ભૂંસ્યાં છે ત્યારનાં..

ચાંદ ને સૂરજની સાથે છે મજલ,
માઇલ સ્ટોનો તો ગયા છે ક્યારના !

માસ શું, તિથિ કદીયે ક્યાં ગણી ?
આપણે કાયમ રહ્યા અત્યારના !

ફોટા લેનારા કે શિલ્પી પાસે ના ગયા,
આપણે અંદર નહીં, નહિ બ્હારના !

એક આડી રેખા ઓળંગી ગયા,
કોણ પૂછવાનું : 'હતા એ ક્યારના ?'

## ટ્રાન્ઝીશન્સ / ધ્વનિરાણી દેસાઈ

ફેશનો આવે, એમ,
આવે જાય છે, ઋતુઓ તૈયાર કરવા માણસને
એક પછી એક.
ને ફિલ્મ શૉટ્સનાં 'ટ્રાન્ઝીશન્સની' જેમ
'ફેડ ઇન ફેડ આઉટ' થાય છે ઋતુઓમાં.

નથી થતો પક્ષપાત કે ભ્રષ્ટાચાર,
સમય લંબાવવા માટે.

પણ, મારામાં
એક જ ઋતુ, રોબ જમાવી,
દાદાગીરી કરી બેસી ગઈ છે ક્યારની

તો શું 'એડીટીંગ સ્ટુડીઓ'માં જઈ
કાપ-કૂપ કરી, 'સ્ટોક સીન્સ' ઋતુઓનાં
ચોંટાડી દઉં મારામાં ?

૬ : ૨૦૦૨, જૂન

## પ્રકાશનાં તણખલાં / ધ્વનિરાણી દેસાઈ

અંધકારના વંટોળે અકળામણ વધારી
ગામમાં.
આજે સવારે પણ રાત છે.
ખૂણે-ખૂણામાં ને
ક્ષણે-ક્ષણમાં અંધારું છે આજે.
અરે ! લોકોનાં મનમાં પણ ખીચોખીચ
ભરાઈને બેઠો છે અંધકાર.
ફક્ત તણખલાં છે પ્રકાશનાં,
એક અજાણ્યા રસ્તા પર
સંકોચમાં ઊભેલા મકાનની
'સેન્ડવીચ્ડ' થયેલી સૌમ્ય ખોલીમાં.
ખખડધજ ટેબલ પર,
કાગળ છે,
તણખલાં છે, શબ્દોનાં પ્રકાશનાં,
ને ખબર આપી દીધી લોકોએ,
'ફાયરબ્રિગેડ' માટે.

## આયનો / સિલ્વિયા પ્લાથ

*અનુવાદ : સુલભા દેવપુરકર*

ચાંદીવર્ણો એવો હું એકદમ ચોક્કસ છું.
મારે કોઈ પૂર્વધારણા નથી.
હું જે કંઈ જોઉં છું તે તરત ગળી જઉં છું.
જેવું હોય તેવું, પ્રેમ કે ઘૃણાના ધુમ્મસ વગરનું.
હું ક્રૂર નથી, ફક્ત સાચો છું.
નાનકડા દેવતાની આંખ જેવો, ચાર ખૂણાવાળો.
મારો મોટા ભાગનો સમય તો હું સામેની દીવાલ
પર ચિંતન કરવામાં ગાળું છું. ગુલાબી રંગની
ધાબાવાળી. મેં એના તરફ એટલા લાંબા
સમયથી જોયા કર્યું છે કે એ મારા
હૃદયનો એક ભાગ છે. પણ તે ધ્રૂજે છે.
ચ્હેરાઓ અને અંધકાર
વખતોવખત અમને
જુદા પાડે છે.

હવે હું એક તળાવ છું. એક સ્ત્રી મારા પર ઝૂકી રહી છે.
મારા સ્થિર જળમાં પોતે વાસ્તવમાં જે છે તે શોધી રહી છે.
અને પછી તે પેલા જુઠ્ઠાઓ પાસે જાય છે,

મીણબત્તી કે ચંદ્ર.
હું તેની પીઠ જોઉં છું અને
તે વફાદારીપૂર્વક પ્રતિબિંબિત કરું છું.
બદલામાં તે મને આપે છે અશ્રુ અને
બે હાથની પ્રક્ષુબ્ધ ચેષ્ટાઓ.
હું તેના માટે મહ વનો છું.
તે આવે છે અને જાય છે,
પ્રત્યેક પ્રભાતે તેનો ચહેરો જ
અંધકાર હટાવે છે.
મારામાં તેણે એક જુવાન છોકરીને
વહાવી દીધી છે અને મારામાં જ
એક ઘરડી ડોશી
તેના તરફ દિવસે ને દિવસે
એક ભયાનક માછલીની જેમ
ધસી આવે છે.

## ત્રણ કાવ્યો / ઉર્વશી પંડ્યા

### ૧. મા

ઉજ્જડ કબ્રસ્તાનની જગા પર બાંધેલી વસાહતમાં સાવ છેવાડેનું અમારું ઘર.
જે અલાયદા ઓરડામાં સુવાવડીનો ખાટલો રખાતો તેમાં,
બારીએ બેસી નિરંતર ખાલીપામાં તાક્યા કરતી વીસ વર્ષની
એ સ્ત્રી કેવી લાગતી હશે ?
સુંદર, ડરામણી, રહસ્યમય કે પાગલ ?
બારીના રંગીન કાચમાંથી ચળાઈને આવતો ઘેરો પ્રકાશ અને
હવાનો સૂસવાટ એને ડરાવતાં.
પાછલે પહોરે કૂતરાંની રોકકળ, શિયાળવાંની લાળી કે
ઘુવડ-ચિબરીની તીણી ચિચિયારીઓથી એનાં ભયાકુલ હૃદયમાં –
પડેલા ધ્રાસ્કા આટલે વખતેય મારા એકાંતવાસમાં પડઘાયા અને
મારા જન્મની પાંચ-સાત રાત પહેલાં જ કદરૂપાં ગીધે-આવી –
માનાં પેઢુ અને સ્તનો તીક્ષ્ણ ચાંચ વડે ક્ષત-વિક્ષત કર્યાં.
ખરબચડાં-અણિયાળાં પંજાની પકડમાં કોમળ આંગળીઓ –
ક્યાંય લગી ઝઝૂમતી રહી હશે તે દૈવ જાણે
પણ આજેય માનો આડા-અવળા, ઊંડા કાપા ભરેલો લય
કડક અને બરછટ છે.
હું પેટમાં હતી તે વેળાની વાતો મા વખતોવખત અમને કરે છે,
ત્યારે એનો ચહેરો વર્ષો પહેલાં જેવો જ આતંકિત અને –
અડતાંવેંત જ ટેરવાં ગરકી જાય તેવો મુલાયમ હોય છે.

પતિ અને નણંદની મોંઘી ઠાઠવેઠથી વેરાઈનેય એ કદી એનાં
ભય અને મૂંઝારાથી મુક્ત ન્હોતી થઈ.
મરણભૂમિમાં એનાં સંતાનોની આંખ કદી નહિ ઊઘડે એ ડર
એને હંમેશાં કોરી ખાતો.
ઊઠતાં-બેસતાં, સૂતાં-જાગતા એ રહેતી સતત બ્હાવરી ને ગાભરી.
ખાટલાની ઈસ પર ચઢતાં વીંછી, કાનખજૂરા કે વરસાદી રાતે
વીજળીમાં ચળકી ઊઠતાં કાળા સર્પો ઊંઘ વેરણ કરી –
મૂકતાં.
રાત આખી શિવમહિમ્ન, રામરક્ષા, દશમસ્કંધ, સુંદરકાંડ ને
મૃત્યુંજયના એકધાર્યા પાઠ કરતી,
છતાં અશાંત, અસુરક્ષિત ને અજંપ.
વર્ષો પછી પાછલી કેટલીક રાતથી મા યાદ આવે છે.
એકાએક જ જાગરણો ને મનોવ્યાધિઓ મારા પર ચઢી બેસે.
હાંફતે-હાંફતે એ જીવલેણ હુમલો ખાળવા મથું તે ઘડી
અનુભવાય શ્વાસ રુંધતો ખરબચડા, અણિયાળા નખવાળા પંજાનો પાશ.

મારું પોચું-નરમ શરીર બહાર નહોતું આવ્યું એ પહેલાં જ –
માંસભક્ષી જનાવર ગંધના પગલાં ભાળે તેમ
ગીધનાં ટોળે ટોળાં માના પેટ પર ઊતરેલાં.
માની સાથોસાથ મેંય અંદર રહ્યા રહ્યા એમનો ત્રાસ ખમેલો,
એથી જ મારી ત્વચાનાં છિદ્રો અતિશય પહોળાં ને ખુલ્લાં છે,
મારી આરપાર જોઈ શકાય તેવા મારા પારદર્શીપણામાં ગોપિત છે
માના વ્રણ.

મારા જન્મ પહેલાં માએ બાવીસ વર્ષ બાદનો મારો ભાવિકાળ –
નવ માસનાં દુઃસ્વપ્નોમાં જીવી જાણ્યો
માની ગર્ભાવસ્થાનો આતંક છેલ્લાં દશ વર્ષથી મારી કૂંખમાં
અમળાય છે.

૨. બાપ

કુળનાં આચાર અને ઘરકામ સાથે
માએ ભરતગૂંથણ શીખવ્યું દીકરીને –
એ બાપને જરાય ગમતી વાત ન્હોતી,
ઊંધા-છત્તા અને ઉપર-તળે ગૂંથાતા ટાંકાના રંગ-ભાત
કોઈ ન જાણે એમ અબૂધ દીકરી ગૂંથી લેતી હોય છે
આંખ તળે નામ વિનાના મુકામોમાં,
એ વાતની બાપને જાણ હતી
એથી જ દીકરીનું ગૂંથવું-હાથ વડે કે આંખ તળે
બાપને જરાય ગમતી વાત ન્હોતી.
દીકરીની આવડત ઊઘડતી રહે રોજે રોજ અવનવી ભાતમાં,
માંના દર્પમાં
અને
બાપના કરચલિયાળા મૂંઝારામાં.
એ જાણે છે ગૂંથણનાં છળનારાં રહસ્યો.
સાત સાત સમુદ્રની ભરતી એકાદ-બે રંગમાં ગૂંથી,
સાંકળીટાંકે બંધ કર્યાથી રચાતી આંધળી ગલીઓ
અને
વરવી ભાત ટેરવાં વડે સંકેલી બેસે દીકરી લોહીમાં,
એક સાંકળી ખોલી છેવાડેનો તાંતણો ખેંચી લઈ

પોતે રચેલા અફાટ, અંધારભર્યા અડાબીડની
ઊઘડતી કેડીઓ હાથવેંતમાં જ,
છતાં
આંખ તળેના મુકામો ખેરવવાં પૂરતાં એનાં કુશળ ટેરવાં
પર ખડકાય હિમશિલા,
વૃદ્ધની ઇન્દ્રિયો જાણે છે એ યુગો જૂની જરઠતા,
એથી જ દીકરીનું ગૂંથવું હાથ વડે કે આંખ તળે
બાપને જરાય ગમતી વાત ન્હોતી.

વર્ષો લગી હથેળીમાં ચાસ પાડી ઉગાડેલાં અરંગ-નિગંધા ફૂલો
અને ઉજ્જડ મુકામો યથાવત્ કરવા મથતી આંગળીઓ
છેવાડેની સાંકળી પાસે થીજીને ભૂરી થતી જાય છે.
વણસેલી ભાતનો ઉકેલ ન પકડાય
કે કાટ ખાધેલા સોયા પર ન રચાય નવા રંગ કે
ભાતની માંડણી.
માનો સઘળો દર્પ ખરતો રહે આંખના ખૂણેથી
ને
દીકરીના કામગરા હાથની આંટણોની અણખસ
ઝરતી રહે અભાનપણે વૃદ્ધના એના એ જ રખરખાટમાં
કે –
દીકરીનું ગૂંથવાનું હાથ વડે કે આંખ તળે – એને
જરાય ગમતી વાત ન્હતી.

## ૩. સ્ત્રી

જન્મ પહેલાંનાં કેટલાય કલ્પ પૂર્વે દૂર-સુદૂરથી આરંભાય છે
એની કરમ કથની.
એનાં વિગત, આગત ને અનાગત પહોંચાડે છે એને
પોતે ન જાણેલાં દૂર-સુદૂરના મુકામો લગી.
સજ્જડ મુઠ્ઠીમાં સપનાં સંકેલી નક્ષત્રો અને શરીર-મનની
નિશાનીઓની લગોલગ દર એકાકી રાત્રે. પસાર થતી
કેટલાંયે રહસ્યોમાં અટવાતી
અને
સ્વીકાર-ઇન્કારનાં દ્વન્દ્વમાં ઝઝૂમતી એકાએક જ કોક પળે
વીજ શી છલાંગ મારી આકાશેથી ધબ્બ દેતી ભોંય પર
પટકાતી રહે છે કારણ કે –
નિરંતર ખરતા રહેતા તારાઓનો પતન માર્ગ જ
સ્ત્રીનો પથ છે.
'હોવા' 'ન હોવા'ના વેરવિખેર તંતુઓ એ જ તો છે એનું
એક માત્ર વળગણ, એનું આગવું બંધન.
એ કોઈ પણ ક્ષણે આકાશ ભણી તાકતી ડૂબી જશે
ઘોર પરાજયમાં કારણ કે –
સ્ત્રીના દેહને અને મનને ગ્રહણ લાગવાની ક્ષણ
વિશ્વના કોઈએ પંચાગની અટલ વ્યવસ્થામાં બંધાયેલી
નથી.
એક સ્ત્રી જ છે એવી સમર્થ જે ગંજીપાનાં તમામ
નિર્ધારિત પત્તાં ઊલટ-સુલટ કરી દઈ શકે,
નિયતિનાં બધાં હિસાબ અને જગતનાં એકેક
છળનારા તોલ-માપને પળમાં ખોટાં સાબિત કરી દઈ શકે.
એ એક છે એવી જે સંશયનાં જીવલેણ વમળો
પેદા કરી શકે ઘરના ખૂણામાં બેઠાં બેઠાં જ.

૧૪ : ૨૦૦૨, જૂન

એ એક જ છે જે પથ્થર કે અગ્નિની મરણપછેડી ઓઢી
નિરાંતે આડે પડખે થઈ શકે છે –
અંધાધૂંધ પવન બાદ પોતાનાં ભયાનક સૌંદર્યને
સમેટી લઈ શાંત ઊભેલા વૃક્ષની જેમ.
એક એ જ છે જેનાં કામિત પગલાંએ ઠેરની ઠેર –
ઠારી દીધી છે એ બધી જ નિર્દય ટ્રેન કે જે સપનાં જોતો દરેક માણસ ચૂકી ગયો છે.
કારણ કે નિરંતર તરતા રહેતા તારાઓનો પતનમાર્ગ જ છે સ્ત્રીનો પથ.
હૂંફને બદલે કાળી બળતરા,
વાંસો પસવારતા કોમળ સ્પર્શને બદલે ચામડી
ચીરતો-ફાડતો સ્ત્રીનો કરાલ કાલપથ.
એનું તો બધું જ વિસ્ફોટક અને વિધ્વંસક.
સ્ત્રીનો પથ રેશમના ગૂંચવાયેલા તંતુ જેવો અણઉકલ્યો
છતાં
એ બંધાયેલો નથી વિશ્વના કોઈયે પંચાંગની અટલ વ્યવસ્થામાં કારણ કે –
નિરંતર ખરતા રહેતા તારાઓનો પતનમાર્ગ જ છે
સ્ત્રીનો પથ.

## ૩. સ્ત્રી

જન્મ પહેલાંનાં કેટલાય કલ્પ પૂર્વે દૂર-સુદૂરથી આરંભાય છે
એની કરમ કથની.
એનાં વિગત, આગત ને અનાગત પહોંચાડે છે એને
પોતે ન જાણેલાં દૂર-સુદૂરના મુકામો લગી.
સજ્જડ મુઠ્ઠીમાં સપનાં સંકેલી નક્ષત્રો અને શરીર-મનની
નિશાનીઓની લગોલગ દર એકાકી રાત્રે. પસાર થતી
કેટલાંયે રહસ્યોમાં અટવાતી
અને
સ્વીકારે-ઇન્કારનાં દ્વન્દ્વમાં ઝઝૂમતી એકાએક જ કોક પળે
વીજ શી છલાંગ મારી આકાશેથી ધબ્બ દેતી ભોંય પર
પટકાતી રહે છે કારણ કે –
નિરંતર ખરતા રહેતા તારાઓનો પતન માર્ગ જ
સ્ત્રીનો પથ છે.
'હોવા' 'ન હોવા'ના વેરવિખેર તંતુઓ એ જ તો છે એનું
એક માત્ર વળગણ, એનું આગવું બંધન.
એ કોઈ પણ ક્ષણે આકાશ ભણી તાકતી ડૂબી જશે
ઘોર પરાજયમાં કારણ કે –
સ્ત્રીના દેહને અને મનને ગ્રહણ લાગવાની ક્ષણ
વિશ્વના કોઈએ પંચાગની અટલ વ્યવસ્થામાં બંધાયેલી
નથી.
એક સ્ત્રી જ છે એવી સમર્થ જે ગંજીપાનાં તમામ
નિર્ધારિત પત્તાં ઊલટ-સુલટ કરી દઈ શકે,
નિયતિનાં બધાં હિસાબ અને જગતનાં એકેક
છળનારા તોલ-માપને પળમાં ખોટાં સાબિત કરી દઈ શકે.
એ એક છે એવી જે સંશયનાં જીવલેણ વમળો
પેદા કરી શકે ઘરના ખૂણામાં બેઠાં બેઠાં જ.

એ એક જ છે જે પથ્થર કે અગ્નિની મરણપછેડી ઓઢી
નિરાંતે આડે પડખે થઈ શકે છે –
અંધાધૂંધ પવન બાદ પોતાનાં ભયાનક સૌંદર્યને
સમેટી લઈ શાંત ઊભેલા વૃક્ષની જેમ.
એક એ જ છે જેનાં કામિત પગલાંએ ઠેરની ઠેર –
ઠારી દીધી છે એ બધી જ નિર્દય ટ્રેન કે જે સપનાં જોતો દરેક માણસ ચૂકી ગયો છે.
કારણ કે નિરંતર તરતા રહેતા તારાઓનો પતનમાર્ગ જ છે સ્ત્રીનો પથ.
હૂંફને બદલે કાળી બળતરા,
વાંસો પસવારતા કોમળ સ્પર્શને બદલે ચામડી
ચીરતો-ફાડતો સ્ત્રીનો કરાલ કાલપથ.
એનું તો બધું જ વિસ્ફોટક અને વિધ્વંસક.
સ્ત્રીનો પથ રેશમના ગૂંચવાયેલા તંતુ જેવો અણઉકલ્યો
છતાં
એ બંધાયેલો નથી વિશ્વના કોઈપે પંચાંગની અટલ વ્યવસ્થામાં કારણ કે –
નિરંતર ખરતા રહેતા તારાઓનો પતનમાર્ગ જ છે
સ્ત્રીનો પથ.

## ભવિષ્યવાણી / પેદ્રો એન્ટોનિયો દ એલાર્કોન

*અં. અનુવાદ : હેરિયેટ દ ઓનિસ*

*ગુ. અનુવાદ : શિરીષ પંચાલ*

ઈ.સ.૧૮૧૬માં, મને ચોક્કસ ખબર નથી પણ ઓગષ્ટ મહિનાના કોઈક દિવસે ગ્રેનેડાના કેપ્ટન-જનરલના બારણે કોઈ ચીંથરેહાલ, અણઘડ સિત્તેરેક વર્ષની ઉમરનો એક જિપ્સી આવી ચઢ્યો. ધંધો ઘેટાનાં ઊન ઉતારવાનો, નામ હેરડિયા, તે સૂકલકડા, લથડાતી ચાલે ચાલતા કાળા ગધેડા ઉપર બેસીને આવ્યો હતો અને ગધેડા પર દેખરેખ રાખવા માટે તેના ગળે માત્ર એક દોરડું ભરવેલું હતું. તે માણસ જાતે જ નીચે ઊતર્યો અને બોલ્યો,

'મારે કેપ્ટન-જનરલને મળવું છે.'

એ કહેવાની જરૂર નથી કે ગ્રેનેડાના પ્રાચીન રાજ્યના કેપ્ટન જનરલ – નામદાર સાહેબ ડોન યુજેનિયો પોર્ટો કારેરોને આ માણસના આગમન વિશેના સમાચાર પહોંચે તે પહેલાં તો આવી શેખીનો સંત્રીઓ વિરોધ જ કરે, નોકર ચાકર ઠઠ્ઠામશ્કરીઓ કરે, મદદનીશો ખચકાટ અનુભવે – હવે આ મહાનુભાવ દયાળુ હતા અને હેરડિયાને પહેલેથી ઓળખતા હતા, તે એની કરામતો, સોદાબાજી માટે અને પાડોશીઓની ચીજવસ્તુઓ પર લોભામણી નજર માટે જાણીતો હતો. જિપ્સીને અંદર બોલાવવા હુકમ આપવામાં આવ્યો.

એક વાર તે અંદર આવી ગયો એટલે ઘૂંટણિયે પડીને બોલી ઊઠ્યો : 'આ નાનકડી દુનિયાના રાજાને મેરીના આશીર્વાદ મળે, આપને પવિત્ર અને લાંબું જીવન મળે...'

'ઊભો થા, અને આ બધું નાટક બંધ કર, જે કહેવાનું છે તે કહેવા માંડ.' કેપ્ટને ઉપર ઉપરથી કઠોરતા દાખવીને કહ્યું.

હેરડિયાએ એકદમ મોં ગંભીર કરી દીધું અને તે બોલ્યો : 'ભલે નામદાર, હું મારા હજાર ખણખણતા લેવા આવ્યો છું.'

'કયા હજાર ખણખણાતાની તું વાત કરે છે ?'

'કેમ પેરોન વિશે જે કોઈ ખબર લઈ આવશે તેને એ પૈસા આપવાનો ઢંઢેરો થોડા દિવસ પહેલાં પીટ્યો ન હતો ?'

'એમ ! તો તું એને ઓળખતો હતો !'

'ના જી !'

'એટલે ?'

'હવે ઓળખું છું.'

'કેવી રીતે ?'

'વાત સાવ સાદી છે. મેં એનો પીછો કર્યો. એને જોયો. એના સમાચાર લાવ્યો છું, હવે મને ઇનામ આપો.'

'તેં એને ખરેખર જોયો છે ?' કેપ્ટન જનરલે પૂછ્યું. તેને આમાં રસ પડ્યો પણ શંકાકુશંકાય હતી.

જિપ્સી હસી પડ્યો અને બોલ્યો : 'આપ નામદારના મનમાં વિચાર આવે છે – 'આ પાછો એક બીજો જિપ્સી મને છેતરવા આવી ચઢ્યો. જો હું જૂઠું બોલતો હોઉં તો ભગવાન મને કદી માફ નહિ કરે ! મેં એને ગઈ કાલે જોયો છે !'

'તને ખબર છે ખરી કે તું જે કહે છે તે વાત કેટલી ગંભીર છે ? વર્ષો સુધી આ શેતાનને પકડવા માટે અમે મથ્યા હતા – આ બદમાશ લૂંટારાને કોઈ જાણતું નથી, કોઈએ એને જોયો નથી. તને ખબર છે, આ મુલકના જુદા જુદા વિસ્તારોમાં વટેમાર્ગુઓને તે લૂંટી લે છે અને મારી નાખે છે ? કેમ ? એની નજરે તો મરી ગયેલો ઓછી જુબાની આપવા આવવાનો છે ! એટલે તો અત્યાર સુધી એના પર કોઈ કારવાઈ થઈ શકતી નથી. અને તને ખબર છે કે પેરોનને જોઈ લેવો એટલે મૃત્યુને જ ભેટવું ?'

જિપ્સી ફરી હસ્યો અને બોલ્યો : 'આ ધરતી પર જે કોઈ ન કરી શકે તે

જિપ્સી કરી શકે છે એ વાત શું આપ નામદાર નથી જાણતા ? કોઈ ખરેખર જાણે છે કે આપણું હસવું રડવું સાચું છે ? અમે જેટલી શિયાળની લુચ્ચાઈઓ જાણીએ છીએ એટલી આપ નામદાર જાણો છો ?

'નામદાર, હું ફરી કહું છું, મેં એને જોયો છે – એટલું જ નહિ, એની સાથે વાતો પણ કરી છે.'

'ક્યાં ?'

'તોઝાર જવાના રસ્તે.'

'સાબિતી ?'

'નામદાર, સાંભળો : અઠવાડિયા પહેલાં એક સવારે હું અને મારો ગધેડો કેટલાક લૂંટારુઓના હાથમાં પકડાઈ ગયા. એમણે મને મુશ્કેટાટ બાંધી દીધો અને ભયાનક કોતરોમાંથી તેઓ મને લઈ ગયા; છેવટે એક ખુલ્લી જગ્યાએ આવી ચઢ્યા, ત્યાં લૂંટારાઓનો મુકામ હતો. મારા મનમાં ભયાનક શંકા સળવળી. આ પેરોનના માણસો તો નહિ હોય ? મેં મનમાં જ વિચાર્યું, 'તો તો બચવાની કોઈ આશા નથી, કારણ કે એ શેતાને તો જાહેર કરેલું કે જે કોઈ મારું મોં જોઈ લેશે તે ફરી કદી કોઈનું મોં જોઈ નહીં શકે.

'હું આમ વિચારતો હતો ત્યાં જ એક માણસ મારી પાસે આવ્યો, કંઈક વિચિત્ર રીતે, પણ કપડાં સરખાં પહેરેલાં, મારા ખભે ધબ્બો મારી તે બોલ્યો : 'કેમ દોસ્ત ! મારું નામ પેરોન !'

આ સાંભળતાંવેંત હું ત્યાં ને ત્યાં જડાઈ ગયો. તે લૂંટારુ તો ખડખડાટ હસી પડ્યો. હું ધ્રૂજતા ધ્રૂજતા ઊભો થયો, ઘૂંટણિયે પડ્યો, મારા ગળામાં હતું તેટલું જોર ભેગું કરીને હું બોલી ઊઠ્યો ! 'આપનો આત્મા અમર રહે, હે માનવીઓના સરતાજ ! ઈશ્વરે આપને જે રાજવંશી ગૌરવ બક્ષ્યું છે એનાથી કોણ આપને ઓળખી ન શકે ? આવા દીકરાઓને જનમ આપનારી માતાઓ થયા જ કરે ! મારા દીકરા, મને ચૂમવા દો. આ ગરીબ બિચારો જિપ્સી જો આપને મળવા માટે, આપનું ભવિષ્ય ભાખવા માટે અને આપના દેવાંશી હાથને ચૂમવા માટે તરસતો ન હોય તો તે હમણાં ને હમણાં ફાટી પડે...

'આપની સેવામાં આ સેવક હાજર જ છે. મરેલા ગધેડાઓના બદલામાં

જીવતા ગધેડાઓનો સોદો કરવો છે ? વછેરાઓની કિંમતમાં ઘરડા ઘોડા વેચવા છે ? ખચ્ચરને ફ્રેન્ચ શીખંવવું છે ?'

મોન્ટિજોનો સરદાર હસવું ખાળી ન શક્યો. પછી તેણે પૂછ્યું : 'આ બધાનો જવાબ પેરોને કેવો આપ્યો ? તેણે શું કર્યું ?'

'આપ નામદારની જેમ જ સ્તો. હસી હસીને બેવડ વળી ગયો !'

'અને તું ?'

'હું ? અરે મારા માલિક ! હું પણ હસ્યો – નારંગી જેટલાં મોટાં મોટાં આંસુ ગાલ પરથી વહ્યાં જ કર્યાં.'

'પછી ?'

'એણે તો મારી સામે હાથ ધર્યો અને કહ્યું.' મિત્ર, મારી આણ સ્વીકારનારો તારા સિવાય બીજો કોઈ હોશિયાર હજુ મને મળ્યો નથી. બીજા બધા તો રડેકકળે, ચીસો પાડે, સાવ·વાહિયાત બબડ્યા કરે, પછી તો મારો મિજાજ જાય... તેં એકલાએ જ મને હસાવ્યો છે, આ તારાં આંસુ જો ના...

'શું ? અરે માલિક, એ તો આનંદનાં આંસુ !'

'હું માની લઉં છું. છ સાત વરસથી હું હસ્યો જ ન હતો; સાચી વાત તો એ છે કે હું રડ્યો પણ નથી ! પણ ચાલો... અરે દોસ્તો !'

'પેરોનને આટલું બોલવાની જ વાર હતી, અને આંખના પલકારામાં તો આખી ટોળી મને વીંટળાઈ વળી !'

'હે ભગવાન, મારા પર દયા કરજે !' મેં ખોતરવા માંડ્યું.

પેરોન બબડ્યો : 'ઊભા રહો ! આપણે હજુ આને માટે તૈયાર નથી. આ માણસં પાસેથી તમે શું પડાવી લીધું છે એ જોવા તમને બોલાવ્યા છે !'

'એક ગધેડો છે એની પાસે, અને એ ગધેડા પર એની ખાલ સિવાય કશું નથી !'

'પૈસા ટકા !'

'ત્રણ ડ્યુરો અને સિત્તેર રીએલ્સ.'

'સારું, હવે તમે બધા જાઓ.' તે બધા ત્યાંથી જતા રહ્યા.

લૂંટારાએ પોતાનો હાથ મારી સામે ધરીને કહ્યું : 'હવે મારું ભવિષ્ય કહે જોઈએ.' મેં એનો હાથ પકડ્યો અને થોડી વાર વિચાર્યું. હું એની સાથે

પેટછૂટી વાત કરી શકું એમ હતો એટલે હૈયામાં પૂરેપૂરી ખાતરીથી બોલ્યો : 'પેરોન, તમે મને મારી નાખો કે જીવાડો... તમારે તો ફાંસીને માંચડે ચઢવાનું જ છે...'

ઠંડે કલેજે તે લૂંટારાએ કહ્યું : 'એની તો મને ખબર છે.'

હું મનમાં ને મનમાં બોલ્યો : 'આ માણસ મને છોડી દેશે; આવતી કાલે હું ગ્રેનેડામાં હોઈશ, અને જાણકારી દઈશ; બીજે દિવસે એને પકડી લેશે; પછી મુકદમો ચાલશે.' મેં મોટેથી કહ્યું : 'તમે મને પૂછ્યું ક્યારે ?' 'તો – સાંભળજો, આવતે જ મહિને.'

'પેરોન ધ્રૂજી ઊઠ્યો... આ ભવિષ્યકથનનો મારો પ્રેમ મારે માટે મોત લઈ આવશે.

'પેરોને ખૂબ વિચાર કરીને જવાબ આપ્યો. ' જિપ્સી... સાંભળ. તું મારા તાબામાં છે. જો આવતા મહિના સુધીમાં તેઓ મને ફાંસીએ નહિ ચઢાવે તો હું તને ફાંસીએ લટકાવીશ, એ લોકોએ મારા બાપને લટકાવેલો એવી જ રીતે... જો એ દરમિયાન હું મરી જઉં તો તું છુટ્ટો.'

હું મનમાં ને મનમાં બોલ્યો : મરી ગયા પછી મને જવા દેશે એ સારી વાત છે... મેં મુદત બહુ ટૂંકી રાખી એ બદલ મને પસ્તાવો થયો. એ લોકો આગળ કહ્યું એ તંબૂમાં રહ્યાં, મને એક ગુફામાં પૂરી દીધો, પેરોન એની ઘોડી પર બેસી ગયો અને ઝાડીમાં થઈને કેડી પકડી લીધી.'

'બરાબર.' સેનાપતિએ કહ્યું : 'હું માની લઉં છું કે પેરોન મરી ગયો છે, તું મુક્ત થઈ ગયો... એટલે હવે તને એ ક્યાં છે તેની ખબર છે.'

'એથી ઊલટું... મારા સરદાર ! પેરોન જીવે છે ! હવે મારી કથાનો ખરાબમાં ખરાબ ભાગ આવે છે !'

'એક અઠવાડિયું વીતી ગયું... પેરોન અમને મળવા આવ્યો નહિ, અને હું માનું છું ત્યાં સુધી જે સાંજે મેં એનું ભવિષ્ય ભાખેલું ત્યારથી એ આસપાસમાં ક્યાંય દેખાયો નથી ! મારા રક્ષકોની દૃષ્ટિએ તો એમાં કશી નવાઈ ન હતી. તેમણે મને કહેલું : 'તને ખબર છે – સરદાર અવારનવાર નરકમાં જાય છે... અને ગમે ત્યારે એ પાછા આવે. આવી રીતે તે ગાયબ થઈ જાય ત્યારે એમના વિશે કંઈ ખબર ન પડે. એ દરમિયાન એમની આજીજીઓ કરી, એ

ટોળકીના લોકોને હાથ વાંચી આપ્યા, આમેય ફાંસીના ફંદામાંથી તો બચી જ ગયેલો અને આટલી મોટી ઉમર એટલે પછી દરરોજ સાંજે ગુફામાંથી એ લોકો મને બહાર લઈ આવે એ માટે એમને સમજાવ્યા, તેઓ મને એક ઝાડ સાથે બાંધી રાખતા, ગુફામાં તો ગરમીથી હું બફાઈ જતો હતો. મારી આજુબાજુ હંમેશાં બે માણસ ચોકી કરતા જ હોય એ કંઈ કહેવાનું ન હોય !

'એક દિવસ સાંજે પેરોનના સરદારે નીમેલા લૂંટારાઓ એક ગરીબ મજૂરને લઈ આવ્યા, ચાળીસપચાસ વરસની ઉમરના એ માણસના હાથ બાંધેલા હતા, પથ્થર પણ પીગળી જાય એવી રીતે તે રડતોકકળતો હતો. તે બોલ્યા કરતો હતો – 'મારા વીસ ડ્યુરો આપી દો. તમને શી ખબર, એટલા પૈસા કમાતા મારા પર શું શું વીત્યું છે ? આખો ઉનાળો આ ધોમધખતા તડકામાં લણણી કરી છે. આખો ઉનાળો બૈરીછોકરાંથી દૂર રહ્યો છું. કાળી મજૂરી કરીને આ પૈસા એકઠા કર્યા, ઘણું જતું કર્યું – શા માટે ? શિયાળો અમે સાથે રહી શકીએ, ઘેર પહોંચીને મારાં છોકરાંને ભેટી શકું, એ બિચારાઓએ પેટ ભરવા માટે કરેલાં દેવાં ચૂકવી શકું. આ પૈસા ગુમાવી દઉં ? એ ક્યાંનો ન્યાય ? મારે માટે તો દલ્લો છે દલ્લો – દયા કરો દયા, દયાની દેવીની આણ દઉં છું – મને મારા વીસ ડ્યુરો પાછા આપી દો.' એ ઘરડા માણસના વિલાપની તેમણે તો મજાક ઉડાવી. મને તો ઝાડ સાથે બાંધી દીધેલો – હું તો ભયથી કાંપી ઊઠ્યો ! જિપ્સીઓનેય બાળબચ્ચાં હોય છે.

છેવટે એક લૂંટારુ એની પાસે જઈને બોલ્યો : 'મૂરખ ન થા. બીજા વધુ કામના વિચાર કરવાને બદલે તું તો ખોટી રીતે પૈસાને રડી રહ્યો છે.

'શું ?' પેલો મજૂર બોલી ઊઠ્યો. એને મન તો દીકરાઓ રોટલા વિના ભૂખે સૂઈ જાય એનાથી તો વધુ કમભાગ્ય શું હોઈ શકે.

'તું અત્યારે પેરોનના તાબામાં છે.'

'પેરોન ? હું એને ઓળખતો નથી – કોઈ દિવસ એનું નામ સાંભળ્યું નથી. હું ખૂબ દૂર દૂરથી આવું છું. આબિકાન્ટે મારું વતન, મજૂરી કરતો હતો સેવિલમાં.'

'પણ ભાઈ, પેરોલ એટલે તો મોત. જે કોઈ અમારા હાથમાં ફસાય એનો ખાતમો જ બોલી જાય; એટલે બે મિનિટમાં છેલ્લી ઇચ્છા કહી દે;

બીજી બે મિનિટમાં ભગવાનને યાદ કરી લે... તૈયારી કરો ! નિશાન લો... ચાર મિનિટ છે હવે.'

'તો એનો સારો ઉપયોગ કરી લઉં. ભગવાનને ખાતર મારી બાત સાંભળો !'

'બોલવા માંડ.'

'મારે છ છોકરાં છે, એક કમભાગી વિધવા છે. એમ જ મારે કહેવું પડે ને ! મારે મરી જ જવાનું છે ને ! તમે બધા જંગલી પ્રાણીઓ કરતાંય ભૂંડા છો – તમારી આંખો જ કહી આપે છે... હા, એમનાથીય વધુ ખરાબ... કોઈ પ્રાણી પોતાના જાતભાઈને મારતો નથી ! અરે મને માફ કરો. શું બોલું છું એ જ મને ખબર નથી... ભાઈઓ, તમારામાંથી કોઈ બાપ હશે. શું તમારામાં કોઈ બાપ નથી ? આખો શિયાળો છોકરાઓ ભૂખે મરે તો શું વીતે એ સમજાય છે ? પોતાના જ પેટનાં છોકરાંને ભૂખે મરતા ને કકળતા – 'મને ભૂખ લાગી છે... મા, મને ઠંડી વાય છે.' ભાઈઓ... એમના વિના હું જીવી ન શકું... એવી જિંદગીને શું કરવાની ? પણ મારાં છોકરાં માટે જીવવું છે... અરે મારાં છોકરાં... મારા કાળજાના ટુકડાઓ... મા જોયા કરે તો શું થાય ? એનો ખ્યાલ છે ?

'પેલો બાપ ઘસડાતો આગળ વધ્યો – લૂંટારાઓ સામે જોયું... કેવું મોં ? રાજા નીઓએ વાઘને હવાલે કરી દીધેલા એકાદ સંતના જેવું એનું મોં દેખાતું હતું – લૂંટારુઓના હૈયામાં કશુંક ખળભળ્યું; પછી તેમણે એકબીજાની સામે જોયું... બધા એક થઈ ગયા એટલે એક જણે બોલવાની હિંમત કરી...'

વાતથી ખૂબ જ પ્રભાવિત થઈને સેનાપતિએ પૂછ્યું : 'એ શું કહેતો હતો ?'

તે બોલ્યો : 'દોસ્તો, અત્યારે આપણે જે કરીએ છીએ તેની જાણ પેરોનને થવી જ ન જોઈએ...'

બાકીના બધા લૂંટારા એકી અવાજે બોલી ઊઠ્યા : 'કદી નહિ... કદી નહિ...'

'ભલા માણસ, તારે રસ્તે પડ...' બીજો લગભગ ગળગળો થઈને બોલ્યો... મેં પેલાને ઈશારો કરીને કહ્યું કે હવે તરત જ ભાગવા માંડ.

'ચાલ, અક દો તીન...' બધા બોલી ઊઠ્યા, પછી બધાએ પીઠ કરી. પેલા માણસે આજીજીપૂર્વક પોતાનો હાથ લંબાવ્યો.

એક ઘૂરક્યો : 'અલા, તને આટલાથી સંતોષ નથી ! તારે તો હજુ તારા પૈસા જોઈએ છે ! ભાગ ! ભાગ ! અમારી ધીરજની કસોટી ન કર !'

પેલો ગરીબ બિચારો રડતા રડતા ચાલી નીકળ્યો અને તરત જ આંખ આગળથી દૂર થઈ ગયો.

પેલા લૂંટારાઓએ પોતાના આગેવાનને એક માણસને છોડી દીધાની વાત કદી નહીં કરવી એની કબૂલાત કર્યાના કદાચ એકાદ કલાક પછી એકાએક પેરોન આવી પડ્યો, પોતાની ઘોડીની આગળ આગળ પેલા ખેડૂતને દોરી લાવ્યો.

લૂંટારાઓ તો જડાઈ જ ગયા, પેરોન નિરાંતે ઘોડી પરથી ઊતર્યો, પોતાની બેનાળી બંદૂક નીચે ઉતારી, પોતાના સાથીઓ સામે તાકી : 'મૂર્ખાઓ, બેવકૂફો ! તમારામાંના એકેએકને હું ગોળીએ દઈ કેમ નથી દેતો ? ચાલો ઝટ કરો !' આ માણસને તમે ઝૂંટવી લીધેલા વીસ ડુરો પાછા આપી દો !' લૂંટારાઓએ એ પૈસા કાઢ્યા અને પેલાને આપી દીધા. પેલો ખેડૂત તો આ દયાળુ લૂંટારાના પગે પડી ગયો.

પેરોને તેને કહ્યું, 'ભગવાન તને રાજી રાખે ! તેં જો રસ્તો દેખાડ્યો ન હોત તો હું એમને શોધી જ શક્યો ન હોત. જોયું ને ! તેં મને ખોટો સમજી લીધો હતો. મેં મારું વચન પાળ્યું... તને તારા વીસ ડુરો મળી ગયા. હવે ચાલતો થા !'

પેલા ખેડૂતે ફરી એના પગ ચૂમ્યા અને ખુશ થતો નીકળ્યો, પણ માંડ પચાસ ડગલાં ભર્યાં હશે ત્યાં તેના મુક્તિદાતાએ તેને બોલાવ્યો, પેલો પાછા પગે ફર્યો.

પોતાના કુટુંબને સુખી કરનારની સેવા કરવા આતુર બનેલાએ કહ્યું : 'બોલો, શો હુકમ ?'

'તું પેરોનને ઓળખે છે ?' પેલાએ પૂછ્યું.

'ના – હું ઓળખતો નથી.'

'ના, તું ભૂલે છે. હું જ પેરોન !' સરદારે કહ્યું.

ખેડૂત તો મૂંગોમંતર થઈ ગયો. પેરોને પોતાની બંદૂકના નાળ તેના ગાલે અડાડી અને બંને ગોળીઓ છોડી, પેલો તરત જ જમીન પર આળોટતો થઈ ગયો.

તે માત્ર 'તારું સત્યાનાશ જાય' એટલા જ શબ્દો બોલ્યો. સુધબુધ ભુલાવી નાખનાર એ ભયાનક પળોમાં જે ઝાડ સાથે મને બાંધ્યો હતો તે કંઈક સળવળતું લાગ્યું અને મને ખ્યાલ આવ્યો કે મારાં બંધન ઢીલાં થવાં માંડેલાં. એક ગોળી ખેડૂતને વીંધીને, મને કસકસાવીને બાંધેલા દોરડાને અથડાઈ અને દોરડું કરપાઈ ગયું. હું છૂટો થઈ ગયો છે એ વાત મેં સંતાડી રાખી, ભાગી છૂટવાની તક શોધતો રહ્યો. એ દરમિયાન પેરોને પેલા મરેલા ખેડૂત તરફ આંગળી ચીંધીને પોતાના માણસોને કહ્યું : 'હવે તમે એને લૂંટી શકો છો. મૂર્ખાઓ ! અક્કલના ઓથમીરો ! એને તમે છૂટો કરો એટલે એ ચાલવા માંડે, ધોરી રસ્તે નીકળી પડે. એ તો સારું થયું કે હું મળી ગયો અને બનેલી ઘટના જાણી – જો એને સિપાઈઓ ભટકાઈ પડ્યા હોત તો, તો તો આ તંબૂ સુધીનો રસ્તો દેખાડી દીધો હોત અને આપણે બધા અત્યાર સુધીમાં તો જેલના સળિયા ગણતા હોત ! લૂંટો અને પછી મારી ન નાખો તો એનું શું પરિણામ આવે છે એ જોયું ને ! પણ ચાલો ઉપદેશ બસ, આ લાશ સડવા માંડે એ પહેલાં દાટી દો.'

લૂંટારાઓ કબર ખોદી રહ્યા હતા ત્યારે પેરોન મારી તરફ પૂંઠ કરીને ખાતો હતો. ધીમે ધીમે હું ઝાડ પાસેથી દૂર સરકવા લાગ્યો અને પાસેના કોતરમાં સરકી ગયો. રાત પડી ગઈ હતી અને અંધારાની ઓથે હું બનતી ઉતાવળે ચાલી નીકળ્યો. તારાના અજવાળામાં મેં એક ઝાડ સાથે બાંધેલો મારો ગધેડો શોધી કાઢ્યો, તે ચુપચાપ ચરી રહ્યો હતો. હું એના પર સવાર થઈ ગયો અને છેક અહીં આવ્યો ત્યારે ઊતર્યો. એટલે નામદાર, તમે મને હજાર રીઅલ આપી દો, હું તમને પેરોનની જગ્યાએ લઈ જઉં, મારા સાડા ત્રણ ડ્યુરો એની પાસે છે.'

પેરોનનું બરાબર વર્ણન કરીને એ જિપ્સીએ પોતાનું ઇનામ મેળવી લીધું અને સેનાપતિની કચેરીમાંથી વિદાય લીધી. ત્યાં કાઉન્ટ અને એક માણસ મૂંઝાઈને ઊભા રહ્યા હતા, તેની પાસેથી આ બધી વાતો મેં સાંભળી. એ

જોવાનું કે હેરડિયાએ જ્યારે પેરોનનું ભવિષ્ય ભાખ્યું ત્યારે હેરડિયાનું અનુમાન સાચું હતું કે નહીં.

ઉપર જણાવેલી ઘટનાને પંદર દિવસ વીતી ગયા. સવારે નવ વાગે નવરા માણસોના એક મોટા ટોળાએ સાન જુઆ દ ડિઓ તથા આગળ જેનો ઉલ્લેખ આવી ગયો તે સાન ફિલીપની ગલીઓમાં સૈનિકોની બે ટુકડીઓને જોઈ. અડધા કલાક પછી તેઓ પેરોનની શોધમાં નીકળી પડવાના હતા. તેના સંતાવાની જગ્યાનું, તેના પોતાના દેખાવનું, તેના સાથીઓનું વર્ણન મોન્ટિજોના કાઉન્ટે છેવટે તેમને બધાને જણાવ્યું હતું. લોકોની ઉ ેજના અને જિજ્ઞાસા ખૂબ જ વધી ગયાં હતાં. અને સૈનિકોએ પણ સ્વજનોની તથા આવી એક મહ વની કામગીરીએ જતાં પહેલાં મિત્રોની વિદાય ખૂબ જ ગંભીરતાથી લીધી હતી, પેરોને ગ્રેનેડાના આખા રાજ્યમાં એટલી બધી ધાક બેસાડી દીધી હતી.

એક સૈનિકે પોતાના સાથીને કહ્યું : 'હવે કતારમાં ઊભા રહેવાનો સમય થઈ ગયો છે. પણ કોર્પોરલ લોપેઝ કેમ દેખાતો નથી !'

'એ વિચિત્ર કહેવાય. પેરોનને પકડવાની જ્યારે જ્યારે વાત થાય ત્યારે તો એ ઊછળી ઊછળીને બોલતો હતો. એ તો પેરોનને હાડોહાડ તિરસ્કારતો હતો.'

એક ત્રીજો સૈનિક વાતચીતમાં જોડાઈને કહેવા લાગ્યો : 'તમને લોકોને ખબર નથી કે શું થયું છે ?'

'કેમ દોસ્ત ! આ આપણો નવો સાથી લાગે છે... તને આપણી ટુકડી કેવી લાગે છે !

'સારી લાગે છે !' પેલાએ જવાબ આપ્યો. એ થોડો ફિક્કો હતો, પણ બાંધો સરસ હતો, ગણવેશમાં તેનો થોડો ભાગ ઢંકાઈ ગયો હતો.

પેલા સૈનિકે પૂછ્યું : 'તું શું કહેતો હતો ?'

'અરે હા – કોર્પોરલ લોપેઝનું તો મૃત્યુ થયું છે.' પેલા ફિક્કા દેખાતા સૈનિકે કહ્યું.

'મેન્યૂલ, તું શું કહે છે ? એ બને જ નહિ.'

'આજે સવારે જ મેં લોપેઝને જોયો છે – જેવો અત્યારે હું

મેન્યૂલ નામના સૈનિકે કહ્યું, 'અર્ધા કલાક પહેલાં પેરોને તેને મારી નાખ્યો.'

'પેરોને ? ક્યાં ?'

'ગ્રેનેડામાં જ. લોપેઝનું શબ ડોગ્ઝ હીલ પરથી મળી આવ્યું છે.'.

બધા મૂગા થઈ ગયા, મેન્યૂલ માત્ર દેશભક્તિનો સૂર ગણગણવા લાગ્યો.

એક સાર્જન્ટે કહ્યું : 'છ દિવસમાં અગિયાર સૈનિકો ! પેરોન આપણો ખાતમો બોલાવી દેવા માગે છે ! પણ એ ગ્રેનેડામાં આવ્યો કેવી રીતે ? આપણે તો એને સિયેરા દ લોજમાં શોધવા જવાના હતા ?'

મેન્યૂલ સિસોટી વગાડતો અટકી ગયો અને પોતાની લાક્ષણિક બેદરકારીથી બોલવા લાગ્યો : 'એક ઘરડી સ્ત્રીએ આ ખૂન જોયું છે, તે કહે છે કે તેણે લોપેઝને મારી નાખ્યો છે એટલે હવે જો એને શોધવા નીકળીએ તો એ મળી આવે ખરો !

'હં... પેરોન તે કંઈ માણસ છે ?' ખભા ઉલાળીને મેન્યૂલે કહ્યું.

તે જ વખતે હુકમ સંભળાયો : 'કતારમાં ખડા થઈ જાઓ.' બે ટુકડીઓ પડી ગઈ અને હાજરી લેવાવા માંડી.

તે જ વખતે હેરડિયા ત્યાંથી પસાર થઈ રહ્યો હતો – બીજા બધાની જેમ તે પણ આ સૈનિકોને આવકારતો ઊભો રહી ગયો.

સૈન્યમાં જોડાયેલો મેન્યૂલ થોડો ચોંકી ગયો અને પોતાના સાથીઓની પાછળ સંતાઈ જવા મથ્યો. હેરડિયાની નજર જેવી એના પર પડી એટલે તેણે ચીસ પાડી, જાણે ઝેરી નાગ ઉપર પગ પડી ગયો ન હોય એવી રીતે તેણે કૂદકો માર્યો, અને સાન જેરોનિમો શેરીની દિશામાં દોટ મૂકી.

મેન્યૂલે પોતાની બંદૂક ઊંચી કરી અને જિપ્સીની સામે તાકી પણ બીજા એક સૈનિક ચપળતા દાખવી એની બંદૂકનું નાળચું ઊંચું કરી દીધું એટલે ગોળી હવામાં છૂટી.

'આ તો ગાંડો છે ! મેન્યૂલનું ખસી ગયું છે. સૈનિકે મગજ ગુમાવી દીધું છે.' તમાશો જોનારાઓ બૂમ પાડી ઊઠ્યા. અધિકારીઓ, સાર્જન્ટો અને નાગરિકો પેલા ભાગી જવા માગતા માણસ પર તૂટી પડ્યા. છેવટે તેમણે તેને જેર કરી લીધો. એને કેટલાં બધા સવાલો પૂછ્યા, તેના પર આરોપો મૂક્યા,

તેને અપમાનિત કર્યો પણ પેલાએ કશો જવાબ જ ન આપ્યો. એ દરમિયાન ત્યાંથી પસાર થતા કેટલાક લોકોએ હેરડિયાને ભાગી જતો જોયો અને પછી બંદૂકનો અવાજ સાંભળ્યો એટલે એને જ ચોરલૂંટારુ માની લઈ પકડી લીધો.

જિપ્સીએ કહ્યું : 'મને કેપ્ટન પાસે લઈ જાઓ. મારે મોન્ટિજોના કાઉન્ટને મળવું છે.'

તેને પકડનારામાંથી કોઈ બોલ્યું : 'એમ મોન્ટિજોના કાઉન્ટને મળવું છે ! તેં કોને મારી નાખ્યો ? આ એક સૈનિક આવે છે, તને શી સજા કરવી એ તેઓ નક્કી કરશો.'

હેરડિયાએ કહ્યું : 'મને પણ એમ લાગે છે પણ પેરોન મને મારી ન નાખે એ જોજો.

'પેરોન એટલે ? આ માણસ શું બકી રહ્યો છે ?'

'આવો એટલે ખબર પડશે.' એમ કહેતા જિપ્સીએ એ ટુકડીના આગેવાન પાસે જઈને અને મેન્યૂઅલ તરફ આંગળી ચીંધીને કહ્યું : 'સાહેબ, આ જ પેરોન છે. બે અઠવાડિયાં પર જે જિપ્સીએ મોન્ટિજોના કાઉન્ટને પેરોનની જે માહિતી આપી હતી તે હું જ છું.'

'પેરોન... પેરોન પકડાયો ! સૈનિક વેશે પેરોન...' ટોળાએ બરાડો પાડ્યો.

ટુકડીના નેતાએ કેપ્ટનનો હુકમ વાંચતા કહ્યું, 'એમાં કોઈ શંકા નથી. આપણે ખરેખર મૂરખ છીએ. પણ પેરોનની શોધમાં નીકળેલા સૈનિકોની વચ્ચે જ એ ભરાઈ બેઠો હશે એવો વિચાર તો કોને આવે ?'

પેરોન મનોમન બબડ્યો : 'હું જ મૂરખ –', ઘવાયેલા સિંહની આંખે જિપ્સી સામે જોતાં બબડ્યો : 'આ એક જ માણસને મેં જીવતદાન આપેલું. મારાં જ કરમ મને નડ્યાં.'

બીજા અઠવાડિયે પેરોનને મૃત્યુદંડ આપવામાં આવ્યો અને એ રીતે જિપ્સીની ભવિષ્યવાણી સાચી પડી.

(પેદ્રો-એન્ટોનિયો દ એલાર્કોન(૧૮૩૩-૯૧). નવલકથાકાર તરીકે જાણીતા થયેલા આ લેખકે ઓગણીસમી સદીના સ્પેનિશ કથાસાહિત્યને ઘડ્યું હતું. 'પ્રોફેસી' નામની આ વાર્તા સ્પેનિશ સ્ટૉરીઝ ઍન્ડ ટેલ્સ (૧૯૫૬) સં. હેરિયેટ દ ઓનિસના સંચયમાંથી લેવામાં આવી છે.)

## ગૂમડું / સઆદત હસન મન્ટો

*અનુવાદ : શરીફા વીજળીવાળા*

ગોપાલના સાથળ પર જ્યારે મોટું મૂંઢિયું ગૂમડું નીકળ્યું ત્યારે એ ભાઈના હોશકોશ ઊડી ગયા.

કાળઝાળ ઉનાળો હતો અને આ વર્ષે કેરી પુષ્કળ થઈ હતી. બજારોમાં, શેરીઓમાં, દુકાનોમાં, ફેરિયાઓ પાસે... જ્યાં નજર નાખો બસ કેરી જ કેરી નજરે પડતી હતી. લાલ, પીળી, લીલી... રંગેરંગની કેરી નજરે પડતી હતી. શાકમાર્કેટમાં જાતભાતની ઢગલેઢગલા કેરી આવતી હતી અને સાવ પાણીના મૂલે વેચાતી હતી. એમ સમજોને કે ગયા વરસની બાકી રહી ગયેલી કસર આ વર્ષે પૂરી થઈ રહી હતી...

નિશાળની બહાર બેસતા ફળવાળા છોટુરામ પાસેથી ગોપાલે એક દિવસ પેટ ભરીને કેરીઓ ખાધી. એના ખિસ્સામાં મહિના એકથી બચાવેલા, ભેળા કરેલા જેટલા પણ પૈસા હતા એ બધા જ પૈસા એણે કેરીઓ પાછળ ખર્ચી નાખ્યા. એણે ખાધેલી કેરીના ગર અને રસમાં જાણે સાકર ઘોળી હોય એટલી મીઠાશ હતી.

એ દિવસે કેરી ખાઈને આંગળીઓ ચાટતા ગોપાલને નિશાળ છૂટે ત્યારે દૂધની લસ્સી પીવાનો વિચાર આવેલો અને એ વિચારને અમલમાં મૂકવા એણે ગંડારામ કંદોઈને પાશેર દૂધની લસ્સી બનાવવા કહ્યું પણ હતું. પણ ગંડારામે લસ્સી બનાવ્યા પછી કંઈક વિચારીને કહ્યું : 'ગોપાલ બાબુ, આગળનો હિસાબ ચૂકતે કરો પછી જ ઉધાર મળશે, નહીંતર નહીં મળે...'

ગોપાલે જો કેરી ન ખાધી હોત તો એને લસ્સી પીવાનો વિચાર પણ ન આવ્યો હોત. જો એના ખિસ્સામાં થોડા ઘણા પૈસા પણ બચ્યા હોત તો એ ત્યાં ને ત્યાં જ ગંડારામનો હિસાબ ચૂકતે કરી દેત. કંઈ નહીં તો છેવટે રોકડા પૈસા ચૂકવીને પણ એણે લસ્સીનો પેલો તૈયાર થયેલો ગ્લાસ લઈ લીધો હોત જેમાં બરફનો કટકો તરતો હતો અને જે ગ્લાસને કંદોઈએ મોઢું બગાડીને એની પાછળ પડેલા લોઢાના થાળ પર મૂકી દીધો હતો. ગોપાલ આ બાબતે કંઈ જ કરી શકે એમ નો'તો અને ધરાઈ ધરાઈને કેરીઓ ખાવાનું પરિણામ એ આવ્યું કે ચોથા જ દિવસે એના સાથળ પર મૂંઢિયું ગૂમડું ફૂટી નીકળ્યું જે ત્રણ-ચાર દિવસથી મોટું ને મોટું થતું જતું હતું.

આ ગૂમડાએ ગોપાલના હોશકોશ ઉડાડી દીધા હતા. એની સમજમાં નો'તું આવતું કે એ શું કરે ? એને ગૂમડું હેરાન નો'તું કરતું પણ એની પીડાએ એને પરેશાન કરી મૂકેલો. અને સૌથી મોટી મુશ્કેલી એ હતી કે ગૂમડું રોજરોજ લાલઘૂમ થતું જતું હતું અને હવે તો ગૂમડા પર પીળી ફોલ્લી દેખાવાની શરૂ થઈ ગઈ હતી. પીડાથી વાજ આવી ગયેલા ગોપાલને એવું લાગતું હતું જાણે ગૂમડાની અંદર કોઈ હાંડી ઊકળી રહી છે અને એ હાંડીની અંદર જે કંઈ છે એ બધું એક જ ઉફાણમાં બહાર આવવા માગે છે. અને આ અહેસાસ એને હેરાન કરી મૂકતો હતો. ગૂમડાનો વધતો જતો ઘેરાવો જોઈને એકવાર તો એને એવું લાગ્યું કે એની કાચની લખોટી ખિસ્સામાંથી નીકળીને એના સાથળમાં ઘૂસી ગઈ છે.

આ ગૂમડા વિશે એણે ઘરમાં કોઈને કહ્યું નો'તું. ગોપાલ જાણતો હતો કે જો ભૂલમાંય એના પિતાજીને ગૂમડા વિશે ખબર પડશે તો એ એમના થાણાની માખીઓ પર આવેલો બધો ગુસ્સો ગોપાલ પર ઠાલવશે. શક્ય છે કે ગિરધારી વકીલના મુનશીએ છેક વજીરાબાદથી મંગાવીને ભેટમાં આપેલી લાકડીથી એના પિતાજી એને ફટકારવાનું શરૂ કરી દે... એની માનું મગજ પણ કંઈ ઓછું તપેલું થોડું જ હતું ! એ કદાચ એને કેરી ખાવાના ગુનાની સજા ન આપત. પણ ઘરની બહાર એણે એકલા એકલા કેરી ખાધી જ કેમ એ ભૂલ પર આમળી આમળીને મા એના કાન ચોક્કસ લાલ કરી દેત. એની માનો નિયમ હતો... જે કંઈ ખાવું હોય, ઘરે લાવીને જ ખાવાનું. એ હંમેશાં કહેતી :

'ગોપાલ, તારે ઝેર પણ ખાવું હોય ને... તો એ પણ ઘરે લાવીને જ ખાવાનું...' ગોપાલ સારી સમજતો હતો કે આવા નિયમ પાછળ એની માની માત્ર એટલી જ ઇચ્છા હતી કે ગોપાલના મોઢા સાથે માનું મોઢું પણ કંઈક પામે...

તો બસ... ગોપાલના સાથળ પર ગૂમડું નીકળવાનું હતું તે નીકળ્યું. અને જ્યાં સુધી ગોપાલ સમજતો હતો ત્યાં સુધી આ ગૂમડાંનું કારણ એણે ખાધેલી કેરીઓ હતું.

એના પિતાજી એને થોડા દિવસ પહેલા ખિજાયેલા એ બરાબર યાદ હોવાને કારણે જ ગોપાલે ગૂમડા વિશે ઘરમાં કોઈને કહ્યું નો'તું. એના પિતા લાલા પુરુષોત્તમદાસ થાણેદાર ધોતિયું પહેરીને, નળની ધાર નીચે તાલકું ધરીને, લટકતી ફાંદે મૂછોના થોભિયામાંથી કેરીનો રસ ચૂસતા હતા. સામે પડેલી ડોલમાં બાર-તેર કેરી હતી. સવાર સવારમાં એક લારીવાળાનો દંડ માફ કર્યો એના બદલામાં એમણે આ કેરીઓ વસૂલ કરી હતી. ગોપાલ એના પિતાની પીઠ ખંજવાળી રહ્યો હતો અને મેલની ગોળીઓ વાળી રહ્યો હતો. ધોવા માટે જ્યારે ગોપાલે હાથ ડોલમાં બોળ્યા ત્યારે એનો વિચાર એકાદી કેરી મારી લેવાનો હતો. પણ એના પિતાએ જોરથી એના હાથને હડસેલતા કહ્યું હતું : 'સાલા બેશરમ; વડીલોનો આદર કરતા તું ક્યારે શીખવાનો ?...' રોતલ મોઢું કરીને ગોપાલે જ્યારે કહ્યું કે, 'પિતાજી, મને પણ કેરી ખાવાનું મન થાય છે...' ત્યારે એના થાણેદાર બાપે કેરીની ગોટલી ચૂસીને ખાળ બાજુ ઘા કરતા કહ્યું હતું : 'ગોપુ બેટા, તને હજી આ કેરી બહુ ગરમ પડે. ગડ-ગૂમડ નીકળે એવું તું જો ઇચ્છતો હો તો ખા કેરી. એકાદ-બે વરસાદ થઈ જવા દે... પછી તારે ખાવી હોય એટલી કેરી ખાજે... તારી માને કહીશ... એ તારા માટે દૂધની લસ્સી બનાવી દેશે... પછી તને કેરીથી ગરમી પણ નહીં નીકળે... ચાલ જોઈએ હવે વાંસો ખંજવાળ બરાબર...' કેરીની ગરમીની વાત સાંભળીને ગોપાલે ચૂપચાપ બાપની પીઠ ખંજવાળવી શરૂ કરી દીધી હતી. કેરીની મીઠી મીઠી સુગંધથી એના મોંમાં જે પાણી વછૂટેલું એને ક્યાંય સુધી એ ગળા હેઠળ ઉતારતો રહેલો...

આ થયું એના બીજા જ દિવસે એણે પેટ ભરીને કેરીઓ ખાધી હતી અને

ચોથા જ દિવસે એના સાથળ પર ગૂમડું ફૂટી નીકળ્યું હતું... એના પિતાની વાત સાચી પુરવાર થઈ...

હવે જો એ ઘરમાં કોઈને આ ગૂમડાની વાત કરે તો કેરીની જેમ જ માર પણ ધરાઈને ખાવો પડે એ દીવા જેવું સ્પષ્ટ હતું. આ માર પડવાની બીકે જ એ ચૂપ હતો. ગૂમડાને મોટું થતું અટકાવવાના ઉપાયો વિશે એ વિચારતો રહેતો.

એક દિવસ એના પિતાજી થાણા પરથી પાછા આવ્યા ત્યારે એમના હાથમાં લાંબી ટ્યુબ જેવું કંઈક હતું. ગોપાલના પિતાએ પત્નીને બૂમ મારીને એના હાથમાં એ ટ્યુબ પકડાવતા કહ્યું : 'લે, આજે હું બહુ કામની ચીજ લઈ આવ્યો છું... આ મુંબઈનો મલમ છે... સો રોગની એક દવા જેવો અકસીર મલમ છે. અત્યારે ગડગૂમડની મોસમ છે... એક જરાક જેટલો મલમ ગૂમડા પર લગાડો કે આમ ચપટી વગાડતામાં સારું થઈ જશે... મુંબઈનો ખાસ મલમ છે... લે ક્યાંક સાચવીને મૂકી દે...'

ગોપાલ એની બહેન નિર્મળા સાથે આંગણામાં બેટ-દડાથી રમતો હતો. જ્યારે થાણેદાર સાહેબ એની પત્નીને મલમની ખૂબીઓ વિશે કહી રહ્યા હતા ત્યારે જ જોગાનુજોગ નિર્મળાએ દડાનો જોરથી ઘા કર્યો. ગોપાલનું ધ્યાન રમતમાં નો'તું, પણ પિતાની વાતમાં હતું. દડો જોરથી એના ગૂમડા પર વાગ્યો અને એ પીડાથી તરફડી ઊઠ્યો. જરાક પણ ઉંકારો કર્યા વગર એ પીડાને પી ગયો... નિશાળમાં હરિરામ માસ્તરની જાણીતી નેતરની સોટીનો માર ખાઈ ખાઈને પીડા સહન કરવાને એ ટેવાઈ ગયો હતો.

ગોપાલને જ્યારે ગૂમડા પર દડો વાગ્યો ત્યારે જ બરાબર એના પિતા મોટા અવાજે એની માને કહેતા હતા : 'એક જરાક જેટલો મલમ ગૂમડા પર લગાડીશ કે આમ ચપટી વગાડતામાં સારું થઈ જશે...' અને 'આમ' બોલતાંની સાથે એના પિતાએ ચપટી વગાડી તો ગોપાલનું ઝોકે ચડી ગયેલું મગજ એ ચપટીથી જાગી ઊઠ્યું. એને એની પીડાનો ઉપાય મળી ગયો...

એની માએ સામેની ઓસરીમાં પડેલી સિલાઈકામની નાનકડી પેટીમાં એ ટ્યુબ મૂકી દીધી.

એની મા મોટા ભાગે સાચવીને રાખવા જેવી બધી જ ચીજોને

સિલાઈકામની એ પેટીમાં રાખતી એની ગોપાલને બરાબર ખબર હતી. એકદમ સાચવવાની ચીજ માનો પેલો ચીપિયો હતો. એ ચીપિયાથી એની મા દર દસમે-પંદરમે દિવસે પોતાના કપાળના વાળ ખેંચતી. એ ચીપિયો પેલી પડીકી સાથે પેટીમાં હાજર હતો એ વાતમાં કોઈ શક નો'તો. એ પડીકીમાં કોલસાની સફેદ રાખ હતી. એની પા વાળ ખેંચ્યા પછી માથા પર કોલસાની એ રાખ લગાવતી.

ગોપાલે પાક્કી ખાતરી કરવા માટે ઓસરીમાં પડેલા પલંગ નીચે દડાનો ઘા કર્યો અને પછી પલંગ નીચેથી દડો કાઢતાં કાઢતાં એણે એની માને પેટીમાં મલમ રાખતા જોઈ લીધી.

ભર બપોરે ગોપાલે એની બહેન નિર્મળાની સાથે મળીને એક નાની કાતર – આ કાતરથી એના પિતા આંગળીઓના નખ કાપતા હતા – મલમની ટ્યુબ અને બાપના લેંઘા સીવાતા વધેલા માદરપાટના કટકા મેળવી લીધા. આ કટકા સાથે કાપડનો બીજો કટકો જોડીને એની મા ઇજારનો ઝોળો બનાવવાની હતી.

બેઉ ભાઈ બહેન આ બધી ચીજો લઈને છત પર ચડી ગયા અને છજા હેઠળ – જ્યાં કોલસાની ગુણીઓ પડી રહેતી ત્યાં જઈને – બેસી ગયા.

નિર્મળાએ જ્યારે ખિસ્સામાંથી માદરપાટનો કટકો કાઢીને પોતાની સાથળ પર સલવારના સરકતા રેશમી કપડા પર ગોઠવ્યો અને પછી ગોપાલ તરફ ચંચળ આંખોથી જોયું એ સમયે એવું લાગ્યું કે નદીના બરુ જેવી નાજુક અને કોમળ આ અગિયાર વરસની છોકરી જાણે બહુ મોટા કામ માટે પોતાની જાતને તૈયાર કરી રહી હતી. અત્યાર સુધી તો એનું નાનકડું હૈયું માત્ર મા-બાપના વડચકાથી કે ઢીંગલીના મેલા થઈ જતા મોઢાની ચિંતામાં જ ધડકતું હતું... પણ આ પળે એનું હૈયું ભાઈના સાથળ પરનું ગૂમડું જોવાના ખ્યાલે ધડકી રહ્યું હતું. એના કાનની બૂટ લાલ લાલ થઈ ગઈ હતી.

ગોપાલે ગૂમડા વિશે ઘરમાં કોઈને કંઈ નો'તું કહ્યું પણ નિર્મળાને તો જખ મારીને બધું કહેવું પડ્યું... કેવી રીતે એણે ચોરી છૂપી કેરીઓ ખાધી અને દૂધની લસ્સી પીવાનું ભૂલી ગયો... અને એની સાથળ પર રોકડા રૂપિયા જેવડું ગૂમડું ફૂટી નીકળ્યું... એણે પોતાની રામકહાણી સંભળાવ્યા પછી એકદમ

રહસ્ય જાળવવાનું હોય એવા અવાજે નિર્મળાને કહ્યું : 'જો નિર્મળા, ઘરમાં તું આ વાત કોઈને ના કહેતી.' તો નિર્મળાએ એકદમ ગંભીર ચહેરે જવાબ આપ્યો : 'હું કંઈ ગાંડી થોડી જ છું કે કહી દઉં ?...'

ગોપાલને ખાતરી હતી કે નિર્મળા આ વાત કોઈને નહીં કહે એટલે એણે લેંઘાને ઉપર ખેંચ્યો.

નિર્મળાનું હૈયું થડક... થડક... થવા માંડ્યું.

જ્યારે ગોપાલે નીચે બેસીને નિર્મળાને પોતાનું ગૂમડું દેખાડ્યું તો નિર્મળાએ આઘા ઊભા રહીને જરાક આંગળી અડાડી જોઈ. એના આખ્ખા શરીરમાં ઝણઝણાટી ફેલાઈ ગઈ. સી... સી... કરતા એણે એ લાલઘૂમ ગૂમડા તરફ જોયું : 'બાપરે બાપ, કેટલું લાલ છે !...'

'હજી તો વધારે લાલ થશે.' ગોપાલે પૌરુષનું પ્રદર્શન કરતા જવાબ દીધો.

નિર્મળાએ આશ્ચર્યથી કહ્યું : 'સાચ્ચે જ ?'

'હજી આ તો કંઈ લાલ નથી... મેં ચિરંજીના મોઢા પર જે ગૂમડું જોયેલું એ આનાથી ક્યાંય મોટું અને લાલઘૂમ હતું...' ગોપાલે ગૂમડા પર આંગળી ફેરવતા કહ્યું.

'તો આ ગૂમડું હજી મોટું થશે ?' નિર્મળા જરાક નજીક સરકી.

'કોને ખબર છે... હજી તો વધ્યે જ જાય છે...' ગોપાલે ખિસ્સામાંથી મલમની ટ્યુબ કાઢીને કહ્યું.

નિર્મળા એકદમ ડરી ગઈ હતી : 'આ મલમથી તો સારું થઈ જશેને ?'

ગોપાલે ટ્યુબની એક બાજુ પરનો કાગળ ફાડ્યો અને હકારમાં માથું હલાવ્યું.' આ મલમનું એક પૂમડું લગાવતાંની સાથે જ ગૂમડું ફૂટી જશે...'

'ફૂટી જશે... !' નિર્મળાને એવું લાગ્યું જાણે એના કાન પાસે ફુગ્ગો ફૂટ્યો હોય... એનું હૈયું બેસી ગયું.

'અને આની અંદર જે કંઈ ભરાયું છે એ બધું નીકળી જશે...' ગોપાલે મલમની ટ્યુબ એક બાજુ મૂકતા કહ્યું.

નિર્મળાની ગુલાબી રંગત મુંબઈના મલમ જેવી પીળી પડી ગઈ. એણે ધડકતા હૈયે પૂછ્યું : 'ભાઈ, આ ગૂમડાં કેમ નીકળતા હશે ?'

'ગરમ ચીજો ખાવાથી...' ગોપાલે જાણકાર દાક્તરની અદાથી જવાબ આપ્યો.

નિર્મળાને બે મહિના પહેલા ખાધેલા બે ઈંડા યાદ આવ્યાં. એ કંઈક વિચારવા લાગી...

ગોપાલ અને નિર્મળા વચ્ચે થોડીક બીજી વાતો થઈ પછી બેઉ ભાઈ બહેન મૂળ કામમાં લાગી ગયાં.

નિર્મળાએ માદરપાટનો એક ગોળ કટકો કાપ્યો. એકદમ સફાઈથી એની કાતર ફરતી હતી... રૂપિયા જેવો ગોળ કટકો... હિંમત છે કોઈની કે નિર્મળાએ કાપેલા ગોળાકારમાં જરાક જેટલી પણ ભૂલ કાઢી બતાવે ! નિર્મળાએ કાપેલો કટકો બરાબર એવો જ ગોળ હતો જેવી નિર્મળાના માના હાથની બનેલી રોટી...

ગોપાલે એ કટકા પર જરાક જેટલો મલમ લગાવ્યો. મલમને કટકા પર બરાબર ફેલાવા દીધા પછી એણે ધ્યાનથી ગૂમડા તરફ જોયું.

નિર્મળા ગોપાલ પર ઝૂકીને એની દરેકે દરેક હરકતને એકદમ રસથી જોઈ રહી હતી. ગોપાલે જ્યારે પેલો કટકો ગૂમડા પર લગાવ્યો ત્યારે નિર્મળા કંપી ઊઠી. કેમ જાણે કોઈએ એના શરીર પર બરફનો કટકો ન રાખી દીધો હોય !

'હવે સારું થઈ જશે ને ?' નિર્મળાએ ડરતાં ડરતાં પૂછ્યું.

ગોપાલે જવાબ દઈ શકે એ પહેલાં છજાની બરાબર બાજુના દાદર પર કોઈના ચડવાનો અવાજ આવ્યો. બેઉ ભાઈબહેનને સરખો જ વિચાર આવ્યો કે કદાચ એમની મા હશે જે કોલસા લેવા ઉપર આવતી હશે...

બેઉ ભાઈબહેને એકબીજાના મોં તરફ જોયું અને કંઈ કહ્યા-મૂક્યા વગર જ બેઉએ બધી ચીજો ભેગી કરીને પેલી જૂની પેટીની પાછળ સંતાડી દીધી જ્યાં એમની બિલાડી સુંદરી વિયાતી હતી. અને પછી બેઉ જણા છતની પાળી ઠેકીને નાસી ગયાં.

ગોપાલ જ્યારે શેરીમાં પહોંચ્યો તો સામેથી એના પિતા આવી રહ્યા હતા. એમણે એને ફાલુદો લેવા મોકલી આપ્યો.

જ્યારે તે ફાલુદો લઈને પાછો આવી રહ્યો હતો ત્યારે નિર્મળા એને શેરીમાં જ મળી ગઈ. ફાલુદાની પ્યાલી નિર્મળાને પકડાવી દઈને ગોપાલ ચિરંજીના

ઘરે જતો રહ્યો. માના અચાનક આવી જવાને કારણે એણે અને નિર્મળાને પેટી પાછળ સંતાડેલી ચીજોને માની સિલાઈની પેટીમાં મૂકવાનું બાકી છે એ વાત તે ભૂલી ગયો...

ગોપાલ મોડે સુધી ચિરંજીના ઘરે પાનાં રમતો રહ્યો. રમતમાંથી નવરા થયા પછી એ જ્યારે ચિરંજીના ખભે હાથ મૂકીને બહાર નીકળી રહ્યો હતો ત્યારે કોઈક વાત પર ચિરંજી હસ્યો. એ હસ્યો ત્યારે એના જમણા ગાલ પરના ગૂમડાનું નિશાન લાંબી લીટી જેવું થઈ ગયું. અને તરત જ ગોપાલને પોતાનું ગૂમડું યાદ આવ્યું. પોતાના ગૂમડાનો વિચાર આવતાની સાથે જ એને એ બધી ચીજો યાદ આવી ગઈ જે પેટી પાછળ પડી હતી. ચિરંજીના ખભા પરથી હાથ ખેંચી લઈ ગોપાલ ઘર તરફ ભાગ્યો.

ઘરે પહોંચીને એણે ત્યાંનું વાતાવરણ જોયું.

એની મા ફળિયામાં બેઠી બેઠી એના પિતા પાસેથી 'મિલાપ' નામના છાપામાંથી સમાચાર સાંભળી રહી હતી... એ હસતી પણ હતી...

ગોપાલ મા-બાપ પાસેથી પસાર થયો. બેઉએ એની તરફ જોયું પણ એને કંઈ કહ્યું નહીં.

ગોપાલને ખાતરી થઈ ગઈ કે હજી સુધી એની માને એની સિલાઈની પેટી જોઈ નથી... એ ચુપચાપ છત પર ચાલ્યો ગયો.

લાંબી છત પાર કરીને એ છજા પાસે પહોંચ્યો જ હતો કે એના પગ થંભી ગયા.

નિર્મળા પેટી પાસે માથું નમાવીને બેઠી હતી. ગોપાલ પાછો ખસી ગયો અને છુપાઈને નિર્મળાને જોવા લાગ્યો...

નિર્મળા તલ્લીન થઈને કટકો વેતરી રહી હતી. એની પાતળી આંગળીઓ કાતર પાસેથી એકદમ સફાઈપૂર્વક કામ લઈ રહી હતી. કટકો કાપ્યા પછી એણે થોડોક મલમ કાઢીને કટકા પર લગાવ્યો. પછી એણે એના કૂરતાના બટન ખોલ્યા. છાતીના ભાગે જમણી બાજુ જરાક ફૂલેલો ભાગ હતો. એવું લાગતું હતું જાણે નળી પર સાબુનો નાનકડો પરપોટો સલવાયેલો હતો.

નિર્મળાએ કટકા પર ફૂંક મારી અને પેલા જરાક અમસ્તા ઉભાર પર કટકો લગાવી દીધો.

(વાર્તાનું મૂળ શીર્ષક તો 'ફાહા' છે. જેનો અર્થ 'પૂંમડું' થાય... આપણે ગોઝ પણ કહી શકીએ... પણ મને બિંદુ ભટ્ટે સૂચવેલ 'ગૂમડું' શીર્ષક વધુ યોગ્ય લાગ્યું... મેં વાર્તામાં બધે જ ફાહા = કટકો જ કર્યું છે... વયમાં પ્રવેશતી નિર્મળાની મૂંઝવણ, એનો ડર ગોપાલના ગૂમડાની સમાંતરે આલેખાતો રહ્યો છે. મન્ટોની 'ધુંવા' નામની વાર્તામાં સમજણના પ્રદેશમાં પ્રવેશવા મથતા કિશોરની વાત થઈ છે... એની જે પાંચ વાર્તા પર અશ્લીલતાના કેસ ચાલેલા એમાંની એક 'ધુંવા' પણ ખરી. કોઈને મા-બાપ વિશે થયેલી વાત બિનજરૂરી લંબાણ લાગે. પણ પોતાની દુનિયામાં રાચતા, ઘણા અંશે સ્વાર્થી કહી શકાય એવા મા-બાપનાં ચરિત્રો એ લંબાણમાંથી ઊપસે છે... બાળકો ઘરમાં કંઈ કહી શકે કે પૂછી શકે એવો માહોલ જ નથી... નિર્મળાની મૂંઝવણનો ઉકેલ નિર્મળાએ જ કાઢવો પડે એવો ઘરનો માહોલ છે...)

## સાભાર સ્વીકાર

<u>સાંબેલું ચંદણ સાગનું</u> : કાવ્યસંગ્રહ : મનહર જાની,
*પ્રાપ્તિસ્થાન : સંવાદ પ્રકાશન*, ૨૩૩/ રાજલક્ષ્મી સોસાયટી, જૂના પાદરા રોડ,
વડોદરા-૩૯૦ ૦૦૭, મૂ.રૂ.૫૦/-.

<u>છાંયડામાં હું</u> : હાઈકુ સંગ્રહ : પ્રિયંકા કલ્પિત,
*વિક્રેતા : ગુર્જર એજન્સી*, રતન પોળ નાકા સામે, ગાંધી રોડ,
અમદાવાદ, મૂ.રૂ.૪૫/-

<u>બિખરી પંખડિયા</u> : હિન્દી કાવ્યસંગ્રહ : *પ્રા.જગદીશ ન શેલત*,
પ્ર. શ્રીમતી મલ્લિકા રસેશ અધ્વર્યુ, ૧/ ઓલિમ્પિયા બુલવર્ડ, પરામસ ગાર્ડન-
સ્ટેટ, એન-જે-૦૭૬૫૨, મૂ.રૂ.૩૦/-

<u>પરાગ પળોજણની</u> : કાવ્યસંગ્રહ : જગદીશ એન.શેલત સહૃદય, પ્ર.શ્રીમતી પ્રેમલીલા
જે.શેલત, સી-૧/૨, રીના પાર્ક, તીથલ રોડ,
વલસાડ-૩૯૬ ૦૦૧, મૂ.રૂ.૧૬૫/-

<u>સંઘટના સંચેતનાની</u> : કાવ્યસંગ્રહ : જગદીશ એન.શેલત સહૃદય, પ્ર.ચીમનલાલ
છાત્રાલય, નવા વિકાસગૃહ માર્ગ, પાલડી, અમદાવાદ, મૂ.રૂ.૧૬૫/-

# ગુજરાત સાહિત્ય અકાદમી

*જૂનું વિધાનસભા ભવન,*
*સેક્ટર ૧૭, ગાંધીનગર*

ગુજરાત સાહિત્ય અકાદમી તરફથી નીચેની યોજનાઓ માટે નિયત સમયમર્યાદામાં પુસ્તકો/હસ્તપ્રતો આવેદનપત્રો મંગાવવામાં આવે છે.

## ૧. શ્રેષ્ઠ પુસ્તકોને પારિતોષિક :

તા. ૧-૧-૨૦૦૧થી તા.૩૧-૧૨-૨૦૦૧ સુધીમાં પ્રગટ થયેલાં, ગુજરાતી ભાષાનાં જુદાં જુદાં સાહિત્યસ્વરૂપોનાં મૌલિક પુસ્તકો અકાદમીની શ્રેષ્ઠ પુસ્તકોને પારિતોષિક આપવાની યોજનામાં મંગાવવામાં આવે છે. જેમાં *બાળવિભાગમાં* ૧. કાવ્ય ૨. વાર્તા ૩. ચરિત્રાદિ ૪. નાટકો અને *પ્રૌઢ વિભાગમાં* ૧. નવલકથા ૨. ટૂંકી વાર્તા ૩. નાટક-એકાંકી નાટક ૪. હાસ્ય-વ્યંગ કટાક્ષ ૫. નિબંધ અને પ્રવાસ ૬. કવિતા ૭. વિવેચન ૮. સંશોધન-ભાષાવ્યાકરણ ૯. આત્મકથા-રેખાચિત્ર-પત્ર જીવનચરિત્ર-સત્યકથા (સંયુક્ત) ૧૦. લોકસાહિત્ય ૧૧. અનુવાદ વિભાગનો સમાવેશ થાય છે.

પ્રત્યેક પુસ્તકના ઊઘડતે પાને પ્રસ્તુત વિભાગમાંથી લાગુ પડતો કોઈ એક વિભાગ અવશ્ય દર્શાવવાનો રહેશે. આ યોજના અન્વયે રસ ધરાવતા લેખકો/પ્રકાશકોએ પોતાના પુસ્તકની એક નકલ તા.૩૧-૭-૨૦૦૨ સુધીમાં અકાદમીને વિના મૂલ્યે મોકલી આપવી. આ માટે લેખકોએ/પ્રકાશકોએ કોઈ આવેદન ભરવાનું નથી.

## ૨. શિષ્ટમાન્ય કૃતિઓને પ્રકાશન સહાય :

ઇતિહાસ, તત્ત્વવિજ્ઞાન, વિજ્ઞાન, કલા, ભાષાસાહિત્ય તેમજ સંશોધનને લગતા સાંસ્કૃતિક ભૂમિકા ધરાવતાં ગ્રંથો અને અભ્યાસલેખોના સંગ્રહોને રૂ.૧૦,૦૦૦/- સુધીની પ્રકાશન સહાય આપવામાં આવે છે. આ માટે આવેદનપત્ર સાથે જરૂરી હસ્તપ્રતો રજૂ કરવાની રહે છે.

### ૩. નવોદિત સાહિત્યકારોને પ્રકાશન સહાય :

અગાઉ જેમની એક પણ સાહિત્યકૃતિ પુસ્તક સ્વરૂપે પ્રગટ થઈ નથી તેવા નવોદિત લેખકને સાહિત્યનાં વિવિધ સ્વરૂપોમાં લખાયેલી મૌલિક કૃતિના પ્રથમ પ્રકાશન માટે રૂ.૧૦,૦૦૦/- સુધીની પ્રકાશન સહાય આપવામાં આવે છે. આ માટે પણ જરૂરી હસ્તપ્રત રજૂ કરવાની રહે છે. નવોદિત લેખકોનાં કાવ્ય અથવા વાર્તા, નિબંધ કે રેખાચિત્ર, ગદ્યલેખો, ઇત્યાદિ સાહિત્યનાં શિષ્ટ સામયિકોમાં પ્રગટ થયેલાં હોય તો તેનો ઉલ્લેખ હસ્તપ્રતમાં કરવો અનિવાર્ય છે.

### ૪. મૌલિક બાલસાહિત્યને ઉત્તેજન :

બાલસાહિત્યનું પ્રકાશન થતું રહે અને ગુજરાતનાં બાળકોને નવું સર્જાતું બાલસાહિત્ય સુલભ થાય, તે હેતુથી આ વિષયના લેખકોને પ્રકાશન સહાયરૂપે અને બાલસાહિત્યને પ્રોત્સાહન માટે રૂ.૫,૦૦૦/- સુધીની પ્રકાશન સહાય આપવામાં આવે છે. આ માટે પણ જરૂરી હસ્તપ્રત આવેદનપત્ર સાથે રજૂ કરવાની રહે છે.

સંબંધિત લેખકો/પ્રકાશકોએ ઉક્ત યોજના ક્રમાંક : ૨થી ૪ના આવેદનપત્રો ટપાલથી કે રૂબરૂ અકાદમી કાર્યાલયના ઉપરના સરનામેથી મેળવીને તા.૩૧-૭-૨૦૦૨ સુધીમાં હસ્તપ્રતની જરૂરી નકલો સાથે મોકલી આપવાં. સુવાચ્ય હસ્તપ્રત વિનાનાં કે અધૂરી અને અસ્પષ્ટ વિગતોવાળાં આવેદનપત્રો અસ્વીકાર્ય બનશે, જેની નોંધ લેવા વિનંતી છે.

| | | |
|---|---|---|
| **કનૈયાલાલ મ.પંડ્યા** | **કુમારપાળ દેસાઈ** | **ભોળાભાઈ પટેલ** |
| **મહામાત્ર** | **ઉપપ્રમુખ** | **પ્રમુખ** |

# સમાચાર

- આલ્મેટીમાં પાકિસ્તાનના પ્રમુખ અને ભારતના વડાપ્રધાન અટલબિહારી બાજપેયી વચ્ચે મુલાકાત થઈ શકી નથી. પાકિસ્તાન ત્રાસવાદનું મુખ્ય કેન્દ્ર છે એવી ભારતની રજૂઆતને ઘણા બધા દેશો તરફથી સ્વીકૃતિ મળી રહી છે.
- ભારત પાકિસ્તાન વચ્ચે સંભવિત યુદ્ધની શક્યતાને કારણે ઘણા બધા દેશોના નિવાસીઓ ભારત છોડી રહ્યા છે.
- મહારાષ્ટ્રની મોરચા સરકાર લઘુમતીમાં મૂકાઈ ગઈ છે.
- વડોદરા ખાતે આઈપીસીએલને સંપૂર્ણપણે રીલાયન્સે કબજે કરી લીધી છે.
- ગુજરાતને ૪૪.૨૦ કરોડ ડોલરની લોન વર્લ્ડ બેન્ક આપશે.
- સમગ્ર વિશ્વમાં સોનાના ભાવ અભૂતપૂર્વ રીતે વધ્યા છે.
- ઝેરી જંતુનાશકોને બદલે તુલસી કે આંકડાનો ઉપયોગ કરવાથી ફળ-ફૂલને બચાવી શકાય છે.
- દહેજના બંદરે સોમું જહાજ નાંગર્યું છે.

રસ્તો

રતિલાલ 'અનિલ'

ગઝલ સંગ્રહ : મૂલ્ય રૂા. ૮૦/-

ચાંદરણાં

રતિલાલ 'અનિલ'

વ્યંગોક્તિ, ઉક્તિ, સૂત્રો : મૂલ્ય રૂા. ૧૦૧/-

મસ્તીની પળોમાં

રતિલાલ 'અનિલ'

બસો ઉપર મુક્તકોનો સંગ્રહ, મૂલ્ય ૨૫ રૂપિયા

રાત ચાલી ગઈ

અમીન આઝાદ

ગઝલસંગ્રહ : મૂલ્ય ૨૫ રૂપિયા

અજંપોત્સવ

અંજુમ વાલોડી

ગઝલસંગ્રહ : મૂલ્ય ૭૦ રૂપિયા

બધાં પ્રકાશનો માટે લખો

કંકાવટી પ્રકાશન, ૨૪, રીવર બેંક સોસાયટી,
અડાજણ ટાંકી, સુરત-૯

રન્નાદે પ્રકાશન, ૫૮/૨, દેરાસર સામે,
ગાંધી માર્ગ, અમદાવાદ-૯

# કંકાવટી

જુલાઇ, ૨૦૦૨
સાહિત્યસર્જન અને વિચારોનું સર્વલક્ષી માસિક

વર્ષ ૪૯ : અંક ૫૦૭

<u>વાર્ષિક લવાજમ</u>

દેશમા રૂ ૫૦, બં વર્ષના રૂ.૯૮. વિદેશી શિલિંગ ૪૦ (દરિયાઈ ટપાલથી), સાડા છ પાઉન્ડ (હવાઈ ટપાલ), મેગેઝીન એજન્સીઓ અને જાણીતા ગ્રંથવિક્રેતાઓને ત્યાં લવાજમ ભરી શકાય છે. કોઈ પણ માસથી ગ્રાહક થઈ શકાય છે. પત્રવ્યવહારમાં ગ્રાહક નંબર અવશ્ય લખવો. અંક ન મળ્યાની ફરિયાદ તરત જ કરવી. લવાજમ અને વ્યવસ્થા અંગેનો તમામ પત્રવ્યવહાર આર.આર.રૂપાવાળા, કંકાવટી, ૧૩,૧૪ સાંઈ સમર્પણ સોસાયટી, આશીર્વાદ ટાઉનશીપ-૧ પાછળ, બામરોલી રોડ ઉધના, સુરત ૩૯૪ ૨૧૦ સરનામે જ કરવો.

**કંકાવટીની છૂટક નકલ તેમ વાર્ષિક લવાજમ અહીં પણ ભરી શકાય છે :**
**ઈમેજ પબ્લિકેશન, પ્રા.લિ.૧/૨, અપર લેવલ સેન્ચુરી બજાર, આંબાવાડી સર્કલ,**
**અમદાવાદ-૩૮૦ ૦૦૬**

<u>કંકાવટી ઇન્ટરનેટ પર</u>

*http: // ratilalanil. tripod. com*

તંત્રી-મુદ્રક-પ્રકાશક
રતિલાલ 'અનિલ'
માલિક : આર.આર.રૂપાવાળા
કકાવટી, ૧૩-૧૪, સાંઈ સમર્પણ સોસાયટી, આશીર્વાદ ટાઉનશીપ : ૧ પાછળ,
બમરોલી રોડ, ઉધના
સુરત-૩૯૫ ૨૧૦
ફોન નં. ૮૬૭૦ ૪૧૮

પ્રકાશનસ્થળ : ૨૪, રીવર બેંક સોસાયટી, અડાજણ પાણીની ટાંકી,
સુરત-૩૯૫ ૦૦૯

લેસર અક્ષરાંકન
યુયુત્સુ પંચાલ
૨૩૩/ રાજલક્ષ્મી, જૂના પાદરા રોડ, વડોદરા-૩૯૦ ૦૦૭ ફોન : ૩૧ ૨૭ ૪૭

મુદ્રક,
શ્રી નટરાજ પ્રિન્ટર્સ, ઈન્દપુરા, આંબાવાડી, સુરત-૨
ફોન નં. ૭૪૨૮ ૯૪૧

## ગઝલ / રતિલાલ 'અનિલ'

લોહી નિંગળતા હાથનું 'ઓવારણું' કહે,
ઈતિહાસ, રક્તપાતને 'સંભારણું' કહે !

વેરાનમાં વંટોળિયો સૂસવે, ઘણું કહે,
કેવી રીતે મને હું પછી સાંભળું, કહે !

હુંકાર સાથે 'હું'નો બધો શોર ચોતરફ,
બોલે તો કોણ કોણ, વળી 'આપણું' કહે !

'કોઈ નથી, કોઈ નથી, કોઈ નથી અહીં,'
રાતે, ધીમે ભિડાતું, એવું બારણું કહે.

દિલાવરીના એવા શબદ શું ગયા, ગયા ?
કે કોઈ ધીખતી આગને પણ 'તાપણું' કહે !

સાંભળ, હવે કહેવાય છે કળિયુગની ગીતા,
જંગાલિયતને 'સંસ્કૃતિનું પારણું' કહે !

પદરવ ગયો ને પૂજવાને પાદુકા રહી...
કે ચાલવાનું ક્યાં હવે ? તું 'બેસણું' કહે !

કેવી રીતે જીવીશ ક્યામત સુધી 'અનિલ' ?
'નિજને હણું, નિજને હણું, નિજને હણું' કહે !

## ચાર ગઝલો / નિર્મિશ ઠાકર

૧

મળ્યા જિંદગીને વ્યથાના પડાવો
ખપી 'હાસ્ય'માં જે હતી વેદનાઓ

કિનારેથી જોતી રહી ઝંખનાઓ
તરી યે ખરી ને ડૂબી ક્યાંક નાવો

પછી વિસ્તરીને બની ગઈ દિશાઓ
હૃદયમાં સ્ફુરેલી હતી જે ઋચાઓ

હવે હું નહીં દર્પણોયે કહે છે
બધા ભાવ લજ્જા મહીં ના છૂપાવો

બધા હાલ પૂછી લીધા મેં તમારા
મને રાહમાં જ્યાં મળી ગઈ હવાઓ

તમે ફૂલ ખીલ્યાં કહો છો ! અસલમાં...
નર્યા રંગ ને રૂપની છે સભાઓ !



## ૨ : સલ્તનત છે

સલ્તનત છે કલમની – શાહીની
અમને આદત છે બાદશાહીની

પ્રેમ સાબિત થશે જ, પૂછી જો –
આંખ તારી જ છે ગવાહીની

રૂપ રક્ષાય કયા નકાબોથી ?
છે રમત ચોર ને સિપાહીની

નાવ શી આંખ તરતી યાદોમાં
જાત એવી છે એ પ્રવાહીની

કાફલાઓ અનુસરે છે મને
ક્યાં જરૂરત છે વાહવાહીની !

### ૩ : નાજુક અનુભવો જ

એ પ્યાસ કદી આટલી છલકાઈ ના શકે
તારા નયનની વાત છે, સમજાઈ ના શકે

કહેવાની ઘણી વાત તો એણે જ કહી દીધી
તસવીરમાં તું એટલી શરમાઈ ના શકે

તારા વિષે વસંતે લખ્યું મારા ભાગ્યમાં :
'તારા પ્રણયની વેલ છે, કરમાઈ ના શકે.'

મારી નજર કરે છે અર્થ તારી નજરનો :
'નખશિખ હોય પ્રેમ ને પરખાઈ ના શકે'

નાજુક અનુભવો જ પ્રણયના ને પવન્ના
પાલવમાં સ્પર્શ હોય ને પકડાઈ ના શકે

૪ : ૨૦૦૨, જુલાઈ

## ૪ : મારે ના ખપે

સર્જનોમાં પારકા અંજામ મારે ના ખપે
તું ચહે તો થાય મારાં નામ ? મારે ના ખપે

કાવ્ય મારું હો ને એમાં તું મને પામે નહીં ?
વ્યર્થ શબ્દોના બધા વ્યાયામ, મારે ના ખપે

જો ગમે મારાં થવાનું તો પ્રવેશો ખ્વાબમાં !
ઝંખનાઓ થાય જો નાકામ, મારે ના ખપે

મસ્જિદો ને મંદિરોની બ્હાર જો વ્યાપે નહીં
તો પછી એ હો ખુદા કે રામ, મારે ના ખપે

શબ્દકોશોમાં જ જે બે-ચાર અર્થો સાચવે
નિર્મિશાત્મકતા વિનાનાં નામ, મારે ના ખપે

અન્તરીક્ષ / જયેશ જરીવાલા

તમે સ્વર્ગ વિશે વાત કરો
તમે નર્ક વિશે વાત કરો
વાસ્તવમાં તમે મારી વાત કરો છો
હું પૃથ્વીને સમાવું છું
તારા, શ્યામગર્ત ને નિહારીકા
હું સમગ્ર બ્રહ્માંડને મારામાં સમાવું છું

ભૂતકાળમાં પાછા ફરો
કે ભવિષ્યમાં ગતિ કરો
સમય પણ મારો જ એક અંશ છે
હવે હું જ જવા માંગું છું
કોઈ જ સ્થાને હું જઈ શકું એમ નથી
હું જ્યાં પણ જાઉં છું ત્યાં મને નિહાળું છું.

(શ્યામગર્ત એટલે બ્લેકહોલ)

## તાપીતીર્થે હરિ ! / રતિલાલ 'અનિલ'

ત્યારે હું ધાર્મિક પણ નહીં અને રેશનાલિસ્ટ પણ નહીં, પણ નાનો 'પોરિયો' – આ 'નાનો પોરિયો' એ કંઈ 'લોટ દળવાની ઘંટી', કે 'ઘરડો ડોસો' જેવું શબ્દયુગલ નથી ! દળાયેલા લોટને ફરી દળવાની ઘંટી હોય ? ઘરડો હોય તેણે વળી ડોસો થવાનું બાકી રાખ્યું હોય ?- આવા પ્રશ્નો નાના પોરિયાને સ્પર્શતા નથી, કેમ કે 'મોટા લડધા જેવો થયો' તેમ કહેવાતું હોય, તેને પણ વડીલો 'પોરિયો' જ કહેતા – જૂની પેઢી હજી કહેતી હશે !

લ્યો, તેરનો આંકડો અપશુકનિયાળ કેમ કહેવાતો હશે એનું અચરજ એ પોરિયો ડોહો થયો તોયે એને હજી રહ્યું છે, હાળું, સમજાતું જ નથી ! પોરિયાને તો તેરનો આંકડો ખૂબ શુકનિયાળ લાગે ! એને તો એવો પોરસ કે તેર મહિનાનું વરસ હારોહાર, ક્રમાંક પેઠે આવે ! પણ ગોરજી મહારાજ હાથમાં પંચાંગ લઈને પોતે જુએ અને એટલા પ્રામાણિક કે જુએ તે જ બચાવે ! લ્યો, અધિક માસ કંઈ દર વર્ષે આવતો હશે ? એ તો ત્રણ વર્ષે આવે અને બારના આંકડામાં તેર માસનું વર્ષ બનાવે ! ત્રણના આંકડાનો અજબ મેળ પાડે ! બધાં એક 'ટેમ' જ જમે તેને વળી 'એકટાણું' કહે ! પોરિયાને વળી એકટાણું ગમે ? એ તો અજાણતાં મોઢું એંઠું કરે... પણ એકટાણાવાળા સાંજે ભૂખ ન લાગે એવી કસદાર, ઘીના સ્પર્શથી માંડી ભેગવાળી વાનગી બનાવે એનો લાભ ગમે ત્યારે મોઢું એંઠું કરનારને મળે જ, ન મળે તો છાનામાના મેળવી યે લેવાય ! તેર માસનું વર્ષ અને વચ્ચે આવે તોયે એનું નામ તો તેર જ ને ? અડધો દિવસ જ પોરિયાને કામે જવાનું, પગાર અડધો મળે એની ખોટ

વડીલોને, પોરિયાને તો અડધા દિવસની છુટ્ટી ! સ્ત્રીવર્ગ તો વહેલી સવારે જ ટોળી થઈને તાપીએ સ્નાન કરવા જાય, પુરુષ વર્ગ બપોરે ભજનમંડળી રૂપે ભજનકીર્તન કરતાં પદયાત્રા કરતાં તાપીસ્નાન માટે જાય, ડોહી ઘેર તાપીનું પાણી જનારાએ આણ્યું હોય તેની છાંટ શરીરે નાખી સ્નાનનું પુણ્ય પામે કે, લોટો ભરીને તાપીનું જળ બહેનો લાવી હોય તે નળના પાણી ભરેલી ડોલમાં નાખે અને ઘેરબેઠાં તાપીસ્નાન કરે ! પણ ગંગા, ગોદાવરી, તાપી, નર્મદા, સરસતી-સરસ્વતીનું નામસ્મરણ કરી એ લોકમાતાના સહિયારા સ્નાનનું પુણ્ય પામે !

રાતના દસ અગિયાર સુધી તો મહોલ્લામાં એક બે સ્થાને ભજનમંડળી રમઝટ મચાવતી હોય, બે'ક સ્થાને તો માણ ભટ્ટ મોટી ત્રંબાળું ગાગર પર આંગળીએ ટકોરા મારે એવી ખાસ વીંટી હોય અને અને અડધા ઊભડક થઈને ભીમના પ્રસંગે વીંટી ભટકાવી તાલબદ્ધ તડાફડી બોલાવતા હોય તે પોરિયા શેરીમાં આંટા મારી આનંદ-અચરજ અનુભવતો હોય. ભીમનાં પરાક્રમ સાંભળવા એક જ ઠેકાણે 'હેં, એમ ?'ની મુદ્રામાં વિસ્મયભાંવે બેઠો હોય અને ઝોકાં આવે ત્યારે ભીમનું ચિત્ર ચિત્તમાં લઈ પથારીએ ઘોંટી જતો હોય તેને વળી સવારે વહેલા ઊઠવાનું ગમે ? પણ પેલું કાન પકડીને નહીં પણ કાનમાં આંગળી ખોસી તાપીના પાણીમાં માથાબોળ ડૂબાડૂબ કરવાની મઝાની 'લેહ' લાગ્યા વિના રહે ? નાની બહેનને કહી રાખેલું કાંખમાં આંગળીના ગોદા મારીને પણ-ઉઠાડજે, મને ઝંઝેડવો હોય તો ઝંઝેડજે... અને તેમાં વળી તારાસ્નાનનું પુણ્ય વધારે એટલે કોઈ કોઈવાર વહેલી પરોઢે, બદલવાનાં કપડાંની પોટલી લઈને સ્નાને જવાની તૈયારી કરે એમની એ તૈયારીના સાદથી પણ ઊંઘરેટો પોયરો ઘેરાયેલી ઊંઘમાં અડધોપડધો જાગી જાય, 'અલ્યા, સૂઈ રહે !' કહેવાય તોયે ખેનપાડી (જીદ કરી) સાથે જોડાય.. એને થોડી ચીઢ ચઢે, આ ધ્રુવનો તારો સવાર સુધી દેખાતો હોય તો દોઢેક કલાક વધારે જાગવામાં એને એવું તે શું ભારે પડી જતું હશે ? પણ મોટા થયે જાણ્યું કે ધ્રુવનો તારો તો કાયમ સમયપત્રક કે હાજરીપત્રક જાળવે, પ્રભાત પછી 'આબ્બા છુટ્ટી' કહેતો અદૃશ્ય થઈ જ જાય. રાજમાર્ગ પર જ વળી તાપીએ જતી બસ મળે, પાછલી રાતે પાંચ સાતની ટોળી સાથે 'મોટા

સાથે નાનો જાય, મૂએ નહીં તો માંદો થાય' એ કહેવત અજાણ્યે ખોટી પાડવા પાછળ ઘસડાય નહીં, નાના પગે દોડે ! વચ્ચે ઊંઘરેટી વસ્તી આવે, રસ્તો કંઈ અજબ જેવી વાસં મારતો હોય, રસ્તે ખાટલા પર ઊંઘતા દેખાય તેની ઈર્ષ્યા થાય કે અચરજ – તે આજે તો શું સમજાય ? બંધ દુકાને તાળાં... મોહમેડન હોટલ આગળ કંઈ જુદી જ વાસ આવે... ઉનાળાના દિવસે તપેલા દિવસ પછી રસ્તો/સડક કેવા ઉચ્છ્વાસ કાઢે તેની ગંધ હજી જાણે ખૂ...બ... દૂરથી આવ્યા કરે છે, ખાટલે ઊંધા પડેલા, પડખે પડેલા ઊંઘરેટાનાં દૃશ્યો જ આંખે ચઢે છે. બંધ બજારે થઈને રાજમાર્ગે પહોંચાય, ખુલ્લી માર્કેટના ચોકઠામાં ફકીરો, ઘરવિહોણા જાણે છૂટા છૂટા પોટલા પડ્યા હોય એમ કોકડું વળી પડ્યા હોય – અચરજની આંખે એ દેખાય, બીજાઓ તો સ્નાનનું પુણ્ય કમાવા અધીરા પગલે ઊપડતા હોય, ને પોયરો આસપાસ નજર કરતો વગર દોરી-દોરડે ખેંચાતો હોય... આમેય મા મને 'છેલપૂંછડિયો' કહેતી... છેલ્લો છોકરો... હા, તારાસ્નાનનું મહત્ત્વ તેમ પેલો ઓલિયા ફકીરોમાં બારાહાંડીની તરકારી જમવાનો રવૈયો, તેય સૂરજ ઊગવા માંડે કે તે પહેલાં, એટલે આખા બંધ બજારે 'બારાહાંડીની તરકારી'ની ભઠ્ઠી બીચબજારે જાગતી હોય... નીચે ભઠ્ઠી ઉપર બાર બાકોરા, તે પર એકેક હાંડી ને તેમાં બકરાના શરીરના વિવિધ ભાગોનું માંસ... તે નીચેની ભઠ્ઠીએ પાકે... એ બાર હાંડીનું ભેગું જમણ તે, આપણો જેવો અન્નકૂટ તેવો માંસકૂટ પણ અન્નકૂટની વાનગી જેવો પોતપોતાના ટાપુમાં નહીં, ટાપુ જાણે કાચની તશ્તરી મેદાન બની જાય, એની ગંધ હજી આવે છે... મોઢું બંધ પણ આંખ ખુલ્લી ખરી ને ?

રાજમાર્ગે 'બસ માટે થોભો' એવું બોર્ડ ત્યાં નહીં, પણ થોભવાનું જ ! મોટી વયે પણ ગઝલમાં આવતી માશૂકની રાહ જોઈ નથી, પણ ઓહ ! વર્ષો સુધી રવિવારને બાદ કરતાં સોમથી શનિ સુધી બસની રાહ દિવસમાં બબ્બે વાર જોઈ છે ! પણ પેલી સ્નાનયાત્રા માટેની બસની રાહ જોવા જેવો ઉલ્લાસ નહીં. બસ દેર કરે તેને મારા થાકેલા ટાંટિયા અંધેર નહીં પણ રાહત કહે ! આહ, સૂના રસ્તે પસાર થતી બસમાં પ્રવાસ કરવાનો પણ અદકેરો આનંદ હોય છે. ખુલ્લા બજારને બંધ, ઊંઘતા જોવા કરતાં માણવાનો અનુભવ ઓર. બસ થોભે કે ઊતરીને દોડવાનું. ભિખારી; માંગણના લંબાતા હાથ, કાકલૂદી

જેવા અનુભવી આશીર્વાદ સાંભળવા કરતાં પોયરાની આંખો તો, એક હારે રમકડાં ને પંખા ને એવું તેવું લઈને બેઠેલી બહેનો ને તેમની સામે ચાલતાં ચાલતાં, ખેંચાતાં ઘસડાતા ચોંટી હોય. હાય રે ! હું નંદલાલ ઘોષ બીજો કે એમનો શિષ્ય કેમ ન થયો ? અક્ષરો માંડવામાં શું બન્યું છે ! 'આવતી, પાછા ફરતી વખતે વાત !' ત્યારે કુંવારો એટલે એવી ભીષ્મપ્રતિજ્ઞા મનોમન કરતો. છેલ્લે મહારાજની હાટડીઓ, અલબત્ત પુણ્યની હાટડીઓ તાપી કાંઠે હોય પણ 'આપણા મહારાજ'ની બેઠકે જ પહોંચવાનું ! ભીની પોતડી, શોધવાની કે કોઈ ન્હાઈને પાછો ફરે એની રાહ જોવાની. ચુનીલાલ મડિયાએ તો થરથરતી જાંઘે જણેલા દીકરાની વાત કરી છે. પણ ભીની પોતડીએ થરથરતા અને દેવાજ્ઞાની રાહ જોતા છોકરાએ તો પોતાની વાત કરવાની. પોયરાએ તો પ્રભાતના ટમટમિયાની હાજરીએ ક્ષણેક આદિવાસી થઈ ભીની પોતડી પહેરી લેવાની તે ઊતરેલી હોય છતાં ઊતરેલી ન કહેવાય ! ભૂદેવ દેવ એટલે હાથ જોડીને ઊભા રહેવાનું. ભૂદેવ બોલે :

'દેવાજ્ઞા, પ્રતિપાલના, તાપી તીર્થે હરિ !'

તે સાથે ગબરડી મારી પાણીમાં પડી પ્રભાતની ઠંડીમાં, ઠંડા પાણીમાં કાનમાં આંગળી ખોસી, મોઢું બંધ રાખી ઊઠબેસ કરવાની... અલ્યા, આગળ ન જતો ! એવી જબાની લક્ષ્મણરેખા સાંભળી, ન સાંભળી કરીનેયે આગળ ધુબાકા મારી જ લેવાય. આકાશે ધ્રુવ તારો જોવાનો તે સાથે નાના તારા પણ દેખાય... ટોળું સરઘસમાં કે જાહેર ઝઘડામાં જ હોય ? ના, તાપી તટે પણ હોય – પુણ્ય પણ ટોળાબંધ મળે. પાણીમાં રહેવાનું, થરથરવાનું, તોયે ગમે... પણ બાવડી (છોકરાને બાવડું ક્યાંથી હોય ?) ઝાલીને બહાર કઢાય, અને ભીની પોતડી ઉતારી સૂકી લેંઘી ચઢાવવાની તડપ પણ ખરી ! બહેનોને જે કરવું હોય તે કરે ! આપણને તો પુણ્યની હાટડીઓ, અંધારે ટમટમતાં ફાનસ, ગરબડિયા બ્રાહ્મણ ઉચ્ચારો, ભીનો પણ શાંત કોલાહલ ગમે, પણ ઉતાવળ હોય બહાર જવાની... ગોરને તો ત્રાંબિયા દેવાના પણ માગણ આદિને તો અનાજ લંબાયેલા હાથોનાં પાત્રોમાં નાખી આગળ વધવાનું... પોયરાની ચિંતા અને જીદ જુદી. ઘરેથી જુવારની ઝોલ્લી ભરી લાવ્યા હોય તે દાન કરતાં હાથોએ સાવ ખાલી નહીં જ, નહીં જ કરવી !

ક્યારે પેલી કુંભારણ રમકડાં પાથરી બેઠી હોય ત્યાં પહોંચું એવી પ્રાગલ અધીરાઈ. બહેનો એ જાણે જ. નંદલાલ બોઝ પણ ત્યાં થોભે એવો રમકડાં-મેળો ! હાથી, ઘોડા, પોપટ, ચકલી, મોર, ઢીંગલી... એના રંગ, માટીના, હળદરના કે બીજાના એ તો નંદલાલ બોઝ જાણે. આજે નજર નૃત્યાંગનાની આંખ પર જ મંડાય છે... કેવી ખુલ્લી, ભાવભરી આંખો ! વળી કાળી રેખા છેડે દોરીને આંખને કે દૃષ્ટિને વિસ્તારેલી... ઢીંગલી, માટીની ઢીંગલી એવી, એ પર માટીના જ રંગ નજરને વળગે એવા, પણ પોયરાને તો પોપટ ને ઘોડો ગમે... તેમની આંખો ય વિસ્તરેલી, સામે જોતી છતાં આસપાસ વિસ્તારેલી. એક જ રમકડું લેવાનું ! એ તે કેવી બંધી કે રાગ વગરની બંદીશ ! રાગને વળી બંદીશ હોય ! પોયરાનું મન તો બાથમાં આવે તે બધું લેવાનું પણ શેષ જુવારની પોટલી સામે જોવાનું ! વસ્તુવિનિમયના સમયમાં જ રહેવાનું... પોપટ લઉ કે મોર ? એની ખેંચતાણ ચાલે... 'અલ્યા તું હવે પછી પણ ભેગો થવાનો ને કંઈ ને કંઈ ખેલ પાડીને, જીદ કરીને લેવાનો – લઈ લે એક રમકડું !' અને જુવારના બદલામાં એક લીલો, લાલ ચાંચવાળો માટીનો પોપટ હાથમાં આવ્યા પછી હાથ છાતીએ ભિડાઈ જાય... હાળી, દૂબળાનાં છાપરાની બહારની ભીંતે મોર, પોપટ, ચીતર્યાં હોય તે ભીંતેથી ઉખેડી લેવાનું મન થાય પણ તે તો ભીંતભેગા આવે એટલે લેવાય નહીં, આ તો હાથમાં આવે !

નંદલાલ બોઝે સાંથાલોના ઝૂંપડે ઝૂંપડે ફરી દોરાયેલાં ચિત્રો જોયાં, એના આંખે ઊડીને વળગે એવા માટીના રંગો જોયા, અને શાંતિનિકેતનની એક બોઝચિત્રશૈલી બની ગઈ... શાંતિનિકેતનની એ ચિત્રકળા શિષ્યો દ્વારા ગુજરાતે પણ પહોંચી... ગુજરાતમાં યે આદિવાસીઓ, હાળી-દૂબળાનાં ઝૂંપડાં અને તેના પર રહેનારાઓએ જ માટીના રંગે દોરેલા ચિત્રો હતાં... એમાં આદિમ વેગે, નરવો વિસ્મયભાવ, ઊપડતા પગ, વિંઝાતી પાંખો હતી, પણ અહીં નંદલાલ બોઝે જન્મ ન લીધો, કળાકાર થવા ઘણા ચિત્રકળા શીખવા શાંતિનિકેતન ગયેલા ખરા... કનુ દેસાઈને એની શૈલીએ થોડો સમય ચક્રવર્તી કરી દીધા પણ શૈલીસુખે જ સમયે એને વીસરાવ્યા પણ સોમાલાલ પેલા માટીના પોપટ, ઘોડા, મોર, ઢીંગલીઓ સાથે સાંભરે છે. પોપટની પીઠે ફેરવેલા હાથમાં હજી સ્પર્શ છે, 'એ રંગ પછી પણ અધિક રંગ થાશે ગુર્જર

માત !' એ કવિ નર્મદની પંક્તિ આશીર્વાદ જ રહી... એ માટીનો ઘોડો દડબડ દોડી ગયો, પોપટ પાંખ વીંઝી ઊડી ગયો અને ઢીંગલીની તણાયેલી પણછ જેવા ખૂણા લંબાવી ઢીંગલીની આંખે વિસ્મયભાવે એ જોતી રહી, પોયરાની આંખો પણ એ જ ભાવે જોતી રહી...

'તાપી તીર્થે હરિ !' સાંભળી તટે દોડી તાપીમાં ધુબાકો મારવા શરીર હલબલે છે, પગ સામી દિશાએ ખેંચાય છે...

## ગુરમુખસિંહની વસિયત / સઆદત હસન મન્ટો

*અનુવાદ : શરીફા વીજળીવાળા*

પહેલાં પહેલાં તો છરા ભોંકવાની એકલદોકલ ઘટના બનતી હતી, પણ હવે તો બેઉ પક્ષેથી રોજના ટંટાની ખબર આવવા માંડી હતી. ને આ લડાઈ-ઝઘડામાં ચપ્પુ-છરા સિવાય કિરપાણ, તલવારો અને બંદૂકોનો પણ મોટા પાયે ઉપયોગ થતો હતો. ક્યારેક ક્યારેક તો દેશી બનાવટના બોમ્બ ફાટવાના સમાચાર પણ મળતા હતા.

અમૃતસરમાં લગભગ દરેક માણસનું એવું જ માનવું હતું કે આ કોમી તોફાનો લાંબા સમય સુધી ચાલુ નહીં રહે. હમણાં આવેશ છે... એ જેવો ઠંડો પડશે કે વાતાવરણ પાછું હતું એવું ને એવું શાંત થઈ જશે. આના પહેલાં પણ અમૃતસરમાં કેટલાંય તોફાનો થઈ ચૂક્યાં હતાં પણ એ લાંબાં ટક્યાં નો'તાં. દસ પંદર દિવસ સુધી મારકાપનો ત્રાસ રહેતો ને પછી એની જાતે જ બધું થાળે પડી જતું. આજ સુધીના અનુભવને આધારે લોકો એવું જ માનતા હતા કે થોડા દિવસોમાં જ ભડકેલી આગનું જોર ખતમ થઈ જશે એટલે આપોઆપ એ ટાઢી પડી જશે. પણ એવું ન થયું; હુલ્લડનું જોર દિવસે દિવસે વધતું ચાલ્યું.

હિંદુઓના મહોલ્લામાં જે મુસલમાન રહેતા હતા એ બધા ભાગવા માંડ્યા; એ જ રીતે મુસલમાનોના મહોલ્લામાં રહેવાવાળા હિંદુઓ પોતાનાં ઘરબાર છોડીને સલામત સ્થળે જવા માંડ્યા. પણ આ વ્યવસ્થા થોડા સમય માટેની હતી; વાતાવરણ તોફાનોના તનાવથી મુક્ત ન થઈ જાય ત્યાં સુધીની કામચલાઉ વ્યવસ્થા હતી.

નિવૃત્ત સબજજ મિયાં અબ્દુલ હઈને ગળા સુધી ખાતરી હતી કે પરિસ્થિતિ બહુ જલદી થાળે પડી જશે. ને એટલે એ બહુ ચિંતા નો'તા કરતા. એમને અગિયાર વરસનો એક છોકરો હતો, સત્તર વરસની એક છોકરી હતી... એક જૂના જમાનાનો નોકર હતો. જેની ઉંમર સિત્તેરેક વરસ તો હશે જ. બસ આટલું નાનું કુટુબ હતું એમનું.

તોફાનો શરૂ થયાં ત્યારે મિયાંસાહેબે સલામતી ખાતર લાંબો સમય ચાલે એટલી ચીજ વસ્તુઓ ઘરમાં ભરી લીધી હતી. ખુદા ન કરે ને ધારો કે પરિસ્થિતિ વધુ વણસે અને દુકાનો બુકાનો બંધ થઈ જાય તોય એમને ખાવાપીવા બાબતે ચિંતા નહીં કરવી પડે. આ બાબતે તેઓ એકદમ નિશ્ચિંત હતા. પણ એમની યુવાન દીકરી સુગરાને બહુ ચિંતા થતી હતી.

એમનું ઘર ત્રણ માળનુ હતું. આસપાસનાં મકાનોની સરખામણીએ એમનું મકાન ખાસ્સું ઊંચું હતું. એની છત પરથી પોણા ભાગનું શહેર આરામથી જોઈ શકાતું હતું. હમણા ઘણાં દિવસોથી સુગરા જોઈ રહી હતી કે ક્યાંક ને ક્યાંક – નજીક કે દૂર – આગ લાગેલી હોય છે; શરૂ શરૂમાં તો આગ ઓલવનારા બંબાની ટન... ટન... ટન... સંભળાતી હતી. પણ હવે એય બંધ થઈ ગઈ હતી. કારણ કે હવે તો જ્યાં ને ત્યાં આગ લબકારા મારતી હતી; બંબાવાળા ક્યાં ક્યાં પહોંચે ?

રાતે હવે સાવ જુદુ જ વાતાવરણ સર્જાતું હતું; કાળા ડિબાંગ અંધારામાં આગની આકાશને આંબતી જ્વાળાઓ ઊઠતી. એવું લાગતું જાણે કોઈ દેવતા એના મોઢામાંથી આગના ફુવારા છોડી રહ્યા હોય ! પછીથી ચિત્ર-વિચિત્ર અવાજો આવતા જે 'હર-હર મહાદેવ' અને 'અલ્લાહો-અકબર'ના નારાઓ સાથે ભળી જઈને દહેશત જન્માવતા.

સુગરા, બાપ પાસે પોતાના ડરને પ્રગટ નો'તી કરતી. કારણ કે એના પિતા એક વાર ઘરમાં બધાને કહી ચૂક્યા હતા : 'ડરવાનું કોઈ કારણ નથી, બધુ બરાબર થઈ જશે.' મોટા ભાગે મિયાંસાહેબની વાતો સાચી પડતી હતી.

પણ જ્યારે વીજળીનો પુરવઠો કાપી નાખવામાં આવ્યો અને સાથે સાથે નળમા પાણી આવવાનું પણ બંધ થઈ ગયું ત્યારે સુગરાએ મિંયાંસાહેબ પાસે પોતાની ચિંતા પ્રગટ કરી અને ડરતા ડરતા સૂચન કર્યું કે એ લોકોએ થોડાક

દિવસ માટે શરીફપુરા જતા રહેવું જોઈએ... આડોશપાડોશના બધા મુસલમાન ધીરે ધીરે ત્યાં જઈ રહ્યા છે...

પણ મિંયાંસાહેબે પોતાનો નિર્ણય ન બદલ્યો અને કહ્યું : 'ફોગટના ગભરાવાની જરાય જરૂર નથી. પરિસ્થિતિ બહુ જલદી થાળે પડી જશે...!'

પણ પરિસ્થિતિ થાળે પડવાને બદલે દિવસે દિવસે વધુ ને વધુ બગડતી ચાલી...

જે મહોલ્લામાં મિંયાં અબ્દુલ હઈનું ઘર હતું; એ મહોલ્લાના બધા જ મુસલમાન ઘર છોડીને બીજે કશેક જતા રહ્યા, અને ખુદાને કરવું છે તે એક દિવસ મિંયાં સાહેબ પર અચાનક જ પક્ષાઘાતનો હુમલો થયો. એના કારણે એ સાવ પથારીવશ થઈ ગયા.

એમનો દીકરો બશારત પહેલાં તો એકલો એકલો ઘરમાં જાતભાતની રમતો રમ્યે રાખતો, ઉપરનીચે દોડ્યે રાખતો. પણ હવે એ બાપના ખાટલાને પકડીને બેસી ગયો. પરિસ્થિતિ કેટલી નાજુક હતી એ જાણે તે સમજી ગયો હતો.

એમના ઘરને અડીને જે બજાર હતી એ એકદમ સુમસામ હતી. ડાક્ટર ગુલામ મુસ્તફાનું દવાખાનું કેટલા બધા સમયથી બંધ જ પડ્યું હતું. એનાથી જરાક આઘે ડાક્ટર ગરાં દિતામલનું દવાખાનું હતું. પણ સુગરાએ એના ઘરની છત પરથી જોયું હતું કે એમના દવાખાને પણ તાળાં મારેલાં હતાં. મિંયાંસાહેબની હાલત ખાસ્સી નાજુક હતી અને સુગરા એટલી તો પરેશાન હતી કે શું કરવું એની એને સમજ નો'તી પડતી, એની અક્કલ જાણે કે બહેર મારી ગઈ હતી. બશારતને એક બાજુ લઈ જઈને એણે કહ્યું : 'ખુદાને ખાતર... હવે તો તું જ કંઈક કર... હું જાણું છું કે ઘરની બહાર નીકળવું કેટલું જોખમી છે... પણ તોય તું જા... કોઈને પણ બોલાવી લાવ... અબ્બાની હાલત બહુ જ નાજુક છે... !

બશારત ગયો તો ખરો પણ જેવો ગયો એવો તરત જ પાછો આવ્યો.

એનો ચહેરો હળદર જેવો પીળો પડી ગયો હતો. ચોકમાં એણે લોહીથી લથપથ એક લાશ જોઈ હતી અને નજીકમાં જ ઘણા બધા માણસો બુકાની બાંધીને એક દુકાન લૂંટી રહ્યા હતાં.

સુગરાએ ગભરાઈ ગયેલા ભાઈને છાતીએ વળગાડ્યો અને ખુદા પર આધાર રાખી, ધીરજ ધરીને બેસી ગઈ.

સુગરાથી બાપની હાલત જોઈ નો'તી શકાતી. મિંયાં સાહેબના જમણા અંગમાં જાણે જીવ જ ન હોય એમ સાવ જડ થઈ ગયું હતું. એમના બોલવામાં પણ ફેર પડી ગયો હતો... મોટા ભાગે તો એ ઇશારાથી જ વાતો કરતા હતા. જાણે કહેતા હોય કે સુગરા, ગભરાવાની જરૂર નથી, ખુદાની મહેરબાનીથી બધું બરાબર થઈ જશે...

પણ કંઈ બરાબર ન થયું.

રોઝા પૂરા થવામાં હતા; માત્ર બે રોઝા બાકી હતા. મિંયાંસાહેબને લાગતું હતું કે ઈદ આવશે ત્યાં સુધીમાં વાતાવરણ એકદમ શાંત થઈ જશે. પણ હવે તો એવું લાગતું હતું કે કદાચ ઈદનો દિવસ જ કયામતનો દિવસ બની રહે...

છત પરથી હવે શહેરના લગભગ બધા જ વિસ્તારમાંથી ધુમાડાના ગોટેગોટા ઊઠતા નજરે પડતા હતા. અને રાતે બોમ્બ ફાટવાના એવા તો ભયાનક અવાજો આવતા હતા કે સુગરા અને બશારત પળવાર માટે પણ સૂઈ નો'તાં શકતાં.

સુગરાએ તો આમ પણ બાપની સેવાચાકરી માટે જાગવું પડતું હતું. એને એવું લાગતું હતું જાણે હવે આ ધડાકા એના દિમાગમાં થઈ રહ્યા છે. થોડી વાર એ એના હલીચલી ન શકાતા લાચાર બાપ તરફ જોતી તો ઘડીકવાર ભયથી પીળા પડી ગયેલા એના ભાઈ તરફ જોતી... બાકી રહેતો સિત્તેર વરસનો ખખડી ગયેલ નોકર અકબર... તો એનું હોવું ન હોવા બરાબર હતું... રાત-દાડો એ એની ઓરડીમાં પડ્યો પડ્યો ખાંસતો રહેતો ને ગળફા કાઢ્યે રાખતો.

એક દિવસ તંગ આવી જઈને સુગરા એ નોકર પર વરસી પડી : 'તને શું ઘસીને ગુમડે ચોપડવાનો છે ? જોતો નથી મિંયાં સાહેબની હાલત કેવી છે ? હકીકતે તું પહેલા નંબરનો નમકહરામ છે... હવે અત્યારે જ્યારે સેવા કરવાનો મોકો મળ્યો છે ત્યારે તું દમનું બહાનું કાઢીને પડ્યો છે અહીં... એક એવા નોકર હતા જે માલિક માટે પોતાની જાન કુર્બાન કરી દેતા ને એક તું છે... !'

સુગરા હૈયું હળવું કરીને ચાલી ગઈ... પણ પછી એને બહુ અફસોસ થયો. નકામી જ એ બિચારા ગરીબ, બિચારા ડોસા પર ખીજવાઈ. રાતે થાળીમાં વાળુ લઈને સુગરા જ્યારે એની ઓરડીમાં ગઈ તો ઓરડી ખાલી હતી.

બશારત પણ ઘરમાં ઉપર-નીચે બધે જ શોધી વળ્યો. પણ એ વૃદ્ધ નોકર ઘરમાં ક્યાં નો'તો.

બહારના દરવાજાનો આગળો ખુલ્લો હતો. ભાઈ-બહેને એનો અર્થ એવો કાઢ્યો કે અકબર મિંયાસાહેબ માટે કંઈક કરવા ગયો છે.

સુગરાએ બહુ દુવાઓ માગી કે ખુદા એના નોકરને સફળતા બક્ષે... પણ બે દિવસ વીતી ગયા તોય એ તો પાછો ન આવ્યો.

સાંજનો સમય હતો. આવી કેટલીય સાંજ સુગરા અને બશારત જોઈ ચૂક્યા હતા.

જ્યારે ઈદના આગમનનો આનંદ ચોતરફ ફેલાયેલ હોય ત્યારે આકાશમાં ચાંદ જોવા એ બધા તાકી રહેતા... ઈદની જાહેરાત કરવાનું માત્ર ચાંદના પક્ષે જ બાકી રહેતું હતું... અને એ બેઉ ભાઈબહેન ચાંદ ઈદનું એલાન કરે એ માટે અધીરા થઈ ઊઠતાં... આકાશમાં જ્યાં ચાંદ નજરે પડવાનો હોય ત્યાં જો કોઈ અડિયલ વાદળું જામી જાય અને ખસવાનું નામ જ ન લે તો એ બેઉને બહુ જ ગુસ્સો આવતો.

સાંજનો સમય હતો. સુગરા અને બશારત છત પર ચડ્યાં. ચારે બાજુ ધુમાડાનાં વાદળ છવાયેલાં હતાં. દૂર, ક્યાંક, કોઈક છત પર લોકોના પડછાયા નજરે પડ્યા હતા. પડછાયા કાળા ધબ્બા જેવા દખાતા હતા. ખબર નહીં એ લોકો બધા ચાંદ જોઈ રહ્યા હતા કે પછી આજુબાજુ બધે જ ભડકી ઊઠેલી, લબકારા મારતી આગની જ્વાળાઓ જોઈ રહ્યા હતા...

ચાંદ પણ કંઈ ઓછો ધીટ હતો ? ધુમાડાના વાદળમાંથી પણ એ તો ધરાર નજરે પડ્યો જ. સુગરાએ હાથ ભેળા કરી દુવા માગી. એણે દુવા માગી કે ખુદા રહેમ કરે અને એના બાપને તંદુરસ્તી બક્ષે. બશારત મનોમન ધૂંધવાતો હતો કે આ તોફાનોને કારણે એની ઈદની મઝા ધૂળમાં મળી ગઈ.

સાંજનું અંધારું હજી ઘેરું નો'તું થયું. મિયાંસાહેબનો ખાટલો ફળિયામાં

સુગરાએ ગભરાઈ ગયેલા ભાઈને છાતીએ વળગાડ્યો અને ખુદા પર આધાર રાખી, ધીરજ ધરીને બેસી ગઈ.

સુગરાથી બાપની હાલત જોઈ નો'તી શકાતી. મિંયાં સાહેબના જમણા અંગમાં જાણે જીવ જ ન હોય એમ સાવ જડ થઈ ગયું હતું. એમના બોલવામાં પણ ફેર પડી ગયો હતો... મોટા ભાગે તો એ ઇશારાથી જ વાતો કરતા હતા. જાણે કહેતા હોય કે સુગરા, ગભરાવાની જરૂર નથી, ખુદાની મહેરબાનીથી બધું બરાબર થઈ જશે...

પણ કંઈ બરાબર ન થયું.

રોઝા પૂરા થવામાં હતા; માત્ર બે રોઝા બાકી હતા. મિંયાંસાહેબને લાગતું હતું કે ઈદ આવશે ત્યાં સુધીમાં વાતાવરણ એકદમ શાંત થઈ જશે. પણ હવે તો એવું લાગતું હતું કે કદાચ ઈદનો દિવસ જ કયામતનો દિવસ બની રહે...

છત પરથી હવે શહેરના લગભગ બધા જ વિસ્તારમાંથી ધુમાડાના ગોટેગોટા ઊઠતા નજરે પડતા હતા. અને રાતે બોમ્બ ફાટવાના એવા તો ભયાનક અવાજો આવતા હતા કે સુગરા અને બશારત પળવાર માટે પણ સૂઈ નો'તાં શકતાં.

સુગરાએ તો આમ પણ બાપની સેવાચાકરી માટે જાગવું પડતું હતું. એને એવું લાગતું હતું જાણે હવે આ ધડાકા એના દિમાગમાં થઈ રહ્યા છે. થોડી વાર એ એના હલીચલી ન શકાતા લાચાર બાપ તરફ જોતી તો ઘડીકવાર ભયથી પીળા પડી ગયેલા એના ભાઈ તરફ જોતી... બાકી રહેતો સિત્તેર વરસનો ખખડી ગયેલ નોકર અકબર... તો એનું હોવું ન હોવા બરાબર હતું... રાત-દાડો એ એની ઓરડીમાં પડ્યો પડ્યો ખાંસતો રહેતો ને ગળફા કાઢ્યે રાખતો.

એક દિવસ તંગ આવી જઈને સુગરા એ નોકર પર વરસી પડી : 'તને શું ઘસીને ગુમડે ચોપડવાનો છે ? જોતો નથી મિંયાં સાહેબની હાલત કેવી છે ? હકીકતે તું પહેલા નંબરનો નમકહરામ છે... હવે અત્યારે જ્યારે સેવા કરવાનો મોકો મળ્યો છે ત્યારે તું દમનું બહાનું કાઢીને પડ્યો છે અહીં... એક એવા નોકર હતા જે માલિક માટે પોતાની જાન કુર્બાન કરી દેતા ને એક તું છે... !'.

સુગરા હૈયું હળવું કરીને ચાલી ગઈ... પણ પછી એને બહુ અફસોસ થયો. નકામી જ એ બિચારા ગરીબ, બિચારા ડોસા પર ખીજવાઈ. રાતે થાળીમાં વાળુ લઈને સુગરા જ્યારે એની ઓરડીમાં ગઈ તો ઓરડી ખાલી હતી.

બશારત પણ ઘરમાં ઉપર-નીચે બધે જ શોધી વળ્યો. પણ એ વૃદ્ધ નોકર ઘરમાં ક્યાં નો'તો.

બહારના દરવાજાનો આગળો ખુલ્લો હતો. ભાઈ-બહેને એનો અર્થ એવો કાઢ્યો કે અકબર મિંયાસાહેબ માટે કંઈક કરવા ગયો છે.

સુગરાએ બહુ દુવાઓ માગી કે ખુદા એના નોકરને સફળતા બક્ષે... પણ બે દિવસ વીતી ગયા તોય એ તો પાછો ન આવ્યો.

સાંજનો સમય હતો. આવી કેટલીય સાંજ સુગરા અને બશારત જોઈ ચૂક્યા હતા.

જ્યારે ઈદના આગમનનો આનંદ ચોતરફ ફેલાયેલ હોય ત્યારે આકાશમાં ચાંદ જોવા એ બધા તાકી રહેતા... ઈદની જાહેરાત કરવાનું માત્ર ચાંદના પક્ષે જ બાકી રહેતું હતું... અને એ બેઉ ભાઈબહેન ચાંદ ઈદનું એલાન કરે એ માટે અધીરા થઈ ઊઠતાં... આકાશમાં જ્યાં ચાંદ નજરે પડવાનો હોય ત્યાં જો કોઈ અડિયલ વાદળું જામી જાય અને ખસવાનું નામ જ ન લે તો એ બેઉને બહુ જ ગુસ્સો આવતો.

સાંજનો સમય હતો. સુગરા અને બશારત છત પર ચડ્યાં. ચારે બાજુ ધુમાડાનાં વાદળ છવાયેલાં હતાં. દૂર, ક્યાંક, કોઈક છત પર લોકોના પડછાયા નજરે પડ્યા હતા. પડછાયા કાળા ધબ્બા જેવા દખાતા હતા. ખબર નહીં એ લોકો બધા ચાંદ જોઈ રહ્યા હતા કે પછી આજુબાજુ બધે જ ભડકી ઊઠેલી, લબકારા મારતી આગની જ્વાળાઓ જોઈ રહ્યા હતા...

ચાંદ પણ કંઈ ઓછો ધીટ હતો ? ધુમાડાના વાદળમાંથી પણ એ તો ધરાર નજરે પડ્યો જ. સુગરાએ હાથ ભેળા કરી દુવા માગી. એણે દુવા માગી કે ખુદા રહેમ કરે અને એના બાપને તંદુરસ્તી બક્ષે. બશારત મનોમન ધૂંધવાતો હતો કે આ તોફાનોને કારણે એની ઈદની મઝા ધૂળમાં મળી ગઈ.

સાંજનું અંધારું હજી ઘેરું નો'તું થયું. મિયાંસાહેબનો ખાટલો ફળિયામાં

જ ઢાળેલો હતો. એ ખાટલામાં મડદાની જેમ હલ્યાચાલ્યા વગર પડ્યા હતા. પડ્યા પડ્યા દૂર આકાશ પર નજર માંડીને ખબર નહીં શું વિચારતા હતા...

ઈદનો ચાંદ જોયા પછી મિયાં સાહેબે એમની પાસે આવીને સુગરાએ જ્યારે સલામ કરી ત્યારે મિંયાસાહેબે ઇશારાથી સલામનો જવાબ આપ્યો. સુગરાએ માથું નમાવ્યું ત્યારે એમણે સાજા હાથને ઊંચક્યો અને અપાર સ્નેહથી એના માથા પર હાથ ફેરવ્યો. સુગરાની આંખમાંથી ટપ...ટપ... આંસુ ટપકવા માંડ્યાં. મિંયાં સાહેબની આંખો પણ નીતરી પડી. સુગરાને ધીરજ બંધાવવા એમણે પક્ષાઘાતનો ભોગ બનેલી જીભથી માંડમાંડ થોડાક શબ્દો, ઉચ્ચાર્યા : 'અલ્લાહ તાલા... બધું... બરાબર... કરી દેશે... !'

બરાબર એ જ ક્ષણે કોઈએ બહારનો દરવાજો ખખડાવ્યો. સુગરાનું હૈયું બેસી ગયું. એણે બશારત સામે જોયું. બશારતનો ચહેરો ધોળી પૂણી જેવો થઈ ગયો હતો.

દરવાજો ફરીથી ખખડાવ્યો.

મિંયા સાહેબે સુગરાને કહ્યું : 'જરા જો તો બેટા, કોણ છે ?...'

સુગરાએ વિચાર્યું કે કદાચ એમનો નોકર અકબર હશે... એ વિચાર માત્રથી જ એની આંખો ગુસ્સાની મારી લાલ થઈ ગઈ. બશારતનું બાવડું પકડીને એણે કહ્યું : 'જા તો... જોઈ આવ તો... કદાચ અકબર આવ્યો હશે...!'

સુગરાની વાત સાંભળીને મિંયાંસાહેબે નકારમાં માથું હલાવ્યું. જાણે કહેતા હોય કે ના... અકબર નથી... !

સુગરાએ કહ્યું : 'તો પછી બીજું કોણ હોઈ શકે અબ્બા ?'

મિંયા અબ્દુલ હઈએ મહામેશ્કેલીથી કંઈક કહેવાની કોશિશ કરી. ત્યાં તો બશારત પાછો આવી ગયો. એ સખત ડરી ગયો હતો, એનો શ્વાસ અદ્ધર થઈ ગયો હતો. સુગરાને બાપના ખાટલા પાસેથી જરાક દૂર લઈ જઈને એણે ધીમેથી કહ્યું : 'બહાર એક શીખ છે... !'

સુગરાના મોઢામાંથી ચીસ નીકળી ગઈ : 'શીખ ? શું કહે છે એ ?...'

બશારતે જવાબ દીધો : 'એ કહે છે, દરવાજો ખોલો...!'

સુગરાએ ભયથી કાંપતા બશારતને ખેંચીને છાતીએ વળગાડી દીધો.

અને બાપના ખાટલા પર બેસી ગઈ. બેઠી બેઠી બાપ તરફ વેરાન નજરે જોવા લાગી.

મિંયા અબ્દુલ હઈના પાતળા પાતળા નિર્જીવ હોઠો પર અનોખું હાસ્ય ચમકી ઊઠ્યું. એમણે સુગરાને કહ્યું: 'જા ખોલ દરવાજો... ગુરમુખસિંહ છે...!'

બશારતે નકારમાં માથું હલાવતા કહ્યું : 'નહીં એ નથી... કોઈ બીજું જ છે...!'

મિંયાસાહેબે નિર્ણાયક અંદાજમાં કહ્યું : 'જા સુગરા, દરવાજો ખોલ... એ ગુરમુખસિંહ જ છે !'

સુગરા ઊભી થઈ. એ ગુરુમુખસિંહને ઓળખતી હતી. પેનશન પર ઊતરવાના થોડા દિવસ પહેલા એના બાપે ગુરમુખસિંહ નામના એક શીખનું કંઈક કામ કરી આપેલું... કદાચ એક ખોટા મુકદમામાંથી એને છોડાવ્યો હતો. ત્યારથી દર વર્ષે એ રમઝાન ઇદના આગલા દિવસે સેવૈયો ભરેલો થેલો લઈને આવતો હતો. મિંયા સાહેબે કેટલીયે વાર એમને કહ્યું હતું : 'સરદારજી, તમે આવી તકલીફ ન લો તો સારું...' પણ એ હંમેશાં હાથ જોડીને એક જ જવાબ દેતો : 'મિંયા સાહેબ, વાહે ગુરુજીની કૃપાથી તમારી પાસે બધું જ છે... આ તો એક તુચ્છ ભેટ છે જે હું દર વર્ષે આપની સેવામાં લાવું છું. મારા પર તમે જે ઉપકાર કર્યો હતો, એનો બદલો તો મારી આવનારી સો પેઢી પણ નહીં ચૂકવી શકે... ખુદા બસ હંમેશાં તમને ખુશ રાખે...!'

સરદાર ગુરુમુખસિંહ છેલ્લા એટલાં બધાં વર્ષોથી ઇદના આગલા દિવસે સેવૈયાનો થેલો લાવતા હતા કે સુગરાને પોતાની જાત માટે નવાઈ લાગી. બારણું ખખડવાનો અવાજ સાંભળીને એને કેમ એ વિચાર ન આવ્યો કે ખખડાવનાર ગુરુમુખસિંહ જ હશે ! પણ તો પછી બશારતે પણ ગુરમુખસિંહને કેટલી બધી વાર જોયા છે... !

'બીજું તો કોણ હોઈ શકે... !' એ વિચારતી સુગરા બારણા સુધી પહોંચી. દરવાજો ખોલવો કે પછી અંદરથી જ પૂછી જોવું એ બાબતે હજી એ નિર્ણય લે એ પહેલાં તો દરવાજો જોરજોરથી ખખડ્યો.

સુગરાનું હૈયું એકદમ જોરથી ધડકવા લાગ્યું. માંડ માંડ એના ગળામાંથી અવાજ નીકળ્યો : 'કો... કોણ... છે ?'

બશારત સુગરાની પાસે જ ઊભો હતો. એણે દરવાજાના એક કાણા તરફ ઇશારો કરીને સુગરાને કહ્યું : 'આ કાણામાંથી જો...' સુગરાએ કાણામાંથી જોયું. બશારતની વાત સાચી હતી. બહાર ઊભેલ શીખ ગુરમુખસિંહ નહોતા. એ તો એકદમ ઘરડા હતા જ્યારે બહાર ઊભો હતો એ શીખ તો નવજુવાન હતો. સુગરા હજી તો કાણા પર આંખ માંડીને ચેલાનું બરાબર નિરીક્ષણ કરી રહી હતી ત્યાં એ જુવાન શીખે ફરીથી દરવાજો ખખડાવ્યો. સુગરાએ જોયું કે ગુરમુખસિંહ હંમેશાં લાવતા એવો જ થેલો એ જુવાનના હાથમાં હતો. સુગરાએ કાણા પરથી નજર હઠાવી લીધી અને જરા મોટા અવાજે પૂછ્યું : 'તમે કોણ છો ?' બહારથી અવાજ આવ્યો : 'જી હું... હું સરદાર ગુરમુખસિંહનો દીકરો સંતોખ છું...'

આ સાંભળીને સુગરાનો ડર ઘણો ઓછો થઈ ગયો. હવે એણે એકદમ શાલીનતાથી પૂછ્યું : 'જી ફરમાવો... તમે કેમ આવ્યા છો ?'

બહારથી ફરી પાછો અવાજ આવ્યો : 'જજ સાહેબ ક્યાં છે ?'

સુગરાએ જવાબ દીધો : 'એ તો બિમાર છે...'

બહાર ઊભેલ નવજુવાને અફસોસ વ્યક્ત કરતા કહ્યું : 'ઓહ... !'

થોડી વાર પછી ફરી અવાજ આવ્યો : 'જી આ સેવૈયા છે. સરદારજી મૃત્યુ પામ્યા છે... એ મરી ગયા છે... !

સુગરાએ ઉતાવળે પૂછ્યું : 'સરદારજી મરી ગયા ?'

બહારથી ફરી અવાજ આવ્યો : 'હાં જી, એમને મર્યે એક મહિનો થઈ ગયો... મરતા પહેલાં એમણે મને કહ્યું હતું : 'જો દીકરા, હું દસ વર્ષથી દરેક ઈદે જજસાહેબની સેવામાં સેવૈયાં લઈ જાઉં છું. મારા મર્યા પછી આ કામ તારે કરવું પડશે...' મેં એમને વચન આપ્યું હતું એ હું પૂરું કરું છું. તમે આ સેવૈયાં લઈ લો...!'

સુગરા એટલી હદે લાગણીવશ થઈ ગઈ કે એની આંખમાં આંસુ આવી ગયાં. એણે જરાક જેટલું બારણું ખોલ્યું.

સરદાર ગુરમુખસિંહના દીકરાએ સેવૈયાંનો થેલો આગળ ધર્યો. સુગરાએ થેલો પકડી લીધો અને કહ્યું : 'ખુદા સરદારજીને જન્નત બક્ષે...'

ગુરમુખસિંહનો છોકરો જરાક વાર રહીને બોલ્યો : 'જજ સાહેબ બિમાર છે ?'

સુગરાએ જવાબ દીધો : 'હા જી...'

'શું બિમારી છે ?'

'પક્ષાઘાત... !'

'ઓહ... ! સરદારજી જીવતા હોત તો એમને આ સાંભળીને બહુ દુઃખ થયું હોત... મરવાની પળે પણ એમને જજસાહેબે કરેલો ઉપકાર યાદ હતો... એ કહેતા કે જજ સાહેબ માણસ નથી પણ દેવતા છે... અલ્લાહ તાલા એમને લાંબી ઉમર બક્ષે... એમને મારા સલામ કહેજો... !' આટલું કહીને એ પગથિયાં ઊતરી ગયો.

સુગરા વિચારતી જ રહી ગઈ... પેલાને ઊભો રાખે અને કહે કે જજસાહેબ માટે કોઈ ડૉક્ટરનો બંદોબસ્ત કરે...

સરદાર ગુરમુખસિંહનો દીકરો સંતોખસિંહ, જજ સાહેબના મકાનના પગથિયાં ઊતરી જરાક આઘો ગયો ત્યાં બુકાની બાંધેલા ચાર આદમી એની પાસે આવ્યા. એમાંના બે પાસે સળગતી મશાલો હતી અને બેની પાસે કેરોસીનના ડબ્બા અને આગ લગાડવાની બીજી ચીજો હતી. એમાંના એકે સંતોખને પૂછ્યું : 'કેમ સરદારજી, તમારું કામ કરી આવ્યાં ?' સંતોખે માથું હલાવીને જવાબ દીધો : 'હા કરી આવ્યો.'

એ આદમીએ બુકાનીની અંદર હસતાં હસતાં પૂછ્યું : 'તો પછી કરી દઈએ ને જજસાહેબનો મામલો ઠંડો...!'

'હા... ભાઈ... જેવી તમારી મરજી... !' આટલું કહીને ગુરમુખસિંહનો દીકરો ચાલવા માંડ્યો.

## સાયકલનો રવિવાર / રતિલાલ 'અનિલ'

એકડિયાના વર્ગની પીઠ વગરની પાટલી પર બેસી 'રવિ પછી તો સોમ છે...' એ કવિતા, ગળાના હૈડિયાને ઊંચો નીચો કરીને બહારી જુસ્સા અને આંતરિક વિષાદથી શિસ્તપાલન માટે ગાવી જ પડતી... એમાં બાલોચિત ઉલ્લાસ નહીં, અમને રમત છોડાવી ઘરનો વડેરો સત્તાવાહી સાદે કોઈ કામ ફરજિયાત સોંપે તે અણગમાના માઇલ્ડ-પ્રેશરથી કરવું જ પડે, તે બીજી વાર ન સોંપે એવી રીતે કરીએ, પણ વડીલો સબક શીખવે પણ નાના પાસેથી કોઈ સબક શીખે નહીં અને ઑર અણગમતાં કામ સોંપે, આ કોડી, મણકા છોડ ને પેલી મણકી કામવાળીને તારી સાથે જ તેડી લાવ એવી કટોકટીકાળની ફરજ સોંપે, એમ 'રવિ પછી તો સોમ છે...' કવિતા ફરજિયાત ગાવી પડતી અને કૃષ્ણે અર્જુનને શા માટે કર્મયોગ પર ભાષણ આપ્યું એવું હવે તો લાગે જ છે. સોમવારથી શિક્ષણનો કર્મયોગ શરૂ થાય તે એકડિયાની ક્રિયાની ખોટી શરૂઆત... આરામ પછી કામ તો મોટાઓને કરવાનાં હોય ! વાસ્તવમાં ઐચ્છિક વિષયનાં વધારેમાં વધારે કામો અમે રવિવારે જ કરતાં ! વધારે થાકતા અને રાત્રે ઘસઘસાટ ઊંઘતા... મા, રામનામની માળા ફેરવે છે તેમાં મણકા પછી એકસરખા મણકા જ આવે છે, તો રવિવાર પછી એકસરખા રવિવારને બદલે સોમવાર અને પનોતી જેવો શનિવાર શા માટે આવે ? આવા રોષભર્યા પ્રશ્નો 'થાય' (ત્યારે પ્રશ્નો 'ઊભા' થતા નહીં !) સોમનાથ મહાદેવ, સોમવાર સેકન્ડ ગ્રેડમાં આવે છે એ ઘોર અન્યાય સામે ત્રિશૂળ લઈને લડ્યા કેમ નહીં હોય ? પણ વડીલ છોકરાને હુકમ કરે, જવાબ આપે

નહીં; તો મહાવકીલ, એમને પ્રશ્ન કરીએ તો 'તેરી યે મજાલ ?' પૂછતી આંખો કાઢે...

અમારે તો પતંગનો દોર હોય કે બળદનું પૂછડું – હાથમાં આવે તે જ 'છેડો !' શરૂનો કે અંતનો – એની માથાકૂટ મેઝરપટ્ટી હાથમાં હોય તે કરે ! અમારો કાસમ દોસ્ત માથું ધુણાવી ધુણાવીને ખાનગી મદ્રેસામાં પણ સબક શીખે તે જમણે છેડેથી ઉર્દૂ લખતો ડાબે છેડે જાય ! તે માર્ક્સ, એંગલ્સને ધૂળ ! – મજૂર યુનિયનના લાલ ઝંડાવાળાને ય જાણે નહીં. તોય એ 'ડાબેરી' કહેવાતો ! એ ક્લાસમાં ડાબા છેડેથી લખે અને એમ 'બે છેડા ભેગા કરે !' અમને શનિવારનો વિકલી છેડો ગમે નહીં તેમ રવિવાર શ્રીગણેશ જેવા લાગે નહીં, ગણપતિના સરઘસમાં બધા જ ગણપતિ હોય છે પણ વિકલી સરકસમાં બધા રવિવાર નહીં, રવિ પછી સોમ આવે એટલે એ વિકના શ્રીગણેશ કહેવાય જ નહીં : 'સૌ સારું તેનું છેવટ સારું કહેનાર' જ શનિવારને પનોતી કહે છે ! પનોતી શું સારી હોય છે ?

અમે કવિ ખબરદારનું 'અમે હિન્દી, હિન્દી, હિન્દી છે ભારત અમારો દેશ !' ગાતા ! શું કરીએ, ત્યારે પંદરમી ઑગસ્ટ અને ૨૬મી જાન્યુઆરી હતી તોયે ન હતી ! એ તો અમે ગાવાની મહેનત કરેલી એના બદલા રૂપે જ એ દિવસો પછી આવ્યા ! એ ગીત ગાતા ત્યારે જ અમે દેશભક્ત, બાકી તો અમે રવિવારભક્ત ! શેરી એ જ દેશ ! કામના દિવસો સામે અમારે રેવોલ્યુશન કરવું જોઈતું હતું. કામના દિવસો છે એટલે જ માણસોને, એક માણસને એક જ કામ આવડે છે, એ તો સારું છે કે જૂથમાં કામ કરનારાઓમાં આઝાદીનો જુસ્સો આવે છે ને રજા પાળે છે (અહીં બધું જ 'પાલતુ' છે, 'ફાલતુ' છે જ નહીં !) અને તંત્રી પણ અગ્રલેખના પ્રૂફ જુએ અને એમનામાં રહેલો બીજો કળાકાર પ્રગટ થાય છે. નોકરડી ઘરે રહી શેઠાણીના હાથમાં સાવરણી પકડાવે છે. આપણે એકથી વધારે, ભલે સેકન્ડ ગ્રેડનાં થોડાં કામો જાણીએ છીએ તેમાં સહકર્મચારીઓએ સ્વેચ્છાએ નોંધાવેલી ગેરહાજરીનો રાજભાગ કે સિંહફાળો હોય છે :

શેરીના છેલ્લા બંધ ઘરના ઓટલે બીડી ફૂંકતો માણસ નવરો કહેવાય (મરાઠી ભાષામાં નહીં !) પણ શેરીમાં કોઈની મોટર અટકી પડે તો એ જ

ધક્કા મારી મોટરને ચાલતી કરે છે. શેરીમાં ક્રિકેટ રમાય તેનું એમ્પાયરીંગ પણ એ કરે છે, કોઈ લફંગો શેરીની દિશામાં આવતો હોય તો એને જોઈને જ 'હસીનવળાંક' નહીં, પણ રિવર્સ લે છે, એ કોઈ માંદા માટે ડૉક્ટરને તેડી લાવે છે. અજાણ્યાઓને અમારું અને બીજાઓનું ઘર બતાવી ગાઇડનું કામ કરે છે, એને જોઈને જ વિજયાદશમીએ શું, દરરોજ, બીજી શેરીનાં કૂતરાં સીમોલંઘન કરી શકતાં નથી, શેરીની ડોશીની પતરાની ડબ્બી માટે એ જ દોડીને છીકણી લઈ આવે છે, શેરીમાં આવતા ફેરિયાઓ પણ એની અદબ જાળવે છે, પરીક્ષા પછીની રજાઓમાં નોટબુકોની પસ્તી લેવા આવનારના તોલવાના કાંટાને એ જ ધરમનો કાંટો બનાવી દે છે ! *જે નવરો છે તે ઘણાં કામ કરે છે, કામ કરનારો માત્ર એક જ કામ કરે છે.* રવિવાર અમારે માટે એમ ઘણાં અને જાતજાતનાં કામ કરવાનો અને નવાં કામો શીખવાનો દિવસ ! ઘાણી પર બેઠેલો માણસ થોડી થોડી વારે થાળામાં મૂઠી ભરી તલ નાખે ને ડચકારી બોલાવે – બીજું કંઈ આવડે નહીં. ફરતા બળદનું પૂછડુંયે હાથમાં કેમ કરી આવે ? એટલે ડચકારી બોલાવે ! ખેડૂત તો બળદનું પૂછડુંયે અમળાવવાનું કામ જાણે ! રવિવાર અમે ગોદડે ઘોંટી ન જઈએ ત્યાં સુધી અનેક કામો કરવાનો દિવસ ! રવિવારે શેરીના નાકેના ઘરના છાપરે હૂપાહૂપ કરતું વાનરટોળું, માણસના 'વર્તમાન પૂર્વજો' આવે એ નિયમ તેઓ ક્યારેક જ પાળતા. રવિવારનો એ 'ચેઇન્જ' અમને મોગલ ગાર્ડનના ફુવારા જેવો બનાવી દેતો – ફરતા ફુવારાનો દિવસ. ઘરમાંના બેલેન્સ સ્ટોકમાંથી કાંદા તફડાવી લાવી જમીન પરથી છાપરે ફેંકીએ એવું બોલિંગ શું બ્રેડમેન પણ કરી શકેલો ? અને બૂઢિયો વાંદરો ફેંકાયેલો કાંદો પકડી લે, એવો કેચ કરનારો ઓસ્ટ્રેલિયાની ટીમમાં પણ શું પાક્યો છે ? જમીન પર દોડીને કે હાથ ઊંચા કરી બોલ પકડવામાં શી ધાડ મારવાની ? છાપરે દોડીને નીચેથી રોંગ સાઇડથી આવેલો કાંદો કેચ કરવામાં છાપરેથી નીચે આવવાનું જોખમ પણ રહેલું હોય છે. લોકો ચીપી ચીપીને પહેરેલાં કપડામાં ચીપી ચીપીને ચાલતાં લગ્નટાણે ભેગા થાય, મારામારી થતી હોય તો ફલાંગો મારતાં ભેગાં થાય, નોતરે ભેગા થાય અને વગર નોતરે પણ ભેગા થાય. કોઈ ઘરને આંગણે પોલિસ શું, કાનમાં દેશી બીડીને બદલે પેન્સિલ ભેરવી સાયકલ પર તારવાળો પોસ્ટમેન

આવે તોયે ભેગા થાય,… 'જિજ્ઞાસાનાં ઉગમસ્થાનો' એ વિષય પર કોઈએ પીએચ.ડી. કેમ કર્યું નહીં હોય ? – પણ વાંદરો આવે કે શહેરમાં આવેલો સરકસનો રંગલો ઘોડા પર વાંદરા બેસાડી શેરીમાં આવે. તે હવામાં હેન્ડબિલોની ઉછામણી કરે, તેને શેરીનોતરું માની હાથમાં પકડવા કૂદાકૂદ કરીએ – અમે રવિવારિયા, શેરીના પોયરાઓ ! કવિ ન્હાનાલાલની કાવ્યનાયિકાનાં સ્નેહધામ સૂનાં સૂનાં ભલે હોય, અમારે કારણે શેરી સૂની હોય જ નહીં ! રવિવાર અમારા મુખે બોલે અને એક 'રોહો' 'હાહરાઓ !' બોલતો લથડતા પગે ઘરના ઓટલે આવે ! 'હું હજી મરી નથી ગયો' એવો અસ્તિત્વબોધ કરાવે અને હારમાં પરોવેલા ઘૂઘરા છૂટા થઈને જમીન પર ખખડતા દોડે એમ અમે બબડતા દોડી જઈએ – કઈ દિશામાં એ કંઈ કહેવાનું હોય ?

પણ, અમારો રવિવાર તો સાયકલનો રવિવાર ! શેરીના કોઈ ઘરને ફાંગી આંખે ગુપ્ત ઇશારા કરીને એકબીજાને મૂંગાં ઓપન આમંત્રણોની આપ-લે થયા પછી સાયકલસવારીની યોજના કે કુતૂહલભર્યું કાવતરું રચીએ.

અમારી મુઠ્ઠીમાં, ઘરે શાંત તેમ ઉધમાતિયો સત્યાગ્રહ કરીએ ત્યારે માંડ ત્રાંબાનું ઢોદિયું હાથમાં આવે ! તેના પર પંચમ જ્યોર્જ હોય કે ચઢિયાતા નંબરનો સાતમો એડવર્ડ હોય ! બ્રિટનની મહારાણી પહેલા નંબરની એટલે વડીલના હાથમાં રૂપાનો રૂપિયો હોય, તેના પર જ તે હોય ! પોયરાના હાથમાં, ઉમ્મરનો ગેજ અને ગેપ મોટો, તે શે આવે, હાથમાં આવે તે વળી હાથમાં રહે ખરું ? એમ તો બ્રિટનની રૂપેરી રાણી પણ કહે છે કે હાથમાં રહેતી નહીં – ઉમેદવારો (ઉઘરાણીવાળા)ના હાથમાં ચાલી જાય !

રોસી કોઈ વાર કહે : ભલે, અમે નહીં તો બીજા સુખી હોજો ! એના સંસ્કાર અમારા પર પડેલા – તે ઝીલી પણ લીધા હશે. શેરીમાં એક હવેલી, તેમાં રહેતો પોયરો અમારો દોસ્ત ! ગરજે અમે એને અમારો આગેવાન પણ બનાવીએ ! શનિવારે સાંજે થયેલા બોલતા કરાર અનુસાર તે 'મા…અ…આ…' કરતો, રડમસ ચહેરે, માને, 'માતા મેરી' માની પાસે જાય, માને હળવી ચૂંટી ખણે, સાડીનો છેડો ખેંચે, મા સૂચક નજરે પોયરાનો બાપ બીજી દિશામાં જોઈ કોઈની સાથે વાત કરતો હોય તે જોઈ લ્યે, અને

પોયરાના હાથમાં બે આનીનો સિક્કો સરકાવી દે, પોયરો ચુપચાપ મંદધ્વનિના પગલે પાછલે બારણેથી આંગણે આવે અને જાણે કંઈ શોધતો હોય એમ આગળ વધી અમારા ભેગો થઈ જાય શું, અમે જ એને ખેંચી આણીએ !

અમારી શેરીમાં કાર તો અલપઝલપ આવીને ચાલી જાય, પણ બેએક ઘરના આંગણે તાળા વગરની સાયકલ ઊભેલી દેખાય, તે અમારી નજરનું નજરાણું બની જાય ! એમ'લાગે કે ઘરમાં ઘૂસેલો માણસ એકાદ કલાક વિના બહાર નહીં આવે તો અમે પોયરાઓ ભેદભરી ચુપકીદીથી સાયકલને, કશો અવાજ ન થાય એ રીતે સમજાવી પટાવી રસ્તા વચ્ચે આણીએ. 'હાળાઓ, બહુ શોરબકોર કરો છો !' એવા ઓપન અભિપ્રાયોની અમને નવાઈ નહીં, પણ એ વખતે અમે મુનિ શું, મહામુનિ હોઈએ. શેરીના નાકે સાયકલ લઈ જઈ સાયકલ ચલાવવાના, સાયકલને પછાડવાના અને જાતે પછડાવાના પ્રયોગો કરીએ પણ પેલો ઘરમાંથી બહાર નથી આવ્યો ને ? એવી ચોંપ રાખીએ, અને અકસ્માત તે વહેલો બહાર આવી 'કોઈ રાવણ સાયકલનું હરણ કરી ગયો છે' એવો હાહાકાર કરી ઊઠે તો આંગણે સાયકલને પછાડી ભાગી જઈએ, પણ દોડવાની ગતિ એવી કે, હુર્રર્રરે... બોલી શકાય નહીં !

'બાયસિકલ થીફ' ફિલ્મ તો વર્ષો પછી જોયેલી, પણ અમે પોતે અમારા નાટકના નાયક. ચં.ચી.મહેતાના 'મૂંગી સ્ત્રી' નાટકની નાયિકા કરતાં વધારે ચુપકીદીથી સાયકલ થીફ થતા ! ધ ઍન્ડમાં મોઢાં ખૂલી જાય એ વળી જુદી વાત !

પણ, રવિવારે અમે માખણચોર કનૈયા નહીં ને બાયસિકલ થીફ પણ નહીં ! બેઆનાવાળાને અમે સાયકલ ચલાવતાં શીખવવાની માનદ્ સેવા આપવાના કરાર કર્યા હોય. એને રવિવારે બે આની મળે જ એવી મૂગી સમૂહપ્રાર્થના અમે કરી જ હોય અને તે ફળે જ ! સાયકલ ચલાવતા શીખવવાના કરારમાં અમને પણ સાયકલ ચલાવતા શીખવાના ચાન્સ મળે એવા ગૃહસ્થોના અણલખ્યા કરાર જેવા પોયરાના કરાર હોય જ !

કલાકના બે આને ભાડે અપાતી સાયકલની શેરીના છેડે દુકાન સાયકલોમાં સિનિયર, જુનિયર, કંઈક તાજી અને ઘણીખરી ખડતલ, કસાયેલી હોય. પેલી બાળવાર્તામાં આવે છે કે એક રાજનો રાજા મરી ગયો કે પછી યમદૂત એને લઈ ગયો. એ રાજાને કોઈ વારસદાર નહી. રાજ્ય છે એટલે રાજા તો

જોઈએ જ ! શું થાય ? એવો ઠરાવ થયો કે પાટનગરના કોટનો દરવાજો સવારે ખૂલે એમાં પહેલો પ્રવેશે તેને રાજા બનાવી જ દેવાનો ! એમ ભાડાની સાયકલવાળાની ઊઘડતી દુકાને જઈએ તો નવી રાણી જેવી નવી સાયકલ મળે ! એટલે, એક પોયરાને ત્યાં નજર રાખવા ઊભો રાખેલો જ હોય. પેલાની, વહેલી બેઆની મળે એવી ગોઠવણ મોડી પડી હોય તો સાયકલવાળાની દુકાને જઈએ ત્યારે ખૂબ મહેનત કરી ચૂકેલી, અનુભવી અને કસાયેલી સાયકલ મળે તો, આહ ભરે એવો પ્રેમરોગ પોયરાઓને હોય કંઈ ! 'સાયકલને નુકસાન કરશો તો નુકસાની લઈશ !' એવી વૉર્નિંગ સાથે ઊભેલી, આડી પડેલી, આડી પડેલી પર બીજી આડી પડેલી કોઈ એકને 'જોઈ લઈશું !'ના જુસ્સાથી ઉપાડી લઈએ.

સાયકલ ચલાવતાં શીખવવું એટલે વરરાજાની જેમ પેલા હવેલીવાળા છોકરાને વરરાજાને ઘોડે બેસાડવામાં આવે એમ બેસાડવાનો ! એના બંને પડખે બે પોયરા અડખેપડખે સાયકલને ને બેઠેલાને પકડે, પેલો પેડલ ન મારે તોયે અડખેપડખેવાળા સાયકલને એવા સામી દિશામાં ધકેલે કે સવાર પેડલ ન મારે તોયે સાયકલ આગળ ચાલે ! સાયકલ ચલાવતાં શીખવવું એટલે ત્રણ ત્રણ જણના સહિયારા સાહસમાં સારેગમનો ક્રમ મ...ગ...રે...સા... થઈ જાય એટલે જમણી બાજુવાળો જમીન પર પડે તેના પર સાયકલનું જમણું પડખું પડે, તેના પર સાયકલસવાર પડે અને ડાબેરીએ હેન્ડલ કે સાયકલની પીઠ પકડી રાખી હોય એટલે તે પડે ! બહુ ન વાગ્યું હોય તો જમણેરી ઊઠે, તે સાયકલને ઉઠાડે, પછી એ સવાર અમળાતો ઊઠે કે કોઈએ એનું ચીચોડું પકડ્યું હોય તે ઉઠાડે, પછી આખા કુટુંબનો ભાર ઊંચકતો મોભી ઊઠે તેમ જમણેરી ઊઠે ! એવો ભાર એકાદવાર ડાબેરીને પણ ઊંચકવો પડે ! સહાયકને પણ સાયકલ પર બેસવાનો ક્રમ અણલખ્યા કરાર પ્રમાણે મળે અને ડાબેરી સાયકલ ચલાવતાં શીખવનારો હજી પ્રયોગ કરતો હોય ત્યાં કલાક પૂરો થયો હોય. શીખવાના પ્રયોગો દરમિયાન સાયકલ જખ્મી થઈ હોય તો એક બહાદુર દુકાનદારને ત્યાં સાયકલ નાખી ભાગી આવે ! દુકાનદાર પણ અનુભવે ઘડાયેલો હોય એટલે માત્ર રિવાજીઘાંટો પાડે ! બીજા પ્રયોગ માટે કોઈ મોભ્ભાદાર છોકરાને મોકલી તેના દ્વારા સાયકલ મેળવી મૂળ હવેલીવાળો

પોયરો સાયકલ ચલાવતા શીખે અને તેને અમે શીખવીએ. 'કરતાં જાળ કરોળિયો, ભોંય પડી પછડાય' એ કવિતા ઇન્ટરવલ પછી સજીવ થાય, પણ તે બીજા બે આના જેટલું ઉઘરાણું થયું હોય તો ! કામવીરો એટલા થાકેલા હોય કે પોતાની પીડા અને નાના ઘા ભૂલી ઘરે પહોંચી સીધા રસોડે જઈને ધરાય, પછી ઊંઘે નહીં તો પથારી પર પડી રહે અને ત્રણચાર વાગ્યે ફરી ભેગા થાય અને નજીકના ભૂતકાળના પૂર્વાનુભવ વાગોળે નહીં, પ્રસાદની લૂંટ ચાલતી હોય એ પછી મોઢે થાય, એમ ભચડે. આચરકુચરની મઝા ઑર હોય છે ! પતાસાંનો પ્રસાદ ભચડવો જ પડે !

કનૈયાએ ગોપગોઠિયાઓના ખભે પગ મૂકી ઉપર ચઢી માખણના ઘટ સુધી હાથ લંબાવેલો અને સૌએ માખણની મઝા માણેલી પણ ત્યારે સાયકલ હતી જ નહી એટલે એ સાયકલ ચલાવતા શીખે અને ગોપબાળો એને શીખવે એવું કૃષ્ણચરિત્ર રચાયું નહિ.

હવે રવિવાર માત્ર રવિવાર જ રહ્યો છે – સાયકલ ચલાવતા શીખવા, શીખવવાનો રવિવાર રહ્યો જ છે ક્યાં ! હવે તો મોપેડવાળાની યે ઝાઝી વેલ્યુ નથી, સ્કૂટરવાળા ખાસ્સા ઍંટે છે. છોકરીઓ સડસડાટ સ્કૂટર ગબડાવે છે, જેને એવો શ્રમ ન કરવો હોય તે સ્કૂટરની પાછલી બેઠકે આસન જમાવે છે અને આસને ડોલતી નથી, પણ ઝૂમે છે !

હજી સ્કૂલની દિશામાં સાયકલો જતી દેખાય છે પણ એ સવારો કોઈની ખાસ વૉલેન્ટરી સહાય વિના જ સાયક્લિસ્ટ થઈ ગયા હોય છે. સહિયારા માનવશ્રમનો મહિમા રહ્યો નથી, અરે સાયકલ બનાવનારી કંપનીએ જ રાખ્યો નથી, સાયકલનાં મોટાં પૈડાં સાથે આસપાસ નાનાં પૈડાં રાખ્યાં છે એટલે સાયકલ શીખનારો ડાબી જમણી દિશાએ ઝોક લ્યે તો પણ તે પડતો નથી ! સ્વયંપાકી સાધુ પોતે જ 'પક્કા ખાના' બનાવી પોતે જ ઓહિયા કરે છે એમ સાયકલ શીખનારો પણ સ્વયંનિર્ભર થઈ ગયો છે... તે હિ નો દિવસાઃ ગતાઃ અમારા તે દિવસ, સમયની પાછલી દિશામાં ગયા... 'ગયા, ગયા, ગયા જ તે...' તે પણ ગુલબંકી છંદના લયમાં... ! અને 'રહ્યા રહ્યા રહ્યા જ આ' એ પંક્તિ ગુલબંકી છંદમાં હોવા છતાં ઝૂલણા છંદના લયમાં જ એનો પાઠ કરી શકાય છે !

## રબાઇ અને તેની પત્ની / લામેદ શેપિરો

*અનુવાદ : શિરીષ પંચાલ*

ઘણાં વરસો પહેલાંની વાત છે. એક રબાઈ હતા અને એમની પત્ની હતી. જ્યારે રબાઈ તોરાહનું અધ્યયન કરતા ત્યારે તેમની પત્ની કહેતી કે મને દેવદૂતોના મંત્રોચ્ચાર સંભળાય છે અને જ્યારે તેમની પત્ની સબાથના દિવસે માછલી રાંધે ત્યારે રબાઈને ચોક્કસ લાગતું કે તેમને સ્વર્ગની સુવાસો આવી રહી છે. બંને પતિપત્ની ભલા, પવિત્ર અને શાણા હતા. તેમનામાં માત્ર એક જ અસમાનતા હતી. તેમની પત્ની રબાઈની જેમ ચુકાદાઓ સંભળાવી શકતી હતી જ્યારે માછલી કેવી રીતે રંધાય તે વિશે રબાઈને કશી જાણકારી ન હતી.

ઈશ્વરે તેની પત્નીનો ખોળો ભર્યો ન હતો. રબાઈ એક ખૂણામાં બેસી રહેતા, બીજા ખૂણામાં તેમની પત્ની. તેઓ બંને મૂંગામૂંગા ઈશ્વરને પ્રાર્થના કરતા :

'હે ઈશ્વર, હે જગતના સરજનહાર, આ તારા દાસની પ્રાર્થના સાંભળ અને મને એક પુત્ર આપ, જેથી કરીને હું તેને તારા તોરાહ શીખવી શકું, સારાં કામ શીખવી શકું....

હે જગતના સરજનહાર, હે જગન્નિયંતા, આ તારા સેવકની પ્રાર્થના સાંભળ અને મને એક સંતાન આપ, હું એને ભલાઈના માર્ગો શીખવી શકું. તારી ઈચ્છાઓ કેમ પાર.પાડવી તે શીખવી શકું....

રબાઈ તેમની પત્નીની બાજુમાં બેસતા અને કહેતા : 'જ્યારે આપણો

દીકરો બોલતા શીખશે ત્યારે હું એને વાંચતાં શીખવાડીશ અને શબ્દોના અર્થ શીખવાડીશ.'

તેમની પત્ની કહેતી :'જ્યારે આપણો કાદિશ જાગશે ત્યારે હું તેની સાથે સવારની પ્રાર્થનાઓ ગાઈશ, એ સૂઈ જશે ત્યારે સાંજની પ્રાર્થનાઓ ગાઈશ.'

અને આમ જ વર્ષો વીતતાં ચાલ્યાં, ગામના લોકો અંદરઅંદર બબડવા લાગ્યા,'જો દસ દસ વરસને અંતે પણ કોઈ સ્ત્રી બાળકને જનમ ન આપે તો એના ધણીએ એની સાથે રહેવું જ ન જોઈએ.'

ગામના લોકો વિચારતા રહ્યા, તેમણે રબાઈને તેના પદ પરથી દૂર કરવાનો નિશ્ચય કર્યો, પછી તેમણે નક્કી કર્યું કે જો તેની પત્નીનું વાંઝિયાપણું તેને ખટકતું ન હોય તો આપણને શો વાંધો છે? અને આમ વરસો વીત્યાં. રબાઈ તેમની પત્નીની સામે બેઠા અને તેઓ વાતે વળગ્યા.

'જ્યારે આપણો દીકરો મોટો થશે ત્યારે હું તેને ગેમરાહ અને બીજી બધી ટીકાઓ શીખવાડીશ.'

'જ્યારે આપણો દીકરો શુક્રવારે સ્નાનવિધિમાંથી પાછો આવશે ત્યારે હું એને તાજી તાજી માછલી ખવડાવીશ અને જ્યારે તે સિનેગોગમાંથી સબાથના દિવસે પાછો ફરશે ત્યારે હું એને પવિત્ર દારૂ પીવડાવીશ.'

અને જ્યારે પાછળથી ગામના લોકોને તેમની ફરી યાદ આવી ત્યારે તેમને સલાહ આપી,' તમે એક બાળક દત્તક લઈ લો, એને ઉછેરો અને સો વરસ પછી એ તમને કાદિશ કહી સંભળાવશે.'

તે બંનેએ પોતાનાં માથાં ધુણાવ્યાં. રબાઈએ જવાબ આપ્યો,'જો હું તેનાં પાપોને માટે જવાબદાર ન હોઉં તો હું સાવ અજાણ્યા છોકરાને તોરાહનું શિક્ષણ કેવી રીતે આપી શકું, સારાં કામ કેવી રીતે શીખવી શકું?' અને તેની પત્નીએ કહ્યું 'જે બાળક મારાં લોહીમાંસમાંથી ઘડાયું ન હોય તેવા અજાણ્યા છોકરાને કેવી રીતે હું વહાલ કરી શકું?'

અને તે બંનેએ ઉમેર્યું,' ના, ઈશ્વરને આપવો હશે તો અમને જ એક દીકરો આપશે !'

ગામના લોકો બબડાટ કરતા રહ્યા, તેમને જિદ્દી કહ્યા અને સમય જતાં તેમને પાછા ભૂલી ગયા.

અને આ બંને ઘરડા દંપતીએ વિચાર્યું, 'જ્યારે આપણો ખજાનો ઊભરાવા માંડશે ત્યારે દીકરો ધર્મચુકાદાઓ જાહેર કરશે અને પવિત્ર ગ્રંથો લખશે... જ્યારે આપણો આનંદ અઢાર વર્ષનો થશે ત્યારે એને આપણે લગનના મંડપમાં લઈ જઈશું..'

અનંતતાના પ્રવાહમાં એક પછી એક વરસ વીતતું ગયું. એક સવારે બંને મૃત્યુ પામેલી હાલતમાં મળી આવ્યાં. તેઓ પથારીમાં બેઠેલા હતા, એક બીજાની સામે જોઈ રહેલા, એ જ રાત્રિપોશાકમાં, બાળકોની જેમ બંનેએ એકબીજાના હાથ ઘુંટણ પર મૂકીને પકડી રાખેલા. તેમના ચહેરા પર સ્મિત હતું. તેમના જૂના ઘરના વાતાવરણમાં હજુ જાણે શબ્દો ગુંજતા હતા :

જ્યારે આપણો દીકરો મોટો થશે..

જ્યારે આપણો કાદિશ મોટો થશે...

(અંગ્રેજી અનુવાદ ઇરવીંગ હો અને એલિઝેર ગ્રીનબર્ગ, 'અ ટ્રેઝરી ઓફ યિદ્દીશ સ્ટોરીઝ'માં ગ્રંથસ્થ)

## આંગણા વિનાનો અવસર / રતિલાલ 'અનિલ'

અવસર કોના બારણે છે ? કહેનારી પેઢીનું એક માણસ બચેલું નહીં, અને નીચે ઉઘાડા થાંભલા અને ઉપર રહેનારા માટે આંગણું નહીં, રસ્તો જ હોય એટલે અવસર પત્યો બારોબાર બહારથી ફૂલછોડનાં બેપાંચ કૂંડાં લાવીને ગોઠવેલાં છે એ લગ્નની વાડીએ. છોડીના લગ્નનો અવસર પણ તેની જાણ થઈ વીજળી દીવાનું તોરણ રાતે ઝગમગ્યું ત્યારે. નહીં આંગણે સોની, કાપડિયો, દરજી અરે જોશી અને સંબંધીઓયે ન દેખાયા. લગ્નના દિવસે તો ફલેટે તાળું ! 'લગ્નવાળું ઘર' એ આગલા સમયની કોઈ ઓળખ નહીં ! માળણ આસોપાલવનું તોરણ ટોડલે બાંધવા ક્યાંથી આવે ? ફલેટનું બારણું તો માત્ર ચોકઠું હોય છે, એને ઉંબર નહીં અને ટોડલાયે નહીં. ઘરની અંદરની ભીંત હતી તેવી કોરી, કંકુના થાપાથી કંઈ બગાડાય ? ગણપતિ બેઠેલા કે અગાઉ મૂળ સ્થાને બેઠેલા ત્યાં જ બેઠેલા રહ્યા તેની ખબર પડી નહીં ?

અવસર કોના આંગણે હોય ? આંગણું હોય તેને આંગણે. આ શહેરમાં કોઈ પણ ઋતુ શહેરમાં માત્ર બદલાયેલા હવામાન અને તડકા જેટલી પ્રવેશે, બાકી બારોબાર, વગડે ગામડે થોભી જાય ! હવે અવસર પણ...એમ જ તહેવારોનું. સોસાયટીમાં તહેવાર આવે છે પણ તેમની અડધી આઈડેન્ટીટી રવિવારની હોય છે. દિવાળી, બેસતા વર્ષની રાત્રે ધૂમ ફટાકડા ફૂટે છે, પણ તહેવારનાં બીજાં લક્ષણો અદૃશ્ય... દિવાળી તો રાત્રે દેખાય, ફૂટતા ફટાકડા દ્વારા ફોનેટિક બને, પણ સાંજનાં પાંચ સુધી દિવાળીનાં પ્રગટ લક્ષણ દેખાય નહીં. બેસતા વર્ષે બપોર સુધી દોડધામ, આવનજાવન ખરી, પણ સાંજ સુધી

સૂનકાર, પ્રવૃત્તિ દેખાય તે કોઈ ને કોઈ કાર્યક્રમમાં જવાની, હોટલે ખાસ જમવા જવાની. બેસતા વર્ષના બપોરના સૂનકાર અજોડ હોય છે, એને કશા સાથે સરખાવી શકાય નહીં ! નવા વર્ષનો દિવસ પણ બપોર પછી સરેરાશ રવિવાર બની જાય.

સંક્રાન્તિ તો અહીં બહારના સાહેબ લોકો ફલેટોમાં રહે તેમને કે તેમના કિશોર યુવાનોને પતંગ ચગાવવાના ન હોય. સ્થાનિક વસ્તીના ઘરોમાં સંક્રાન્તિ દેખાય. કોઈ કોઈ બાળા ચણાપણી, તલના લાડુ, કેળાં લઈને બે ત્રણ ઘરે જતી દેખાય. અહીં ઉંબર નથી તો તે પૂજવા માટે ગૌરીવ્રત કોણ પાળે ? શહેરની મૂળ વસ્તીમાં પાંચ પાંચ દિવસ ચાલનારો પતંગોત્સવ સોસાયટીમાં અડધા દિવસનો. આગલા દિવસે રસ્તે થાંભલા ખોડી માંજો ઘસનારા, પતંગના કન્ના બાંધનારા મૂળ શહેરના કોઈ કોઈ ભાગમાં રહી ગયા છે. સોસાયટીની નજીક ઝૂંપડપટ્ટી છે એટલે સંક્રાન્તિનું વાતાવરણ છે. ત્યાંના છોકરા નહીં ચગતાં પતંગ લૂંટવા માટે ઝંડા લઈને ઉત્સાહથી ફરે છે અને દૂરનો કોઈ રખડુ પતંગ તેમને મળી પણ જાય છે.

*'મજનૂ જો મર ગયા તો જંગલ ઉદાસ હૈ...'* પંક્તિ સાંભરે છે.

આપણા આદિમ આવેગો શમી જાય, માત્ર ઔપચારિક ઉપલક વહેવાર રહી જાય, પતંગ ચગાવનારમાં મજનૂ જેવા આવેશ ન હોય તો અગાસી અને આકાશ ગાજે નહીં, ઢેફાં આવે નહીં, સામે ઢેફાં જાય નહીં, જંગલ પોતે જ આદિમ છે, તેનેય જીવંતતા માટે કોઈ મજનૂ જોઈએ, એની ગેરહાજરીમાં જંગલ ઉદાસ થઈ જાય છે. જ્યોતીન્દ્ર દવે અને ચન્દ્રવદન મહેતા સંક્રાન્તિએ આખો દિવસ મોજીલી રેડિયો કોમેન્ટરી આપતા, તેઓ વાણીમાં બરાબર ચગતા. તહેવારો વિશે ફેરવિચાર કરી શકાય પણ આ તો મૂળ કરતાં વધારે ખર્ચાળ. રવિવાર બ્રાન્ડના ઔપચારિક તહેવાર. આપણે નવાં જંગલ રચ્યાં છે, ગણેશોત્સવ જેવાં... તે દિવસે ઘરમાં જ બેસી રહેવું પડે એવા મોંઘા ગરબા પ્રાયોજિત, શેરીની બહાર.

હોળી ? સોસાયટીમાં હોળીચકલો જ નથી, હોળી પ્રગટતી જ નથી ! નગારા ડુગડુગીના નહીં જેવા અવાજ પાછળથી આવે છે. ન તો માણસો, બહેનોના આવ-જા દેખાય છે, ન તો કોઈ બ્રાહ્મણની. હોળી પ્રગટતી હોય

ત્યાં અહીંની કોઈ કોઈ સ્ત્રી પૂજવા જાય છે, અહીં કયો ભાડભૂજો હોળીએ રસ્તાની કિનારે ભઠ્ઠી સ્થાપે, ચૂલમાં ભૂસું નાખી નાખીને ભડકા કરીને ધાણીચણા ફોડે? મૂળે તળ શહેરના અને સોસાયટીમાં વસેલા લોકોનાં ઘરોમાં બજારેથી ધાણી ચણા આવે છે. નગારા, ડુગડુગીનો ત્રાસ? શિવપંથી ન હોય તેને ત્રાસ જ લાગે પણ અહીં ક્યા પંથી છે તે કદાચ રહેનારાયે જાણતા નથી! હોળીનો દિવસ પણ અહીં રવિવાર બ્રાન્ડ હોય છે.

બળેવના દિવસે રીક્શામાં સ્ત્રીઓ, કન્યાઓની આવનજાવન અવશ્ય ચાલે છે તેયે બપોર સુધી, બાકી રવિવાર,અને રવિવારે સિનેમા જોવા જવાના, હોટલમાં જમવા જવાના કાર્યક્રમ. સોસાયટીમાં શ્રાવણ આવતો નથી. વૈષ્ણવ મંદિરે પણ ઠાવકો થઈને જતો હશે...

રાષ્ટ્રીય તહેવારો તો પ્રાથમિક શાળાનાં બાળકો પૂરતા મર્યાદિત નહીં,

એમને માટે ફરજિયાત થઈ ગયા છે. પંદરમી ઑગસ્ટે, છવ્વીસમી જાન્યુઆરીએ '૪૨માં જેલમાં જવાનું થયેલું એટલે કલેક્ટરનો સૂચના સહિત આમંત્રણકાર્ડ અચૂક આવે છે. ટેબલ પર એકબે દિવસ પડી રહે છે. પહેલા આઝાદી પ્રાપ્તિ દિને લોકો પાગલ થઈને રસ્તે આવી ગયા હતા, એમના ચહેરે ઓજસ, હૈયે પાગલનો ઉત્સાહ હતો. હવે સ્કૂલના વિદ્યાર્થીઓ સિવાય રાષ્ટ્રીય પર્વે માત્ર રવિવાર બ્રાન્ડ રવિવાર હોય છે, હોય છે એટલી ખુશી રજાની હોય છે અને તે ફૂલાવેલા રવિવાર રૂપે ઉજવાય (!) છે.

કાકાસાહેબ, જીવતા તહેવારો ? તમે તમારા જમાનાની વાત કરો છો અને ઇતિહાસમાં થોડો ઘણો રસ એટલે તમને સંભારીએ, તમારી જીવતી વાતો ભલે છાપેલાં પુસ્તકોમાં, અને પુસ્તકો ભલે પુસ્તકાલયના કબાટમાં રહ્યાં... તમને ઇતિહાસના લેખક કહીએ તો ?

## રન્નાદેનાં નવાં પ્રકાશનો

*નકશાનાં નગર* : (ગઝલસંગ્રહ) ચિનુ મોદી, મૂ.૬૦/-
*શ્વેત સમુદ્રો* : (કાવ્યસંગ્રહ) ચિનુ મોદી, મૂ.૬૦/-
*ઢાઈ અક્ષર* : (ગઝલસંગ્રહ) મુસાફિર પાલનપુરી, મૂ.૬૦/-
*ટેવ* : (કાવ્યસંગ્રહ) લાભશંકર ઠાકર, મૂ.૫૫/-

**નવલકથા**

*લીલાસાગર-૨* : લાભશંકર ઠાકર, મૂ.૧૩૫/-
*કાહેકો મનવા* : ભગવત સુથાર, મૂ.૧૧૫/-
*એક ચપટી ગુલાલ* : ગિરીશ ભટ્ટ, મૂ.૧૩૫/-
*બંધ આંખમાં આંસુ* : સુમન્ત રાવળ, મૂ.૨૫૦/-
*કથાનગરી* : ફૂલચંદ માનવ, અનુવાદ : આકાશ પટેલ, મૂ.૮૦/-
*ઝાકળ માગે સૂરજ* : રશ્મિ શાહ, મૂ.૯૫/-
*શૂન્યના સરવાળા* : રશ્મિ શાહ, મૂ.૯૫/-
*તરતા સ્વર્ગની તબાહી* : લાભશંકર ત્રિવેદી, મૂ.૩૦/-
*એક પળ* : તરુલતા દવે, મૂ.૪૦/-

## પ્રવાસકથા

*અમેરિકામાં હોવું એટલે* : અદમ ટંકારવી, મૂ.૬૦/-
*ચાલો પ્રવાસે* : નરોત્તમ પલાણ, મૂ.૬૦/-
*રીઝોરે દરિયાદેવ* : પ્રીતિ સેનગુપ્તા, મૂ.૭૫/-

## નિબંધ-લેખસંગ્રહો

*નાદબ્રહ્મની સમીપે* : હૃષિકેશ પાઠક, મૂ.૧૦૦/-
*ઉજાસનાં એંધાણ* : રમણ પાઠક, 'વાચસ્પતિ', મૂ.૯૫/-
*મહિલા અને માનવઅધિકારો* : મફતલાલ પટેલ, મૂ.૧૫૦/-
*પ્રેમનું ઓજસ* : ફાધર વર્ગીસ પોલ, મૂ.૯૦/-
*જે ગમે અવળ ગુરુદેવ નિર્મિશને* : નિર્મિશ ઠાકર, મૂ.૧૦૦/-

## જીવનચરિત્ર

*યુગપુરુષ પંડિત દીનદયાળ ઉપાધ્યાય* : મફતલાલ પટેલ, મૂ.૧૫૦/-
*સત્યજિત રાય જીવન અને કલા* : અભિજિત વ્યાસ, મૂ.૬૦/-
*ગુર્જરગરિમા* : ટીના દોશી, મૂ.૧૪૦/-

## નવલિકાસંગ્રહ

*પોઠ* : મોહન પરમાર, મૂ.૧૦૦/-

## નાટક

*પીળું ગુલાબ અને હું* : લાભશંકર ઠાકર, મૂ.૭૫/-

## રન્નાદેનાં નવાં પ્રકાશનો

*નકશાનાં નગર* : (ગઝલસંગ્રહ) ચિનુ મોદી, મૂ.૬૦/-
*શ્વેત સમુદ્રો* : (કાવ્યસંગ્રહ) ચિનુ મોદી, મૂ.૬૦/-
*ઢાઈ અક્ષર* : (ગઝલસંગ્રહ) મુસાફિર પાલનપુરી, મૂ.૬૦/-
*ટેવ* : (કાવ્યસંગ્રહ) લાભશંકર ઠાકર, મૂ.૫૫/-

**નવલકથા**

*લીલાસાગર-૨* : લાભશંકર ઠાકર, મૂ.૧૩૫/-
*કાહેકો મનવા* : ભગવત સુથાર, મૂ.૧૧૫/-
*એક ચપટી ગુલાલ* : ગિરીશ ભટ્ટ, મૂ.૧૩૫/-
*બંધ આંખમાં આંસુ* : સુમન્ત રાવળ, મૂ.૨૫૦/-
*કથાનગરી* : ફૂલચંદ માનવ, અનુવાદ : આકાશ પટેલ, મૂ.૮૦/-
*ઝાકળ માગે સૂરજ* : રશ્મિ શાહ, મૂ.૯૫/-
*શૂન્યના સરવાળા* : રશ્મિ શાહ, મૂ.૯૫/-
*તરતા સ્વર્ગની તબાહી* : લાભશંકર ત્રિવેદી, મૂ.૩૦/-
*એક પળ* : તરુલતા દવે, મૂ.૪૦/-

**પ્રવાસકથા**

*અમેરિકામાં હોવું એટલે* : અદમ ટંકારવી, મૂ.૬૦/-
*ચાલો પ્રવાસે* : નરોત્તમ પલાણ, મૂ.૬૦/-
*રીઝોરે દરિયાદેવ* : પ્રીતિ સેનગુપ્તા, મૂ.૭૫/-

**નિબંધ-લેખસંગ્રહો**

*નાદબ્રહ્મની સમીપે* : હૃષિકેશ પાઠક, મૂ.૧૦૦/-
*ઉજાસનાં એંધાણ* : રમણ પાઠક, 'વાચસ્પતિ', મૂ.૯૫/-
*મહિલા અને માનવઅધિકારો* : મફતલાલ પટેલ, મૂ.૧૫૦/-
*પ્રેમનું ઓજસ* : ફાધર વર્ગીસ પોલ, મૂ.૯૦/-
*જે ગમે અવળ ગુરુદેવ નિર્મિશને* : નિર્મિશ ઠાકર, મૂ.૧૦૦/-

**જીવનચરિત્ર**

*યુગપુરુષ પંડિત દીનદયાળ ઉપાધ્યાય* : મફતલાલ પટેલ, મૂ.૧૫૦/-
*સત્યજિત રાય જીવન અને કલા* : અભિજિત વ્યાસ, મૂ.૬૦/-
*ગુર્જરગરિમા* : ટીના દોશી, મૂ.૧૪૦/-

**નવલિકાસંગ્રહ**

*પીઠ* : મોહન પરમાર, મૂ.૧૦૦/-

**નાટક**

*પીળું ગુલાબ અને હું* : લાભશંકર ઠાકર, મૂ.૭૫/-

## કાવ્યાસ્વાદ

*શબ્દની જાતરા સુધી* : રમેશ પારેખ, મૂ.૧૫૦/-
*શબ્દગોષ્ઠિ* : યોસેફ મેકવાન, મૂ.૮૦/-

## આરોગ્ય ઔષધ વિષયક

*વીણેલાં* : વૈદ્ય જાધવજી નરભેરામ શાસ્ત્રી, મૂ.૧૬૦/-
*આચાર્ય દૃઢબલનો ઉપચારબોધ* : લાભશંકર ઠાકર, 'પુનર્વસુ', મૂ.૧૫૦/-
*વિનિમય વૃક્ષ* : લાભશંકર ઠાકર, મૂ.૧૦૦/-
*સ્વયં મનોપચાર* : મોહનભાઈ પંચાલ, મૂ.૧૨૫/-
*તુલસીનો છોડ* : જય ગજ્જર, મૂ.૧૧૫/-

## બાળસાહિત્ય

*ચતુર ત્રિપુટીની વાર્તા* : મૂ.૪૦/-
*ચતુર ત્રિપુટીની વાર્તાઓ* : મૂ.૪૦/-
*વીજળીનાં રમકડાં* : મૂ.૪૦/-
*વિશ્વની મહાન માતાઓ* : મૂ.૬૦/-
*જોડણીનો જાદુ* : મૂ.૧૫/-
(આ દરેક પુસ્તકના લેખક સાકરચંદ પટેલ)
*બિલાડીનો ઘંટ* : મૂ.૨૦/-
*આનું નામ તે ભેજું* : મૂ.૨૫/-

*વીર બાળક* : મૂ.૨૫/-

*બુદ્ધિ કોના બાપની* : મૂ.

(આ દરેક પુસ્તકના લેખક ભગવત સુથાર)

**રન્નાદે પ્રકાશન : ૫૮/૨ બીજે માળ, ગાંધી રોડ અમદાવાદ-૩૮૦ ૦૦૧**

*સંઘટના સંચેતનાની / પરાગ પળોજણની(કાવ્યસંગ્રહ)* : બંનેના લેખક જગદીશ એન. શેલત, 'સહૃદય', મૂલ્ય બંનેના ૧૬૫/- અને ૧૬૫/-

પ્રાપ્તિસ્થાન : સરસ્વતી પુસ્તકભંડાર, હાથીખાના, રતનપોળ, અમદાવાદ-૩૮૦ ૦૦૧

# સમાચાર

- અગ્રણી ઉદ્યોગપતિ ધીરૂભાઈનું મોડી રાત્રે અવસાન.
- દેશના બંધારણમાં જોગવાઈ ન હોવાથી કાશ્મીરમાં ચૂંટણી યોજવા માટે રાષ્ટ્રપતિશાસન લાદી શકાય તેમ નથી.
- પાકિસ્તાનમાં ઑક્ટોબરની ચૂંટણીઓ યોજાવાની કોઈ શક્યતાઓ લાગતી નથી.
- અમેરિકાના સંશોધકોએ શોધી કાઢ્યું છે કે બાળકોને થતા અછબડાની રસી જો મોટી ઉંમરના માણસોને આપવામાં આવે તો દાદર જેવા ચામડીના રોગો મટી શકે છે.
- સિવિલ પ્રોસીજર કોડ અમલમાં આવ્યો હોવાથી ન્યાયની પ્રક્રિયા હવે ઝડપી બનશે એવી આશા રાખવામાં આવે છે.
- વરસાદના વહી જતા પાણીનો સંગ્રહ કરીને જો લાંબા ગાળાની યોજનાઓ તૈયાર કરવામાં આવે તો પાણીની કટોકટી થોડી ઓછી થઈ શકે.
- શ્રીલંકાને ચાર વિકેટથી હરાવીને ભારત ફાઇનલમાં પ્રવેશ મેળવશે.
- સેરેના વિલિયમ્સ વીનસને હરાવીને વિમ્બલડન કપ જીતી ગઈ છે.



## ગઝલ / રતિલાલ 'અનિલ'

૧

હા, તમે બોલ્યાં'તાં ભીના સાદમાં,
આપણે બંને હતાં વરસાદમાં.

શબ્દોમાંથી શીળી ખુશ્બૂ આવતી,
કરેલી ભીનપ હતી સંવાદમાં !

આખી સૃષ્ટિ સાવ ભિંજાતી હતી,
કેમ ર્‌હીએ આપણે અપવાદમાં !

દોડતો ને બોલતો ભીનો પવન,
આપણે પણ સાવ એવા નાદમાં !

પીઠ પર ઝાપટ ભીની પડતી રહી,
ભીની શાબાસી મળી'તી દાદમાં !

ભીની ભોંયે આપણાં પગલાં હતાં,
ર્‌હી જવાનાં ચિહ્ન ભીની યાદમાં.

આજ ભીના પંથ પર ચાલ્યા જવું,
વાયદો કરશો નહીં કે, 'બાદમાં !'

૨

કોરું હૈયું કૈં જ ભિંજાયું નહીં ?
કેમ તેં વરસાદમાં ગાયું નહીં ?

માટીમાંથી મ્હેક ઊઠે છે ભીની,
સાવ જે છલકાય તે, પાયું નહીં ?

વાયુ ને વરસાદ પાગલ થઈ ગયા,
ભીની મોસમમાં કોઈ ડા'યું નહીં !

ગાંડી, વર્ષાની ઝડી, પાગલ પવન;
તારા હૈયે કૈં જ ભટકાયું નહીં ?

ફૂલ શું, આ લીલું લીલું ઘાસ પણ,
કોણ છે, એવું, જે હરખાયું નહીં ?

ભીની મોસમને ભરી લે પ્રાણમાં,
બીજ કરશે શોક : 'ફણગાયું નહીં !'

રંજ એવો, દિલને દેવો ના ઘટે;
પર્વ, લીલું પર્વ ઉજવાયું નહીં.

કાળજે ઘુમરાય છે ભીનો અનિલ,
એટલે શબ્દોથી રૂહેવાયું નહીં !

૨ : ૨૦૦૨, ઓગસ્ટ

## સમય ચુપચાપ આ જોયા કરે છે / આદિલ મન્સૂરી

બધું પાયાથી પાછું હચમચે છે
સમય ચુપચાપ આ જોયા કરે છે

કયામતની ઘડી તો બારણે છે
સમય ચુપચાપ આ જોયા કરે છે

બધા પડછાયા ડ્રેક્યુલા બને છે
સમય ચુપચાપ આ જોયા કરે છે

હજારો માણસો ઘેરી વળે છે
સમય ચુપચાપ આ જોયા કરે છે

તિમિરમાં સર્વ ખંડેરો બળે છે
સમય ચુપચાપ આ જોયા કરે છે

ઘરેઘરથી ધુમાડા નીકળે છે
સમય ચુપચાપ આ જો.ના કરે છે

મકાનો માણસો સાથે બળે છે
સમય ચુપચાપ આ જોયા કરે છે

સગર્ભા જીવ માટે કરગરે છે
સમય ચુપચાપ આ જોયા કરે છે

ઉદર માતાનું ચીરાઈ રહે છે
સમય ચુપચાપ આ જોયા કરે છે

અને ગર્ભે શિશુ જાગી પડે છે
સમય ચુપચાપ આ જોયા કરે છે

શિશુ મૃતદેહને વળગી રડે છે
સમય ચુપચાપ આ જોયા કરે છે

શિશુ ને માત ભૂંજાઈ મરે છે
સમય ચુપચાપ આ જોયા કરે છે

મરેલાને કફન પણ ક્યાં મળે છે
સમય ચુપચાપ આ જોયા કરે છે

જુઓ માણસ હવે ચારે પગે છે
સમય ચુપચાપ આ જોયા કરે છે

આ કર્ફ્યુ તો સતત વધતો રહે છે
સમય ચુપચાપ આ જોયા કરે છે

હવે મૃતદેહ પાછા ક્યાં મળે છે
સમય ચુપચાપ આ જોયા કરે છે

જનારા ઘેર પાછા ક્યાં વળે છે
સમય ચુપચાપ આ જોયા કરે છે

ને બાળક ભસ્મથી ઘરઘર રમે છે
સમય ચુપચાપ આ જોયા કરે છે

૪ : ૨૦૦૨, ઓગસ્ટ

અને આ રાત લંબાયા કરે છે
સમય ચુપચાપ આ જોયા કરે છે

સમયસર સૂર્ય પણ ક્યાં નીકળે છે
સમય ચુપચાપ આ જોયા કરે છે

વિજયનો ધ્વજ શબો પર ફરફરે છે
સમય ચુપચાપ આ જોયા કરે છે

નગર આખ્ખુંયે કેમ્પોમાં વસે છે
સમય ચુપચાપ આ જોયા કરે છે

જગત આખ્ખુંયે કેમ્પોમાં વસે છે
સમય ચુપચાપ આ જોયા કરે છે

સકલ બ્રહ્માંડ કેમ્પોમાં વસે છે
સમય ચુપચાપ આ જોયા કરે છે

'વલી' તારી કબર પણ ક્યાં બચે છે
સમય ચુપચાપ આ જોયા કરે છે

મગરની આંખથી આંસુ વહે છે
સમય ચુપચાપ આ જોયા કરે છે

વતનની ધૂળ ક્યાં શોધી જડે છે
સમય ચુપચાપ આ જોયા કરે છે

સમયના બેઉ પગ અટકી પડે છે
સમય ચુપચાપ આ જોયા કરે છે

## કોઈ વિશ્વાસનો દીવો જલાવો / બિસ્મિલ મન્સૂરી

ઉઘાડી રાખજે નભની અટારી
કે નરસંહાર પૃથ્વી પર છે જારી

ઊભા છે માણસો પાલવ પ્રસારી
કૃપાના દાનની આશા ઠગારી

હવે હે જીવ ચલ તૈયાર થૈ જા
કે જો આવી રહી યમની સવારી

હવે માને નહી બે ચાર જણથી
તે કરશે સામટો સંહાર ભારી

બધું ચોમેર ઘેરાઈ ગયુ છે
મુસીબત ધસમસે છે એક ધારી

બધે ચારે તરફ ભડકા જ ભડકા
અરે આ આગને કોણે પ્રસારી

ને માણસ જીવતા માણસને બાળે
સમય જોયા કરે છે મૌન ધારી

૬. ૨૦૦૨, ઑગસ્ટ

સ્વજન, ઘરબાર હોમાઇ ગયાં ને
છતાંએ જિંદગી હિંમત ન હારી

આ તારા બાળ સૌ મજબૂર બેબસ
તું કરજે ફેંસલો જોઈ વિચારી

કોઈ વિશ્વાસનો દીવો જલાવો
કે કાળી રાત લેવી છે ગુજારી

નિરાશાઓ બધી ખંખેરી બિસ્મિલ
ખુદાને આજીજી કરવી, પુકારી

## રામાયણમાં હેમંતવર્ણન / વાલ્મીકિ

*અનુવાદ : રાજેન્દ્ર નાણાવટી*

પરંતુ શરદ્ વીતતાં, તે સુખે વસતા મહાત્મા રાઘવને ઈષ્ટ(ગમતી) ઋતુ હેમન્ત શરૂ થઈ.

તે રઘુનન્દન કોઈ એક વાર સવાર પડતી રાત્રિએ સ્નાન માટે રમ્ય ગોદાવરી નદી તરફ ગયા.

સીતાની સાથે(ચાલતા) તેને પાછળ અનુસરતા પરાક્રમી, નમ્ર, હાથમાં કળશવાળા ભાઈ લક્ષ્મણે આમ કહ્યું.

(હે) પ્રિય બોલનાર, તને જે પ્રિય છે, જેના વડે(આખું) વર્ષ શુભ, અલંકૃત(હોય) તેવું શોભે છે, તે કાળ આ આવી પહોંચ્યો.

જગત ધુમ્મસને લીધે રૂક્ષ અને પૃથ્વી ધાન્ય(વૃક્ષો)ની હારવાળી(બનેલ છે). જળ આનંદ આપે તેવાં નથી(રહ્યાં, જ્યારે) અગ્નિ સુભગ(બન્યો છે).

નવી આગ્રયણ પૂજા વડે યોગ્ય કાળે પિતૃઓ અને દેવતાઓને અર્ચીને આગ્રયણ કરનાર સન્તો નિષ્પાપ બને છે.

જનપદોમાં પુષ્કળ ઇચ્છિત પદાર્થો અને વધુ ગોરસ ઉત્પન્ન થાય છે. (એમને) જીતવાની ઇચ્છાવાળા રાજાઓ યાત્રા માટે(પ્રવાસ માટે) વિચરે છે.

યમ વડે સેવાતી(દક્ષિણ) દિશાને સૂર્ય જ્યારે દૃઢ રીતે સેવી રહ્યો છે ત્યારે(તેથી) ઉત્તર દિશા, તિલક વિનાની સ્ત્રીની જેમ, શોભતી નથી.

હિમાલય પર્વત સ્વાભાવિક રીતે જ હિમના સંચયથી સંપન્ન અને વળી અત્યારે સૂર્ય દૂર ગયો છે (તેથી) ખરેખર એ નામ પ્રમાણે જ હિમવાન્ (હિમાળો) બન્યો છે.

(હેમન્ત ઋતુમાં) દિવસો અત્યન્ત સુખે ફરી શકાય તેવા, બપોરે(પણ તડકાના) સ્પર્શથી સુખ આપનારા, જેમાં સૂર્ય પ્રિય અને છાંયડો તેમ જ જળ અપ્રિય બને તેવા (થઈ જાય છે).

દિવસો અત્યારે કોમળ સૂર્યવાળા, ધુમ્મસવાળા, તીક્ષ્ણ ઠંડી અને પવનોવાળા, શૂન્ય વનોવાળા, હિમથી ફિક્કા પડી ગયેલા ભાસે છે.

રાત્રિઓ અત્યારે જેમાં આકાશ નીચે સૂવાનું અટકી ગયું છે એવી, પુષ્ય(નક્ષત્ર) વડે પસાર કરાતી, હિમથી છવાયેલા પ્રભાતવાળી, ઠંડી, વધુ લાંબા(બનેલા) પ્રહરોવાળી હોય છે.

જેણે પોતાનું સૌંદર્ય સૂર્યમાં સંક્રાન્ત કર્યું છે એવો, ધુમ્મસને લીધે લાલ બિંબવાળો ચંદ્રમા, ફૂંકથી અંધ(= ઝાંખા બનેલા) અરીસાની જેમ, શોભતો નથી.

પૂર્ણિમાએ ધુમ્મસથી ફિક્કી બનેલી ચાંદની શોભતી નથી, જેમ તડકામાં શ્યામ બનેલ સીતા ઓળખાય છે પણ શોભતાં નથી(તેમ).

પશ્ચિમનો પવન, પ્રકૃતિથી શીતળ સ્પર્શવાળો અને વળી અત્યારે હિમમિશ્રિત છે, તેથી(યોગ્ય) કાળે બમણો શીતળ થઈ ફૂંકાય છે.

ધુમ્મસથી છવાયેલાં અને જવ અને ઘઉંવાળાં અરણ્યો, સૂર્ય ઊગે છે ત્યારે કલશોર કરતાં ક્રૌંચ અને સારસ(પક્ષીઓ) વડે શોભી રહે છે.

ખજૂરનાં ફૂલ જેવા આકારવાળાં, ડાંગરથી ભરેલાં, ડૂંડાંઓથી જરાક નમેલા સોનેરી રંગના ડાંગરના છોડવા શોભે છે.

સૂર્ય દૂર સુધી ઊગ્યો હોવા(છતાં, એનાં) ફેલાતાં કિરણો હિમ અને ધુમ્મસથી છવાયેલાં હોવાથી, ચંદ્ર જેવો દેખાય છે.

સવારે જેનો તાપ કળાતો નથી એવો, બપોરે સ્પર્શથી સુખ આપતો સહેજ લાલ તડકો જમીન પર(પડતાં) સહેજ ફિક્કો શોભે છે.

## ઈશ્વર અગિયારમો જન્મ કેમ લેતા નથી ? / રતિલાલ 'અનિલ'

લલ્લુભાઈના દિવસ ફરી ગયા કે શું ? દિવસો ફરીને 'ડે' થઈ ગયા ! સારા દિવસની રાહ જોયા કરી અને 'ડે' આવ્યા ! પહેલાં તો માત્ર ન્યૂ થિયેટર્સના કે.સી.ડે. હતા અને જ્યારે રેકર્ડ ચાલુ કરીએ ત્યારે એક જ શિખામણ આપે : 'બાબા, મનકી આંખે ખોલ !' મનની આંખે મોતિયો આવે છે કે કેમ તે તો લલ્લુભાઈના આઇ સ્પેશિયાલિસ્ટ પણ નથી, અને એ આંખ જ બંધ હોય તો મોતિયો ઊતરે તોય શું ને ન ઊતરે તોયે શું ...

પહેલાં માણસના દિવસ ફરતા હતા, પરિવ્રાજક-વ્રત લીધું હશે કે ફરંદા હતા તે વિશે કશી જ ચોખવટ થઈ નથી. પણ હવે દિવસ જ નથી રહ્યા તો એની વળી ચોખવટ પણ શી ? હવે તો 'ડે' આવે છે, વેલેન્ટાઇન ડે, મધર્સ ડે, ફાધર ડે, જન્મ ડે, લગ્ન ડે... રાષ્ટ્રીય ડે પણ આવે છે પણ તે તો બિચારા નિશાળમાં ભણતા હોય તેમને માટે આવે અને તે 'ડે' ની સવારે વંદેમાતરમ્ ગાવાનું – ધરતી હાલમડોલમ થાય તો પણ ધ્રૂજતી ધરા પર સ્થિર રહીને રાષ્ટ્રીય ગીત ગાવાનું અને આપણે ટી.વી.પર દિલ્હીની રાષ્ટ્રીય પરેડ જોવાની... તે દિવસે પોલિસ રેડ પાડતી નથી, પ-રેડ કરે છે ! આ રોજ રોજ રાષ્ટ્રીય-ડે આવતો હોય તો પોલિસોને ચાલીને નહીં, ધસી જઈને રેડ તો ન પાડવી પડે !

વેલેન્ટાઈન ડે તો લલ્લુભાઈ માટે શોકનો દિવસ હતો ! આખો દિવસ 'ગુજર ગયા વો જમાના...' એ શોકગીત આંતર્‌મનમાં ગવાયા કરતું હતું.... ઉદાર છતાં ઉદાસ નજરે ગુલાબ અને વેલેન્ટાઇન કાર્ડ લઈને ઉત્સાહભેર

દોડવાની ચાલે જતાં યુવાન-યુવતીઓને જોયા કરવાનું હતું !

ભાદરવાના શ્રાદ્ધ પક્ષે લલ્લુભાઈને યાદ દેવડાવવામાં આવેલું કે આજે માજી દાદા, માજી દાદીનો દિવસ છે... દિવસ એટલે શોક સંભારણાનો 'દિવસ' અને 'ડે' એટલે ફુવારાની જેમ ચોક્કસ ઊંચાઈએ ઊડવાનો ડે !

હવે પહેલો દિવસ આવતો નથી પણ 'ફર્સ્ટ ડે' આવે છે ! જાણે રાજધાની એક્સપ્રેસ પહેલી વાર ઉપડવાની હોય એવો ફર્સ્ટ ડે ! પણ મહિનાની છેલ્લી તારીખને કોઈ ડેથ-ડે કહેતું નથી ! કારણ કે એ પેલા ફિનિક્સ પક્ષી જેવો છે, એની રાખમાંથી બીજે દિવસે ફર્સ્ટ-ડે આવવાનો હોય છે !

સોવિયેત યુનિયનનો ડેથ-ડે ઉજવાયા વિના ચાલ્યો જાય છે કારણ કે રશિયનો કંઈ ગુજરાતી હિન્દુ નથી કે વરસી, ડેથ-ડે ઉજવે ને શ્રાધ્ધ કરે ! આપણે ત્યાં લોકશાહી છે એટલે જાતજાતની ઓળખવાળા દિવસ અને આકર્ષક લેબલવાળા ડે - બંને આવે છે ! આપણે રાજઘાટ પર જતા નથી, શક્તિઘાટ પર જતા નથી-માત્ર સોનિયાજી અને એમના કુટુંબીઓ જાય છે... ફ્રિ સ્પેશિયલ ટ્રેન ઊપડે તો લલ્લુભાઈ દિલ્હીના બધા ઘાટ પર જઈ ચંદન ઘસવાને બદલે ફૂલ ચઢાવી માથું નમાવીને હાથ જોડે....

ફલેગ-ડે આવે છે અને હોંશીલાઓ રાષ્ટ્રપતિ અને વડાપ્રધાનની છાતીએ ફલેગ લગાવવા માટે ઉઘરાણાનો ડબ્બો લઈને જાય છે. લલ્લુભાઈ પાસે પણ થોડીક કરન્સી નોટ છે એ કોઈ જાણતું નથી !

જોડિયાં બાળક જન્મવાનું હજી બંધ નથી થયું નથી એટલે જોડિયા ડે પણ આવે છે ! એક જ દિવસે બબ્બે ડે ઊજવીને ચોવીસ કલાકની બચત કરવાનો ચાન્સ મળે છે ! તે જ 'ડે' આપણો લગ્ન-ડે કે જન્મ-ડે હોય તો આપોઆપ અડતાલીસ કલાકની બચત થઈ જાય ! આપણે એટલે કે હિન્દુઓ દીર્ઘાયુષી કેમ થયા ? ડૉકટરો અને દવાઓની સેવાભાવનાથી ? હા, એ ખરું, પણ હવે તો ચાળીસમે વર્ષે આ દુનિયા રાજીખુશીથી છોડી જઈએ તોયે ટોટલ દોઢસો વર્ષ જીવ્યાનું ગણિત સાબિત કરે ! વર્ષના ૩૬૫ દિવસોમાં આપણે ઉજવેલા રાષ્ટ્રીય, આંતર્‌રાષ્ટ્રીય ડેના આંક ઉમેરો – આપણા આયુષ્યના ડે ત્રણચાર ગણા થઈ જશે !

આ ભગવી રાષ્ટ્રીય સરકાર આવી પણ નાણાં પ્રધાન આપણે જે ડે ઉજવીએ

એક ગગનભેદી ચીસ ઊઠી પણ એના હોઠ એટલા તો સજ્જડ ભીંસાયેલા હતા કે એ ચીસ બહાર ન નીકળી શકી. એની આંખો આપોઆપ જ બંધ થઈ ગઈ હતી, તો પણ એણે બેઉ હાથોથી પોતાનો ચહેરો ઢાંકી લીધો. એના મોંમાંથી મરિયલ અવાજ નીકળ્યો : 'શરીફન... !' ને એણે બંધ આંખોએ જ અહીંતહીં હાથ મારીને કેટલાંક કપડાં ઉઠાવ્યાં અને શરીફનની લાશ પર ફેંક્યાં. કપડાં લાશ પર પડ્યાં કે નહીં એ જોયા વગર જ એ બહાર નીકળી ગયો.

બહાર નીકળીને એણે એની પત્નીની લાશ પણ ન જોઈ. શક્ય છે કે એ લાશ એને નજરે જ ન ચડી હોય. કારણ કે એની આંખો તો માત્ર શરીફનની નગ્ન લાશથી ભરેલી હતી. એણે ખૂણામાં પડેલો લાકડાં ફાડવાનો કૂવાડો ઉપાડ્યો અને એ ઘરની બહાર નીકળી ગયો.

કાસિમની જમણી પિંડીમાં ગોળી ઘૂસેલી હતી. પણ ગોળીની પીડાનો અહેસાસ ઘરમાં દાખલ થતાંની સાથે જ એના દિલોદિમાગમાંથી ગાયબ થઈ ગયો હતો. એની વફાદાર, પ્રેમાળ પત્નીની હત્યા થઈ ચૂકી હતી. જોકે એનો આઘાત પણ એના હૈયાના કોઈ ખૂણામાં મૌજુદ નો'તો. એની આંખો સામે વારે વારે એક જ તસવીર આવતી હતી. શરીફનની, નગ્ન શરીફનની અને એ તસ્વીર ભાલાની અણી બનીને એની આંખોને ચીરતીક, એની રુહમાં સૂરાખ પાડી દેતી હતી.

કૂવાડો હાથમાં લઈ કાસિમ સૂમસામ બજારોમાં ઊકળતા લાવાની જેમ વહ્યે જતો હતો.

ચોકની પાસે એક શીખ સાથે એની જામી ગઈ. શીખ બરાબર હટ્ટોકટ્ટો જુવાન હતો પણ કાસિમે કંઈક એવા વિચિત્ર ઢંગે હુમલો કર્યો, એવો તો ભરપૂર વાર કર્યો કે શીખ બિચારો જોરદાર તોફાનમાં ઊખડી પડતા વૃક્ષની જેમ જમીન પર ઢળી પડ્યો.

કાસિમની રગોમાં લોહી વધુ ગરમ થઈ ગયું અને તડ તડ તડ તડ અવાજ કરવા માંડ્યું. જાણે કે ઊકળતા તેલ પર કોઈએ પાણીના છાંટા નાખ્યા હોય એવો તરવરાટ થતો હતો...

આઘે, સડકની પેલે પાર એને કેટલાક માણસો નજરે પડ્યા. તીરની જેમ

એ એમની તરફ આગળ વધ્યો. એને જોતાં જ પેલા લોકોએ 'હર હર મહાદેવ'ના નારા લગાવ્યા. કાસિમે જવાબમાં નારા પોકારવાને બદલે મા-બેનની મોટી મોટી ગાળો દીધી અને કૂવાડો ઉગામી એ લોકોની વચ્ચે ઘૂસી ગયો.

થોડી જ ક્ષણોમાં ત્રણ લાશ સડક પર તડપતી હતી. જે બચ્યા એ ભાગી ગયા. પણ કાસિમનો કૂવાડો તો કેટલીય વાર સુધી હવામાં વિંઝાતો જ રહ્યો. હકીકતે એની આંખો તો બંધ હતી. કૂવાડો ઘુમાવતાં ઘુમાવતાં એ એક લાશ સાથે અથડાયો અને પડી ગયો. એણે વિચાર્યું કે એને પાડી દેવામાં આવ્યો છે... એટલે એણે ગંદી ગંદી ગાળો દેતાં રાડો પાડવા માંડી : 'મને મારી નાખો, મને મારી નાખો...!'

જ્યારે એણે ગર્દન પર કોઈના હાથની ભીંસ ન અનુભવી અને શરીર પર કોઈ ઘા ન પડ્યો તો એણે આંખો ખોલી નાખી. એણે જોયું કે સડક પર ત્રણ લાશ અને એના પોતાના સિવાય બીજુ કોઈ જ હાજર નો'તું.

એકાદ ક્ષણ માટે કાસિમ હતાશ થયો. કદાચ એ મરી જવા ઇચ્છતો હતો. પણ અચાનક શરીફન, શરીફનની તસ્વીર એની આંખોમાં પીગળેલા સીસાની જેમ ઊતરી ગઈ અને એના સમગ્ર વજૂદને દારૂનો સળગતો પલીતો બનાવતી ગઈ. એ તરત જ ઊઠ્યો. કૂવાડો પકડ્યો અને ફરી પાછો ઊકળતા લાવાની જેમ સડક પર વહી નીકળ્યો.

જેટલાં બજારોમાંથી એ પસાર થયો, એ બધાં જ ખાલીખમ હતાં. એક ગલીમાં એ દાખલ થયો પણ એમાં બધા જ મુસલમાન હતા. એને અફસોસ થયો. એટલે પછી એણે એની અંદર ઊકળતા લાવાની રૂખ બદલી.

એક બજારમાં પહોંચીને એણે કૂવાડો ઊંચો કર્યો, હવામાં વીંઝ્યો અને માબેનની ગાળો ઓકવાની શરૂ કરી દીધી. અચાનક જ એને એક પીડાદાયક અહેસાસ થયો કે અત્યાર સુધી એ માત્ર મા-બેનની ગાળો દેતો હતો... તરત જ એણે દીકરીની ગાળો દેવાની શરૂ કરી. એને દીકરીને લગતી જેટલી પણ ગાળો યાદ હતી એ બધી જ એણે એકીશ્વાસે ઓકી કાઢી ને તો પણ એને સંતોષ ના થયો.

ચિડાઈને એ એક મકાન તરફ આગળ વધ્યો જેના દરવાજા પર હિંદીમાં કંઈક લખેલું હતું.

## વાર્તા અને વાર્તાકાર વિશે

સાહિત્ય સાથે જરાક પણ નાતો હોય એવી કોઈ વ્યક્તિ મન્ટોના નામથી બેખબર ન જ હોય. કૃષ્ણચંદર મન્ટોને, ઇકબાલ અને નહેરુની જેમ કાશ્મીરી પંડિત કહે છે. સઆદત હસન મન્ટો... જેણે મોટા ભાગનું સર્જન ભારતમાં રહીને કર્યું... જિંદગીનાં ચંદ વર્ષો એ પાકિસ્તાન જઈને રહ્યા એટલે એ ભારતીય લેખક નથી રહેતા એવું કોણે કહ્યું ? મંટોએ લખ્યું છે : 'જમાનાના જે દોરમાંથી આપણે અત્યારે પસાર થઈ રહ્યા છીએ એનાથી જો તમે બેખબર હો તો મારી વાર્તાઓ વાંચો. જો તમે આ વાર્તાઓ સહન ના કરી શકો તો માનજો કે આ જમાનો નાકાબિલે બર્દાશ્ત(અસહ્ય) છે.' અત્યારે આપણે સમયના જે દોરમાંથી પસાર થઈ રહ્યા છીએ એ અસહ્ય નથી ? વેદનાનો વેદનાથી છેદ ઉડાડવો હોય તો મંટોની વાર્તાઓ પાસે જવું પડે. હિંદુ-મુસ્લિમ રાજનીતિ, કોમી હુલ્લડો, હિંદુસ્તાન-પાકિસ્તાન... કાશ્મીર આ બધી સમસ્યા પર નજર નાખ્યા પછી મંટોની વાર્તાઓ વાંચીશું તો આશ્ચર્ય થશે. આજે ૫૦ વર્ષ પછી પણ આ વાર્તાઓ એટલી જ પ્રસ્તુત છે એની પીડા પણ થશે. મન્ટોએ આપણા યુગની આ માનવસર્જિત ટ્રેજેડીને ખુલ્લી આંખે જોઈ છે અને નિર્મમપણે, સંપૂર્ણ માનવીય નિસબતથી આલેખી છે. આ સમયગાળામાં થયેલા પાશવી હત્યાકાંડોથી સંવેદનશીલ માણસોને જે અમાનવીયકરણની લાગણી ઘેરી વળી હતી એને મન્ટોએ તીવ્રતાથી વાચા આપી હતી. 'ખોલ્ દો', 'શરીફન', 'ટોબા ટેકસિંહ', 'ગુરુમુખસિંહકી વસિયત' આ બધી એક એવા સમયમાં લખાયેલી વાર્તાઓ છે જ્યારે માણસ હેવાન બની ગયો હતો.

એને કેવળ ધર્મ-કોમ આધારિત રક્તપાતમાં રસ હતો. ધર્મ-કોમ આધારિત રક્તપાતનું વિષચક્ર કઈ રીતે ચાલતું રહે એનો જવાબ અમુક અંશે આ વાર્તામાંથી મળશે. આ રક્તપાતમાં પોતાનું સઘળું ગુમાવી બેસતા માણસ માટે જિંદગી બેમાની થઈ જાય છે. એ કાં તો મારવા માગે છે અથવા મરી જવા માગે છે. આ હેવાન બનેલો માણસ પણ પોતાની કોમના માણસોને બક્ષી દે છે એ કડવી વાસ્તવિકતા પર પરદો નાખવાની મન્ટોએ કોશિશ નથી કરી. જે ક્ષણે શરીફન અને વિમળા એક થઈ જાય છે એ ક્ષણે આંખે વળેલી ખૂનની, બદલાની ઝાંખપ દૂર થાય છે પણ ત્યારે વિમળાનો બાપ વળી બીજી કોઈ શરીફનની શોધમાં નીકળી પડ્યો છે... પલીતા ચાંપનારાઓ તો બીજી જ ક્ષણે ખસી જાય છે.. પછી આ કત્લેઆમનું ચક્ર ચાલ્યા જ કરે છે.. શરીફન કે વિમળાના બેલીઓ પછી એને ઠરવા નથી દેતા.. મંટો માનવપ્રેમી છે. જ્યાં અને જ્યારે એને માનવતાના સ્થાને બર્બરતા પ્રગટ થતી દેખાઈ છે ત્યાં એ વાર્તાની કલાત્મકતાના જોખમે પણ કલમના ચાબખા વિંઝી બેસે છે. જોકે આ વાર્તામાં એવું નથી થયું. કલમ ત્યાં થોભી છે જ્યાં એણે થોભવું જોઈએ. ગઈ કાલ સુધી જે મિત્રો હતા, પડોશી હતા, સાથે ઊઠતા-બેસતા, એકબીજાના પ્રસંગો સાચવવા ખભો ધરતા એ બધા અચાનક એકબીજાના દુશ્મન કઈ રીતે થઈ જાય ? ગઈ કાલ સુધી જે બહેન-દીકરી લાગતી એ આજે અચાનક બીજી કોમની કાફિર કઈ રીતે થઈ જાય ? આ પ્રશ્નોના જવાબ તો કોણ આપે ? સર્જક તો આમ પણ જવાબ આપવા ક્યાં બંધાયેલો છે ?

બોલતો જાય છે : જલદી જલદી મોટા થજો અને મીઠામધ જેવા સદાય માટે રહેજો. પાક ખેતરમાં લહેરાય ત્યારે એને વ્હાલથી પસવારે, એની સાથે નિતનવીન વાતો કરતો જાય અને આમ ને આમ વર્ષો વીત્યાં... ધરતીપુત્ર કુશળ ખેડૂત બન્યો. ચારે દિશાઓમાં એના અનાજની માંગ વધવા લાગી. લોકો એવું કહેતા થયા કે, 'અનાજ ખાવું તો ધરતીપુત્રનું જ...' થોડા સમયમાં એ કુશળ ખેડૂતમાંથી કુશળ વેપારી બન્યો.

ગામના બીજા ખેડૂતોથી ધરતીપુત્રની આ સફળતા અને કુશળતા જોઈ ન શકાઈ. ધરતીપુત્રે ઊગાડેલા અનાજના દાણાનું કદ અને મીઠાશ બીજા ખેડૂતોના અનાજમાં આવતી ન હતી એથી ઈર્ષાથી દાઝેલા ગામના ખેડૂતોએ ભેગા મળીને ધરતીપુત્રના વિશાળ ખેતરને આગ ચાંપી દીધી.

ધરતીપુત્ર બહારગામથી પાછો ફરે છે. ખેતરનાં બળી ગયેલા પાકને જોઈને એ ધરતીમાં ફસડાઈ પડે છે. ધરતીમાતાને પૂછે છે, 'હવે હું કોને સહારે જીવું ! જીવવાનો વધુ એક સહારો છીનવાઈ ગયો. હવે હું મારું નસીબ અજમાવવા અહીંથી બીજે જઉં છું.' ધરતીની અંદરથી જાણે એને અવાજ સંભળાય છે, 'પુત્ર, તું જ્યાં જઈશ ત્યાં હું તારી પડખે રહીશ.' આમ સાંત્વન મેળવીને ધરતીપુત્ર નીકળી પડે છે. ચાલતો રહે છે ચાલતો રહે છે, ત્યાં રસ્તામાં એક ખળખળ વહેતી નદી આવે છે. થોડી વખત ત્યાં વિસામો લે છે. ધરતીના ખોળામાં આંખો મીંચીને પડી રહે છે. થોડી થોડી વારે પવન એના શરીરને હળવેથી પસવારતો પસાર થઈ જાય છે. ત્યાં જ એની આંખો ખૂલે છે. નદીનાં વહેતાં પાણીને જોઈને નજીક જાય છે. નદીનાં પાણીમાં ડોકિયું કરે છે... ચહેરાની ધૂંધળી છબિને જોઈને વધુ ભારપૂર્વક ચહેરાને ચોખ્ખો કરે છે.. પાછો જુએ છે પણ ચહેરાની છબિ ધૂંધળી જ દેખાય છે. નદીમાતાને કહે છે, 'મારું શરીર કેટલું ફિક્કું થઈ ગયું છે, શરીરનો વાન પણ ઝાંખો થઈ ગયો છે અને મુખ પણ નિસ્તેજ થઈ ગયું છે.' એ સાંભળીને નદીમાતા કહે છે, 'પુત્ર, તું નખશિખ ડાઘ વિનાનો છે, નજર તો મને લાગી ગઈ છે.' નદીનું પાણી માથે ચઢાવીને ધરતીપુત્ર નીકળી પડે છે.

થોડે પહોંચ્યો ત્યાં એક વસાહત દેખાઈ. નજીક ગયો તો એક કુંભારવાડો હતો. કુંભાર પોતાના કુટુમ્બકબીલા સાથે રહેતા હતા. કુંભારને માટીમાંથી

જાતજાતના વાસણો બનાવતા જોઈને એ કામમાં એને ખૂબ મઝા પડી. કુંભારે એને કળા શીખવાડી. થોડા દિવસમાં તો એ માટીનાં નાના વાસણો બનાવતો થઈ ગયો. ધીરે ધીરે એના હાથ આ કામમાં નિપુણ થઈ ગયા. પછી તો એણે માટલા, કૂંડાની જગ્યાએ ઢીંગલા-ઢીંગલી બનાવવા માંડ્યા. કુંભાર પણ એનું કામ જોઈને ખુશ થયો.

એક દિવસ વહેલી સવારથી ધરતીપુત્ર એક સુંદર શિલ્પ બનાવવા થનગની રહ્યો હતો. સૂર્યોદય થવાની રાહ જોઈને બેઠો હોય છે ત્યાં જ ડુંગરની પેલે પારથી સોનચંપાના ફૂલ જેવા આછાં સોનેરી રંગના સૂર્યનાં કુમળાં કિરણો એના ચહેરા ઉપર રમી રહ્યાં. પ્રસન્ન ચિત્તે એણે શિલ્પ બનાવવાની શરૂઆત કરી. શિલ્પ જેમ જેમ ઘાટ લેતું ગયું તેમ તેમ ધરતીપુત્રનો ઉત્સાહ બેવડાતો ગયો. શિલ્પ જ્યારે પૂરું થયું ત્યારે ધરતીપુત્રની સામે અસામાન્ય રૂપથી નીતરતી યુવતી એની સામે ભાવ નીતરતી આંખે તાકી રહી. એની આંખોની પ્રવાહિતા જોઈને ધરતીપુત્ર ખૂબ મોહિત થાય છે. એનું ઘાટીલું શરીર, શરીરના વળાંકો, હોઠના મરોડ એ બધું ધરતીપુત્રના શરીરને ઝણઝણાવી ગયું. કુંભારના પગ આ શિલ્પને જોઈને જમીનમાં જ ખોડાઈ ગયા. કુંભારે એને શાબાશી આપતા કહ્યું, 'તો તમારે હવે કુશળ ખેડૂત મટીને કુશળ શિલ્પી થવું છે ?' 'ના,ના,ના, એવું નથી. આ તો હાથની કુશળતા જરા છતી થઈ ગઈ. મારે તો માત્ર ધરતીપુત્ર બનીને જ રહેવું છે.'

પછી તો ધરતીપુત્ર આખો દિવસ શિલ્પ સાથે જ સમય વીતાવે છે. શિલ્પ જોઈને મોહિત થઈને એ બોલી ઊઠે છે જો, 'તારા નિશ્ચેતન શરીરમાં ચેતન આવે અને તું મારી સાથે વિવાહ કરે તો હું પાછો રખડવાનું બંધ કરીને ખેતી શરૂ કરું. 'બોલ, તું મારી સાથે વિવાહ કરીશ ?' એમ કહી એણે હાથ લંબાવ્યો પણ શિલ્પ એની સામે જ તાકી રહ્યું. આર્દ્ર સ્વરમાં એ બોલી પડ્યો કે નાનો હતો ત્યારે માતા-પિતા છિનવાઈ ગયા, ધરતીમાતાની સોડમાં મોટો થયો, ખેતી કરીને કુશળ ખેડૂત બન્યો ત્યાં એ કુશળતા પણ છીનવાઈ ગઈ, છેવટે જન્મસ્થળ છોડીને અહીં આવીને આ કળા ઉપર હાથ જમાવ્યો ત્યારે તું મારું સ્વપ્ન બનીને સામે હાલ્યા ચાલ્યા વિના ઊભી રહી ગઈ. જાણે જીવનનું અંતિમ ધ્યેય પણ છિનવાઈ ગયું.

'ભલે, તું એક માટીનું શિલ્પ છે પરંતુ મેં મારા હાથે તને ઘડી છે, એમાં મારી લાગણી, પ્રેમ, વફાદારી, મારી નિષ્ઠા અને લગન્ સમાયેલાં છે. જ્યારે મેં તને આકાર આપવાનો શરૂ કર્યો ત્યારે મનમાં નક્કી નહોતું કે હું એક અલૌકિક સુંદરીને આકાર આપી રહ્યો છું. પણ હવે જ્યારે તું મારી સામે ઊભી છે તો તારા પરવાળા જેવા ગુલાબી મરોડદાર હોઠને થોડાક તો ઉઘાડ જેથી તું શું કહે છે તે હું સમજી શકું? તું કશુંક તો બોલ? તારી આ પ્રવાહી આંખો મને જાણે કશું કહી રહી હોય એમ મારી સામે ને સામે જ તાકી રહી છે, તું આંખનો પલકારો મારીશ તો પણ હું સમજી જઈશ કે તારે શું કહેવું છે ! જો તું આંખનો પલકારો મારી ન શકતી હોય, હોઠને ફફડાવી શકતી ન હોય તો – કાનથી મારી વાત તો સાંભળીશ ને !? તારા કાન જાણે મારી વાતો સાંભળવા પહેલેથી રાજી હોય એવું લાગે છે ?

છતાં શિલ્પ આંખનું મટકું માર્યા વિના એની સામે તાકી રહે છે. 'હું ભૂલી ગયો કે તું માત્ર માટીમાંથી બનાવેલું પૂતળું છે. કંઈ નહીં, તેં મને જે સ્વપ્ન બતાવ્યું એ પૂરું કરવા હું દેશ-પરદેશ ભટકીશ. નખશિખ તારા જેવી દેખાતી યુવતી હું શોધીશ. અને જ્યારે મારું એ સ્વપ્ન પૂર્ણ થશે ત્યારે હું તને ગંગા-જમના-સરસ્વતીના ત્રિભેટે ડૂબાડીશ.

આમ બોલીને ધરતીપુત્ર નીકળી પડ્યો અનંત યાત્રાએ. દેશ પછી દેશ બદલાય છે, એની સાથે સાથે ભાષા, રહેણીકરણી, પહેરવેશ, દેખાવ, ખોરાક અને પ્રકૃતિના રંગ બદલાતા રહે છે. કૂણા ઘાસની પથારીમાં એ આરામ કરવા રોકાય છે, પોતાને કોસે છે આ તો હું કઈ દુનિયામાં આવી ચઢ્યો. પવનના સેલારાથી હાલતા ઘાસને પૂછે છે, વહેતી નદીમાં હાલકડોલક થતા પોતાના પ્રતિબિંબને પૂછે છે, આકાશમાંથી પસાર થતા એકલદોકલ વાદળને પૂછે છે, શું શિલ્પ જીવંત થશે ખરું? પ્રશ્ન સાંભળીને સમગ્ર પ્રકૃતિ ડોલાયમાન થાય છે, દરિયાનાં મોજાં વધુ જોરથી ઊછળે છે, નદી ઝડપથી વહેવા માંડે છે, પવન અચાનક ફૂંકાવા લાગે છે, વાદળો એકબીજા સાથે ટકરાય છે અને વીજળી કડાકાભડાકા સાથે ગર્જના કરે છે. જાણે પ્રકૃતિ પણ ધરતીપુત્રના દુઃખ સાથે સહભાગી ન બની હોય !!

પૃથ્વી ઉપર કોઈક અકલ્પનીય ઘટના બનવાની હોય એમ ઝાડનાં પાંદડાં

ધ્રૂજવા લાગ્યાં, ડાળીઓ હાલવા લાગી, જોતજોતાંમાં વાતાવરણમાં સન્નાટો છવાઈ ગયો. કુદરતે કાચીંડાની જેમ રંગ બદલવા માંડતા ધરતીપુત્ર ગભરાયો. ત્યાં તો પશુ-પક્ષીઓનો અકલ્પ્ય કલબલાટ સંભળાયો, પેટાળમાંથી જીવજંતુઓ બહાર ઉભરાવા લાગ્યાં, પક્ષીઓ ગભરાઈને આકાશમાં એકબીજા સાથે અથડાવા લાગ્યાં. પશુઓ પણ ગભરામણને કારણે હાંફળાફાંફળા બનીને આમતેમ દોડધામ કરવા લાગ્યા. દરિયાના જળચર જીવો સપાટી ઉપર દેખાવા લાગ્યા. ધીરે ધીરે લીલી પ્રકૃતિનો રંગ ભૂખરો થવા લાગ્યો.

ગતિ-અવગતિ અને પાછી ગતિ થશે કે શું એવું વિચારીને ધરતીપુત્ર મનોમન મૂંઝાતો કુદરતની મહાવિનાશકતાનું સાક્ષાત દર્શન કરી રહ્યો. ઘુઘવતા દરિયાનાં પાણી ઊંડા ઊતરવા માંડ્યાં, નદી જ્યાંથી વહેતી હતી ત્યાં માત્ર એના લીસોટા દેખાઈ રહ્યા. કુદરતે પ્રકૃતિમાંથી રંગ, રૂપ, ગંધ-સુગંધ બધું છિનવી લીધું.

ધરતીપુત્ર જ્યાં નજર ફેરવે છે ત્યાં સ્મશાનવત્ શાંતિ છવાઈ ગઈ. ધરતી, પગ મૂકવાનું મન ન થાય એવી નિષ્પ્રાણ થઈ ગઈ. ધરતીપુત્રે આગલો પગ જમીન ઉપર મૂક્યો પણ જે માટી સાથેની વર્ષો જૂની પરિચિતતા, હૂંફ હતી એવી ઉષ્મા એમાં ન દેખાઈ. જમીન ઉપર ફસડાઈને માતાને પૂછે છે, પ્રકૃતિની આ કઈ લીલા છે ?

'પુત્ર, સર્જન-વિસર્જન અને પાછું સર્જન એ કુદરતનું ચક્ર છે. જ્યારે કુદરતને કોઈ પડકારે છે ત્યારે આવી લીલાના દર્શન થાય છે.'

ધરતીપુત્ર શિલ્પને યાદ કરે છે અને ધરતીમાતાને પૂછે છે, 'મારી નજર જ્યાં સુધી પહોંચે છે ત્યાં બધે જમીન જ જમીન છે, નથી ઝાડ, નથી નદી, નથી પર્વત તો હું સ્વદેશ પહોંચીશ કેવી રીતે ?' 'પુત્ર ધરતી તને રસ્તો બતાવશે.' આ સાંભળીને નિશ્ચિંત બનીને એ ચાલવા લાગ્યો. ખૂબ લાંબી મુસાફરી પછી ધરતીપુત્ર પોતાના મુલકમાં પાછો ફરે છે. ઘર, ખેતર કશાની નિશાની રહી નહોતી. જમીનમાં લાંબા લાંબા ચીરા પડ્યા હતા જાણે સદીઓથી અહીં વરસાદ પડ્યો જ ન હોય !

જમીનમાં પડેલા એ લાંબા ચીરાને જોઈને ધરતીપુત્ર માતાને વીનવે છે, 'માતા હવે તું મને તારામાં સમાવી લે, કારણ હવે તો આશાનું છેલ્લું કિરણ

પણ આથમી ગયું છે. ત્યાં જ ધરતીની તિરાડોમાંથી ધીમો અવાજ સંભળાયો, 'પુત્ર, જે દિવસે સૂર્યદેવ અસ્ત પામશે એ દિવસે હું તને મારામાં સમાવી લઈશ.'

ધરતીપુત્ર લંગડાતે પગે થોડું ચાલે છે અને એના પગમાં કશુંક અથડાય છે. જે જગ્યાએ બેસીને એ શિલ્પ કરતો હતો એ પથ્થર એને દેખાય છે. જાણે આંખોની સામે સમગ્ર પ્રકૃતિ સજીવન થઈ ઊઠી હોય એમ એણે આંખો ચોળીને શિલ્પ શોધવાના ફાંફાં માર્યા. થોડે દૂર શિલ્પ દેખાય છે અને એની આંખોમાં થનગનતો કળા કરતો મોર જોઈ શકાય છે. દોડીને શિલ્પ પાસે પહોંચે છે. બંને હાથ ફેલાવીને એની સામે ઊભો રહે છે. શિલ્પની આંખોમાં આંખ પરોવીને જુએ છે ? હજુ પણ શિલ્પ પૂર્વવત્ સ્થિતિમાં જ એની સામે તાકી રહે છે.

થાકીને ધરતીપુત્ર પોતાનું માથું શિલ્પ સાથે પછાડે છે અને કપાળમાંથી લોહીની ધાર જમીનમાં ઊતરી જાય છે અને એ જ જગ્યાએ ધરતીમાંથી પાણીના ટશિયા ફૂટે છે – એ પાણી ભેગું થઈને નાનું સરોવર બને છે. સરોવર જોઈને ધરતીપુત્ર શિલ્પને એમાં પધરાવે છે. ધીરે ધીરે ડૂબતા શિલ્પને છેલ્લે સુધી એ જોઈ રહે છે. શિલ્પ સંપૂર્ણ ડૂબે છે ત્યાં જ આકાશમાં ભારે ગડગડાટ થાય છે.

ધરતીપુત્રની દૃષ્ટિ હજુ બીજે વળે તે પહેલાં સરોવરમાંથી શિલ્પ જાણે સજીવન થયું હોય તેમ એક લાવણ્યા ધીરે ધીરે ઉપર આવે છે. ચારે બાજુ પ્રકાશ ફેલાય છે, પહેલાં કદી ન અનુભવી હોય એવી ગુલાબી તાજી ઠંડક ચારે દિશાઓમાં પ્રસરે છે, તાજા ગુલાબની સુગંધ ફેલાય છે. બંનેની નજર એકબીજામાં ભળે છે અને કુદરત પણ ફરી સજીવન થાય છે. બંને એક દિશામાં કદમ માંડે છે.

સૂર્યાસ્ત થાય છે, બંનેની નજર ભેગી થાય છે, અશ્રુધારા ટપકીને ધરતીમાં સમાય છે.

થોડા દિવસ પછી ધરતીમાં તિરાડ પડે છે અને નાનકડું અંકુર સૂર્યકિરણોની સાક્ષીએ બહાર આવવા ધમપછાડા કરે છે.

## શબ્દોની બહાર.... / રતિલાલ 'અનિલ'

કોઈ કોઈ વાર લાગે છે કે મારી પાસે માત્ર શબ્દો જ છે ! કહેવાતું અસ્તિત્વ એ જાણે શબ્દોથી જ છે ! આસપાસ અને અંતરમાં છે એ માત્રે શબ્દો દ્વારા છે ! જે કંઈ છે એટલું બધું મારી બહાર છે છતાં મારો ભ્રમ એ છે કે બધું મારામાં છે, કારણ-કે મારી પાસે એ સૌના નામ, શબ્દો છે ! મને થાય છે કે માણસ પાસે, આદિ માણસ પાસે શબ્દો નહીં હોય ત્યારે એ પોતામાં કેટલો ગૂંગળાતો, મૂંઝાતો, વ્યાકુળ થતો હશે ! 'હોવું એટલે વ્યક્ત થવું' ! પેલો પથ્થર તેના હોય તે સ્વરૂપથી હું જોઉં છું એટલે પથ્થર છે, તે પણ માણસે એનું નામ પાડ્યું એટલે માણસ પૂરતો પથ્થર છે. અને એ પોતે પોતાનું નામ, અરે કામ પણ નહીં જાણતો હોય. કદાચ શબ્દોને કારણે હું મને લગભગ 'છું' એવું અનુભવતો હોઉં. અને અજબ જેવું એ કે શબ્દો મારી બહાર રહી જાય છે અને હું છું કે નહીં એ પ્રશ્ન પણ રહેતો નથી, અને છતાં હું હોઉં છું, પણ પોતાથી અજાણ પેલા પથ્થર જેવો નથી. શબ્દો વિહીન અવસ્થા ગજબની ઉદાસીનતા, નરી શૂન્યતાયે હોય છે અને પોતાના અસ્તિત્વથીયે અજાણ શાંત નીરવતા. કોઈ શબ્દ જ નથી. એની આવ-જા પગરવ નથી. ત્યારે શું છે એનું નામ પાડવાનો કે નામ પાડેલો શબ્દ પણ નથી. ક્યારેક કશું અનુભવું છું એ સમજું છું પણ એનું નામ પાડી શકતો નથી ત્યારે ગર્ભ જાણે માતાના પેટમાં પ્રગટવાની ક્ષણે અસહ્ય કેદમાં છું એવી અવ્યક્ત વ્યાકુળતામાં હોય•એવી નામ પાડ્યા વિનાની સ્થિતિ નથી હોતી ? હોય છે.

જાણે શબ્દોની હાજરીને કારણે એવો ભ્રમ અનુભવું છું કે હું ભર્યો ભર્યો છું. એકલો હોવા છતાં વસ્તીમાં છું પણ કંઈક બને છે અને આખી વસ્તી અલોપ થઈ જાય છે. દૂરથી આવેલી ચીજ, કંઈ કે કોઈ પડ્યાનો માત્ર અવાજ આવે છે અને મારી આસપાસના શબ્દો વિખેરાઈ જવાથી અવાજ થાય એવી કાંઈ સૂઝથી એકાએક અદૃશ્ય થઈ જાય છે. પેલી ચીસ, પેલો અવાજ એવો અદૃશ્ય તંતુ બને છે કે જે મને અવાજની દિશામાં લઈ જાય છે.

નીરવતા જેવું કંઈ છે ખરું ? આસપાસ પડેલાં પુસ્તકો, છાપાંમાં ચીટકેલા મરેલા લાગતા શબ્દો જ શબ્દો છે, પણ અનાયાસ નજર પડે છે અને કોઈ

કોઈ શબ્દો મને વળગી પડે છે – હેતથી, ભયથી, વિસ્મયથી કે શબ્દને શબ્દથી ન ઓળખાવી શકાય એવી રીતે. શબ્દો અર્થહીન ! અને એવી જ સ્થિતિમાં મનમાં કે ચિત્તમાં નામ નહીં પાડેલો એક અર્થ હોય છે અને વાચ્ય શબ્દના અર્થ કરતાં એનો અર્થ ગહન હોય છે – કારણ કે એ શબ્દથી ઓળખી કે વર્ણવી શકાતો નથી અને કદાચ એ જ 'મારો' હોય છે ! મારા હોવાનો ભ્રમ સેવું છું એ શબ્દો તો સાર્વજનિક છે ! શબ્દ ક્યારેક ઈશ્વર હોવાનો ભ્રમ ફેલાવે છે, કારણ કે મારી પાસે હોય ત્યારે બીજા પાસે કે સૌની પાસે હોઈ શકે છે ! અરે, આ શબ્દ એક હોવા છતાં બીજા પાસે, સૌની પાસે શી રીતે હોય છે એનો ભારે અચંબો થાય છે. પણ એ સત્ય હોય છે અને એ સર્વવ્યાપી શબ્દને પોતાનો કરવા માણસ એને પોતીકો અર્થ આપે છે કે એને વળગે છે. શબ્દ, મારી પાસે છે, બીજાઓ પાસે છે ! અરે, આ શબ્દ શું ઈશ્વર છે ? ના, એવું નહીં હોય, મેં મરેલા શબ્દો અનુભવ્યા છે. ઉદાસીનતાની અવસ્થામાં તો બધા શબ્દો કુરુક્ષેત્રમાં પડેલા અઢાર અક્ષૌહિણી સૈન્યના ઘાયલ ક્ષતવિક્ષત શબો જેવા લાગે છે. મને થાય છે કે ક્યારેક મારે આ શબ્દોની બહાર નીકળી જવું જોઈએ ! કોઈ કાન આમળશે કે શબ્દને બહાર કાઢ, તારે શબ્દોની બહાર નીકળી જવાનું નથી. બંને સ્થિતિ આમ તો બરાબર લાગે છે – પણ શું બંને વચ્ચે સમાનતા છે ખરી ? ખાલી થઈ જવું અને પોતે હોવા ન હોવાના ભાનથીયે પર સ્થિતિ, અરે સ્થિતિ જેવુંયે નહીં, એ સંજ્ઞાહીન હોવાથી કશા સાથે સરખામણીનો પ્રશ્ન જ નથી. અરવ ! આ શબ્દ પણ રવના સંદર્ભે આવ્યો – તે નથી ! જુઓ, જે હોય છે તેના સંદર્ભે નથી હોતું તે સૂચવાય છે ! આ તો ભારે રમત કહેવાય ! શબ્દને કારણે જ એ રમત બને છે. 'નપુંસક લિંગી' શબ્દ સાંભરે છે ! અરે જેને કોઈ લિંગ નથી તે સૂચવવા પણ તે નથી એ સૂચવવા 'લિંગી' શબ્દ લાગે છે. આ અશબ્દ સ્થિતિમાંયે 'શબ્દ' પ્રવેશી ગયો ! માણસે ભાષા રચી ત્યારથી અશબ્દ એવું કશું નથી. મૃત્યુ હવે તે નથી, પણ મૃત્યુથી તે છે, એ શબ્દના અર્થથી તે છે ! આ માયાલોકથી હું માત્ર આશ્ચર્ય પામતો નથી, ક્યારેક વ્યાકુળ થઈ જાઉં છું, આ બધું શું છે ! વાસ્તવ વાસ્તવ કરો છો, પરાવાસ્તવ કહો છો – પણ વાસ્તવમાં તે એ શબ્દો જ છે.

હું શબ્દોની બહાર નીકળી જવાનાં સાહસો કરું છું પણ એ તો મારામાં

છે, મારા સ્મૃતિકોશમાં છે – હું શી રીતે એની બહાર જાઉં. શબ્દો જ ઘણી વાર અર્થોની બહાર નીકળી જાય છે. કશા જ અર્થ વિનાના ત્યારે કોઈ કે ઘણાના મૃત્યુ જેવો શોક થાય છે. પણ એની કશી જ ગતિ હિલચાલ નથી હોતી, શબ્દો પોતે જ પોતામાં પોતાનો અર્થ છુપાવી સમાવી દે છે. કોઈ શબ્દની ધાતુ, ધ્વનિ રહેતા નથી, અરે બારાખડીની અક્ષર સંજ્ઞાયે લુપ્ત થઈ જાય છે એમ નહીં, જાણે હું જ ઓગળીને નિઃસ્તબ્ધ થઈ જાઉં છું એનું ભાન પણ એ ગયા પછી જ ઓળખાય છે – ત્યારે જ સમજાય છે કે પોતાનું ન હોવું એ જ શબ્દોની બહાર જવાનું છે.

શબ્દોની બહાર ક્યાં જવાનું હોય છે ? પોતામાં રહીને હોવાના જ્ઞાનથી પર થઈ જવાનું હોય છે. હોવાના જ્ઞાન સાથે આખો શબ્દસંસાર અને તેના અર્થોથી ઓળખાતું બધું આપણામાં આવી જાય છે, અસ્તિત્વ અસહ્ય અકળામણ, પીડાથી ફાટફાટ થાય છે અને છતાં બહાર જવા માટે ત્વચાનાં છિદ્રો પણ દ્વાર બનતાં નથી, એ અસહ્યતા બેભાન કરે એં તો પેલો પથ્થર પડ્યો છે એવા થઈ જવા જેવું છે – હોવાનો ભાર એ પણ જડ છતાં હોવું છે. હું પાગલ જઈ જઈશ એવું લાગે છે. પણ પોતા પર, શબ્દો પર, ઓળખો પર હસું છું એ હાસ્યમાં બધું જ ધુમ્મસની જેમ ઓગળી જાઉં છું અને મને માત્ર સાવ 'કોરો' અનુભવું છું !

---

સાભાર સ્વીકાર

*ગીતાંજલિ* : રવીન્દ્રનાથ ટાગોર, અનુ. શૈલેશ પારેખ - મૂળ કવિતા અને અનુવાદ : પ્રકા. નવભારત સાહિત્ય મંદિર, ૧૩૪, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ-૩૮૦ ૦૦૧ મૂલ્ય રૂ.૧૨૫/-
*હવે કિનારો દૂર નથી* : નારીચેતના વિષયક વાર્તાઓ : ડૉ. ભાનુમતી શાહ, પ્રકા. પાર્શ્વ પબ્લિકેશન, નિશાપોળ, ઝવેરીવાડ, રિલીફ રોડ, અમદાવાદ-૩૮૦ ૦૦૧
*રાગ દીપકની કમ્પે* : કાવ્યસંગ્રહ : કૈલાસ અંતાણી, મૂલ્ય રૂ.૨૫/-
*હવે સ્મરણો ભીનાં* : સ્વ.કૈલાસ અંતાણી વિશે સ્મરણાંજલિ, અમૂલ્ય પ્રકા. ઉપલા બંને પુસ્તકનાં પ્રકાશક : ગજેન્દ્ર સી. અંતાણી 'શિવરંજની' ૧૧, વિદ્યુત સોસાયટી, નવા અંજાર(કચ્છ)૩૭૦ ૧૧૦
*તિકડમ* : છેતરપિંડીના કિસ્સા, ઘટનાસંગ્રહ : રૂસ્વા મઝલૂમી, પ્રાપ્તિસ્થાન અયાઝખાન બાબી, રાજકુમાર કોલેજ, રાજકોટ-૩૬૦ ૦૦૧ મૂલ્ય રૂ.૬૦/-

# સમાચાર

- પેટ્રોલપંપ પ્રકરણે સંસદની કામગીરી અટકી ગઈ છે. વિરોધપક્ષો સરકારના રાજીનામાની માંગ પણ કરી રહ્યા છે.
- અમરનાથની યાત્રા કરવા જતા લોકોની સંખ્યામાં ભારે ઘટાડો નોંધાયો છે.
- મહારાષ્ટ્ર અને ગુજરાતમાં લાંબા વિરામ પછી વરસાદ પડ્યો છે.
- શેરોમાં ભાવાંકની સપાટી તૂટતા ૨૯૫૦નો ભાવ બોલાઈ રહ્યો છે.
- ઇંગ્લેન્ડ સામે બીજી ટેસ્ટમાં સેહવાગે સદી ફટકારી છે.
- અમદાવાદના પાર્થિવ પટેલ ભારતની ટીમમાં પ્રવેશ કરશે. સૌથી ઓછી ઉંમરના ખેલાડી તરીકેનો રેકોર્ડ પણ તેમણે સ્થાપ્યો છે. હજુ તેમની ઉંમર ૧૮ વર્ષની પણ નથી.
- વિધાનસભા ચૂંટણીના સંદર્ભે મુખ્ય ચૂંટણી આયુક્ત ગુજરાતની મુલાકાતે આવી રહ્યા છે.
- દેશમાં વર્તમાન દુકાળની પરિસ્થિતિ ૧૯૮૭ કરતાં પણ ખરાબ.

# કંકાવટી

સપ્ટેમ્બર, ૨૦૦૨

હરીશ મીનાશ્રુ
રતિલાલ 'અનિલ'
રવીન્દ્ર પારેખ
કનુ સુણાવકર
સઆદત હસન મન્ટો
શરીફા વીજળીવાળા

# કંકાવટી

સપ્ટેમ્બર, ૨૦૦૨
સાહિત્યસર્જન અને વિચારોનું સર્વલક્ષી માસિક

વર્ષ ૪૬ : અંક ૫૦૯

વાર્ષિક લવાજમ

દેશમાં રૂ.૫૦, બે વર્ષના રૂ.૯૮. વિદેશી શિલિંગ ૪૦ (દરિયાઈ ટપાલથી), સાડા છ પાઉન્ડ (હવાઈ ટપાલ), મેગેઝીન એજન્સીઓ અને જાણીતા ગ્રંથવિક્રેતાઓને ત્યાં લવાજમ ભરી શકાય છે. કોઈ પણ માસથી ગ્રાહક થઈ શકાય છે. પત્રવ્યવહારમાં ગ્રાહક નંબર અવશ્ય લખવો. અંક ન મળ્યાની ફરિયાદ તરત જ કરવી. લવાજમ અને વ્યવસ્થા અંગેનો તમામ પત્રવ્યવહાર આર.આર.રૂપાવાળા, કંકાવટી, ૧૩,૧૪ સાંઈ સમર્પણ સોસાયટી, આશીર્વાદ ટાઉનશીપ-૧ પાછળ, બામરોલી રોડ ઉધના, સુરત ૩૯૪ ૨૧૦ સરનામે જ કરવો.

**કંકાવટીની છૂટક નકલ તેમ વાર્ષિક લવાજમ અહીં પણ ભરી શકાય છે :
ઈમેજ પબ્લિકેશન, પ્રા.લિ.૧/૨, અપર લેવલ સેન્ચુરી બજાર, આંબાવાડી સર્કલ,
અમદાવાદ-૩૮૦ ૦૦૬**

કંકાવટી ઈન્ટરનેટ પર

*http: // ratilalanil. tripod. com*

તંત્રી-મુદ્રક-પ્રકાશક
રતિલાલ 'અનિલ'
માલિક : આર.આર.રૂપાવાળા
કંકાવટી, ૧૩-૧૪, સાંઈ સમર્પણ સોસાયટી, આશીર્વાદ ટાઉનશીપ : ૧ પાછળ,
બમરોલી રોડ, ઉધના
સુરત-૩૯૫ ૨૧૦
ફોન નં. ૮૬૭૦ ૪૧૮

પ્રકાશનસ્થળ : ૨૪, રીવર બેંક સોસાયટી, અડાજણ પાણીના ટાંકી,
સુરત-૩૯૫ ૦૦૯

લેસર અક્ષરાંકન
યુયુત્સુ પંચાલ
૨૩૩/ રાજલક્ષ્મી, જૂના પાદરા રોડ, વડોદરા-૩૯૦ ૦૦૭ ફોન : ૩૧ ૨૭ ૪૭

મુદ્રક
શ્રી નટરાજ પ્રિન્ટર્સ, ઈન્દપુરા, આંબાવાડી, સૂરત-૨
ફોન નં. ૭૪૨૮ ૯૪૧



## ગઝલ / હરીશ મીનાશ્રુ

એટલું સત તો ક્યાંથી લાવું હું
જુદી જન્નત તો ક્યાંથી લાવું હું

ચબરખી અર્શની તું વાંચી લે
ખુદાનો ખત તો ક્યાંથી લાવું હું

તું ચલાવી લે કોરી વસિયતથી
માલમિલકત તો ક્યાંથી લાવું હું

એમણે અંગૂઠો બતાવ્યો'તો
તો દસ્તખત તો ક્યાંથી લાવું હું

શબ્દ ઝૂકી સ્વયં સલામ કરે
એવી ઇજ્જત તો ક્યાંથી લાવું હું

એમના ઉંબરે સિજૂદો કરવા
સર સલામત તો ક્યાંથી લાવું હું

મઝહબી છું તો શેરિયત લાવું
કહે, શરિયત તો ક્યાંથી લાવું હું

સાવ ચીમળાયેલું સફરજન છે
પે...લી લિજ્જત તો ક્યાંથી લાવું હું

મળે જ્યાં ગેરહાજરી ખુદને
એવી સોહબત તો ક્યાંથી લાવું હું

યે હૈ મશહૂર લામકાઁ ઉનકા
ફર્શ ને છત તો ક્યાંથી લાવું હું

એના ખડિયામાં માત્ર ખૂશ્બુ છે
એ હસ્તપ્રત તો ક્યાંથી લાવું હું

૨ : ૨૦૦૨, સપ્ટેમ્બર

૨

ઊઠતી બજારે હાટ હવે કેટલો વખત
આ ત્રાજવું ને બાટ હવે કેટલો વખત

પગની અધૂરી ઠેસ મૂકી ઠેઠ જઈ ચડ્યા
અમથી કિચૂડશે ખાટ હવે કેટલો વખત

ઊડતા દૂલીચા જેવી મિજાજી મઝાર હો
જીંવતરનો રઝળપાટ હવે કેટલો વખત

રણ છે તો ક્યાંક નિશ્ચે હશે ગુપ્ત સરસતી
મૃગજળનો ઘૂઘવાટ હવે કેટલો વખત

છે ખિન્ન સૂત્રધાર ને આંગળીઓ છિન્ન છે
પૂતળીનો થનગનાટ હવે કેટલો વખત

પંખી શીખી ગયું જો ઈંડામાં ઉડ્ડયન
આકાશ પણ અફાટ હવે કેટલો વખત

અંદરથી કોક બોલે સતત : ચેત મછંદર
રહેવાનાં રાજપાટ હવે કેટલો વખત

પિંજર, ખૂલી જા : ભાષા તું મ્હાલ મોકળે
શુકપાઠ કડકડાટ હવે કેટલો વખત

શ્રી 'ગાફિલ'ની પુણ્યસ્મૃતિમાં

૩

દૈયડનો દેવતા ને કલરવનાં અનુષ્ઠાનો
ગજવામાં ગડી વાળી રાખું છું આસમાનો

જોઈને બાજરીનું ઝૂલતું જવાન ડૂંડું
મસ્જિદનો મિનારો આ બુઢ્ઢો બની જવાનો

બોલ્યા વિનાં લચે કૈં બદરિફળોનાં ઝૂમખાં
પંડિત્ ! કહો શું વેચે છે બોબડી દુકાનો

ડમરાનાં પાંદડાંને ચપટીમાં ચોળી લઉં ને
અંગૂઠે મઘમઘે તે મઝહબ છે મળસ્કાનો

ઝાકળનું ટીપું ખુદને આબેહયાત કહીને
જે પાઠ શીખવે છે, શીખું હું છાનોમાનો

ખિસકોલી ઓળખી ગઈ પોતાના રામજીને
કુંડામાં છોડ વાવ્યો'તો અજનબી ખુદાનો

ફિરદોસે ગુમશુદાની છે ગંધ આ પવનમાં
જોતા રહ્યા ફરિશ્તા : શતદલ ઊડ્યાં વિમાનો

રહેમતની નજર રાખે ઝૂકીને આ સરગવો
દરગાહ સાવ પાગલ, દરવેશ છે દિવાનો

ઓસડની જેમ આંસુની પાંદડી ચૂંટીને
ગાલિબ ગઝલમાં એને હિકમતથી ઘૂંટવાનો

## બે ગઝલ / રતિલાલ 'અનિલ'

૧

આપણે ત્યારે હતાં અજવાસમાં
નામ દીધું તોય, મેં ઉલ્લાસમાં !

આ કંઈ વરસાદની મોસમ હશે,
તે વળી આવે છે ભીના શ્વાસમાં.

આંખની નજદીક છે ભીની ક્ષિતિજ
દૂર લાગે છે હવે તો પાસમાં.

આભમાં તો કોઈ ભૂમિતિ નથી,
ન્યાસમાં શું, શું વળી વિન્યાસમાં !

આજનો પિરિયડ બહુ સારો રહ્યો,
હોંશથી ભણતો રહ્યો એ તાસમાં.

એક કુદાને ય કેવો રસ પડ્યો,
કૈંક તો રસ છે જ લીલા ઘાસમાં.

કોઈને ફણગો તો ફૂટવાનો હશે,
બીજ મેં વેર્યાં છે સૂકા ચાસમાં.

આ ભીની મોસમ અધૂરી લાગતી,
કૈંક તો એવું છે મારી પ્યાસમાં.

આભ પણ છે ક્યાં હવે આ એકલું ?
છે અલસ એક વાદળી સહવાસમાં !

ગ્રીષ્મમાં તપતી રહી, તપતી ધરા,
બળતા શ્વાસે પણ ભીના વિશ્વાસમાં.

હું જીવું છું કેટલાંયે વર્ષથી,
શોકની સાથે ય કોઈ હર્ષથી.

પાદશાહ ઈતિહાસમાં ચાલ્યા ગયા,
માનવી જીવે છે વર્ષોવર્ષથી !

છું ધરા પર ને ધરાને જોઉં છું,
સાંભળી છે વાત મેં ઉત્કર્ષની.

વીજળી ઊતરી અને અદૃશ્ય થઈ,
ક્યાં કોઈ ઘટના બની સંઘર્ષની !

આપમેળે હું જ મલકાઈ ગયો,
એ જ તો ઘટના હતી એક હર્ષની.

વેંત ઉછળ્યા ને કશાથી આથડ્યા,
એટલી છે વારતા ઉન્મેષની

ખૂબ ડ્હોળ્યું, હું યે ડ્હોળાયો વળી,
ફીણ, પરપોટા મળ્યા નિષ્કર્ષથી.

ધૂળને માટે હતો વંટોળ એ,
વાત કંઈ ઝાઝી નથી ઉત્કર્ષની !

એક પોલું મીંડું મેં ચીતર્યા કર્યું,
છે જીવનની વાત એ અવશેષની.

## ગઝલ / અરવ

ઉજળો છે દિવસ અને ઉજમાળું ખ્વાબ છે,
લ્યો આફતાબના દિવસમાં માહતાબ છે !

ગુલો ભરેલા બાગમાં એક જ ગુલાબ છે,
મારી પસંદગી, એ મારો ઇન્તેખાબ છે.

આ 'પ્રેમ' જેવો એક શબ્દ નહિ લખી શકો ?
વાંચી શકું ન એવું દિલ, કોરી કિતાબ છે.

માગ્યા વિના જ આપને મેં દઈ દીધું બધું,
ફ્હેશો તમે કે એક ફકીર ખુદ નવાબ છે !

ચાલો લડીશું પ્રેમમાં, કરશું સુલેહ પણ;
આ પણ જવાબ છે, અને તે પણ જવાબ છે !

એક જ નજરમાં આપને નિરખી લીધાં છે મેં,
પરદો કરે છે પ્રેમ, તે તો બેનકાબ છે !

શીશીની રેતને નહીં, ઉપરનીચે કરું,
કેવો વળી હિસાબ ? બધું બેહિસાબ છે !

આ કાન એમાં દરમિયાન થૈ શકે નહીં,
વાંચી લીધો તે આંખમાં મૂગો જવાબ છે.

મારો જવાબ કોણ એ જાણું છું હું 'અરવ',
પણ શર્મ જેવી વાતથી તે બેજવાબ છે !

## ગઝલ / રવીન્દ્ર પારેખ

૧

આમ જુઓ, સચરાચર છીએ,
આમ જુઓ, ખુદથી પર છીએ.

આમ જુઓ તો ઘર ઘર છીએ,
પથ્થર અથવા ઈશ્વર છીએ.

સમજ્યા ના કંઈ સ્નેહની ભાષા,
કાંટોકાંટ નિરક્ષર છીએ.

આવ્યું પાસ વિદાયનું મૂરત,
આંખને બદલે સરવર છીએ.

રાત ધરે પગ એવો સામે,
ચાંદ નહીં, પણ ઝાંઝર છીએ.

મેઘધનુ માની ના ભૂંસો,
સૂરજના હસ્તાક્ષર છીએ.

આમ સમાવું જગમાં દુષ્કર,
આમ જુઓ, મનનાં ઘર છીએ.

કંકાવટી

૨

આમ તો મારી એ સહેલી છે,
વેદનાઓ મને વરેલી છે.
સાંજ સામે મૂકી હવેલી છે,
બેઉ સાથે જ આથમેલી છે.
યાતના કોઈ પણ નવી ક્યાં છે ?
કોઈએ ક્યાંક તો કહેલી છે.
એક ખંડેર રોજ ઊગે છે,
રોજ ઇચ્છા અહીં હણેલી છે.
ચાલ, એમાં લખું મરણ મારું,
એ હથેલી જે તેં ધરેલી છે.
કોઈ કાળે નદી હતી ત્યાં તેં,
નાવ અમથી જ નાંગરેલી છે.

૧૦-૨૦૦૨, સપ્ટેમ્બર

૩

બ્હાર કશીક ફડફડ લાગે છે,
ભીતર ખૂલતો શઢ લાગે છે.

હું જ મને મળવા ના પામું,
કોઈની આ ગરબડ લાગે છે.

ક્યાંથી ફૂટે છે શાખાઓ ?
મારી ભીતર વડ લાગે છે.

સામે હો તો પાર કરું, પણ –
આ તો ભીતર, ગઢ લાગે છે.

સ્હેજ હટે ધુમ્મસ તો બોલું,
થડ છે કે કોઈ ધડ લાગે છે ?

તો યે તે બ્રહ્માંડ જણાતું,
બારીમાં એક તડ લાગે છે.

બ્હાર બધું અકબંધ છતાંયે,
ઘાવ જનોઈવઢ લાગે છે.

ગઝલ

પાંખનો સંભળાય ક્યાંથી ફડફડાટ ?
એક પંખી ઊતર્યું સમશાનઘાટ.

મેં તને માંગીને માંગ્યો'તો મને,
મેં વળી માંગ્યા'તાં ક્યારે રાજપાટ ?

આવશે પાતાળ ફોડીને ઉપર,
તું સ્મરણને છેક તળિયે છોને દાટ !

તું મને ફંફોસ ના મારી ભીતર,
હું જ તો જોયા કરું છું મારી વાટ !

જ્યારથી પત્રો મને પાછા દીધા,
બંધ થઈ શકતું નથી ખાલી કબાટ.

બ્હાર તો દુનિયાને ઈર્ષા થાય તેમ,
જિંદગી મારી જતી સીધીસપાટ !

## ફૂંક / રતિલાલ 'અનિલ'

પેલું સફરજન વૃક્ષ પરથી જમીન પર આવી પડ્યું અને ગુરુત્વાકર્ષણના નિયમની શોધ થઈ ગઈ તેમ હાથ પર ઉપરથી ધૂળ ખરી અને આ હવા બળવાન ઉચ્છ્વાસ થઈને ફૂંક પણ થાય છે એવી અદ્‌ભુત શોધ અમારાથી થઈ ગઈ ! પેલા લાલજી મહારાજને શી ખબર કે મંત્ર નહીં જાણનાર માણસો પણ ફૂંક મારવાનો અધિકાર ધરાવે છે. વળી તે કાન પૂરતો મર્યાદિત નથી. ટેબલ પર, ટિપોય પર, અરે પોતાની ફોટોફ્રેમના કાચ પર સુધ્ધાં કોઈ મંત્ર આપવાનો દંભ કર્યા વિના ફૂંક મારવાનો યથેચ્છ અધિકાર ધરાવે છે ! આ સામાન્ય માણસ હોવું એ વ્યાપક સ્વાતંત્ર્યના અનગેઝેટેડ અધિકારી થવા જેવું છે ! માણસ સામાન્ય રહીને વ્યાપક થાય છે, અને કેટલાક વિશેષ થઈને મર્યાદિત થઈ જાય છે. કાનમાં કહેવાની કળા ખરેખર લલિત હોય છે, પણ કાન પાસે મોઢું લાવી શ્રીકૃષ્ણ શરણમ્ મમ્ બોલીને ફૂંક મારવાની ઘટના જરા યાંત્રિક લાગે છે ! બધા કાન માટે એક જ સૂત્ર કહેવાનું હોય એ તો સરકારી જાહેરનામા જેવું લાગે કે નહીં ? જેવો કાન તેવી વાત, જેવો કાન તેવી ફૂંક – એમાં વૈવિધ્ય પણ છે અને લલિત કળા પણ છે. કેટલાક લોકોને સત્યની નજીકમાં નજીક રહેવાનું એવું વ્રત હોય છે કે તેઓ 'કાનોકાન' સાંભળે છે ! અનાયાસ થતા રહેતા અવાજો બોલાશોથી કોણ જાણે કઈ આપ કળાથી તેમના કામ અસ્પૃશ્ય રહે, ચકલી બોલે તે સાંભળતા નથી પણ કાંગડો બોલે તે કાનોકાન સાંભળે છે ! કાગડા માટે ધ્વનિસ્વાતંત્ર્ય હોઈ શકે કે કેમ, તે અંગે તેઓ નિશ્ચિત મત ધરાવે છે, બલકે વાણીસ્વાતંત્ર્ય પણ ધરાવે છે.

પશુપક્ષીઓ માટે ધ્વનિસ્વાતંત્ર્ય અને માણસ માટે વાણીસ્વાતંત્ર્ય ! એમાં વળી મંત્ર પણ આવે અને કાનમાં ફૂંક મારવાનું પણ આવે !

અમારી પાસે તો માત્ર મોઢું, પણ રસોડા પાસે તો વાંસની ફૂંકણી હતી, લાકડાં કાર્બનના બનેલાં હોવા છતાં તેની પાસે ધુમાડો નહીં, માત્ર ભડકો જ હોવો જોઈએ એવા આગ્રહે મોઢે શંખ માંડવાને બદલે ચૂલાના કાનમાં નહીં પણ મોઢામાં અમે ફૂંક મારીએ, પેલા કૃષ્ણ શરણમ્ મમ્ : જા ફૂંકથી અમારા ચિત્તમાં કોઈ ભડકો થયો કે પ્રકાશ થયો તે અમે જાણતા નથી પણ અમારી ફૂંકથી ધુમાડાનો વિલય અને ભડકાનો ઉદય થતો. એવી ફૂંક અમે નાનપણમાં અનેક વાર, ગુરુ કે ગુરુત્તમ થયા વિના વારંવાર મારી છે, નિરાશ થવાની હદે પહોંચ્યા પછી પણ હૈયાની ધમણમાં હવાના સંગ્રહ કરી જોરથી ફૂંક મારી છેવટે તો મંગળમય વિજય જ મળતો !

ફુગ્ગામાં હવા પૂરવાનું મહત્ત્વાકાંક્ષી સાહસ કરતાં ફુગ્ગો ફૂટી જાય ત્યારે લાગે કે અમે ફૂંક મારી છે ! હવાને પણ મુક્ત રહેવાનો મિજાજ હોય છે અને એની મુક્તિનો સાદ 'ફુગ્ગો ફૂટ્યો' એવી અન્યાયકર્તા પરિભાષામાં વ્યક્ત થાય છે. માટીનાં વાસણો કંઈ ફૂગ્ગા થોડાં કે ફૂંક પૂરો તો જ ફૂટે ? ઘણી વાર આવી 'ફૂટકળ વાત' ગુરુમંત્ર કરતાં વધારે મહત્ત્વની અનુભવાય છે. અહીં, મેળામાં ચાર આને મળતી વાંસળીને પણ અમે ફૂંક મારી છે. ક્યારેક વાંસની ભૂંગળી અને વાંસળી વચ્ચે કશો ભેદ નથી, એવું અભેદમાર્ગી થયા વિના અનુભવ્યું છે, અને ભેદ પાડવાનાં સફળ સાહસ કર્યા છે. અમે ગુરુ થયા વિના કેટકેટલી સિસોટી અને પીસવાને ફૂંક મારી છે ! ફૂંક મારો ત્યારે શબ્દ નહીં સ્વર પ્રગટવો જોઈએ એવું સામાન્ય જ્ઞાન તો અત્યારે વેદની કોઈ ઋચા જેવું લાગે છે. ફૂંક મારવાની જે મઝા નાનપણમાં હતી તે હવે નથી, તેનો નિર્વ્યાજ આનંદ પણ નથી. નજીકનો કોઈ માણસ અમારા જેવું બોલે છે તો 'અનિલે આને ફૂંક મારી લાગે છે' એવો સંદેહ પ્રગટ કરવામાં આવે છે : વૈજ્ઞાનિક શોધના મૂળમાં તો સંદેહ જ રહેલો હોય છે ! દોડવાનું સાહસ કર્યું, પડ્યા, ચામડી છોલાઈ તો હાથમાં ધૂળ લઈ તેના પર મધુર લાગે એવી હવાની સરવાણી છોડી, હથેળી હલાવી ઝીણી ધૂળ છોલાયેલી ચામડી પર નાખી, તે બેઠી કે વધારાની ધૂળ ધીમી ફૂંક મારી ઉડાડી દીધી ! મોઢું માત્ર

જાતજાતના શબ્દો જ નથી કાઢતું. જાતજાતની ફૂંક પણ કાઢે છે, પણ માણસની ભાષાને હિંસાનો એવો તો પાસ લાગ્યો છે કે જે 'કાઢી' હોય તેને 'મારી' કહે છે ! 'તારા મોઢે ધૂળ' એવું કહેતા વડીલોને સાંભળ્યા છે પણ અમારા અસ્તિત્વમાં સ્વાવલમ્બન કંઈ એવું ભળી ગયું હશે કે ટેબલ પર જમા થયેલી ધૂળની સાવ નજીક જઈને એવી ફૂંક મારીએ કે મારે મોઢે ધૂળ એવું કહેવું પડે નહીં ! તારા મોઢામાં સાકર એવા શબ્દો બીજાના મોઢે કોઈ ત્રીજી વ્યક્તિ માટે સાંભળ્યા છે. પણ સામા વાયરે ખુલ્લા મોઢે દોડેલા ત્યારે 'મારા મોઢામાં ધૂળ' એવું કહેવું ન પડે ! પેલા વયોવૃદ્ધ એટલે મુરબ્બી ખરા જ, એવા ભોળા કવિએ કહ્યું : 'આ વાદ્યને કરુણ ગાન વિશેષ ભાવે' પણ અમારું હૃદય વાદ્ય તોરડીએ ત્યારે જ વાગે, બાકી મુખવાદ્યને સિસોટી વિશેષ ભાવે ! સિસોટી એ આદિમ ઉચ્છ્વાસનું સંસ્કારી સ્વરૂપ હોવા છતાં કાંઈ કોઈને એ આદિમ પણ લાગેલી અને અમારે ભાગવું પણ પડેલું ! કોઈ કવિ સાંભળે ફાગણ બોલે છે, કોઈ કહે કે શ્રાવણ; પણ નસકોરા સંપૂર્ણ સ્વાવલમ્બી ! તે પોતે જ બોલે ! ફૂંક માત્ર મોઢું જ મારી શકે એ ભ્રમ દૂર કરવા માટે જ ઊંઘતા માણસના નસ્કોરાં બોલતા હોય ! ફૂંક વિષય પર કોઈએ પીએચ.ડી. થવાનો ચાન્સ કેમ કોઈએ લીધો નહીં એ અમારું પરમ આશ્ચર્ય છે. એવો ચાન્સ લેવાયો હોત તો અમને આ લેખ લખવાનો ચાન્સ ન મળતે એનો સ્વીકાર કરવો જ રહ્યો ! બીજાને ચાન્સ આપવા પોતાના પુરુષાર્થનો પણ ભોગ આપનારા સમાજમાં છે એ જ તો આપણી સિલક છે, પૂરાંત છે.

આ બાળકો અને પ્રેમી યુગલો ફૂંક મારવાની બાલિશથી માંડી લલિત લીલા કરે છે, પણ વડીલો તો દમ જ મારે ! ઉચ્છ્વાસનાં સ્વરૂપો કેવા કોમળગાંધાર અને મધરાતે ગાવાથી ભૈરવી જેવાં હોય છે ! હુક્કો, બીડી કહે છે કે હવા શ્વાસ છે, પણ આ સિસોટી, ફુગ્ગો, વાંસળી, નસ્કોરાં કહે છે કે હવા ઉચ્છ્વાસ છે ! સિસોટી, પીસવા ફૂંકના પ્રતીક છે, પણ શંખ અને બ્યુગલ તો દમ મારવાનાં જ પ્રતીક લાગે છે ! તેઓ દમ મારે છે એટલે જ સિસોટી, પીસવા બાળક લાગે છે અને શંખ અને બ્યુગલ પીઢ વડીલ લાગે છે ! વાદ્યો વિશે ટૂંકમાં કહેવું હોય તો 'ફૂંકવાના અને ઠોકવા-ટીપવાનાં' કહી શકાય.

આપણે શોર્ટહેન્ડ લિપિ શોધીને સંતોષ પામીએ એ અપૂરતું છે, એ લિપિમા લખવાની ભાષા પણ શોર્ટ હોય તો સોનામાં સુગંધ ભળે-ભલે નાક વગરના સોનાને એની જાણ સુધ્ધાં ન થાય. આપણે ત્યાં તો શોર્ટકટવાળા એવા મહાનુભાવો છે, જેમણે કદી સિસોટી મારી નથી, સિસોટી વગાડી નથી તેઓ બ્યૂગલ ફૂંકવાનો દમ મારે છે. હનુમાન કૂદકો માત્ર રામાયણમાં જ નથી હોતો, હનુમાન જેવા વિશેષ પુરુષોમાં પણ હોય છે ! તેઓ ઘરમાં ભલે ચાલતા હોય, જાહેરમાં તો સિસોટી વગાડી ન હોવા છતાં બ્યૂગલમાં ફૂકવાનો દમ મારે છે !

આ 'ફૂંક' અને 'દમ' હવાની ગતિના જુદાં જુદાં સ્વરૂપોનાં જ નામ છે. એ સરુ વૃક્ષોને ધીમે ધીમે ફૂંક મારે છે અને સાગરગાન જેવો સ્વરપ્રવાહ અતૂટ વહે છે, પણ એ જ હવા સાયક્લોન થઈને બ્યૂગલ અને ડમરૂ થઈ જાય છે. સરવું એ પસાર થવું છે, પણ ગાંડાતૂર થઈને દોડવું એ મેરેથોન દોડની સ્પર્ધામાં ઊતરવા જેવું લાગે છે. રમતની લીલામાં આ સભ્યતાએ સ્પર્ધા ઉમેરી દીધી છે ત્યારથી બાળકો ભલે સિટી મારે, સિસોટી વગાડે, ધીમે ધીમે ફૂંક મારે, અમે તો વિજેતા થવા માટે શંખ અને બ્યૂગલમાં દમ જ મારીશું, મહાન થવા માગનારાઓનો મિજાજ એવો છે. પણ આપણે ભલા અને આપણી ફૂંક ભલી !

## મણિધર(આગથી જાગેલો માણસ) / કનુ સુણાવકર

કહે છે કે : 'નામમાં શું ? ગુલાબને ગમે તે નામ આપો પણ તે ગુલાબ જ રહેવાનું, સુગંધ તો ગુલાબની જ હોવાની. હોય તે સાચું. નામમાં શું !' – આ વાત ગિરધરને લાગુ પાડી શકાતી નથી; ગામના લોકો એને 'ગીધો', વહુવારુઓ 'ગીધાભાઈ', નાનાં છોકરાં એને 'ગીધાકાકા' અને સરખે-સરખા 'ગિરધર' કહેતા. ગીધાને શરૂ-શરૂમાં બહુ લાગતું – લાગી આવતું. આમ તો ગામમાં બીજા એક 'પુરુષોત્તમદાસ' પણ હતા, એમનું લખાતું કોઈ કંકોતરીમાં કે નિમંત્રણ પત્રમાં 'પુરુષત્તમદાસભાઈ' વંચાતું ત્યારે તો. પણ બોલાતું 'પરસોતમભાઈ', પરશોતમ, પશાભાઈ, પશો, પશલો : એવા અલગ અલગ સ્થળસમય અને પરિસ્થિતિ-સ્થિતિવશ. ત્યારે ગિરધરને પણ પોતે 'ગીધો' હોવાનું આશ્વાસન મળી રહેતું ! તમને થશે : 'આમ તો હોતું હશે ?' અથવા 'એમાં તે શું ?' પરંતુ ગિરધરમાંથી મણિધર બન્યાની ઘટના અને તે પછીની એક રસ-રહસ્યમય ઘટનાની અલપ-ઝલપ ઝાંખી થવાથી, તમને થશે : આમ જ હોય. આમ જ હોવું જોઈએ – ન અન્યથા.

આ ગિરધરના ગુણ તો ઘણા. ગામ આખાનાં ઘણાંબધાંને આ ગુણોની જાણ, પણ એના એક-ના-એક અવગુણને કટેવને, જાણે માત્ર એની મા. અને બીજા જાણે શિવાડોસા, શરૂ શરૂમાં તો ગિરધરના બાપનેય આ અવગુણથી ખબર નહોતી ''ડી. અને જ્યારે પડી ત્યારે તત્કાળ એમણે ગિરધરને ખાટલામાં-ને-ખાટલામાં ઝૂડી જ નાખ્યો હતો ! હા ગધાડા !, હવે ત્યારે ઊઠવું તારે ઊઠજે, નકર મરજે.'

પહેલી વારકી ગિરધરની આ કટેવની ખબર માને પડેલી, પછી ગિરધરને – પોતાને... બનાવ આમ બનેલો : ગીધો ખાટલામાં મોટો ધામણ સાપ ગૂંચળું વળીને પડ્યો હોય એમ, ટૂંટિયું વાળીને પડ્યો પડ્યો ઘસઘસાટ ઘોરતો-ઊંઘતો હતો. આભમાં સૂરજ રાશવા ચડી આવેલો કાન્તાબા એક-બે બૂમ પાડી ઉઠાડવા ગયો. એ ન હાલ્યો-ચાલ્યો એટલે એના ખાટલા પાસે જઈને ઢંઢોળીને હલબલાવ્યો. અ...ને ગૂંચળું એકાએક ઉકેલાતાં સાપ છંછેડાઈને ફટાક ફેણ ફટકારે તેમ એ હડફ કરતો ગીધો ખાટલામાં બેઠો થઈ, ઊભો થઈ ગયો અને કાન્તાબાને ધડાક ધોલ ઠોકી દીધી. અણધારી ધોલ પડતાં માને તમ્મર આવી ગઈ. ગીધો પૂરો જાગી ઊઠીને ઢીલોઢસ થઈ છોભીલો થઈ મા સમક્ષ માથું ઢાળી લાચાર ઊભો રહ્યો પછી બહાર આંગણામાં આવી ગયો... પછી ચુપચાપ પરવારીને બાપા માટે ચા લઈ ખેતરે જતા રહ્યા અને કાન્તાબા જાણે કશું બન્યું જ નથી એમ ગણી ઘરકામમાં વળગી ગયાં. આ પછી આવું ત્રણેક વાર બન્યું. 'ખેતરને ખળે ઊંઘતા ગીધાને જગાડનાર એના એક ભાઈબંધને પણ આ ધોલ પડેલી. મિત્રે મજાક માની ને મજાકમાં સામે બે ધોલ ઠોકેલી. ચંચીનો નાનો ભાણો એક સવારે 'મામા ! મામા ! મોર' કહેતો ઉત્સાહથી ગીધામામાને જગાડવા-ઢંઢોળવા ગયો ને સટાક ધોલ એના ગાલે અંકિત થઈ ગયેલી. ભાણાને ચંચીએ 'મામો છે જ એવો' કહી પટાવેલો. એક વાર ખુદ ગીધાના બાપા એને ઉઠાડવા લાગેલા ને ગીધાનો હાથ જેવો ધોલ ઝાપટવા ઊંચકાયો કે બાપાએ બે હાથે બળપૂર્વક પકડી લઈને એને ખાટલામાંથી ખેંચી કાઢેલો. પછી એક વાર શિવાકાકાએ લાકડી ઘોચીને જગાડેલો ત્યારે લાકડી આંચકી લઈને એ ખાટલામાં ઊભો થઈ ગયેલો. શિવાકાકાએ 'હવે છાંનીમાંની ઊઠીને જા ચા લઈને, તારો બાપો ચા વના હેંકતો અશે.'... ગિરધર પોતે મોટી મૂંઝવણમાં મૂકાઈ ગયો : મારી જાણ બહાર, મારાથી આ શું થઈ જાય છે ? કંઈ વળગતું-બળગતું તો નથીને ? કંઈ ઉપાય કરવો પડે.' એને ખભે હાથ મૂકીને કહે : 'જો, કંઈ કકરચંતા કરતો નહીં, અવસર આવ્યે સૌ સારાં વાનાં થશે. તારી જાણ બહાર, તારાથી જે થઈ જતું હોય તેની ચિંતા તારે કેમ કરવી ?'

અને અવસર આવ્યો, ગિરધરનો વિવાહ નક્કી થયો. ગામમાં બધાંને

ગોળધાણા ખાધાનો આનંદ થયો, ગિરધરના બાપને, એની પેલી કટેવ યાદ આવતાં વિચાર થયો. 'હાળુ હવે શું થશે ?' એની માને ચિંતા થઈ; મૂઓ, હવે ટેવ ભૂલી જાય તો તીરથ નાહ્યાં.' શિવાકાકા સ્થિરચિત્તે કંઈક ચિંતનમાં ડૂબી ગયા. ગિરધર પોતે અમૂંઝાયો : પહેલી રાતની સવારે જાણ બહાર જો હાથની ધોલ... પહેલી રાતે મટકુંય ન મારું, ઊંઘું જ નહીં, જાગતો જ રહું તો ?' થોડી ગુદગુદી સાથે, સ્હેજ લાચારીથી એકલો એકલો હસી પડ્યો એ, એને એક કમનીય કમાલની કલ્પના સૂઝી : રાતે સૂતા પછી, ઊંઘતાં પહેલાં, બેય હાથે દોરડું બાંધીને ઈસ સાથે, તાણી બાંધવા આ અ-પૂર્વ કલ્પનાને ખંડિત કરનારી બીજી કલ્પના બોલી ઊઠી : પણ નવી આવેલી વહુ પોતાને કદાચ ગાંડો ગણી કાઢે તો ? – પછી તો પાછી પીયેર જાય તે જાય. બીજે વ્હાણે પાછી જ ન આવે તો ?

એટલામાં કોઈનો સંચાર થયો. હળવે પગલે કોઈ નજીક આવ્યું. 'ગિરધર ! જાગે છે કે ?'

'હોવે, આવો શિવાકાકા.' કોણ જાણે કેમ ગિરધરને પરમ શાંતિનો અનુભવ થયો. એ બેઠો થઈ ગયો – ખળાની ખાટલીમાં. 'આજ તો તું ઊંઘતો હોત તો ય જગાડ્યા વન રહેત. મારે તારી સાથે વાત કરવી છે.' શિવાકાકાને ખાટલીમાં બેસાડ્યા. પોતે ભોંય પર બેઠો, 'જોજે, સાચવજે, હવે ખરાખરીનો ખેલનો દા'ડો આવશે. અણીનો અવસર આવ્યો છે. તારી જાતે જ જાગતો રહેજે. પેલો પ્રસંગ જ ન આવે. મને ય કંઈ સૂઝતું નથી, પણ શ્રદ્ધા રાખ ! ખરે હૃદયે ભગવાનને પ્રાર્થના કર. હવે સૂઈ જા. તારી જાતે ઊઠી જજે. અડધી રાત થઈ.'

'શિવાકાકા, આજે અહીં જ સૂઈ જાવ, આ ખાટલી પર, હું હેઠે ભોંય પર મૂળા પાથરીને સૂઈશ.'

'ના, ના, મારે ખળે જવું પડે...' પછી ભેદભરમ જેવું બોલ્યા : 'ખેતરનો પાક કુદરતને ખોળે ઉછરે, થાય, પણ ખળામાં આવે ત્યારે સાચવવો પડે. તું હવે સૂઈ જા. હું જાઉં.' કહી એ ગયા. ગિરધર ભોંય પર જ બેઠો બેઠો ઊંઘી ગયો... તને કોઈ જગાડે ને તેને તું ધોલ ઠોકી દે – આ તે શું કહેવાય ? પેલી તારી હગલી(સગી) આવશે ત્યારેનો વિચાર કરજે. ગીધા ! આંમ કાંન

શું ખોતરે છે ? સાંભળ. અવસર આવ્યે કોઈ ને કોઈ ઉપાય જડશે. થનાર તો થવાનું. સમજવાની વાત છે. તારી મા, હું અને તું સિવાય આ કટેવકથા બીજું કોઈ જાણતું નથી, તારા બાપાને પણ લગભગ ખબર નથી, એ તો અલ્લાનો માંણહ છે. તારી આવનારી વહુને પહેલેથી સમજાવી દેજે. સમજદાર હશે તો સમજી જશે. તેજીને ટકોરો. એનાં પીયેરિયાં કે ગામની કોઈ ચોવટિયણને કશી ગંધ ન આવવા દઈશ, નહીં તો ખલાસ ખેલ. તલનો તાડ થશે. છોડનું ઝાડ થશે, આ ઘરની અંદરની વાત છે સીતાની જેમ લખમણ રેખાનો ઉંબરો ઓળંગીને જો બહાર ગઈ તો રામાયણ થશે. ઓડનું ચોડ વેતરાશે તું ગાંડામાં ખપીશ. કોઈ ભૂત-બૂતનો વહેમ ઘાલી દેશે તો ગામ-ગામના ભૂવાઓનાં ખાસડાં ખઈ ખઈને અધમૂઓ થઈ જઈશ. માટે ગીધા ! શ્રદ્ધા રાખ, સબૂરી રાખ, મારી અંદરનો આ બોલે છે.' શિવાકાકાએ એમની વાંણીને વિરામ આપ્યો. ગીધો ઝબકીને જાગી ગયો. ત્યાં કોઈ નહોતું. એના બાપા ચાનો લોટો લઈને આવતા દેખાયા. માથે સૂરજ મહારાજ રાશવા ચડી ચૂક્યા હતા...

અને પછી ગિરધર રંગેચંગે પરણ્યો, નવી નવી વહુ મણિ ઘરમાં આવી. બધાંએ વધાવી. ગામની ચોવટિયણ બટકબોલી ચંચળે, બધાં બૈરાં સાંભળે તેમ મીઠા-તીણા રણકતા સ્વરે સુણાવ્યું 'ગિરધરભાઈ, મણિવહુ લાયા સે એટલે મણિવહુના વરને મણિધર' કહેવાનાં અમે તો.

બધાં હસી પડ્યાં. 'મણિધર' સાંભળી ખુદ મણિ પણ શર્મિલી નજરે સ્મિત કરતી રહી. ભર્યાભર્યા ઘરમાં, નવી વહુને વધાવવા આવેલી ગામની સર્વ સ્ત્રીઓની વચમાં બેઠેલી મણિની એક ઝબકાર જેવી નજર એક જ પળ પૂરતી, થાંભલીની આડે ઊભેલા પતિની આંખમાં પરોવાઈ ગઈ. અને તત્ક્ષણ ગિરધરના હૈયામાં 'મણિધર' નામ કોતરાઈ ગયું ! વીસ વીસ વરસથી વળગેલું 'ગિરધર' જાણે કે એક ઝટકે કપાઈને ક્યાંય ઊડી ગયું. મણિની આ એક જ ઝલકે એના હૈયાના હોજને છલોછલ છલકાવી દીધો. આછા આછા ઘૂંઘટમાંથી નમણાં નમેલાં પોપચાં સ્હેજ ઊંચકાઈને ઝીણી કટારી જેવી બીજી નજરે એ ફરીથી વીંધાયો. મણિધર સમક્ષનું, જૂના નામ ગિરધર સમેતનું આખું જગત અ-દૃશ્ય થઈ ગયું, આખું અંબર માત્ર મણિના મુખમંડળથી

ભરાઈ ગયું. એણે આંખ મીંચી તો અંદરના અંબરમાં મણિમુખચન્દ્રની ચાંદની રેલાઈ-ફેલાઈ રહી... એક - પછી - એક અવનવી રચાતી જતી ક્ષિતિજો દૂર - ને - દૂર ધકેલાતી રહી... ગિરધરમાંથી પ્રગટેલો મણિધર સરતો-લસરતો લયલીલાનાં મનોરમ વલયો રચતો મણિને માથે ચડાવી ભૂગોલે-ખગોલે ડોલી રહ્યો...

પરણ્યાના પ્રથમ દિવસનો સૂરજ ઢળ્યા પછી, સાંજ ઢળ્યા પછી, જગતનાં જળ જંપી ગયા પછી, મણિધર-મણિના મિલન પછી – પછી પોતાના ખાટલામાં પડતાંવેંત જોતજોતામાં એ ઊંઘી ગયો. રાત્રિ વીતી ગઈ, અને સવાર પડતાં સૂરજની સાક્ષીએ એ આપોઆપ જાગી પણ ગયો. મણિ હજી ઊંઘતી હતી તેને ધીમેથી હળવા સ્વરે કશુંક કહીને જગાડી, એ બહાર ઘરના આંગણામાં આવી ગયો, માએ જોયું કે દીકરો પોતે જાગી ગયો છે, અડધો જંગ જીત્યાનો આનંદ માના હૈયાને ભીંજવી રહ્યો...

બીજા દિવસની રાત પડી. – પછી મણિધરે બગાસું ખાધું અને પોતાના ખાટલામાં સૂતો સૂતો તેવો ઘેનથી ઘેરાઈ ગયો. જોતજોતામાં તેનાં નસકોરાં બોલવા લાગ્યા... સવાર પડી. મણિ જાગી ઊઠી. પરવારીને પાછી આવી ઓરડામાં મણિધર હજી ઘસઘસાટ ઊંઘતો હતો. મણિને ઉમળકો થઈ આવ્યો. એણે પતિએ ઓઢેલી ચાદર ખેંચી લીધી, એના હાથને જેવી સ્પર્શ કરવા ગઈ કે તરત હાથ ઊંચકાયો અને ધડાક ધોલ મણિને ગાલે પડી... એ હબકી ગઈ, એ જાગી ગયો. દયા ભીખતી આંખે મણિ ભણી લાચારીથી જોઈ રહ્યો... મણિને માએ બહાર બોલાવી લીધી. ‘વહુબેટા ! એને જૂની ટેવ છે...’ જેવું કહી ગુસપૂછ કરી કાનમાં બે શબ્દો કહી દીધા. કશીક સ્ફુરણાથી મણિ સમજી ગઈ. જાણે કશું જ બન્યું નથી એમ ચુપચાપ ચા બનાવીને મણિધર સામે પ્યાલો મૂક્યો – ‘લ્યો, પી લ્યો. પછી પરવારીને બાપાની ચા લઈને જાવ. મારે બા સાથે મંદિરે જવું છે.’

એ ખેતરે જતો હતો, રસ્તામાં શિવાકાકા સામે આવતા દેખાયા. વીલે મોઢે, ઢળેલી ડોકે શિવાકાકા સામે ઊભો રહી ગયો, કાકા બનવાનું બન્યું હશે – સમજી ગયા, કશું ન બોલતાં કહે : ‘ચા વધારે હોય તો મને ઘૂંટો પાતો જા ગિરધર.’ સહજ ચાનો ઘૂંટો ગળે ઉતારીને એ જતાં જતાં બોલ્યા – ‘જા,

તારો ડોહો ચા વના હાથ ઘસે છે.' ગિરધરને 'હાશ' થઈ.

મણિ પીયેરં ગઈ. બીજે વ્હાણે પાછી આવી. દિવસો વીતવા લાગ્યા. ચોમાસું ગયું, શિયાળો આવ્યો ને ગયો. ઉનાળો આવ્યો. ગિરધરની પેલી કટેવ જાણે સાતમે પાતાળે, ઊંડી ધરબાઈ ગઈ. બાપનો તો સવાલ જ નહોતો. મા પણ રાજી રાજી થઈ રહી. એક દિવસ માએ શિવાકાકાને વાતવાતમાં કહી પણ દીધું : 'અદા, મારો ગીધો હવે સીધો થઈ ગયો. એને ઉઠાડવો પડતો નથી, એની આપે ઊઠી જાય છે.'

'એવું બને. ચિંતા ન કરશો. પણ ધોખો ન ખાશો, જૂની ટેવ એમ નથી ભૂલાતી. એવું ગમે તારે ફરી બને ય ખરું. ભ્રમણામાં સારી કે ખોટી રહેવાની ભૂલ ન કરવી. ચેતતા રહેવાનું. બધું સમુંસુતર પાર ઊતરી જાય અને આડુંઅવળું વેતરાઈ પણ જાય. મનની માયા કાયા પાસે બધાં કમઠાણ વશે-અવશે કરાવે છે, ચેતતા નર સલામત અને જાગતા સુખી – એમ ગિરનારી બાવો કહેતો હતો ને ?' આ શિવાકાકા પોતે જ કહે છે કે ગિરનારી બાવો તે ગિરધરની મા નક્કી ન કરી શકી. માત્ર બોલી , 'હશે. થશે થવાનું હશે તે. જેવી મારા પ્રભુની મરજી એ કરે તે ખરું.'

'હું બેઠો છું, તે ઊભો થઈશ. અને કાલે કદાચ ચાલ્યો પણ જઈશ. ખરું તો ગિરધરે પોતે જ જોવા- કરવાનું હોય. આપણે તો...' કહી કાકા ગયા.

ઉનાળો અડધે આવ્યો હતો. ખેતરના ચાડિયાનું જો ચાલે તો, વૃક્ષોની છાયા તળે દોડી આવે – એવી લ્હાય લ્હાય ગરમી પડતી હતી. દહાડે તો ઠીક રાતે ય અડધી રાત સુધી જ સ્થિતિ હતી. આ ઉનાળાની એક અમાસની રાતે, અડધી રાત સુધી મણિ-મણિધર ઓરડામાં અકળાતાં - બફાતાં સૂતાં પહેલાંનાં બેઠાં હતાં મણિ મણિધરની છાતી-બરડો-ગાલ-ગળે ઝમતા. પરસેવાને લૂછી-લૂછીને થાકી, વીંઝણો વીંઝી વીંઝીને એના હાથ દુઃખવા આવ્યા એટલે 'ભ...ઈ શાબ, હવે સૂઈ જાવ છાનામાના ઊંઘ આવવાની હશે ત્યારે આવશે.'

'લે હવે, હું તને વીંઝણો નાખું. તારો પરસેવો લૂછું ચાલ તારો બરડો...'

'રાખો હવે', એણે મણિની સાથે હા-ના હા-ના ન-ન-ન અંહ' કરીને છેવટે મૌન સંવાદ સાધી સમાધાન કર્યુ – પછી 'મને તો અહીં' આ ઉકળાટમાં

ઊંઘ નહીં આવે. પતરાં પર જઈશ. કહી ગોદડી ખભે લઈ, બહાર આવ્યો. વંડી પર થઈ છાપરે ચડી, પતરાં પર બાજરીના બે આડા ને ચાર ઊભા પૂળા પાથર્યા – ઉપર ગોદડી લગાવીને સૂતો. સૂતે સૂતે અમાસના તારા થોડા ગણ્યા - ન - ગણાયા ને મંદ પવન, લહેરોની ઠંડકે ઊંઘાડી લીધો. ઊંઘમાં ડાબેથી જમણે પડખે થયો, પછી જમણેથી ડાબે. હાથને ઉશીકે. આંખોને બંધ પોપચે એને તારાખચિત આભમાં મણિનું મુખડું દેખાયું. ક્યાંય ચન્દ્રમા નથી, છે માત્ર મણિમુખ. ગોરા ગોરા ચહેરાની અડબીડી આંખોમાં ઝીણા ઝીણા બે તારાની વચ્ચે એક મોટા ગોળ તેજસ્વી તારા જેવો ચાંદલો મણિધરને નિરખી રહેલો દેખાયો... ચાંદલા ઉપર ધુમાડાનું વાદળ ઘેરાયું. એકાએક પવન ફુંકાવા લાગ્યો, વંટોળિયો ઊઠ્યો આખું જંગલ હાલક-ડોલક થઈ રહ્યું. વાઘસિંહ'ભયભીત થઈ ભાગાભાગ કરવા લાગ્યા, હાથીઓના ચિત્કારથી દિશાઓ ડોલવા લાગી, પંખીઓના માળા વીંઝાતી ડાળીઓ પરથી ભોંય પર પડવા લાગ્યા, આભના તારા અગનતણખા થૈ થૈને જંગલ પર ત્રાટકવા માંડ્યા, આગ આખા જંગલને ભસ્મ કરતી ફેલાઈ વળી, પંખીઓ ચીસ કે ચિત્કાર કર્યા વગર તડ તડ થઈ રાખ થઈ રહ્યાં... જંગલ અવાક્ થઈ રાખના દરિયામાં ડૂબવા લાગ્યું... ચારેકોર આગ ભભકતી-લપકતી દૂર-ને-દૂર જતી ગઈ, ધુમાડાનાં વાદળો વિખેરાવા લાગ્યાં. અંતિમ આગ ભડકો જાણે કે આગ સમેટતો-સમેટતો સ્થિરજ્યોત દીવો બની એની સમીપ આવવા લાગ્યો. મણિ એ દીવો લઈ આવતી દેખાઈ, એક હાથમાં દીવો હતો બીજા હાથે એણે ‘એ... ઈ ઊઠોને !’ કરી ચાદર ખેંચી...ને મણિધરનો હાથ ઊંચકાય તે પહેલાં, ત્યાં જ, મણિધરને ગાલે-મોઢે ધડાધડ બે ધોલ પડી ચૂકી હતી. શિવાકાકા સામે ઊભેલા દેખાયા. એમનો ઘાંટો ગાજ્યો – ‘ઊઠ, ગીધા, ઊતર હેઠે, જો તારી કાકી આગ લાગી છે. ઝડપ કર્ય. ચલ, હેંડ...’

મણિધર છાપરેથી હેઠે કૂદી પડ્યો, શિવાકાકા ત્વરાથી નીચે ઊતર્યા. ચોથે ઘેર આગ ભભકી રહી હતી. પડોશીના ઘર પર રઝડ્ ઝડ્ ઝડ્ તણખા પડવા લાગ્યા હતા. આગ ભભૂકા લૈ લૈ જાણે હવામાં બાચકા ભરતી હતી.

– આ આગને ગામના ભાયડાઓએ ભેગા થઈને ઠારી દીધી, મારી ઝૂડીને પાણી-પાણી કરી ભગાડી દીધી. મણિધર બેય હાથે દાઝી ગયો હતો.

રાત વીતી ગઈ હતી, સૂરજ ઊગવામાં હતો. શિવાકાકા મણિધર કને આવ્યા. મણિ ઘરમાં સરકી જતી જોઈને કાકા કહે : 'માખણ લાય ને એને હાથે ચોપડી દે. બળતા હશે.'

મણિધર બળેલા હાથની વેદના ભૂલીને, જરા હસતો બોલ્યો 'કાકા ! મારા ગાલ હજી ચચરે છે, તમે તો ધડ દઈને લે...' 'ભલાભાઈ ! તને ધોલ મારીને જગાડવો પડ્યો. જાગવાનું તારે હતું ને તારી ધોલ બીજા ખાય ! એમ ?'

મણિ માખણ લઈ આવી. બે ય હાથે ચોપડ્યું. 'ગાલે ય ચોપડને જરા.' મણિધર.

'ગાલે શું થયું છે ?' મણિ.

'પૂછ શિવાકાકાને.' મણિધર.

'પૂછવાની કશી જરૂર નથી, સમજી ગઈ.' મણિ સ્હેજ હસી. દર્દભર્યું. પછી અંદર જઈ ઘીનો દીવો પ્રગટાવી, ભગવાનના ગોખલામાં મૂકી નમણી ડોક ઢાળી વંદી રહી. મણિની પાછળ દાઝેલા બેય હાથ જોડીને મણિધર પણ ઊભો રહ્યો.

હવે તો રોજેરોજ, સૂરજ ઊગતાં જ, આ બાજુ પક્ષીઓ એમના માળામાંથી ઊડી નીકળે. ને આ બાજુ મણિધર ઊભો થઈ જાય છે, જાગી જાય છે. એ એવો જાગી ગયો કે એનું શરીર જાગતું હોય ત્યારે જાગતો હોય, પરંતુ શરીર નિદ્રાધીન હોય ત્યારે પણ જાગતો હોય છે, મણિધર.

## પાંચ દિવસ / સઆદત હસન મન્ટો

*અનુવાદ : શરીફા વીજળીવાળા*

જમ્મુ તાવીનાં રસ્તે જો તમે કાશ્મીર જાઓ તો કુદ પછી એક નાનકડું ગામ બટૌત આવે છે. એકદમ જ સુક્કા હવાપાણીને કારણે અહીં ક્ષયના રોગીઓ માટે એક નાનું એવું સેનિટોરિયમ છે.

એમ તો આજથી આઠ-નવ વરસ પહેલાં હું બટૌતમાં પૂરા ત્રણ મહિના ગાળી ચૂક્યો છું અને એ સ્વાસ્થ્યપ્રદ મુકામ સાથે મારી યુવાનીનો એક કાચો પ્રેમ પણ સંકળાયેલો છે. પણ હું અત્યારે જે વાર્તા કહેવા જઈ રહ્યો છું એનો સંબંધ મારી કોઈ વ્યક્તિગત નબળાઈ સાથે નથી.

છ-સાત મહિના પહેલાં મારે બટૌતમાં, મારા એક મિત્રની પત્નીની ખબર જોવા જવું પડેલું. મારા મિત્રની પત્ની બટૌતના એ સેનિટોરિયમમાં જિંદગીના છેલ્લા શ્વાસ લઈ રહી હતી... હું ત્યાં પહોંચ્યો ત્યારે જ એક દર્દીનું મૃત્યુ થયું. મારા મિત્રની પત્ની પદ્માની હાલત આમેય બગડેલી તો હતી જ... પેલા મૃત્યુથી એની હાલત વધુ બગડી...

કારણ શું હતું એ તો હું નથી કહી શકતો... મારા ખ્યાલ પ્રમાણે તો એ માત્ર યોગાનુયોગ જ હતો... પણ ચાર દિવસની અંદર આ નાનકડા સેનિટોરિયમમાં ઉપર નીચે થઈને ત્રણ દર્દી મરી ગયા... જેવી કોઈ પથારી ખાલી થતી કે પછી સારવાર કરી કરીને થાકી ગયેલા માણસોની થાકેલી ચીસ સંભળાતી તો આખ્ખા સેનિટોરિયમ પર અજબ પ્રકારની ધૂંધળી ઉદાસી છવાઈ જતી. અને આશાના એક પાતળા તાંતણાને પકડીને બેઠેલા દર્દીઓ નિરાશાની ઊંડી ખાઈમાં ડૂબી જતા.

મારા મિત્રની પત્ની પદ્મા તો એકદમ જ અવાક થઈ જતી. એના પાતળા હોઠ પર મોતનો પડછાયો નાચવા લાગતો. અને એની ઊંડી આંખોમાં રહેમ જગાડે એવો પ્રશ્ન પેદા થઈ જતો. એક ભયભીત 'કેમ ?', એક ડરપોક 'નહીં' !

ત્રીજા દર્દીના મૃત્યુ પછી હું બહાર ઓસરીમાં બેસીને જિંદગી અને મોત વિશે વિચારવા માંડ્યો. સેનિટોરિયમ અથાણાં રાખવાના પેલા વાસણ જેવું લાગતું હતું જેમાં દર્દીઓ કાંદાની જેમ સરકામાં ડૂબાડેલા હતા... એક કાંટો આવે છે અને જે કાંદો બરાબર ગળી ગયો હોય એને શોધી કાઢીને લઈ જાય છે...

આ ઉપમા કેટલી તો હાસ્યાસ્પદ હતી ! પણ ખબર નહીં કેમ મારા મનમાં વારંવાર આ જ ઉપમા આવતી રહી. અને મોત જરાય ન ગમે એવી કદરૂપી ચીજ છે એનાથી વધારે હું કંઈ જ ન વિચારી શક્યો. તમે એકદમ સાજાસારા જીવી રહ્યા છો... પછી ક્યાંકથી એક રોગ આવીને તમને ચોંટે છે અને તમે મરી જાવ છો... વાર્તાકારના દૃષ્ટિકોણથી જોઈએ તો પણ જિંદગીની વાર્તાનો આ અંત કંઈ જામતો નથી.

ઓસરીમાંથી ઊઠીને હું અંદર વોર્ડમાં ગયો.

હજી તો હું માત્ર દસ-પંદર ડગલાં ચાલ્યો હઈશ કે મારી પાછળથી એક અવાજ આવ્યો : 'તમે બાવીસ નંબરને દફનાવી આવ્યા ?'

મેં પાછળ ફરીને જોયું. ધોળી બાસ્તા જેવી પથારી પર બે કાળી આંખો હસી રહી હતી.

મને પછીથી ખબર પડી કે એ આંખો એક બંગાળી સ્ત્રીની હતી. બાકીના દર્દીઓથી એકદમ જુદી જ રીતે આ સ્ત્રી એના મોતની રાહ જોઈ રહી હતી.

એણે જ્યારે એવું કહ્યું હતું કે 'દફનાવી આવ્યા નંબર બાવીસને ?' ત્યારે મને મહેસૂસ થયું કે અમે એક માણસને નહીં પણ એક આંકડાને એક સંખ્યાને દફનાવીને આવી રહ્યા છીએ.. અને ખરું પૂછો તો એ દર્દીને કબરને હવાલે કરતી વખતે મારા દિલ-દિમાગના કોઈ ખૂણામાં એવો વિચાર નો'તો આવ્યો કે મરનાર એક માણસ હતો અને એના મરવાથી દુનિયામાં જરાક જગ્યા ખાલી પડી છે.

આ બંગાળી સ્ત્રીની કાળી ભમ્મર આંખો આવી ભયાનક બિમારી છતાંય ખુશીથી ચમકતી હતી. હું જ્યારે એની પાસે ફાલતુ ગપ્પા મારવા બેઠો ત્યારે એણે એની ધોળી ચાદર પર પડેલી થોડીક કરચલીઓ એના સળેખડા જેવા હાથથી સરખી કરી અને કોઈ પણ જાતની ઔપચારિકતા વગર કહ્યું : 'તમે મડદાઓને બાળવા-દફનાવવામાં ખાસ્સો રસ લો છો... !'

મેં એને એમ જ જવાબ દીધો : 'ના રે ના એવું કંઈ જ નથી...'

પછી એ ટૂંકી વાતચીત પૂરી થઈ ગઈ અને હું મારા મિત્ર પાસે ચાલ્યો ગયો.

બીજા દિવસે હું મારી રોજની ટેવ પ્રમાણે ફરવા નીકળ્યો. ઝરમરિયો વરસાદ વરસી રહ્યો હતો એના કારણે વાતાવરણ એકદમ સરસ મઝાનું થઈ ગયું હતું. એવું લાગતું હતું જાણે પ્રકૃતિને પેલા દર્દીઓ સાથે કંઈ લેવા દેવા જ ન હોય... જેમના શ્વાસમાં રોગના અસંખ્ય કીટાણુ હતા એ દર્દીઓ સાથે આ સુંદર વાતાવરણને કોઈ સરોકાર જ નો'તો:.. ચીડના ઊંચા ઊંચા વૃક્ષો, ધુમ્મસમાં લપેટાયેલી નીલરંગી પહાડીઓ સડક પર ગબડી આવતા પથ્થરો, ઠીંગણી પણ અલમસ્ત ભેંસો... તમે જ્યાં નજર નાખો ત્યાં સૌન્દર્ય જ સૌન્દર્ય પથરાયું હતું. એવું અખૂટ સૌન્દર્ય જેને કોઈ ચોરની બીક નો'તી.

હું જ્યારે ફરીને પાછો આવ્યો અને સેનિટોરિયમમાં દાખલ થયો ત્યારે દર્દીઓના પડી ગયેલા ચહેરા પરથી મને ખબર પડી ગઈ કે એક ઓર નંબર ચાલી નીકળ્યો છે. અગિયાર નંબર... એટલે કે મારા મિત્રની પત્ની પદ્માનું મૃત્યુ થયું હતું.

પદ્માની ફાટી રહેલી આંખોમાં મેં અસંખ્ય આતંકિત 'કેમ ?' અને અગણિત ડરપોક 'નહીં' થીજી ગયેલા જોયા... બિચારી પદ્મા... !

વરસાદ પડી રહ્યો હતો એટલે સૂકાં લાકડાં ભેળા કરવામાં બહુ મુશ્કેલી પડી. માંડ માંડ એ બિચારીના શબને અગ્નિદાહ આપ્યો. મારો મિત્ર ત્યાં ચિતા પાસે જ બેસી રહ્યો અને હું એનો સામાન વગેરે ઠીકઠાક કરવા સેનિટોરિયમ પાછો આવી ગયો.

વોર્ડની અંદર દાખલ થતાંની સાથે જ મને એ બંગાળી સ્ત્રીનો અવાજ સંભળાયો : 'બહુ વાર લાગી તમને લોકોને ?'

'હા, વરસાદને કારણે સૂકાં લાકડાં નો'તા મળતાં એટલે મોડું થયું.'

'બીજી બધી જગ્યાએ તો લાકડાની દુકાનો હોય છે. પણ મેં સાંભળ્યું છે કે અહીંયા તો તમારે જાતે જ અહીં તહીંથી લાકડાં કાપવા પડે છે. વીણવા પડે છે...'

'હા, અહી એવું જ છે...'

'જરા બેસોને અહી.'

હું એના ખાટલા પાસેના સ્ટૂલ પર બેઠો એ પછી એણે એક વિચિત્ર લાગે એવો પ્રશ્ન કર્યો. 'શોધતા શોધતા તમને જ્યારે સૂકી લાકડીનો ટુકડો મળી જતો હશે ત્યારે તમે ખુશ થઈ જતા હશો ને ?' એણે મારા જવાબની રાહ જોયા વગર જ એની ચમકતી આંખો મારા પર ઠેરવીને કહ્યું : 'મોત વિશે તમારું શું માનવું છે ?'

'મેં મોત વિશે વિચાર્યુ તો ઘણી વાર છે પણ કંઈ સમજી નથી શક્યો.'

એ જાણકારની અદાથી હસી અને પછી બાળક જેવા બાલિશ અંદાજમાં કહેવા લાગી : 'હું જરા જરા સમજી શકી છું. કારણ કે હું સેંકડો મોત જોઈ ચૂકી છું. તમે કદાચ હજાર વરસ જીવતા રહો તો પણ ન જોઈ શકો એટલા બધા મોત હું જોઈ ચૂકી છું. હું બંગાળની રહેવાવાળી છું. બંગાળનો ભીષણ દુષ્કાળ આજકાલ બહુ ચર્ચામાં છે. તમને તો ખબર હશે જ કે બંગાળમાં આ દુષ્કાળને કારણે લાખો માણસો મરી ચૂક્યા છે. અને તોય સાંભળ્યું છે કે માણસ પર આવી પડેલી એ વિપત્તિનું સો ટકા સાચું ચિત્ર રજૂ નથી થઈ શક્યું. મોતની એ બજારમાં બેસીને મેં મોત વિશે કંઈક વિચાર્યુ છે...'

મેં પૂછ્યું : 'શું વિચાર્યુ છે ?'

એણે એના એ જ અંદાજમાં જવાબ આપ્યો : 'મેં વિચાર્યુ છે કે એક માણસનું મરવું એ મોત છે પણ એક લાખ માણસનું મરવું એ તો તમાશો છે... હું સાવ સાચું કહું છું... મારી અંદર પહેલાં મોતનો જે ડર હતો તે હવે બિલકુલ નથી રહ્યો... દરેક બજારમાં તમને દસ-વીસ અર્થી અને જનાજા નજરે ચડે તો પછી મોતનો અસ્સલ મતલબ ખલાસ ન થઈ જાય ? હું માત્ર એટલું સમજી શકી છું કે આવા અકસ્માતે આવતા મૃત્યુ પર રોવાનો કોઈ

અર્થ નથી, નરી બેવકૂફી છે... મૂળમાં તો આટલા બધા માણસોનું મરી જવું એ જ સૌથી મોટી બેવકૂફી છે...'

મેં તરત જ પૂછ્યું : 'કોની બેવકૂફી ?'

'એ જેની પણ હોય... બેવકૂફીને બેવકૂફી જ કહેવાય... ગીચોગીચ વસ્તીવાળા એક શહેર પર તમે ઉપરથી એક બોમ્બ ફેંકો... લોકો મરી જશે... કૂવાઓમાં ઝેર નાખો... જે લોકો એનું પાણી પીશે... ટપ્પ દઈને મરી જશે... આ દુષ્કાળ યુદ્ધ, બિમારીઓ... આ બધું જ સાવ વાહિયાત છે... આ બધાથી મરવું બરાબર એવું જ લાગે જેવું છત પડે ને તમે મરી જાવ... પણ હા, હૈયાની વાજબી ખ્વાહિશ(ઇચ્છા)નું મોત એ સૌથી કારમું મોત છે. માણસને મારવો એ તો મામૂલી વાત છે... પણ એની પ્રકૃતિ, એની નૈસર્ગિક ઇચ્છાઓને મારવી એ બહુ મોટો જુલમ છે...' આટલું કહ્યા પછી જરાક વાર માટે એ ચૂપ થઈ ગઈ... પછી પડખું ફરીને કહેવા માંડી : 'મારા વિચારો પહેલા આવા નો'તા. ખરું પૂછો તો આવા કશા વિશે વિચારવા સમજવાની મારી પાસે ફુરસદ જ નો'તી. પણ આ દુષ્કાળે મને એક સાવ નવી જ દુનિયામાં ફેંકી દીધી...' અચાનક એ બોલતી બંધ થઈને મારી બાજુ પડખું ફરી.

હું મારી નોંધપોથીમાં એની કેટલીક વાતો ટપકાવતો જતો હતો.

'તમે આ શું લખી રહ્યા છો ?' એણે મને પૂછ્યું.

મેં એને સાચી વાત જ કહી : 'હું વાર્તાકાર છું... જે વાતો મને રસ પડે એવી લાગે એને હું હંમેશાં નોંધી લઉં છું...'

'ઓહો... એમ વાત છે ! તો તો પછી હું તમને મારી આખી વાર્તા જ સંભળાવીશ.'

ત્રણ કલાક સુધી સાવ કમજોર અવાજે એ મને એની વાર્તા કહેતી રહી. હવે એની કહેલી વાર્તાને હું મારા શબ્દોમાં કહી રહ્યો છું...

બિનજરૂરી વિગતોમાં જવાની જરૂર નથી. બંગાળમાં જ્યારે ભીષણ દુષ્કાળનો પંજો ફેલાયો અને લોકો ટપોટપ મરવા મંડ્યા ત્યારે સકીનાના કાકાએ માત્ર પાંચસો રૂપિયામાં સકીનાને એક રખડેલના હાથમાં વેચી દીધી. એ રખડુ સકીનાને લાહોર લઈ આવ્યો. એણે સકીનાને એક હોટલમાં રાખી અને એના દ્વારા રૂપિયા રળવાની વેતરણમાં પડ્યો. આ હેતુથી જે પહેલા

માણસને સકીના પાસે લાવવામાં આવ્યો એ એક દેખાવડો, હટ્ટોકટ્ટો નવજુવાન હતો. દુષ્કાળ પહેલા સકીનાને જ્યારે ખાવાપીવાની કોઈ ફિકર નો'તી ત્યારે એ આવો જ નવજુવાન એનો પતિ બને એવાં સપનાં જોતી હતી. પણ અહીં તો એનો સોદો કરવામાં આવી રહ્યો હતો. એક એવા કામ માટે એને મજબૂર કરવામાં આવી રહી હતી જેની કલ્પના માત્રથી સકીના કાંપતી હતી.

એને જ્યારે કલકત્તાથી લાહોર લઈ જવામાં આવી હતી ત્યારે એની સાથે કેવો વ્યવહાર થવાનો છે એ તે જાણતી હતી. એ ખાસ્સી સમજદાર છોકરી હતી અને એ સારી રીતે જાણતી હતી કે થોડા જ દિવસોમાં એને એક સિક્કો બતાવી એક જગ્યાએથી બીજી જગ્યાએ ફેરવવામાં આવશે. એને આ બધી જ ખબર હતી. દયાની કોઈ શક્યતા ન હોય છતાં આશા રાખીને બેઠેલા કેદીની જેમ સકીના પણ કોઈ અશક્ય એવા અકસ્માતની આશામાં બેઠી હતી.

એવો કોઈ અકસ્માત તો ન થયો. પણ એની પોતાની અંદર જ એટલી હિંમત પેદા થઈ કે એ ભાગી નીકળવામાં સફળ થઈ ગઈ. એ રાતે થોડીક પોતાની હોંશિયારીથી અને થોડીક પેલા નવજુવાનની મૂર્ખાઈને કારણે સકીના હોટલમાંથી ભાગી નીકળવામાં સફળ થઈ ગઈ.

હવે લાહોરની સડકો હતી અને એ સડક પરના નતનવાં જોખમો હતાં... ડગલે ને પગલે એને એવું લાગતું હતું કે લોકોની નજર એને ખાઈ જશે... લોકો એને ક્યાં જોતાં હતાં ? લોકો તો એની ભરપૂર જુવાનીને જોતા હતા... અને એ છુપાવી શકાય એવી ચીજ થોડી જ હતી ? લોકો એવી રીતે ઘૂરતા હતા જાણે શારડીથી એના શરીરમાં કાણું પાડી રહ્યા હોય ! સોનાચાંદીનું કોઈ ઘરેણું હોત કે મોતી હોત તો એ કદાચ લોકોની નજરથી બચાવી લેત... પણ એ તો એક એવી ચીજનું રક્ષણ કરવા માગતી હતી જેના પર કોઈ પણ સહેલાઈથી હાથ નાખી શકે એમ હતું.

ત્રણ દિવસ અને ત્રણ રાત... એ અહીં તહીં ભટકતી રહી. ભૂખને કારણે એના હાલ બેહાલ હતા. પણ એણે કોઈની સામે હાથ ન ફેલાવ્યા... એને બીક હતી કે એના ફેલાયેલા હાથને ખેંચીને કોઈ અંધારી ઓરડીમાં લઈ જવામાં આવશે જ્યાં એની આબરુ પણ હાથ જેવી જ હાલત થશે... એ

દુકાનોમાં ગોઠવેલી મીઠાઈઓ જોતી હતી. વીશીઓમાં બેઠેલા લોકો મોટા મોટા કોળિયા ભરી રહ્યા હતા. એની ચારે બાજુ ખાવાપીવાની ચીજોનો બેફામ ઉપયોગ થઈ રહ્યો હતો. પણ એવું લાગતું હતું જાણે આ દુનિયામાં એના નસીબનો એકાદ દાણો પણ નો'તો બચ્યો.

જિંદગીમાં પહેલી વાર એને ખોરાકનું મહત્ત્વ સમજાયું. પહેલાં એને ખાવાનું મળી રહેતું હતું, હવે એ ખાવાને મળવા માગતી હતી... પણ મળી શકતી નો'તી. ચાર દિવસની ભૂખે એને એની પોતાની નજરમાં શહીદ તો બનાવી દીધી પણ એના શરીરની કળેકળ ઢીલી પડી ગઈ. આપણે જેને આત્મસંતોષ કહીએ છીએ એ પણ ઓસરવા માંડ્યો.

ચોથા દિવસે એ એક ગલીમાંથી પસાર થઈ રહી હતી ત્યારે કોણ જાણે એના મનમાં શું આવ્યું કે એ એક મકાનમાં ઘૂસી ગઈ... મકાનની અંદર ઘૂસતાંની સાથે જ એને વિચાર આવ્યો કે જો કોઈ એને પકડી લેશે તો અત્યાર સુધી આબરુ સાચવવા એણે જે કંઈ વેઠ્યું છે એ બધા પર પાણી ફરી વળશે... અને હવે તો એનામાં એટલી તાકાત પણ નથી બચી કે એ...

પણ વિચારતા વિચારતા એ ચોક સુધી પહોંચી ગઈ હતી... મટમેલા અંધારામાં એણે પાણિયારા પર બે સ્વચ્છ ઘડા જોયા અને એની પાસે જ ફળોથી ભરેલી બે થાળી જોઈ... સફરજન, નાસપતી, દાડમ...

એણે વિચાર્યું : દાડમ તો એકદમ નકામું ફળ છે... સફરજન અને નાસપતી ઠીક રહેશે...

ઘડાની ઉપર ઢાંકણીને બદલે રકાબીથી ઢંકાયેલો એક પ્યાલો રાખ્યો હતો... એણે રકાબી ઉઠાવીને જોયું... પ્યાલામાં છલોછલ મલાઈ ભરી હતી.

એણે પ્યાલો ઉઠાવી લીધો. અને એ કંઈ વિચારી શકે એ પહેલાં તો એણે ફટાફટ મલાઈ ગળે ઉતારવા માંડી. બે-ચાર પળમાં જ બધી મલાઈ એના પેટમાં પહોંચી ગઈ હતી.

આ ક્ષણો એના માટે એકદમ જ આરામ આપનારી હતી. એ ભૂલી ગઈ હતી કે એ કોઈ બીજાના મકાનમાં છે.

ત્યાં જ બેસીને એણે સફરજન તથા નાસપતી ખાધાં...

ઘડાના સ્ટેન્ડની નીચે બીજું કંઈક પણ હતું... માંસનો સૂપ... ઠંડો મઝાનો

સૂપ... અને એણે આખી તપેલી સફાચટ્ટ કરી નાખી.

પછી અચાનક જ શું થયું કોને ખબર પણ એના પેટમાં ભયાનક ગરબડ શરૂ થઈ અને એનું માથું ભમવા માંડ્યું...

એ જ વખતે બરાબર એણે કોઈનો ખાંસવાનો અવાજ સાંભળ્યો. એ ઊભી થઈ ગઈ. એણે ભાગવાની કોશિશ કરી પણ ચક્કર ખાઈને પડી ગઈ અને બેભાન થઈ ગઈ...

જ્યારે એને ભાન આવ્યું ત્યારે એ એકદમ સ્વચ્છ પથારીમાં સૂતેલી હતી. સૌથી પહેલો વિચાર એને એ જ આવ્યો કે એ ક્યાંક લૂંટાઈ તો નથી ગઈને ?... પણ વળતી પળે એને ખાતરી થઈ ગઈ કે નહીં પોતે સહીસલામત છે.

એ બીજું કંઈ વિચારવા જતી હતી કે એને ઉધરસના ઠસકા સંભળાયા અને પછી એક હાડકાનો માળો ઓરડામાં દાખલ થયો.

સકીનાએ એના ગામમાં દુષ્કાળનો ભોગ બનેલા અનેક લોકોને જોયા હતા પણ આ માણસ એ બધાથી એકદમ જુદો જ હતો. આની આંખોમાં પણ લાચારી હતી. પણ આ લાચારીમાં અનાજ માટેની પેલી ધખના નો'તી. સકીનાએ પેટની ભૂખથી પીડાતા અનેક લોકોને જોયા હતા. એ ભૂખ્યાઓની નજરમાં જોવી ન ગમે એવી ઉઘાડી લાલચ હોય છે, પણ આ માણસની નજરમાં સકીનાને એક પર્દા જેવું નજરે પડ્યું... એક ધૂંધળો પરદો જે પરદા પાછળથી એ ડરતો ડરતો સકીના તરફ જોઈ રહ્યો હતો.

ભયભીત તો સકીનાએ થવું જોઈએ... એના બદલે પેલો ડરી ગયેલો લાગતો હતો. એણે મૂંઝવણ અનુભવતા, કંઈક વિચિત્ર પ્રકારનો સંકોચ અનુભવતા થોથવાતી જીભે સકીનાને કહ્યું : 'જ્યારે તું ખાઈ રહી હતી ત્યારે હું તારાથી જરાક જ દૂર ઊભો હતો. ઉફ... મેં કેટલી મુશ્કેલીથી મારી ઉધરસ રોકી રાખેલી જેથી કરીને તું આરામથી ખાઈ શકે. અને હું એ ખૂબસુરત દૃશ્ય લાંબા સમય સુધી જોઈ શકું. ભૂખ બહુ ખૂબસુરત ચીજ છે... પણ એક હું છું જે ઈશ્વરની એ કૃપાથી વંચિત છું. નહીં વંચિત છું કહેવું પણ ખોટું છે... મેં પોતે જ ભૂખને મારી નાખી છે.

સકીનાને એની વાતમાં કંઈ સમજ નો'તી પડી.

એની વાતો ઉખાણા જેવી હતી. સકીનાએ એને ઉકેલવાની કોશિશ કરી

તો એ વધુ ગૂંચવાઈ. પણ એ છતાંય સકીનાને એની વાતો સારી લાગી... એની વાતોમાં માનવતાની હૂંફ હતી.

સકીનાએ પોતાની વીતકકથા એને કહી નાખી.

એ ચુપચાપ સાંભળતો રહ્યો. જાણે સકીનાની વીતકકથાની એના પર કોઈ અસર જ ના થઈ હોય એમ સાંભળતો રહ્યો.

જ્યારે સકીના એનો આભાર માનવા લાગી ત્યારે પેલાની કોરીકટ્ટ આંખો અચાનક પલળી ગઈ અને એણે ભરાયેલા અવાજે કહ્યું : 'સકીના... અહીં જ રહી જાને... હું ક્ષયનો દર્દી છું. મારી ભૂખ મરી ચૂકી છે. મને કોઈ પણ ફળ, ખાવાની કોઈ પણ ચીજ... કંઈ જ ખાવાની ઈચ્છા નથી થતી. તું ખાધા કરજે... હું તને ખાતી જોયા કરીશ...' તરતની ક્ષણે એ મલકાઈ ઉઠ્યો : 'શું બેવકૂફી છે ! કોઈ બીજું સાંભળે તો શું કહે ? બીજું કોઈ ખાયા કરે ને હું ખાનારને જોયા કરું... કેવું લાગે ? પણ સકીના... મારી ખરા હૃદયની ઈચ્છા છે કે તું અહીં જ રહે...'

સકીના કંઈક વિચારવા માંડી... પછી એણે કહ્યું : 'ના, ના.. મારા કહેવાનો મતલબ છે કે તમે... તમે આ ઘરમાં એકલા છો... અને હું... હું... નહીં... નહીં... વાત એમ છે કે હું...'

સકીનાની વાત સાંભળીને એને એવો તો આઘાત લાગ્યો કે થોડી વાર સુધી એ કંઈ ન બોલ્યો, એ જાણે કશેક ખોવાઈ ગયો હતો. જ્યારે એ બોલ્યો ત્યારે એનો અવાજ મરિયલ હતો : 'હું દસ વરસથી કૉલેજમાં છોકરીઓને ભણાવતો રહ્યો છું... મેં હંમેશાં એ બધીને દીકરીઓ જ માની છે. તું... તું એક વધારાની દીકરી થઈ જઈશ...'

સકીના પાસે આમેય રહેવા માટે બીજી કોઈ જગ્યા હતી નહીં. એટલે પછી એ ત્યાં પ્રોફેસરને ઘરે જ રહેવા માંડી...

એ પછી પ્રોફેસર એક વરસ ને થોડાક મહિના જીવતા રહ્યા. આ સમયગાળા દરમિયાન સકીનાએ એની દેખભાળ કરવાની હોય... પણ એના બદલે સકીનાને દરેક સુખસગવડ મળી રહે એ માટે એ બિમાર માણસ એ રીતે વ્યાકુળ રહેતા જાણે કે એમની પાસે સમય બહુ ઓછો હોય...

પ્રોફેસરે લીધેલી કાળજીને કારણે થોડા મહિનામાં જ સકીનાનું રૂપ નીખરી

ઊઠ્યું. પછી પ્રોફેસર સકીનાથી જરા દૂર દૂર રહેવા માંડ્યા. પણ સકીનાની કાળજી એ પહેલાની જેમ જ લેતા રહ્યા...

છેલ્લા દિવસોમાં અચાનક જ એમની તબિયત બહુ ખરાબ થઈ ગઈ. એક રાતે સકીના એમની નજીકમાં જ સૂતી હતી ત્યારે-એ ઝબકીને જાગી ગયા અને જોર જોરથી ચીસો પાડવા માંડ્યા : 'સકીના... સકીના...'

એમની ચીસો સાંભળીને સકીના ગભરાઈ ગઈ.

એની ઊંડી ઊતરી ગયેલી આંખોમાં પેલો ધૂંધળો પર્દો રહેતો હતો એ અત્યારે મોજૂદ નો'તો. એ આંખોમાં સકીનાને અથાગ દુ:ખ નજરે પડ્યું.

પ્રોફેસરે ધ્રૂજતા હાથે સકીનાના હાથ પકડ્યા અને કહ્યું : 'હું મરી રહ્યો છું. પણ મને આ મોતનું જરાય દુ:ખ નથી. કારણ કે મારી અંદર ઘણા મોત થઈ ચૂક્યા છે. તું મારી કથા સાંભળવા માગે છે ?... તું જાણવા માગે છે કે ખરેખર હું કઈ ચીજ છું ?... તો સાંભળ... હું એક જૂઠ છું... બહુ મોટું જૂઠાણું... મારી આખી જિંદગી પોતાની જાત પાસે જૂઠું બોલવામાં અને પછી એ જૂઠાણાને સાચું બનાવવામાં જ વીતી છે. ઓહ... કેટલું તો તકલીફભર્યું, પ્રકૃતિથી વિરુદ્ધ અને અમાનુષી કામ હતું એ... મેં એક નૈસર્ગિક ઇચ્છાને મારી હતી. પણ મને એ નો'તી ખબર કે એક ખૂન પછી મારે બીજા ઘણાં ખૂન કરવા પડશે. હું માનતો હતો કે એક રોમછિદ્ર બંધ કરી દેવાથી શો ફરક પડી જવાનો ? પણ મને એ નો'તી ખબર કે પછી મારે મારા શરીરના બધા જ દરવાજા બંધ કરવા પડશે... સકીના... હું જે કંઈ કહી રહ્યો છું એ બધો ફિલસૂફીભર્યો બકવાસ છે... સીધી સાદી વાત આટલી જ છે કે હું મારું કેરેક્ટર ઊંચું કરતો રહ્યો અને મારી જાત અધમતાના કાદવમાં ખૂંપતી ગઈ... હવે હું મરી જઈશ અને મારું આ કેરેક્ટર... આ બેરંગ ધજા મારી રાખ પર ફરફરતી રહેશે. જેમને હું કોલેજમાં ભણાવતો એ તમામ છોકરીઓ જ્યારે પણ મને યાદ કરશે તો એવું જ કહેશે કે એક ફરિશ્તો હતો જે માણસોની વચ્ચે આવી ચડ્યો હતો. તું પણ મારી સારપ, મારા ઉપકારોને નહીં ભૂલે... પણ હકીકત એ છે કે જ્યારથી તું આ ઘરમાં આવી છે ત્યારથી એક પણ ક્ષણ એવી નથી વીતી જ્યારે મેં તારી યુવાનીને ઝીણી નજરે ના જોઈ હોય... મેં કેટલીયે વાર કલ્પનામાં તારા હોઠ ચૂમ્યા છે. કેટલીયે વાર તારા બાવડા પર

માથું નાખ્યું છે... અને દરેક વખતે મારે આ ખયાલી તસવીરોના ટુકડેટુકડા કરવા પડ્યા છે. પછી એ ટુકડાઓને બાળીને મેં એની રાખ બનાવી છે. એ ટુકડાઓનું નામોનિશાન ન રહે એ રીતે મેં એની રાખ કરી છે. કાશ ! કાશ મારામાં એટલી હિંમત હોત... કે હું મારા આ ઊંચા કેરેક્ટરને એક લાંબા વાંસ પર લંગુરની જેમ બેસાડી શકત ને પછી ડુગડુગી વગાડીને લોકોને ભેગા કરી શકત અને કહી શકત કે આવો... જુવો અને મારા પરથી કંઈક પાઠ શીખો...'

આ ઘટના બની એ પછી પ્રોફેસર માત્ર પાંચ દિવસ જીવતા રહ્યા.

સકીનાને કહેવું છે કે મરતા પહેલાં એ બહુ જ ખુશ હતા.

જ્યારે એ છેલ્લા શ્વાસ લઈ રહ્યા હતા ત્યારે એમણે સકીનાને માત્ર આટલું જ કહ્યું હતું : 'સકીના, હું લાલચુ નથી... જિંદગીના આ છેલ્લા પાંચ દિવસ મારા માટે બહુ થઈ ગયા... હું તારો આભારી છું.

મૂળ ભાષાની સોડમ જાળવી રાખવા મહેસૂસ, અહેસાસ, ફરિશ્તો, ખ્વાહિશ જેવા શબ્દો જેમના તેમ રાખ્યા છે. સ્ટેન્ડ, કેરેક્ટર જેવા અંગ્રેજી શબ્દોને પણ જેમના તેમ રહેવા દીધા છે.

## વાર્તા અને વાર્તાકાર

મંટોએ 'સઆદત હસન' નામના ચરિત્રચિત્રણમાં હળવી રીતે લખેલું : 'અમે બેઉ સાથે જ જન્મ્યા હતા અને લાગે છે કે સાથે જ મરીશું... જોકે કદાચ એવું પણ બને કે સઆદત હસન મરી જાય અને મન્ટો ના મરે...' ને ખરેખર એવું જ થયું છે ને ? સઆદત હસનને મર્યે ૫૦ વર્ષ પૂરાં થશે... પણ મંટો હજુયે જીવે છે... એની પાંચ-સાત વાર્તાઓ અને ચાર-પાંચ ચરિત્રચિત્રણ એને કદી મરવા નથી દેવના. મંટોના મૃત્યુ(૪૨ વર્ષે) પર કૃષ્ણચંદરે લખેલું : 'અબ્બાસ, અશ્ક, ઈસ્મત અને કૃષ્ણચંદરના નકલ કરનારા ઘણા મળી રહેશે તમને. પણ મંટો અને કંઈક અંશે બેદીની શૈલીને આજ સુધી કોઈ નથી અપનાવી શક્યું. ઉર્દૂ સાહિત્યમાં એક જ બેદી છે અને એક જ મંટો છે...

દુઃખ મંટોના મોતનું નથી... મોત અફર છે... દુઃખ એ બધી વણલખાયેલી ઉત્તમ કૃતિઓનું છે જે માત્ર મંટો જ લખી શકે એમ હતા... ઉર્દૂ સાહિત્યમાં સારામાં સારા વાર્તાકારો પેદા થયા છે પણ મંટો બીજી વાર નહીં જન્મે... અને કોઈ એનું સ્થાન પણ નહીં લઈ શકે...' મંટોનો પોતાની જાત વિશેનો ખ્યાલ ઊંચો હતો ને એ વારે વારે પ્રગટ પણ કરતો. એણે પોતાની કબર પર લખવા માટે જે લખાણ ૧૮-૮-૧૯૫૪ના દિવસે લખ્યું હતું એ જુઓ : 'અહીં સઆદત હસન મન્ટો દફન છે. એના હૈયામાં વાર્તાકળાની બધી યુક્તિ-પ્રયુક્તિઓ દફન થયેલી છે... માટીની નીચે એ હજી પણ વિચારી રહ્યો છે કે એ પોતે મોટો વાર્તાકાર છે કે પછી ખુદા !'

ઉઘાડી આંખે દેખાતા સત્યથી મંટોએ કદી આંખ નથી ફેરવી. નથી તો કદી એને આદર્શના વાઘા પહેરાવવાની કોશિશ કરી. ડી.એચ. લોરેન્સ કે ફ્રોઈડ ના કહે તો પણ એ સર્વસ્વીકાર્ય વાત છે. માનવકાયા એ માનવઅસ્તિત્વની સૌથી મોટી સચ્ચાઈ છે. આપણે આ નૈસર્ગિક વૃત્તિઓને ખાનગીમાં પંપાળીને, જાહેરમાં મોઢું ફેરવતા રહ્યા છીએ. એના અસ્તિત્વનો ઈનકાર કરતા આવ્યા છીએ. આપણી જિંદગીનું સૌથી મોટું જૂઠાણું આ નકાર છે... મંટો હંમેશાં આ જૂઠાણા સામે લડતો રહ્યો. એની કેટલી બધી વાર્તાઓમાં શારીરિક સત્ય સાથે સંકળાયેલી સંવેદનાઓને આલેખવાની કોશિશ થઈ છે. એવા પ્રામાણિક આલેખનમાં એને કોઈ નૈતિક, ધાર્મિક પ્રતિબંધો નથી નડ્યા... માનવશરીરનો, માનવીય ભાવનાઓનો આદર કરતા શીખવે છે. મંટો... એના માટે એ નીતિની પ્રચલિત વિભાવનાઓની દરકાર નથી કરતો... 'પાંચ દિવસ' વાર્તાનો પ્રોફેસર જુવો... જિંદગી આખ્ખી એ કુદરતી ઈચ્છાઓને દબાવતો રહ્યો... જિંદગીના અંતિમ દિવસોમાં, એક સાવ અજાણી યુવતી પાસે, નિખાલસપણે કબૂલી લે છે કે પોતે આખી જિંદગી ઢોંગ જ કર્યો હતો, જાતને છતેરી હતી... નૈસર્ગિક ઈચ્છાનું ખૂન કર્યુ હતું. પેલી સ્વસ્થ, તંદુરસ્ત યુવતી અત્યારે ક્ષયની રોગી છે એ પ્રોફેસરની છેલ્લા પાંચ દિવસની ઈચ્છાપૂર્તિનું પરિણામ છે એ સ્વયંસ્પષ્ટ છે. સમાજનાં જે પાસાંઓ પર પરદો નાખી રાખવામાં આવે છે, આંખ આડા કાન કરવામાં આવે છે એવાં પાસાંને મંટો પ્રકાશમાં લાવે છે. એ સુધારક નથી પણ જ્યાં ક્યાંય માનવતા ઘાયલ

થતી દેખાઈ છે, નૈસર્ગિક વૃત્તિઓ પર અકુદરતી નિયંત્રણ લદાયેલ દેખાય છે ત્યાં મંટો બોલ્યા વગર નથી રહી શક્યા. 'પાંચ દિવસ' કે 'સ્વરાજ્ય કે લિએ' માત્ર મંટો જ લખી શકે એવી વાર્તાઓ છે. જોકે બેઉ વાર્તાઓ બિનજરૂરી લંબાણમાં સરી પડી છે. પણ મને એનું થીમ તોય આકર્ષે છે. 'સ્વરાજ્ય કે લિએ' વાર્તાની પૃષ્ઠભૂમાં આઝાદીનો જંગ, ગાંધીજીના બ્રહ્મચર્યના આદર્શો પડેલા છે... વાર્તાનાયક ગુલામઅલી 'ગુલામ દેશમાં બાળક પેદા નહીં કરું' એવી પ્રતિજ્ઞા તો લઈ લે છે ઉત્સાહમાં પણ નૈસર્ગિક વૃત્તિનું શું ? વર્ષો પછી મંટો એને મળે છે ત્યારે એ બે બાળકનો બાપ છે... બેઉ વચ્ચેની વાતોમાં એક અદના આદમીની કબૂલાત છે. ગુલામઅલી કહે છે : 'મને રાડ પાડીને કહેવાની ઇચ્છા થાય છે કે ખુદાને ખાતર માણસને માણસ રહેવા દો... એનો ચહેરો તો તમે બગાડી જ ચૂક્યા છો... ઠીક છે... પણ હવે એના હાલ પર રહેમ કરો... તમે એને ખુદા બનાવવાની કોશિશ કરો છો... પણ એ બિચારો તો એનું માણસપણું પણ ગુમાવી રહ્યો છે... હજારોનાં કોઈ એકાદ બે માણસ કામને મારી શકે... બધા જો કામને ભસ્મ કરી દેશ તો એની રાખ શું કામમાં આવશે ?...' આ જ વાર્તામાં મંટો કહે છે : 'આઝાદી મેળવવા માણસ મરી પણ શકે છે. એ હું સમજી શકું છું પણ એના માટે થઈને એ બિચારાને ભાજીની જેમ ટાઢો પાડી દેવામાં આવે એ મારી સમજની બહારની વસ્તુ છે. જેનામાં ખૂબસુરતીની ચાહ ન હોય એ વળી માણસ કેવો ?... એ જગ્યા જ્યાં પ્રકૃતિથી વિરુદ્ધ નિયમો બતાવી માણસોને એક લાઇન પર ચલાવવામાં આવે એ જગ્યાનું મારી નજરે કોઈ મહત્ત્વ નથી. જેને આશ્રમ, જમાતખાના, પાઠશાળા, મદ્રેસા કહે છે એનાથી એટલે જ મને નફરત છે...'.

જે આદર્શના પગ ધરતી પર નથી એની વ્યર્થતાની વાત કરી છે મંટોએ 'સ્વરાજ્ય કે લિએ'માં. એક વ્યક્તિનું સત્ય, એનો પ્રયોગ હંમેશાં સમૂહ માટે સત્ય ન ઠરે. અહીં વાત માત્ર ગાંધી કે ગાંધીવાદ પૂરતી મર્યાદિત નથી રહેતી. કોઈ પણ વ્યક્તિ કે વાદ... માણસને એના નૈસર્ગિક જીવનથી દૂર લઈ જાય એનો મંટો વિરોધ કરે છે. કોઈ પણ મહાન વ્યક્તિની બધી જ વાતો અનુકરણ યોગ્ય હોય એવું કોણે કહ્યું ? (કોઈને મૂળ વાર્તા સુધી જવાની ઇચ્છા થાય એટલે જ અહીં ઉલ્લેખ કર્યો છે મેં આ વાર્તાનો).

# સમાચાર

- ગુજરાત રાજ્યની ચૂંટણી થાય તે પહેલાં રાષ્ટ્રપતિશાસન લાદવામાં નહીં આવે એવું ભાજપના અધ્યક્ષે જણાવ્યું છે.
- છેલ્લા દિવસોમાં પડેલા ભારે વરસાદને કારણે ગુજરાતમાં અનેક બંધો છલકાયા છે.
- દેશભરના ૨૮૪ જેટલાં શિક્ષકોને રાષ્ટ્રીય પારિતોષિકો આપવામાં આવશે.
- કાબૂલમાં બોમ્બવિસ્ફોટને કારણે લગભગ ૨૨ જણાનાં મૃત્યુ થયાં છે.
- ઉકાઈમાંથી વધુ પાણી છોડવાને કારણે સુરતમાં પૂર આવવાની શક્યતાઓ છે.
- જાહેરક્ષેત્રનું એક એકમ બીજા એકમની ડિસઇનવેસ્ટમેન્ટ પ્રક્રિયામાં ભાગ ન લઈ શકે એવી રજૂઆત અરુણ શૌરી હવે પછીની બેઠકમાં કરશે.
- આકાશવાણી અને દૂરદર્શનના કર્મચારીઓ હડતાલ પર જવાના છે.
- અમેરિકામાં ભારતીય ફિલ્મો માટે અનુકૂળ વાતાવરણ સર્જાઈ રહ્યું છે.
- ભારતમાં ચોખાનો જથ્થો ઘટી ગયો હોવાને કારણે મુશ્કેલીઓ ઊભી થવાની સંભાવના છે.



# ડંકાવટી

ઓક્ટોબર-નવેમ્બર, ૨૦૦૨

લીના ત્રિવેદી
પ્રાણજીવન મહેતા
ડૉ. એ. પી. જે. અબ્દુલ કલામ
નીના ભાવનગરી
રતિલાલ 'અનિલ'
સઆદત હસન મન્ટો
શરીફા વીજળીવાળા

# કંકાવટી

ઓક્ટોબર-નવેમ્બર, ૨૦૦૨
સાહિત્યસર્જન અને વિચારોનું સર્વલક્ષી માસિક

વર્ષ ૪૬ : અંક ૫૧૦-૧૧

<u>વાર્ષિક લવાજમ</u>

દેશમાં રૂ.૫૦, બે વર્ષનાં રૂ.૯૮. વિદેશી શિલિંગ ૪૦ (દરિયાઈ ટપાલથી), સાડા છ પાઉન્ડ (હવાઈ ટપાલ), મેગેઝીન એજન્સીઓ અને જાણીતા ગ્રંથવિક્રેતાઓને ત્યાં લવાજમ ભરી શકાય છે. કોઈ પણ માસથી ગ્રાહક થઈ શકાય છે. પત્રવ્યવહારમાં ગ્રાહક નંબર અવશ્ય લખવો. અંક ન મળ્યાની ફરિયાદ તરત જ કરવી. લવાજમ અને વ્યવસ્થા અંગેનો તમામ પત્રવ્યવહાર આર.આર.રૂપાવાળા, કંકાવટી, ૧૩,૧૪ સાંઈ સમર્પણ સોસાયટી, આશીર્વાદ ટાઉનશીપ-૧ પાછળ, બામરોલી રોડ ઉધના, સુરત ૩૯૪ ૨૧૦ સરનામે જ કરવો.

**કંકાવટીની છૂટક નકલ તેમ વાર્ષિક લવાજમ અહીં પણ ભરી શકાય છે :**
**ઈમેજ પબ્લિકેશન, પ્રા.લિ.૧/૨, અપર લેવલ સેન્ચુરી બજાર, આંબાવાડી સર્કલ, અમદાવાદ-૩૮૦ ૦૦૬**

<u>કંકાવટી ઇન્ટરનેટ પર</u>

*http: // ratilalanil. tripod. com*

તંત્રી-મુદ્રક-પ્રકાશક
રતિલાલ 'અનિલ'
માલિક : આર.આર.રૂપાવાળા
કંકાવટી, ૧૩-૧૪, સાંઈ સમર્પણ સોસાયટી, આશીર્વાદ ટાઉનશીપ : ૧ પાછળ,
બમરોલી રોડ, ઉધના
સુરત-૩૯૫ ૨૧૦
ફોન નં. ૮૬૭૦૪૧૮

પ્રકાશનસ્થળ : ૨૪, રીવર બેંક સોસાયટી, અડાજણ પાણીની ટાંકી,
સુરત-૩૯૫ ૦૦૯

લેસર અક્ષરાંકન
યુયુત્સુ પંચાલ
૨૩૩/ રાજલક્ષ્મી, જૂના પાદરા રોડ, વડોદરા-૩૯૦ ૦૦૭ ફોન : ૨૩૧ ૨૭૪૭

મુદ્રક
શ્રી નટરાજ પ્રિન્ટર્સ, ઈન્દપુરા, આંબાવાડી, સૂરત-૨
ફોન નં. ૭૪૨૮ ૯૪૧



## લીના ત્રિવેદી / સંબંધ વિશે પાંચ કાવ્યો

૧

સંબંધોના એક કિનારે તમે,
બીજે કિનારે અમે !
પપ્પાજી તમે તો બાલપણે
સતત વાત્સલ્ય ઓઢી
બેઠા હતા હૂંફના ખોળે.
બાની મમતા પીતા,
દાદીમાની વાર્તા ચગળતા.
એવા તમે
વારસામાં વાત્સલ્યેય ન આપ્યું.
મમ્મીએ સતત ફરજને મહત્ત્વ આપી
ઊંચી ઊંચી દીવાલો ચણી
એના ઉપર તમે અમારા સંરક્ષણ માટે
અણિયાળા કાચ નાંખ્યા
બધુંય સ્પેશ્યલ સીલેકશનથી
ને અમે એ દરેક ક્ષણે –
જ્યારે તમે અને મમ્મી પ્રેમાળ સીલેકશનમાં
મગ્ન હતાં ત્યારે,

અમે ઝંખતા રહ્યા
તમારા હૈયામાંથી ઝરતી હૂંફ.
તમે તો દાદા-દાદીના
વ્હાલના સાગર-તરંગોમાં
એમની પ્રેમગંગા ઝીલી હતી –
ખોબલે ખોબલે પીધી હતી –
તમે ક્યારેય તરસ્યા ન હતા.
પણ તમારે મન અમે
કઠપૂતળીનો ખેલ, ઘડી બેઘડીનો.
સતત ધૂંધવાતા ભીતરમાં
જન્મી ચૂક્યો ટોરનીડો,
ચૂસી રહ્યો લાગણીને !
આપણી વચ્ચેની
સતત વ્હેતી નદીમાં
હવે કાંકરા જ ..... કાંકરા.
તમારા સિલકમાં તો હતાં
દાદીમાની હૂંફ ને વારતા
અમારા બેલેન્સમાં તમને વ્હાલ દીધાંનું ઉધાર.
હવે માટીના ઢેફામાં તરફડે છે તરસ.

૨ : ૨૦૦૨, ઓક્ટોબર-નવેમ્બર

૨

નદીમાં એના સોનેરી વાળ તણાયા
ને રાજકુમાર મોહિત થયો
એ વાર્તાનું પાત્ર એ નથી,
અગ્નિસ્નાન પછી જીવતી બ્હાર નીકળી
એ સતી સીતા નથી.
યજ્ઞકુંડની અજન્મા
પાંચ પતિની સનાથવતી અનાથ દ્રૌપદી નથી.
એને આજે મહાભારતની પ્રેરણા નથી બનવું.
નથી એ શર્મિષ્ઠાને શાપતી
પુરુષ સમોવડી બનવા મથતી
શાપિત દેવયાની.
નથી એ પતિના પગ પૂજતી
એના પગલામાં પગલું શમાવી
ડગ ભરતી
ક્ષણે ક્ષણે એના શ્વાસના તાર સાથે
પોતાનો ભાર બાંધતી મૂર્છિતા !
એની ચેતના જાગી છે.
પતિની ચેતના સાથે એક duet આરંભે છે.
નવો સંબંધ આળસ મરડે છે
યુગો યુગોના સ્ત્રી-પુરૂષ સંબંધમાં.

૩

સંબંધોની બધી જ બારીઓને
તેં ભોગળ મારી દીધી છે.
ક્યાંયથી શીળો પવન પણ પ્રવેશી નથી શકતો.
હું એકલો છું.
બેઠો છું તારી રાહ જોતો.
એક શૂન્યતમ પ્રાણ હું
સ્નેહ વિના ઓલવાવા ન મથતો નાનો દીપ.
ને તું ?
તું જ પવન, અગ્નિ, ઊર્જા
અને પ્રાણ.
પણ ક્યાં છે તું ?
હજીય શું ખોજ પૂરી નથી થઈ ?
નિરાશ થઈને આંખો મીંચું છું.
ને ઝળહળ પ્રકાશ પ્રગટે ભીતરથી
ઝગે રોમ રોમ
દીપ પ્રગટે પ્રાણે પ્રાણે.

૪

ડાળ પર સૂકું પાન
જસ્ટ અડીને રહે
કે ઊધઈ ખાધેલા મોભને ટેકે ઘર,
એક ઝાટકો અચાનક ને... સંબંધોનું તો એવું.

એક કાચા તાંતણે ચઢેલો પતંગ
કે સાઇક્લોનના થંભની ટોચે

સોનેરી પીંછું,
પવનનું થંભવું અચાનક ને... સંબંધોનું તો એવું.

ઓક્સિજનની નળી પર નભતું ચેતન
ગ્લુકોઝની ડ્રીપમાંથી ટપકતું જીવન,
એક નીડલનું ખસવું અચાનક ને... સંબંધોનું તો એવું.

અનુસંધાન કઠપૂતળીનું પૃથ્વી પર
બીજો છેડો પૃથ્વીની પાર
પૃથ્વીનો છેડો તૂટવો અચાનક ને... સંબંધોનું તો એવું.

૫

સમય જળમાં વહી
દૂર દૂર વહી ગયેલાં
સંબંધને પાછા વાળી શકાય !

એ હાંફે,
ક્યારેક બેભાન, શબવત્
તોયે શું ?
અદ્યતન સાધનોથી
ફરીથી એ શ્વસી શકે,
ધડકી શકે,
જો,
પગ મૂકવા મળી જશે
મૈત્રીનો કિનારો.

૬

રે ! એવું પણ બને !
કદીક ઝાંઝવાને જળ માની પી લઈએ
સાચુકલી નદી મળે માર્ગે તો હાથ ધોઈએ,
રે ! એવું પણ બને.
કદીક આગિયાના ઝબકારને તારા માની
એની દિશામાં દોટ મૂકીએ,
ને સાચા ધ્રુવતારકની આંગળી તરછોડીએ
રે ! એવું પણ બને.
કદીક નજીકના બલ્બને સૂર્ય માની પૂજીએ
ને પૂર્વ દિશામાં ઊગતા સૂરજનું તેજ ખાળીએ,
ગોગલ્સ પહેરી જીવીએ...
રે ! એવું પણ બને.
કદીક ઝેરને અમૃત માની હોંશે હોંશે પીએ,
સાચુકલા અમરતને ઢેબે ઢાળી દઈએ,
રે ! એવું પણ બને.

૬

રે ! એવું પણ બને !
કદીક ઝાંઝવાને જળ માની પી લઈએ
સાચુકલી નદી મળે માર્ગે તો હાથ ધોઈએ,
રે ! એવું પણ બને.
કદીક આગિયાના ઝબકારને તારા માની
એની દિશામાં દોટ મૂકીએ,
ને સાચા ધ્રુવતારકની આંગળી તરછોડીએ
રે ! એવું પણ બને.
કદીક નજીકના બલ્બને સૂર્ય માની પૂજીએ
ને પૂર્વ દિશામાં ઊગતા સૂરજનું તેજ ખાળીએ,
ગોગલ્સ પહેરી જીવીએ...
રે ! એવું પણ બને.
કદીક ઝેરને અમૃત માની હોંશે હોંશે પીએ,
સાચુકલા અમરતને ઢેબે ઢાળી દઈએ,
રે ! એવું પણ બને.

આમ ઊંટ તો ઊપડ્યું રણાટને. ભેળું ભેળું કૂતરું એના પગે પગ મેલતું ચાલી રહ્યું. માથે મધ્યાહ્ન તપે. રણરેત ઊકળી લાવા થાય. ઊંટ તો હમેંશનું ટેવાયલ. તે ચાલ્યા કરે મોજથી. કૂતરાથી રણરેતતાપ સહન થાય નહીં. ઊંટ કૂતરાની અકડામણ-મૂંઝારો કળી ગયું. પટમાં બેસી કૂતરાને પીઠે બેસવા કહ્યું. કૂતરું ઊંટ પીઠે બેસી ઝોલે ચડ્યું. જાગ્યું ત્યારે આંખો ફાડી જુએ તો સાંજ પડવામાં. કૂતરું વિચારે – ઊંટ રણાટણે તો ઊપડ્યું, પણ એની મનેચ્છા શું ? વાતવાતમાં ઊંટની ઇચ્છા જાણી લીધી. ઊંટ આટઆટલાં વરસો રણ વચાળ રઝળપાટ કરતું રહ્યું. આવન-જાવન આંટાફેરા થતાં રહ્યાં. ઘણી વેળ કાનોકાન મૃગ-જળ વિશે સાંભળ્યુંય ખરું. દૂરદૂર દૃષ્ટિ ફેલાવી કેટકેટલીવાર મૃગજળ જોયું હો એવો આભાસ પણ એના મનતરંગમાં તરવરે. પણ ઇચ્છા સાવ અધૂરી રહી ગઈ એની – તે મૃગ-જળ જોઈ થોડું ગંગાજળશું આચમન કરવાને.

ઊંટ આખર-ઇચ્છા સાંભળી કૂતરું ચમક્યું. ઊતરતી આવરદામાં ઊંટનું મૂળથી ચસક્યું લાગે. વાવડી ચસકે બાંધી સાંધી ઠેકાણે લવાય જેમતેમ કરી. મન મૂળથી ચસક્યું એનો ઉપાય શો ? ભટકેલને ઠેકાણે લાવવાના ઉપાય અનેક. ચસકેલને કેમ ચેતવવો તે કૂતરાની જાણ બહારા. છતાં ઊંટ પીઠે કૂતરું મનોમન વિચાર વલોવણ કર્યા કરે.

સાંજ ઢળી. રાત પડી. દિ ઊગ્યો. આમ કેટલા દિ-રાત ઉપરતળે થયા. આ મેર ઊંટ પણ રણરેત વચાળ ચારેમેર આંખો ફેરવતું, રણરેત ઢૂવા ખદેડતું દોડ્યા કરે. પણે કંઈ દૂરદૂર કશું ઝાંય-છાંય જેવું ભાળી દોટ મૂકે. હાંફે. મોં ખૂણેથી લબડતે હોઠ ફીણ ફીણોટા ઊડ્યા કરે. ઊંટ થંભવાનું નામ ના લે. કૂતરાને થયું – લાવ એને વારું. પાછું વિચારે – જેવા એનાં અંગ બધાં વાંકા, એવું વાંકું એનું મન પણ. કહીશ કશું ને વણસમજે વાંકુ પડશે વાટવચાળ અમથું. વાર્યું નહીં વરે કદાચ. અંતે થાકીપાકી લોથપોથ થઈ ઊંટ અટક્યું આગળ વધતું. ત્યાં રેતવચાળ જ પગ ખોડી બેઠું. કૂતરું હેઠ ઊતરી ઊંટ કને આવી ઊભું.

કૂતરાને નજીક ભાળી ઊંટ ઊંડો શ્વાસ લઈ બોલ્યું : ભા કૂતરા, હું તો થાક્યો હતો. જેમને જોઉં તેમનો બસ નકરો ભાસ ભળાય. થોડું કળાય કશું પણે પેલું તરતું તરવરતું ને લહરલહર સરસરતું. ત્યાં સટ કરતોક પૂગું તે

પહેલાં જ કોણ જાણે મારા ઊના ઊના ઉચ્છ્વાસે બધું વરાળ થઈ ઊડી જતું દેખું પણે આકાશ મેર. હું હારી ચૂક્યો. મારી મનેચ્છા કેમેય પૂરી નહી થાય શું કૂતરા ભા ? કૂતરું જાણે ઊંટ મનેચ્છાથી સાવ અજાણ એમ ઊંટને પૂછી રહ્યું : ઊંટભા, કહો તો ખરા, તમારી મનેચ્છા શું તે ?

ઊંટ : લે, થઈ રહ્યું. આટલુંય તું ના જાણે ભલીના ? રણાટનનો મારો મૂળ હેતુ એ જ કે – મારે આ ઊતરતા આયખે થોડું મૃગ-જળ-પાન કરવું છે. આ મારી આવડી નાની અમથી આખર – ઇચ્છા છે, તે તું જાણ.

કૂતરું : ઓહોહો, પહેલાં જ કહેવું તું ને તમારે આ બધું મને. તમારી ખોટી અમથી રઝળપાટને અધવચ્ચે જ અટકાવી દઈ, તમારું મનભાવન મેળવવાને યત્ન કરતે ને.

કૂતરાવચન સાંભળી ઊંટ મનોમન હસ્યું. આ અમથીનું કૂતરું શું જાણે મૃગ ને વળી શું સમજે જળ. એ તે વળી કેમનું મારું મનભાવન મેળવી આપવાનું દોઢ-કૂટિયું. ઊંટ આમ વિચારતું હતું. વિચારમાં ને વિચારમાં આંખો ઢળી ગઈ. એક તો દોડી દોડી થાક્યું હતું. ત્યાં જ હાંફતું હાંફતું રેતવચાળ ડોક લંબાવી ઢળી પડ્યું ઢૂવા જેમ.

તાલતમાશો જોઈ કૂતરું દંગ થઈ ચૂક્યું. ઊંટને એકાએક રણવાટવચાળ શું થયું ? કંઈ સમજાયું નહી. ઊંટનાકે પગનહોર મૂકી તપાસી જોયું. ઊંટ શ્વાસ અકબંધ. થોડું થંભી દૂર દેખી રહ્યું. ઊંટ વિચારણા-મનભાવન પૂર્ણ નહી થાય તો ઊંટ રણરેત ખૂંદતું રહેશે જન્મારાલગ. મારા ભોગ લાગ્યા તે હું ભળ્યો એની ભેળો. આમને આમ રઝળપાટ કરતાં એકમેકને રામ-રામ કરવાના દિ નજીકમાં જ આવી ચડશે. રણવચાળ ત્રીજું કોઈ નહીં મળે અમારું રામ-નામ રટવા, એ નક્કી. કાંક તો કરવું રહ્યું. દૂર દેખતાં તરત કળી જઈ પણે હડી કાઢતું કૂતરું પડખેની સીમમાં પ્રવેશ્યું. આમતેમ નજર ફંફોસી હરણની ભાળ કાઢી. વાત કથી ઊંટની. ઉમેર્યું : મારા આ રણમેરુની મરણભેરી વાગે તે પહેલાં કાંક કરીએ ભેળા મળી બંને, ઊંટની આખર ઇચ્છાનો સવાલ છે. ચાલ, પણે ખળ ખળ વહેતા ઝરણામાંથી થોડું ઘણું નિર્મળ જળ મોં- ડાબલીમાં સંઘરી મારી ભેળી, હાલી આવ. પછે પેલા ઊંટને સવાદ ચખાડીએ જરી મૃગ-જળનો. ગભરુ હરણ ઊંટની અવ-દશાને ઓળખી કૂતરાવાતે સહમત

થયું. બંનેએ નક્કી કર્યા અનુસાર સટ કાઢતા પાછા પૂગી ગયા પણે જ્યાં ઊંટ રણરેતવચાળ ચત્તુંપાટ પડ્યું હતું ત્યાં. કૂતરાએ ઊંટને ઢંઢોળી જાગ્રત કર્યું. ઊંટ તો પહેલાં પોતે ક્યાં તે જાણવા પોતાનું પોત પારખી રહ્યું. અરધમીંચી આંખે જોયું તો સામે કૂતરું ખડું ને પડખે મૃગ જણાયું. કૂતરાએ ઊંટને કહ્યું :

ઊંટભા, ઊંટભા, આમ અઢારે અંગ વાંકા કરી પડ્યા છો રણપટમાં તે જરી બેઠા થાવ ઘડી. આ મારું મિત્ર, મૃગ, તમને જળ-પાન કરાવે હમણે, તમારી આખર ઇચ્છા પૂરણ કરવા કાજે અબઘડી :

ઊંટ કાંઈ સમજે તે પહેલાં મૃગ ઊંટ મોં તરફ વળ્યું. કૂતરાએ ફેર આદેશ આપતાં ઊંટને કહ્યું :

ભાં, તમારા લબડતા હોઠને જરી આગળ લંબાવી મોં ખોલો. મૃગ તમારા મોંમાં જળ-અંજલિ અર્પે તે હરખભેર તમે મૃગ-જળ-પાન આચમન કરો હવે.

'આખરે ઊંટની આખર ઇચ્છા રણાટન બાબતે પૂરણ થઈ. મૃગ તો પાછું ઠેકતુંક દૂર પેલી સીમ ભણી વળ્યું. ઊંટ ઊભું થઈ હરખભેર થનગન નાચ્યું ત્યાં.

કૂતરું, ઊંટ થન [illegible]નાટે ઊડતી રેત-ડમરીમાં દટાઈ ના જાય તેની કાળજી લેતું, થોડે દૂર ઊભી [illegible]તમાશો તીરછી નજરે નિહાળી રહ્યું.

## આદર્શ નાગરિકત્વ-પત્રકારત્વ / ડૉ.એ.પી.જે.અબ્દુલ કલામ

*અનુવાદ : નીના ભાવનગરી*

*રાષ્ટ્રપતિ ડૉ.એ.પી.જે.અબ્દુલકલામ આ દેશના પ્રથમ નાગરિક તરીકે આદર્શ નાગરિકત્વ અને આદર્શ પત્રકારત્વ અંગે કેટલા સ્પષ્ટ વિચારો ધરાવે છે તેનો પરિચય એમણે હૈદ્રાબાદમાં આપેલા એક વક્તવ્યમાં થાય છે. આ દેશના ઉજ્જ્વળ ભાવિ માટે એમના આ વિચારો કટુ વાસ્તવનું દર્શન કરાવનારા હોવા છતાં આપણે માટે સાચી દિશા ચીંધનારા છે, તેથી એ વક્તવ્યનો ભાવાનુવાદ અહીં પ્રસ્તુત છે.*

ભારત વિશે મેં ત્રણ સ્વપ્નોનું સેવન કર્યું છે. ત્રણ હજાર વર્ષના આ દેશના ઇતિહાસમાં દુનિયાના ઠેકઠેકાણેથી વિભિન્ન પ્રજાઓએ આપણા પર આક્રમણ કર્યું. આપણી ભૂમિ પર અને આપણાં દિમાગ પર કબજો જમાવ્યો. સિકંદર પછી ગ્રીકો, તુર્કો, મોગલો, પોર્ટુગીઝો, અંગ્રેજો અને ફ્રેન્ચો તથા ડચ – આ બધી પ્રજાઓએ આવીને આપણાં માલમિલ્કત લૂંટ્યાં, આપણું જે કાંઈ હતું તે કબજે કરી લીધું પણ આપણે ? આપણે ક્યારેય કોઈ બીજા દેશ પર આક્રમણ કર્યું નથી. આપણે કોઈ દેશને આપણો ગુલામ નથી બનાવ્યો, આપણે કોઈની જમીન પર કબજો નથી કર્યો, કોઈ સંસ્કૃતિ કે ઇતિહાસ સાથે ચેડાં નથી કર્યાં. આપણી જીવનશૈલીને કોઈના પર ઠોકી નથી બેસાડી. કારણ ? કારણ એટલું જ કે આપણને સ્વતંત્રતા માટે આદર છે. જે સ્વતંત્ર હોય છે તેનું જ સન્માન થાય છે, તેનો જ આદર જળવાય છે. મને લાગે છે કે

૧૮૫૭માં જ્યારે આપણે સ્વાધીનતા માટેના સંગ્રામનો પ્રારંભ કર્યો ત્યારે આપણે પહેલી વાર આવી સ્વતંત્રતા વિશે સભાન થયા, એને માટેની તીવ્ર ઝંખના સેવતા થયા. (૧૯૪૭માં મેળવેલી) આ સ્વતંત્રતાનું સંરક્ષણ, સંવર્ધન અને જતન કરવું એ આપણી પહેલી ફરજ છે, કારણ કે જ્યાં સ્વાતંત્ર્ય છે ત્યાં જ સન્માન છે. ભારત માટે મેં બીજું સ્વપ્ન સેવ્યું છે તે છે વિકાસનું સ્વપ્ન. આઝાદી પછી પચાસ વર્ષો સુધી આપણે વિકાસશીલ દેશના નાગરિકો તરીકે ભલે ઓળખાતા રહ્યા પણ હવે આપણા દેશને વિકસિત દેશના રૂપમાં જોવાનો સમય પાકી ગયો છે. જી.ડી.પી.ની દૃષ્ટિએ ભારતનું સ્થાન દુનિયાના પ્રથમ પાંચ દેશોમાં છે. મોટા ભાગનાં ક્ષેત્રોમાં આપણો વિકાસદર ૧૦% જેટલો છે. ગરીબીનું સ્તર નીચું જતું જાય છે. દુનિયા આપણી સિદ્ધિઓની સવિશેષપણે નોંધ લેતી થઈ છે. છતાં પોતાના દેશને એક વિકસિત, આત્મનિર્ભર, આત્મસંમાન ધરાવતા દેશ તરીકે સ્વીકારવા જેટલો આત્મવિશ્વાસ આપણામાં નથી આવ્યો. શું આ બાબત અયોગ્ય નથી લાગતી ?

મારા ભારતદર્શનમાં એક ત્રીજી મહત્ત્વની બાબત પણ છે. ભારતે દુનિયા સમક્ષ એક સશક્ત દેશ તરીકે ઉજાગર થવાનું છે. કારણ કે મારી માન્યતા મુજબ જો ભારત દુનિયાને પોતાની તાકાતની પ્રતીતિ નહીં કરાવે તો આંતરરાષ્ટ્રીય જગતમાં આપણું સન્માન કોઈ નહીં કરે. તાકાત હંમેશાં તાકાતનો જ આદર કરવાની. માત્ર લશ્કરી બળની દૃષ્ટિએ જ નહીં, આર્થિક તાકાતની બાબતમાં પણ આપણે સક્ષમ બનવું જ રહ્યું, કારણ કે બંને પ્રકારની તાકાત પરસ્પર તાલમેલ ધરાવે છે.

ત્રણ મહાન અને મેધાવી મહાનુભાવો સાથે કામ કરવાનું સદ્‌ભાગ્ય મને સાંપડ્યું છે. અવકાશવિદ્યામંત્રાલયના ડૉ.વિક્રમ સારાભાઈ, એમના અનુગામી પ્રો.સતીશ ધવન અને પરમાણુઊર્જાસામગ્રીના જનક ડૉ.બ્રહ્મપ્રકાશ. તેમની સાથે કામ કરવાની તકને હું મારા જીવનની સુવર્ણ તક ગણું છું. (કારણ કે એમની સાથે કરેલાં કામો ભારતને એક શક્તિશાળી દેશ બનાવવાની દિશામાંનાં કદમ હતાં.) મારી કારકિર્દીમાં જેને હું ચાર માઈલસ્ટોન ગણું છું તે પણ ગણાવી દઉં. એક, ઈસરોમાં મેં વીસ વર્ષ કામ કર્યું. રોહિણી ઉપગ્રહને અવકાશમાં ચડાવનાર એસ.એલ.વી. ૩ યાનના

પ્રોજેક્ટ ડાયરેક્ટર તરીકે મેં કામગીરી બજાવી. વૈજ્ઞાનિક તરીકેની મારી કારકિર્દીમાં આ વર્ષોએ બહુ મોટો ભાગ ભજવ્યો છે. બીજું, ડી.આર.ડી.ઓ.માં જોડાયા પછી ભારતના પ્રક્ષેપાસ્ત્રકાર્યક્રમમાં મહત્ત્વની કડીરૂપ બનવાની મને તક મળી. અને એના પરિણામસ્વરૂપે ૧૯૯૪માં અગ્નિ પ્રક્ષેપાસ્ત્રનું સફળ પરીક્ષણ થયું. ત્રીજું, પરમાણુ ઊર્જા મંત્રાલય અને ડી.આર.ડી.ઓ.ની સંયુક્ત કામગીરીના પરિણામે તાજેતરનાં પરમાણુ પરીક્ષણો થઈ શક્યાં. ભારત વિદેશી મદદ વિના સંપૂર્ણપણે ભારતીય પ્રક્ષેપાસ્ત્રો સ્વતંત્રપણે બનાવી શકે એ તાકાત દુનિયાને બતાવી આપવાનો અને આપણે એક વિકસિત દેશ છીએ એવી પ્રતીતિ કરાવવાનો આનંદ એક ભારતીય તરીકે મારે માટે પરમ ગૌરવનો વિષય હતો. ચોથું અગ્નિ પ્રક્ષેપાસ્ત્રના પુનઃપ્રવેશમાળખા માટે અમે કાર્બન-કાર્બન નામે ઓળખાતો સાવ હલકો નવો પદાર્થ વિકસાવ્યો હતો. નિગમ ઇન્સ્ટીટ્યુટ ઑફ મેડિકલ સાયન્સીઝના એક ઓર્થોપેડિક સર્જન એક વાર મારી પ્રયોગશાળાની મુલાકાતે આવ્યા. એમણે જ્યારે આ પદાર્થને ઊંચકી જોયો ત્યારે તેઓ અચંબો પામ્યા, મને પોતાની હોસ્પિટલમાં લઈ ગયા અને એમનાં દર્દીઓની મુલાકાત કરાવી. સાવ નાનાં બાળકોએ એમના પગમાં ત્રણત્રણ કિ.ગ્રા. વજનનાં કેલીપર્સ પહેરેલાં હતાં અને તેઓ જેમતેમ પગ ઢસડતાં હતાં. ડૉક્ટરે મને કહ્યું, 'મારાં આ દર્દીઓની પીડાને તમે દૂર નહીં કરી આપો?' અને ત્રણ જ અઠવાડિયામાં અમે ફ્લોર રીએક્શન ઓર્થોસીસ – માત્ર ૩૦૦ ગ્રામ વજનનાં કેલીપર્સ બનાવ્યાં, અને ઓર્થોપેડીક સેન્ટરમાં લઈ ગયા ત્યારે પેલાં બાળકોને પોતાની આંખો પર ભરોસો નહોતો પડતો! હવે તેઓ આરામથી ઘૂમી શકતાં હતાં. એમનાં માતા-પિતાની આંખોમાં આંસુ હતાં. (એક સરળ વૈજ્ઞાનિકે પોતાનાં સંશોધનોનો વિનિયોગ લોકકલ્યાણને માટે કરવો જોઈએ એવો બોધપાઠ આનાથી વધુ સારી રીતે કોણ આપી શકે?)

મને એ નથી સમજાતું કે ભારતમાં મિડિયા-પત્રકારજગત હંમેશાં નકારાત્મક ભૂમિકા શા માટે ભજવતું રહ્યું છે? આપણી પોતાની શક્તિઓ, સિદ્ધિઓ, સફળતાઓનું સમુચિત ગૌરવ આંકવામાં આપણને સંકોચ શા માટે નડે છે? આપણી સફળતાની ગાથા અચંબામાં નાંખી દે તેવી છે. એનો

સ્વીકાર કરવા આપણું મિડિયા આતુર કેમ નથી ? દૂધના ઉત્પાદનમાં આપણે પ્રથમ ક્રમે છીએ, રીમોટ-સેન્સીંગ-સેટેલાઇટ-લૉન્ચીંગમાં આપણી સિદ્ધિ અદ્ભુત છે. ઘઉં-ચોખાના ઉત્પાદનમાં આપણો બીજો નંબર છે. આપણામાંના જ એક ડૉ.સુદર્શને એક નાના અંતરિયાળ ગામડાને આત્મનિર્ભર, સ્વયંસંચાલિત એકમમાં બદલી નાખ્યું છે. આવી તો કંઈ કેટલીયે સિદ્ધિઓ ભારતના નામે છે પણ આપણું મિડિયા દુર્ઘટનાઓ, નિષ્ફળતાઓ, નિરાશાજનક સમાચારો (આતંકવાદી હુમલાની ઘટનાઓ !)ને જ ચગાવ્યે રાખે છે ! સનસનીખેજ સમાચારોનું આટલું બધું ઘેલું શા માટે ? એક વાર હું તલ-અવીવમાં ઈઝરાયેલનું એક વર્તમાનપત્ર વાંચતો હતો. આગલે દિવસે જ આતંકવાદીઓ ત્રાટકેલા. આત્મઘાતી બોમ્બવિસ્ફોટોને પરિણામે અનેક મોત થયેલાં. પણ વર્તમાનપત્રના પહેલે પાને તો એક યહૂદી સદ્‌ગૃહસ્થનો ફોટો હતો. એણે પાંચ વર્ષમાં એની મરુભૂમિને લીલીછમ વાડી અને અનાજના ભંડારમાં શી રીતે ફેરવી નાંખી એની સિદ્ધિકથા વર્ણવાયેલી હતી. ત્યાં દરેક નાગરિકની સવાર આવા પ્રેરણાદાયી મહાનુભાવના ચિત્રદર્શનથી થયેલી ! પેલી હત્યાઓ, વિસ્ફોટો અને મૃત્યુની બિહામણી વિગતો વર્તમાનપત્રનાં અંદરનાં પાનાં પરના બીજા બધા સમાચારો વચ્ચે દટાઈ ગયેલી ! ભારતમાં આવી ઘટના બને ત્યારે ? ત્રાસવાદ, ગુનાખોરી, હત્યાઓ, કમોતના સમાચારો મથાળાંમાં ચમકાવવામાં આવે ! આપણા મિડિયાનો આવો નકારાત્મક અભિગમ શા માટે ?

મારે(આપ સૌને) એક બીજો પ્રશ્ન પણ પૂછવો છે. એક પ્રજા તરીકે આપણને વિદેશી ચીજવસ્તુઓનું ગાંડું આકર્ષણ શા માટે હોય છે ? વિદેશી ટી.વી., વિદેશી પોષાક, વિદેશી ટેક્નોલૉજી – દરેક ચીજ વિદેશી અને આયાત કરેલી હોય તો જ ગુણવત્તાવાળી ગણાય ? આવો દુરાગ્રહ શાને ? આત્મનિર્ભરતા સાથે જ આત્મસંમાન આવે છે એ શું આપણે જાણતા નથી ? આ વ્યાખ્યાન માટે હું હૈદરાબાદ આવ્યો ત્યારે ચૌદ વર્ષની એક કિશોરીએ મારા હસ્તાક્ષર માગ્યા. મેં એને પૂછ્યું, 'જીવનમાં તારું ધ્યેય શું છે ?' એણે જવાબ આપ્યો, 'મારે વિકસિત ભારતમાં જીવવું છે.' આ કિશોરીને માટે મારે અને તમારે આવું વિકસિત ભારત સર્જવું પડશે. આપણે બતાવી આપવું

પડશે કે ભારત અલ્પવિકસિત નહીં, વિકસિત દેશ છે.(શી રીતે ?) મારી વાતને વધુ વિસ્તાર અને વિગતે સમજાવું. તમે કહો છો કે આપણી સરકાર કાર્યક્ષમ નથી, આપણા કાયદાઓ જરીપુરાણા છે, તમે કહો છો કે કોર્પોરેશન નિયમિત રીતે કચરો ઉપડાવતી નથી ! ફોન ચાલતા નથી, રેલવેતંત્ર રેઢિયાળ છે, એરલાઇન્સ સદંતર ખાડે ગયેલી છે. ટપાલો કદી સમયસર પહોંચતી જ નથી. તમે કહો છો કે આપણો દેશ જંગલી કૂતરાઓનો શિકાર બની ગયો છે અને નરકથી પણ બદતર છે વગેરે વગેરે. તમે માત્ર ફરિયાદો જ કરતા રહો છો, બોલતા રહો છો પણ આ બધી સમસ્યાઓના ઉકેલ માટે તમે પોતે શું કરો છો ? અથવા કંઈ પણ કરો છો ખરા ? સિંગાપોરની મુલાકાતે ગયેલા એક પ્રવાસીની જ વાત લો. ધારો કે તમે જ ત્યાં ગયા છો. તો એરપોર્ટની બહાર પગ મૂકતાંની સાથે જ તમે એક આંતરરાષ્ટ્રીય રીતભાતોને અનુસરતા આદર્શ નાગરિક બની જવાના. ત્યાં તમે જ્યાં ત્યાં સિગારેટનાં ઠૂંઠાં ફેંકતા નથી, દુકાનમાં ઊભા ઊભા ખાતા નથી, ત્યાંની ભૂગર્ભ ટનલો માટે ત્યાંના નાગરિકો જેટલું જ ગૌરવ તમે પણ અનુભવો છો ! જાણે કે એ તમારા દેશની જ ન હોય ! ઓર્ચર્ડ રોડ પર સાંજે પાંચથી આઠ દરમિયાન ગાડી હંકારવા માટે તમે પાંચ ડોલર ચૂકવી દો છો ! જો તમને હોટલ કે દુકાનમાં વધારે વાર લાગી તો પાર્કીંગ લોટમાં તમારે માટે દંડની ટિકિટ તૈયાર જ હશે ! પછી તમારું સ્ટેટ્સ ભલે ઘણું ઊંચું હોય ! પણ સિંગાપોરમાં તમારાથી આવા કાયદા સામે ચૂં કે ચાં નહીં થાય ! દુબઈમાં રમઝાન માસમાં જાહેરમાં ભોજન કરવાની હિંમત તમે નહીં જ કરો ! યેદાહમાં માથા પર કપડું રાખ્યા વિના બહાર નીકળવાની હિંમત તમારાથી નહીં જ થાય ! લંડનમાં તમે ટેલિફોન એક્સચેન્જના કર્મચારીને દસ પાઉન્ડમાં ખરીદી નહીં શકો ! અને કહી નહીં શકો : 'મારા એસ.ટી.ડી. અને આઇ.એસ.ડી. કોલ્સ જરા બીજાના બીલમાં ઘૂસાડી દેજેને !' વૉશિંગ્ટનમાં કલાકના ૫૫ માઇલ(૮૮ કિ.મી.)ની ઝડપે કાર ચલાવી જુઓ અને પછી ટ્રાફિક.પોલીસને કહી જુઓ : 'જાનતા હૈ સાલા ! મૈં કોન હૂં ? મૈં તો અમુકતમુકકા લડકા હૂં. તેરે હિસ્સેકા જો કુછ બનતા હૈ, ઉઠા લે ઔર ભાગ !' છે હિંમત આવું કહેવાની કે કરવાની ? ઓસ્ટ્રેલિયા કે ન્યુઝીલેન્ડના બીચ પર નાળિયેર-પાણી પીને કોચલું ગમે ત્યાં ફંગોળી જુઓ !

ટોકિયોની શેરીઓમાં પાનની પિચકારી મારી જુઓ ! બોસ્ટનમાં પરીક્ષાનાં પેપરો ફોડનારને સાધી જુઓ ! બોગસ સર્ટિફિકેટ્સ ખરીદી લાવો ! મારાં પ્રિય ભારતીય નાગરિકો ! તમે પરદેશના કાયદાકાનૂનને હોંશેહોંશે માન આપો છો ! એનો ચુસ્તપણે અમલ કરો છો ! પણ તમારા પોતાના દેશમાં ? ભારતની ધરતીને પગ અડતાંની સાથે કાગળના ડૂચા કે સિગારેટના ઠૂંઠાંને રસ્તા પર ફેંકવાનું, ગમે ત્યાં થૂંકવાનું ચાલુ કરી દો છો ? જો આપણે વિદેશની ધરતી પર સ્વચ્છતા માટેની જિકર કરીએ, ત્યાંની સ્વચ્છતાની કદર કરીએ તો ભારતમાં પણ એવા જ નાગરિક કેમ ન બની શકીએ ? મુંબઈના ખ્યાતનામ કમિશનર તિનાઈકરે એક મુલાકાતમાં કહેલું, 'ધનવાનો પોતાના કૂતરાને શેરીમાં ફેરવવા નીકળે ત્યારે એમના કૂતરાં ગમે ત્યાં રસ્તો બગાડે ! પછી આ જ શ્રીમંતો વહીવટીતંત્રની ટીકા કરતા રહે કે કર્મચારીઓને કામ કરવું જ નથી. શહેરની ફૂટપાથ સાફ થતી જ નથી. શું આ ધનવાનોની અપેક્ષા એવી છે કે કર્મચારીઓ હંમેશાં હાથમાં ઝાડુ લઈને ફરતા રહે અને જ્યાં જ્યાં એમનાં કૂતરાં રસ્તો બગાડે ત્યાં ત્યાં સફાઈ કરતા રહે ? અમેરિકામાં તો કૂતરા રાખનારે જાતે જ એના કૂતરાએ બગાડેલી જગ્યા સાફ કરવાની હોય છે ! જાપાનમાં પણ એવું જ છે ! ભારતનો નાગરિક આ દેશમાં એમ કરશે ખરો ? આપણે ભારતમાં તો એક વાર સરકારને ચૂંટીને મોકલી આપી પછી નિરાંત. બધી જવાબદારી સરકારની. પ્રજા તરીકે આપણને સરકાર જ સાચવ્યા કરે, પંપાળે, આપણે માટે બધું જ કરે, એવી જ આપણી લાગણી ને માગણી. એ માટેની કામગીરીમાં પ્રજા તરીકે આપણો ફાળો કેટલો ? તો કે શૂન્ય. આપણે ઇચ્છીએ કે સરકારી તંત્ર રસ્તા સાફ કરાવે પણ સાફ રસ્તા પર કચરો ફેંકવાનો આપણો અબાધિત અધિકાર. રસ્તા પરનો કાગળનો ડૂચો ઉખાડીને આપણે કચરાપેટીમાં કેમ નાંખીએ ? આપણને રેલવેમાં બાથરૂમ સ્વચ્છ જોઈએ પણ એને તમીઝથી વાપરવાનું આપણે ક્યારેય ન શીખીએ. ઇન્ડિયન એરલાઇન્સ અને એર ઇન્ડિયા આપણને સારામાં સારું ભોજન અને સાધનસામગ્રી પૂરાં પાડે એવી આપણે અપેક્ષા રાખીએ અને જરાક જેટલી તક મળે આપણે તફડંચી કરીએ ! પ્રવાસીઓ અને પ્રજાજનોને આવશ્યક સેવાઓ પૂરી પાડનારો કર્મચારીગણ પણ આમાં આવી જ જાય !

દહેજ, સ્ત્રીભ્રૂણહત્યા કે એવી સ્ત્રીઓના શોષણની સળગતી સમસ્યાઓની બાબતમાં પણ આપણું વલણ વિરોધાભાસી. ડ્રોઈંગરૂમમાં આપણે જોરશોરથી આ બધી બદીઓના વિરોધમાં દલીલો કરીએ પણ આપણા પોતાના ઘરમાં સુધારો લાવવાની વાત આવે ત્યારે ? આપણું બહાનું તૈયાર જ હોય ! 'આખી સિસ્ટમ જ સડેલી છે એ જ બદલાવી જોઈએ. હું એકલો મારા દીકરાઓનો દહેજ માગવાનો હક જતો કરું એટલાથી શું વળવાનું ?' પણ મારા ભાઈ ! આ સિસ્ટમ બદલશે કોણ ? આપણી પાસે એનો પણ સગવડિયો જવાબ છે. આપણા પાડોશીઓ, બીજા સદ્‌ગૃહસ્થો, બીજાં શહેરો, બીજી જ્ઞાતિઓ અને કંઈ નહીં જડે તો પછી સરકાર. પણ 'હું' ને 'તમે' તો નહીં જ. સમગ્ર વ્યવસ્થામાં વિધેયાત્મક ફાળો આપવાની વાત આવે ત્યારે આપણે આપણા પરિવાર સહિત એક સલામત કોશેટામાં પુરાઈ જઈશું. દૂરના દેશો તરફ મીટ માંડીને બેઠા રહીશું. બીજો કોઈ મિ. ક્લિન આવે, કોઈ મોટો ચમત્કાર કરી બતાવે, એક જાદુઈ લાકડી ફેરવી દે અને આ બધું સુધારી દે. આપણા બધાનો ઉદ્ધાર થઈ જાય ! અથવા તો – આપણે આ દેશ છોડીને ભાગી જઈશું. જાણે ભૂત પાછળ પડ્યું હોય તેમ પ્રમાદી કાયરોની પેઠે આપણે અમેરિકા દોડી જઈએ. એની શાનમાં ઝબકોળાઈએ અને એમની વ્યવસ્થાની આરતી ઉતારીએ. ન્યૂયોર્કમાં અસલામતી લાગે ત્યારે ઈંગ્લેંડ દોડી જઈએ. ઈંગ્લેંડમાં બેકારી નડે ત્યારે ગલ્ફ દેશોની ફ્લાઈટ પકડી લઈએ. ગલ્ફ દેશોમાં લડાઈ ફાટી નીકળે ત્યારે ભારત સરકાર આપણા રક્ષણ અને બચાવની વ્યવસ્થા કરે, ભારત દેશમાં પાછા બોલાવવા માટેની જોગવાઈ કરે એવી માંગણી કરીએ. આમ આ દેશના દરેક નાગરિકનું કામ દેશને ગાળો ભાંડવાનું અને દેશ પર જોહુકમી ચલાવવાનું. વ્યવસ્થામાં સુધારો લાવવાનો કોઈ પણ નાગરિક વિચાર કરતો નથી કારણ કે આપણો અંતરાત્મા તો પૈસા સાટે ગિરવે મૂકાઈ ગયો છે...

## ઘંટી રે ઘંટી ! / રતિલાલ 'અનિલ'

હવે ઘંટીને પણ પોતાનું ઘર હોય છે ! પહેલાં તો મોટા તબેલા જેવું રહેઠાણ હતું કે ફેક્ટરી હતી ? કંઈક એવું ખરું. ઘરમાં આવવા માટે ઘંટીને નાનું થવું પડ્યું – પણ ઘર તો મંડાયું ને ? હવે એ મોટા ઑઇલ એન્જિનથી નહીં, નાનકડી એટલે ઓછી જોરૂકી વીજળીથી ચાલે છે અને સ્વજાતિની ગૃહિણીથી ચાલે છે. હવે એને અઠવાડિયાના કલાકોના હિસાબે કામ કરવાનું છે એટલે એ કોઈ સરકારી ઑફિસર જેવી સંતુષ્ટ લાગે છે. આમ તો, વર્ષો પહેલાં ઘરમાં છાણમાટીથી બનાવેલા થાળાવાળી બે પડની હાથઘંટી હતી, ગાંધીયુગ હતો એટલે હાથે સૂતર કાંતી શકતી ગૃહિણી હાથાવાળી ઘંટી પોતાના હાથે ચલાવતી. ક્યારેક દેરાણી પણ સાથ આપે. લોટ થાળામાં ભેગો થાય, ત્યારે વળી બ્રશની પિછાન મખમલની જરીભરતની ટોપી પહેરનારને હોય, અને એવું બ્રશ પેટમાં જનાર લોટને સ્પર્શી શકે નહીં એટલે નાળિયેરનું રેસાવાળું છોડિયું લોટ બુહારવામાં ખપ લાગે. રેસામાં લોટ ભરાય તેને બહાર કાઢવા ખંખેરવામાં આવે ત્યારે લોટ કે નાળિયેરના છોડિયા – કોઈને ખોટું ન લાગે. ઘરના પોયરાને પણ બેત્રણ આંટા ઉપલા પડને મરાવવાનું શૂરાતન છૂટે જ ! વળી કંઈ એવો પવિત્ર કે નરવો નિયમ કે છોકરાને ગોત્રમાં લેવો હોય, નવી વહુને ગોત્રમાં લેવી હોય તો ગોત્રે જ પૂજવી પડે ! એમાં અન્નકૂટનો નહીં ચોખાના લોટના પુડલા લોટની બનાવેલી તળેલી દીવડીમાં જ ગોત્રેજના દીવા થાય – એ બધું કંઈ પેલી મોટી સાર્વજનિક ઘંટીમાં લોટ માટે દળાવાય નહીં, અને દશ શેર ચોખા વળી એ દળે ? અને એમાં દળાય તો અગાઉ

દળાયેલી જુવારના લોટનો ભેગ આવે – એ કંઈ પવિત્ર પૂજનના પુડલામાં ચાલે નહીં, એટલે જુવારનો લોટ મોટ્ટી ઘંટીએ દળાવાય, પણ ગોત્રેજ પૂજવા માટે પૂડલા, લોટની તળેલી દીવી માટે ચલાવી લેવાય નહીં – ત્યારે ઘરની ઘંટીને પૂજાની સામગ્રી દળવાનું પુણ્ય તો નહીં, પણ ગૌરવ મળે. લગ્ન, અઘરણી ટાણે પણ ગૃહિણી હાથે ચલાવવાની ઘંટી પાસે દળવાની સામગ્રી સાથે જાય. એ હાથે ચલાવવાની ઘંટી સાથે સારા ટાણાની સ્મૃતિ જોડાયેલી રહેતી. જેના ઘરમાં હાથઘંટી ન હોય તે પણ વળી આવે. ફેરિયાઓમાં એક ફેરિયો સાવ જુદો ! એ એકને ઘરમાં પધરાવવાનો સદર પરવાનો ! ઘંટી, કૂંડી ટંકાવવી કે ? એવી બૂમ પાડે ત્યારે તેને ઘરમાં આવવાનું આમંત્રણ મળે. ગાદલાં ગોદડાં ત્યારે કંઈ બજારેથી રેડીમેઇડ આવે નહીં, ઘરમાં જ એનાં ખોળિયા સિવાય, ભરાય અને ઓરડે ટાંગેલા વિચિત્ર ધનુષ્ય જેવા પિંજણથી પિંજાય. એ કંઈ રામ, રામ, કૃષ્ણ કૃષ્ણ બોલે નહીં, એનો એકધારો પોતીકો. ઘરના પોયરાને પણ એની દોર પર આંચકા મારવાનું શૂરાતન ચઢે. પેલી અનાજ દળવાની ઘંટી ! દળેલાને પણ દળાય એ માત્ર મોટ્ટો ધંધો કરનાર જ જાણે એવું થોડું ? પિંજાયેલાને પિંજાય એવું પણ શા માટે ? એટલે 'લોટ દળવાની ઘંટી' એ શબ્દો એવું કામ કરે અને 'ઘરડો ડોસો' એ રૂઢિપ્રયોગ વળી એને ટેકો આપે. આમ તો ચપ્પટ થયેલા ગોદડાનું રૂ પ્રથમ તો પિજાયેલું હોય, પણ એને કોરું કરવા, ફૂલાવવા માટે એને ટાંકા તોડી ફરી પીંજણ પર ચઢાવવા માટે. પિંજાયેલા કારીગર ને નોકરને પિંજનારા શેઠિયાઓ મૌલિક નહીં, પિંજાયેલા રૂને ફરી પિજવાની ઘરેલુ પ્રથાને અનુસરનારા.

ઘંટી ટાંકનારો અણિયાળી હથોડીથી ઘંટીના પડને ટકોરે ! ઘીબે તો ઘંટના પડમાં ખાડાખાંચા પડે. લીલાં મરચાં, આદુ, હળદરનો શાક મસાલો પથ્થરની કુંડીમાં મોટે ભાગે સાંબેલાના નાનાભાઈ જેવા ફટકાથી કૂટાય. પણ એ 'કૂટાય' શબ્દનો અર્થધ્વનિ જુદો, કૂટવાનો ધ્વનિ પણ જુદો. એના અંદરનો પથ્થર લીસો થાય તો એને પણ ઘંટી-ટંકારા પાસે જ ટંકાવાય. ઇતિહાસ ભલે કહે કે માણસ અમુક સમયગાળે, પ્રગતિના અમુક તબક્કે પથ્થર-યુગમાં આવ્યો ને તે પછી બીજા, માટી પથ્થરને બદલે ધાતુયુગમાં આવ્યો પણ ઘરમં મસાલા કૂટવાની કુંડી અને અનાજ દળવાની ઘરમાં પથ્થરના બે ગોળ પડની ઘંટી

હતી ત્યારે ઘરમાં ધાતુનાં વાસણ ભેગી ઘરની પથ્થરની ઘંટી અને મસાલો કૂટવાની પથ્થરની કૂંડી અને ઘરના ઓટલા પાસે, જમીન પર પરિવ્રાજક ગાય માટે હવાડો. મેચ ન થાય એટલે પાણી ભરેલી પથ્થરની ઢાંકણ વગરની ખુલ્લી પેટી રખાતી ત્યાં સુધી ઘરેલુ પથ્થરયુગ હતો. એ બધું ગયું તે પછી ઘરેલુ યંત્રયુગ ચાલુ થયો એમ કહી શકાય.

થોડાક સમયથી ઘર છેક તાજેતરમાં ઘરયંત્રયુગમાં દાખલ થયું કે યંત્રો ઘરમાં દાખલ થયાં – સંસ્કારી ઘરોમાં તો એ પ્રવેશે ! ઘરઘંટીનો સાદ ધીમો ને એકધારો, શ્રવણે સહ્ય પણ, શાક માટેના લીલા મસાલા(સૌરાષ્ટ્રી લીલો હોય તોયે સૂકા મસાલાને જ સ્વાદિષ્ટ સમજે – એ સમજ પ્રયોગસિદ્ધ જ હોય !) ચગળી ચગળીને દળતા યંત્રનો અવાજ તો કાનોને કમકમાવે ! આપણે ગેરહાજર અને ગૃહિણી ઘરે હાજર હોય ત્યારે જ એ ચાલે એવી પ્રાર્થના ગૃહિણીને કરવી જ પડે !

પણ આખી શેરીનાં ઘરો માટે જોઈતું અનાજ દળી આપતી પ્રચંડ ઘંટી, તેનું મોટા તબેલા જેવું પતરાનું વિશાળ ઘર પોયરાઓને જોવાલાયક ! ઘરના વડેરાં તો અમુક દહેરા, દેવ જ જોવાલાયક(દર્શન કરવા લાયક !) ગણે, તે જોવાની તક એમને મળે એ માટે અમે માંદા પડીએ એટલે ઘરના મોટેરાઓને અમુકતમુક લોકપ્રિય દેવોની બાધા રાખવી જ પડે ! એ જોવાલાયક સ્થળ(અલબત્ત પવિત્ર !) પોયરાને પણ જોવાની હોંશ એટલે માંદગીની પથારી છોડીને ઘરમાં હરવા ફરવા માંડે, પછી બાધા મૂકવા જોવાલાયક સ્થળે ઘરના સાથે એને પણ જોવાની તક મળે – જોકે ત્યાં જઈ ઊભડક કે લાંબા થઈને પગે લાગવું જ પડે ! એમાં સંપૂર્ણ સ્વપસંદગી નહીં, સ્વર સાથે વ્યંજન જોડાય નહીં પણ વ્યંજન સાથે સ્વર અચૂક જોડાય એમ વ્યંજન જેવો પોયરો ઘરના મોટા ઘાંટે(પણ) બોલી શકે એવા મોટા સાથે જોવાલાયક સ્થળે જવા જોડાય. એમાં શિસ્તનો નિયમ પણ ખરો, તે પળાય.

પોયરાનું સ્વપસંદગીનું સ્થાન તો લોટ દળવાની મોટ્ટી ઘંટી ! કવિ કે કવિતા જ કૌતુકપ્રિય હોય એવું વિવેચકો માને છે, મનાવે છે, એ વિવેચકના ઘરેય પોયરા તો હોય પણ અમારા જેવા કૌતુકપ્રિય નહીં. આ પોયરાને તો પેલી મોટ્ટી ઘંટી જ નહીં, ઘંટીએ ઊભેલો આખા શરીરે, ધોતિયા પર પણ

દળાતા અનાજનો લોટ ઊડીને એમના અંગે વળગેલો એનું એ સ્વરૂપ જોવાનું ભારે કૌતુક, કૌતુકપ્રિયતા ! દૂરથી મોટું ઑઇલ એન્જિન ચાલતું હોય તેનો ઘમઘમાટ, આડા ઓઇલ એન્જિનો ધુમાડો કાઢતા છાપરાના ભૂંગળાનું ભૂસ...ભૂસ... ભેગી થયેલો નારી સમૂહ, 'અલ્યા, મારો ડબ્બો પહેલાં લે-' કહેતા હોય અને અચળપ્રતિષ્ઠ દળનારો, 'ના'. વારાફરતી દળાય ! જુવાર દળાય ત્યારે ઘઉંનો ડબ્બો વહેલો આવ્યો હોય તો તે પડી રહે, જુવાર-ઘઉંના લોટનો ભેગ ન થાય – એવો સંવાદ – મોટ્ટા ઘાંટે, કારણ કે ઑઇલ એન્જિનનો ઘાંટો બહુ મોટો હોય. જાહેર નળનાં સ્થાન, પાણી ભરવાનાં પાત્રો – ત્રાંબાપિત્તળનાં પાત્રો સાથે એલ્યુમિનિયમનો શું, પતરાનું પાત્ર પણ સુપાત્ર જ ગણાય ! – તે બધા હારબંધ જમીન પર બેસી પોતાનો વારો ક્યારે આવે એની રાહ જોતાં હોય તેમ, અનાજ ભરેલા ડબ્બા પણ હારબંધ ગોઠવાયેલાં હોય. એના પર વળી ઘંટીવાળાએ ચોકથી પોયરાને અવાચ્ય એવી નામ-સંજ્ઞા ચીતરી કાઢી હોય. તોયે લોટના રોટલા શેકાયેલા રોટલાનું બટકું મોઢામાં જાય તો 'આપણી જુવાર બદલાઈ ગઈ !' એવો નિઃશ્વાસ મોઢામાંથી ક્યારેક નીકળે ખરો. ઘંટીવાળાને વધાવવા માટે દળાતા અનાજનો લોટ ઊડે અને ઘંટીવાળો ફોટો પાડવા જેવો લાગે ! ભભૂતિયા બાવા કરતાં લોટિયો ઘંટીવાળો વધારે જોવાલાયક સંસારી લાગે – માત્ર પોયરાને ભેગી થયેલી બહેનો કૂથળી નહીં પણ વાતો કરવામાં નિમગ્ન હોય. વચ્ચે વચ્ચે પોતાના અનાજનો વારો ક્યારે આવે તેનો ક્યાસ પણ કાઢતી હોય ! અનાજ દળાતું હોય, બધે લોટના રજકણો છવાયેલા હોય, દળાતા અનાજની સાવ મૌલિક વાસ આવતી હોય – કવિ કાલિદાસ એવી ઘંટીએ ગયેલા નહીં એટલે એનું વર્ણન મળતું નથી, અને મૂઓ પોયરો કવિ નહીં – થાય શું ? ઘંટીવાળો કસર, બગાડ કાપે અને બચેલો લોટ વેચે પણ ખરો અને શેર લોટથી ચલાવી લેનારા એ વેચાતો લઈ પણ જાય – બધું નિયમસર ચાલે ! ખરી મઝા તો સૂકાં મરચાં દળાય, હળદરના સૂકાં ગાંઠિયા દળાય ત્યારે આવે. શરદી ન થઈ હોય તોયે છીંક આવે અને ઘંટીવાળો હળદરિયો વાઘ નહીં, માણસ દેખાય એ બધું સાક્ષાત્કાર બને એની મોજ-મસ્તીનો સ્વાદ બહુ મઝાનો ! એ જોવાની તક ક્યારેક મળે પણ એ ટાણું ચૂકે એ પોયરો નહીં !

તીરથ હોય ત્યાં જ વિશિષ્ટ વાતાવરણ, હવામાન, લોક વિશિષ્ટ હોય એ અર્ધજ્ઞાન છે. અનાજ દળતી છતાં લોટ દળતી કહેવાતી મોટ્ટી, ઑઇલ એન્જિનથી ચાલતી, અને છાપરે ધુસ્સ... ધુસ્સ... ધુમાડો કાઢતો ભૂંગળું, અનાજ ભરેલા ડબ્બાની પલટણ, સમય કાઢતી અને પોતાનું અનાજ ન બદલાય એ માટે વાત કરવા સાથે ચોંપ રાખતી બહેનોની નજર... લોટિયો બાવો નહીં પણ લોટિયો ઘંટીવાળો, કદીક પણ ઘડીક જીભાજોડી... કૌતુક રસિક કવિતા... અને ટાઢા અનાજનો દળાયેલો ગરમ ગરમ લોટ, એ ગરમ હોવાથી એમાંથી આવતી વિશિષ્ટ વાસ... પોયરો થોડો મશાલ લઈ રાસ જોવામાં હાથ બાળતો નરસૈયો ? એ તો ગરમ લોટમાં હાથ કેટલા દાઝે છે એના સ્વાનુભવનું ગતકડું કરી લોટલીલા માણે !

# અપમાનિતા / સઆદત હસન મન્ટો

*અનુવાદ : શરીફા વીજળીવાળા*

આખા દિવસની થાકીપાકી એ હજી હમણાં જ પથારીમાં પડી હતી. અને પડતાંવેત જ ઊંઘી ગઈ હતી.

જેને એ શેઠજી કહીને બોલાવતી હતી એ કોર્પોરેશનના સફાઈ કામદારોનો મુકાદમ, દારૂના નશામાં ધૂત થઈ, એનાં હાડકાં-પાંસળાંની કચુંબર કરીને હજી હમણાં જ એના ઘરે ગયો હતો. આમ તો એ રાતે અહીં જ રોકાઈ જાત પણ એને એની ધર્મપત્ની ગળે વળગતી હતી. એની પત્ની એને બહુ ચાહતી હતી...

આ શારીરિક શ્રમના બદલામાં એણે જે પૈસા મુકાદમ પાસેથી વસૂલ કર્યા હતા એ એના ચપોચપ, થૂંકથી લથબથ બ્લાઉઝમાં ઉપર તરફ ડોકાતા હતા. શ્વાસ લેતી-મૂકતી વખતે ક્યારેક ક્યારેક ચાંદીના આ સિક્કા ખખડવા લાગતા. સિક્કાનો એ રણકાર એના હૃદયની બેસૂરી ધડકનોમાં ભળી જતો હતો. એવું લાગતું હતું જાણે કે આ સિક્કાઓની ચાંદી પીગળીને એના જિગરના ખૂનમાં ભળી રહી હોય...

એની છાતીમાં આગ લાગેલી હતી. આ બળતરાનું કારણ થોડા ઘણા અંશે પેલી બ્રાન્ડી હતી જેનો અધેલો મુકાદમ સાથે લઈને આવ્યો હતો. અને કંઈક આ બળતરા પેલા બેવડાના કારણે થતી હતી... જે સોડા ખલાસ થઈ ગયા પછી પાણીમાં ભેળવીને બેઉ જણાએ પીધો હતો.

સાગના લાંબા-પહોળા પલંગ પર એ ઊંધા મોઢે સૂતી હતી. ખભા સુધી ઉઘાડાં એનાં બાવડાં, ઝાકળમાં ભીંજાઈ જવાને કારણે કાગળથી અલગ થઈ ગયેલી પતંગની કમાનની જેમ ફેલાઈને પડ્યા હતા. જમણી બગલ પાસેના ઉપસેલા માંસ પર કરચલીઓ પડેલી હતી. વારંવાર મૂંડવાને કારણે બગલનો એ ભાગ લીલાશ પડતો થઈ ગયો હતો. એવું લાગતું હતું જાણે ચામડી ઉતરડેલી મરઘીનો એક ટુકડો ત્યાં મૂકી દીધો હોય !

ઓરડો સાવ ઘોલકી જેવો હતો જેમાં કેટલીય ચીજો વેરણછેરણ પડી હતી. ત્રણ-ચાર સૂકાઈ ગયેલાં, સડેલાં ચંપલ પલંગ નીચે પડ્યાં હતાં. એ

સડેલાં ચંપલ પર એક ખહુડિયો કૂતરો સૂતો હતો. ઊંઘમાં એ કૂતરો કોઈ અણદીઠી ચીજ સામે લડતો હતો. આ કૂતરાના વાળ ખસને કારણે ઠેરઠેરથી ખરી ગયા હતા. દૂરથી જો કોઈ આ કૂતરાને જુવે તો એને એવું જ લાગે કે કોઈએ જૂનું પગલૂછણિયું બેવડું કરીને જમીન પર નાખેલું છે !

પેલી બાજુ દીવાલ પરની નાનકડી અભરાઈ પર શણગારનો સામાન પડ્યો હતો. એમાં ગાલ પર લગાડવાની લાલી, હોઠની લિપસ્ટિક, પાવડર, કાંસકો અને માથાની પીનો પડેલી હતી. આ પીનો કદાચ એ અંબોડામાં નાખતી હતી. અભરાઈ પાસેના લાંબા ખૂંટા પર પોપટનું એક પાંજરું લટકતું હતું. ડોકને પીંછામાં દબાવીને પોપટ સૂતો હતો. પાંજરું કાચા જમરૂખના ટુકડા અને ગળી ગયેલાં સંતરાની છાલથી ભરેલું હતું. આ ગંધાતા ટુકડાઓ પર ઝીણાં ઝીણાં કાળા રંગના મચ્છર કે ફૂદાં – જે હોય તે – ઊડતાં હતાં.

પલંગની પાસે નેતરની એક ખુરશી પડી હતી, જેની પીઠ માથું ટેકવવાને કારણે બહુ મેલી થયેલી હતી. આ ખુરશીની જમણી બાજુ એક સરસ મજાની ટિપોઈ પડી હતી. એ ટિપોઈ પર હિઝ માસ્ટર્સ વોઈસનું ગ્રામોફોન પડેલું હતું. આ ગ્રામોફોન પર મઢેલું કાળું કપડું સાવ ફાટી ગયું હતું. કાટ ખાઈ ગયેલી કેટલીએ સોય ટિપોઈ પર અને ઓરડીના દરેક ખૂણે રખડતી પડી હતી. આ ટિપોઈની બરાબર ઉપરની દીવાલે ચાર ફોટા લટકતા હતા. જેમાં જુદા જુદા પુરુષોના ફોટા મઢેલા હતા.

એ ફોટાઓની જરાક આ બાજુએ, દરવાજામાં દાખલ થતાંની સાથે જ, ડાબી તરફની દીવાલમાં, મેલો થઈ ગયેલો, તાજાં અને વાસી ફૂલોથી લદાયેલો ગણેશજીનો એક ફોટો હતો. કદાચ આ ફોટો કાપડના તાકામાંથી કાપીને ફ્રેમમાં મઢાવવામાં આવ્યો હતો. આ ફોટાની બાજુમાં જ, અતિશય ચીકણી નાનકડી અભરાઈ પર તેલની એક કૂપી પડી હતી. એમાં દીવો કરવા માટેનું તેલ ભર્યું હતું. એની પાસે જ દીવો પડ્યો હતો. પવન પડી જવાને કારણે દીવાની જ્યોત કપાળ પરના તિલક જેવી સીધી ઊભી હતી. અભરાઈ પર ધૂપની નાની-મોટી ગોળીઓ પડેલી હતી.

જ્યારે એ બોણી કરતી ત્યારે દૂરથી જ રૂપિયાને ગણેશજીની આ મૂર્તિને અડાડી, પોતાના માથે લગાવીને પછી જ ચોળીમાં મૂકતી હતી. એની છાતીઓ

એટલી તો ભરાવદાર હતી કે એ જેટલા પણ રૂપિયા ચોળીમાં રાખતી એ બધા જ સહીસલામત પડ્યા રહેતા. જોકે જ્યારે જ્યારે માધો પૂનાથી રજા લઈને આવતો ત્યારે એને થોડાક રૂપિયા પલંગના પાયા હેઠળ ખોદેલા ખાડામાં સંતાડવા પડતા. આ ખાડો એણે ખાસ પૈસા સંતાડવા જ ખોદ્યો હતો.

માધોની નજરથી બચાવીને પૈસા સલામત રાખવાનો આ રસ્તો સુગંધીને રામલાલ દલાલે બતાવ્યો હતો. રામલાલે જ્યારે સાંભળ્યું હતું કે પૂનાથી આવીને માધો સુગંધી પર દાદાગીરી કરે છે ત્યારે એણે સુગંધીને કહ્યું હતું : 'એ સાલ્લાને વળી તેં કે દા'ડાથી યાર બનાવ્યો છે ?... ખરો ન્યારો પ્રેમ છે તમારો... સાલ્લો ખિસ્સામાંથી એક કાણી પાઈ તો કાઢતો નથી અને તોય તારી સાથે જલસા કરે છે... મફતમાં જલસા કરે છે એ તો ઠીક વળી લટકામાં તારી પાસેથી પૈસા મારી જાય છે. મુવો... સુગંધી, મને માળું દાળમાં કંઈક કાળું લાગે છે. એ સાલ્લામાં કંઈક તો એવી વાત છે જેના લીધે એ તને ગમી ગયો છે. હું સાત વરસથી આ ધંધો કરું છું અને તમારી છોકરીઓની બધી નબળાઈઓ બરાબર જાણું છું...' મુંબઈ શહેરના જુદા જુદા ભાગોમાં દસ રૂપિયાથી લઈને સો રૂપિયા સુધીના ભાવવાળી એકસોને વીસ છોકરીઓનો ધંધો કરનાર રામલાલે સુગંધીને કહ્યું હતું : 'સાલી, તારા પૈસા આમ વેડફી ન નાખ... તારી માનો એ યાર તારા શરીર પરનું કપડું પણ ઉતારી જશે... આ પલંગ હેઠળ નાનો એવો ખાડો ખોદીને એમાં તારા પૈસા દબાવી રાખ... અને જ્યારે તારો એ યાર આવે તો એને આવું કહ્યા કર; 'તારા જીવના સમ માધો, આજ સવારથી એક કાણા પૈસાનું મોઢું નથી જોયું... જરા બહાર લારી પરથી એકાદ કોપ ચા અને સારામાંનાં બિસ્કુટ તો મંગાવ... ભૂખના માર્યા મારા પેટમાં ઉંદરડા કૂદે છે...' શું સમજી ? વખત બહુ નાજુક છે મારી જાન... આ સાલ્લી કોંગ્રેસે દારૂ બંધ કરીને ધંધામાં સાવ મંદી લાવી દીધી છે. જો કે તને તો ક્યાંક ને ક્યાંકથી જરાતરા પીવાનું મળી રહે છે. ભગવાનના સમ, જ્યારે તારી ઓરડીમાં રાતની ખાલી કરેલી બાટલી જોઉં છું અને એમાંનો દારૂ સૂંઘું છું ત્યારે મન થાય છે કે તારી અંદર ઘૂસી જાઉં.'

સુગંધીને પોતાના શરીરમાં સૌથી વધુ છાતીનો ઉભાર ગમતો હતો. એક વાર જમનાએ એને કહ્યું હતું : 'જરા આ બૉંબના ગોળાને નીચેથી બાંધીને

રાખતી જા... ચોળીની અંદર કંઈક પહેરીશ તો લબડી નહીં પડે...!'

આ સાંભળીને સુગંધી હસી પડી હતી : 'જમના, તું શું બધાને તારા જેવા જ માને છે ?... દસ રૂપિયામાં લોકો તારી બોટીઓ તોડીને જતા રહે છે એટલે તને લાગે છે કે બધા સાથે એવું જ થતું હશે ? કોઈ મૂવો લગાવી તો જુવે અહીં-તહીં હાથ... અરે હા... તને કાલની વાત કહું... રામલાલ કાલે રાંતે બે વાગે એક પંજાબીને લઈ આવેલો... આખી રાતના ત્રીસ રૂપિયા નક્કી થયેલા... અમે જેવા આડા પડ્યા કે મેં બત્તી ઠારી નાખી... અરે... પેલો તો માંડ્યો બીવા... તું સાંભળે છે ને જમના, તારા સમ... જેવું અંધારું થયું કે એનો બધો ઠાઠ હવા થઈ ગયો... એ બરાબરનો બીતો હતો... મેં કહ્યું : 'ચાલ-ચાલ વાર શાની લગાડે છે ? ત્રણ તો વાગવા આવ્યા... હમણાં જરાક વારમાં દિવસ ચડી જશે...' તો એણે કહ્યું : 'અજવાળું કર,.. બત્તી કર...' મેં કહ્યું : 'આ અજવાળું વળી કઈ બલા છે ?...' એણે કહ્યું : 'બત્તી... બત્તી...' એનો ડરી ગયેલો અવાજ સાંભળીને મારાથી હસી પડાયું : 'ભાઈ હું તો કંઈ બત્તી નથી કરવાની...' એવું કહી મેં એની માંસલ સાથળ પર ચિંટીયો ભર્યો. વ્યાકુળ થઈને એ બેઠો થઈ ગયો... અને એણે બત્તી ચાલુ કરી દીધી. તરત જ ચાદર ઓઢી લેતાં મેં એને કહ્યું : 'ફાટીમુવા, તને કંઈ લાજ શરમ જેવું છે કે નહીં ?' જેવો એ પલંગ પર આવ્યો એવી હું ઊઠી અને મેં બત્તી ઠારી નાખી... એ પાછો માંડ્યો ગભરાવા... તારા સમ... રાત એટલી તો મોજમાં વીતી કે ના પૂછ વાત... ક્યારેક અજવાળું તો ક્યારેક અંધારું... ક્યારેક અંધારું તો ક્યારેક અજવાળું... ટ્રામનો ખખડાટ સંભળાયો એટલે પાટલુન પહેરતોક એ તો ભાગ્યો... સાલ્લાએ ત્રીસ રૂપિયા સટ્ટામાં જીત્યા હશે... તો જ આમ મફતમાં આપી જાય ને ?... જમના... તું સાવ ભોળી છે... આ બધાને ઠેકાણે રાખવાની મને તો કેટલીયે યુક્તિઓ ખબર છે... !'

સુગંધીને ખરેખર જ એવી ઘણી યુક્તિઓ યાદ હતી. એણે એની એકાદ-બે બહેનપણીઓને એવી યુક્તિઓ કહી પણ હતી. આમ તો મોટાભાગે સુગંધી બધાને જ એ નુસખા કહ્યા કરતી : 'જો આદમી શરીફ હોય, બહુ વાતોડિયો ના હોય તો એની સાથે પેટ ભરીને મસ્તી કરો... ગણી ન ગણાય એટલી વાતો કરો... એને હેરાન-પરેશાન કરો, ગલગલિયાં કરો... એને

રમાડો... જો એ દાઢી રાખતો હોય તો એની દાઢીમાં આંગળીઓ ફેરવો... ને આંગળી ફેરવતાં ફેરવતાં બે-ચાર વાળ ખેંચી લો... જો એની ફાંદ મોટી હોય તો જરા થપથપાવી... એને એટલો સમય જ ન આપો કે એ એની મરજીથી કંઈ કરી શકે... પેલો રાજી રાજી થઈને ચાલ્યો જશે અને તમારા પક્ષે સબ સલામત... પણ બેન... જે પુરુષ એક અક્ષર ન બોલે, સાવ ગૂપચૂપ રહે એનાથી બચવું... એ બહુ ખતરનાક હોય છે... જો એને લાગ મળી જાય અને એનો દાવ ચાલી જાય તો એ હાડકાં-પાંસળાં ખોખરાં કરી નાખે... !'

સુગંધી પોતાની જાતને જેટલી ચાલાક જાહેર કરતી હતી એટલી ચાલાક એ ખરેખર નો'તી. એના ઘરાક પણ બહુ ઓછા હતા. સુગંધી એકદમ જ લાગણીશીલ છોકરી હતી. એ જ કારણથી એને યાદ હતી એ બધી યુક્તિઓ એના મગજમાંથી સરકીને એના પેટમાં જઈ ચડતી હતી... એક બાળક થઈ જવાને કારણે એના પેટ પર કેટલાય લીટા પડી ગયા હતા. આ લીટા એણે પહેલી વાર જોયાં ત્યારે એને એવું લાગ્યું હતું જાણે એના ખહુડિયા કૂતરાએ નખોરિયાં મારીને આવાં નિશાન બનાવ્યાં હોય... સુગંધીના કૂતરા પાસેથી જ્યારે કોઈ કૂતરી એકદમ જ ઉપેક્ષાના ભાવ સાથે પસાર થતી ત્યારે શરમ દૂર કરવા એનો કૂતરો જમીન પર પંજા વડે બરાબર આવાં જ નિશાન બનાવતો હતો.

સુગંધી આમ તો વિચારોના જગતમાં ઝાઝું જીવતી પણ જેવું કોઈ જરાક નરમ-નાજુક વાત કરે, જરાક કોમળ બોલ બોલે કે તરત જ એ પીગળી જતી અને શરીરનાં બાકીનાં અંગોમાં પ્રસરી જતી. જોકે સ્ત્રી-પુરુષના શારીરિક મેળાપને એનું મગજ સાવ અર્થ વગરનું સમજતું હતું. પણ એનાં શરીરનાં બાકીનાં અંગો આવા મેળાપ માટે સદાય તત્પર રહેતાં. એના શરીરનાં અંગો થાકીને ચૂર થઈ જવા માગતાં હતાં... એવો થાક જે એને અધમૂઈ કરી દઈ સૂવા માટે મજબૂર કરી દે... થાકથી તૂટી જતું હોય શરીર ત્યારે કેવી તો મજેદાર ઊંઘ આવે !... માર ખાઈ ખાઈને શરીરનો સાંધેસાંધો ઢીલો પડી જાય પછી મન પર જે બેહોશી સવાર થાય એ કેવો તો આનંદ આપે છે... ક્યારેક એવું લાગે છે કે તમે છો... અને ક્યારેક એવું લાગે છે કે તમે નથી... અને આ હોવા – નહીં હોવાની વચ્ચેની પળમાં ક્યારેક એવું મહેસૂસ થાય છે કે તમે હવામાં ક્યાંક બહુ ઊંચે લટકી રહ્યા છો... ઉપર હવા, નીચે હવા,

ડાબે હવા, જમણે હવા... જ્યાં જુવો ત્યાં બસ હવા જ હવા... અને પછી એ હવામાં શ્વાસ રૂંધાય એનીય એક ખાસ મઝા હોય છે.

બાળપણમાં એ જ્યારે સંતાકૂકડી રમતી ત્યારે માની મોટી પેટી ઉઘાડીને એમાં સંતાઈ જતી. હવાના અભાવે એનો શ્વાસ રૂંધાઈ જતો તો સાથે સાથે પકડાઈ જવાની બીકે એનું હૈયું ધડક ધડક ધડકી ઊઠતું... ત્યારે કેટલી મઝા આવતી !...

સુગંધી ઇચ્છતી હતી કે એ પોતાની આખી જિંદગી આવી જ કોઈ પેટીમાં સંતાઈને વીતાવી દે... એને શોધવાવાળા પેટીની બહાર આંટા મારતા રહે... ક્યારેક ક્યારેક એને શોધી પણ કાઢે... કે પછી કદીક પોતે એમને શોધવા પ્રયાસ કરે... છેલ્લાં પાંચ વરસથી જે જિંદગી એ જીવી રહી હતી એ એમ જુવો તો સંતાકૂકડી નો'તી તો શું હતું ? ક્યારેક એ કોઈક્ને શોધી કાઢતી હતી તો ક્યારેક કોઈક એને શોધી લેતું હતું. બસ આમ જ એનું જીવન વીતી રહ્યું હતું. પણ સુગંધી ખુશ હતી... એ ખુશ હતી કારણ કે એને ખુશ રહેવું પડતું હતું. રોજ રાતે કોઈ ને કોઈ મરદ એના સાગના પહોળા પલંગ પર સૂવા માટે આવતો જ. અને મરદોને ઠેકાણે રાખવાના બેશુમાર નુસખા જેને યાદ હતા એ સુગંધી આ મરદોની કોઈ પણ આડી અવળી વાત નહીં માનવાનું જાત સાથે નક્કી કરતી. વારંવાર એ જાત સાથે નક્કી કરતી કે પોતે આ પુરુષો સાથે એકદમ તોછડાઈથી વર્તશે. પરંતુ આવું નક્કી કર્યા પછી હંમેશાં જ એ લાગણીના પ્રવાહમાં વહી નીકળતી અને અંતે હંમેશાં તરસી રહી જતી.

રોજ રાતે એનો જૂનો કે નવો મુલાકાતી એને કહેતો રહેતો : 'સુગંધી, હું તને પ્રેમ કરું છું...!' પેલો ખોટું બોલી રહ્યો છે એવું જાણવા છતાં સુગંધી પીગળી જતી અને એને એવું લાગતું જાણે સાચ્ચે જ કોઈ એને પ્રેમ કરી રહ્યું હોય...! ... પ્રેમ... કેટલો સુંદર શબ્દ છે નહીં ? ... એ ઇચ્છતી હતી કે આ પ્રેમને પીગાળીને એ પોતાના અંગેઅંગ પર ચોળે, માલિશ કરે... જેથી આ બધો જ પ્રેમ એના રોમેરોમમાં સમાઈ જાય... એની રગરગમાં પ્રસરી જાય... એ પ્રેમમય થઈ જાય. ને કદી એમાંથી બહાર જ ન આવે. કોઈ કોઈ વાર એની અંદર કોઈને ઉત્કટપણે પ્રેમ કરવાની ઇચ્છા જાગતી ત્યારે ઘણી

વાર પાસે પડેલા પુરુષને ખોળામાં લઈને થાબડવાનું અને હાલરડું ગાઈને સુવડાવી દેવાનું સુગંધીને મન થઈ આવતું.

એની અંદર પ્રેમ કરી શકવાની એટલી બધી તાકાત હતી કે એની પાસે આવનારા દરેક પુરુષને એ ચાહી શકતી હતી. વળી એ પ્રેમને નિભાવી પણ શકતી. સામેની દીવાલ પર જેમના ફોટા લટકતા હતા એ ચારેય પુરુષો સાથેના પ્રેમને એ નિભાવતી જ હતી ને ? દરેક ક્ષણે એના હૈયામાં એ લાગણી રહેતી જ કે પોતે બહુ સારી છે. આવું સારાપણું પુરુષોમાં કેમ નથી હોતું એ સુગંધીની સમજમાં નો'તું આવતું. એક વાર અરીસામાં જોતાં જોતાં આપોઆપ જ એના મોઢામાંથી આ બોલ સરી પડ્યા હતાં : 'સુગંધી, સમયે તારી સાથે સારો વર્તાવ નથી કર્યો...!'

આ વખત-સમય એટલે છેલ્લા પાંચ વરસના એ દિવસો અને રાતો... જે એના જીવનના તારેતાર સાથે જોડાયેલા હતા. જોકે એના દિલમાં જેની ઇચ્છા હોય એવી કોઈ ખુશી આ વખતે એને નો'તી આપી છતાં પણ એ ઇચ્છતી હતી કે બસ આમને આમ જ દિવસો પસાર થતા રહે... એને વળી ક્યાં મહેલ ચણવા હતા કે એ રૂપિયા-પૈસાની લાલચ કરે ? એનો રોજનો ભાવ દસ રૂપિયા હતો. એમાંથી અઢી રૂપિયા, રામલાલ એની દલાલીના કાપી લેતો હતો. એને રોજ સાડાસાત રૂપિયા મળી રહેતા હતા... ને એની જેવા એકલા જીવ માટે એટલા પૈસા ઘણા હતા અને રામલાલ દલાલના શબ્દોમાં 'માધો જ્યારે સુગંધી પર હુમલો કરતો' ત્યારે દસ-પંદર રૂપિયાનો લાગો સુગંધી માધોને પણ બાળી દેતી. આ લાગો માત્ર એટલે માટે હતો કે સુગંધીને માધો માટે 'કંઈક' થઈ ગયું હતું. રામલાલ દલાલ ખરું જ કહેતો હતો કે માધોમાં એવું કંઈક ચોક્કસ જ હતું જે સુગંધીને ગમી ગયું હતું.

માધો જ્યારે સુગંધીને પહેલી વાર મળ્યો હતો ત્યારે એણે કહ્યું હતું : 'તને શરમ નથી આવતી પોતાનો ભાવ કહેતાં...! તું મારી સાથે કઈ ચીજનો સોદો કરી રહી છે એ તું જાણે છે ખરી ? તું જાણે છે હું તારી પાસે શા માટે આવ્યો છું?... છી... છી... છી... દસ રૂપિયા...? અને તું કહે છે તેમ અઢી રૂપિયા દલાલના... બાકી રહ્યા રૂપિયા સાડાસાત... રહ્યા ને સાડાસાત ?... હવે આ સાડાસાત રૂપિયામાં તું મને એવી ચીજ આપવાનું વચન આપે છે જે

તું આપી જ નથી શકતી... અને હું એવી ચીજ લેવા આવ્યો છું જે હું લઈ જ નથી શકતો... મને તો સ્ત્રી જોઈએ... પણ તને આ ક્ષણે પુરુષ જોઈએ છે ખરો ? મને તો કોઈ પણ સ્ત્રી ચાલી જશે કારણ કે મારે અત્યારે સ્ત્રીની જરૂર છે પણ તને હું ગમું છું ખરો ? તારી મારી વચ્ચે સંબંધ જ શો છે ? કંઈ જ નહીં... બસ આ દસ રૂપિયા... જેમાંથી અઢી તો દલાલીના જતા રહેશે... અને બાકીના અહીં તહીં ખર્ચાઈ જશે... તારી ને મારી વચ્ચે આ દસ રૂપિયા ખખડી રહ્યા છે. તું પણ એનો ખનકાર સાંભળી રહી છે અને હું પણ... તારું મન કંઈક વિચારે છે... મારું મન પણ કંઈક ભળતું જ વિચારે છે... તને મારી જરૂર હોય અને મને તારી એવી કોઈ વાત કરીએ તો ? પૂનામાં હવાલદાર છું... મહિનામાં એકવાર આવીશ, ત્રણ ચાર દિવસ માટે... આ ધંધો છોડી દે... હું તને ખર્ચા પેટે પૈસા આપીશ... આ ઓરડીનું ભાડું કેટલું છે ?...'

માધોએ બીજું પણ ઘણું બધું કહ્યું હતું, જેની સુગંધી પર એ હદે અસર થઈ હતી કે થોડીક વાર માટે એ પોતાને માધોની વહુ-હવાલદારણી – સમજી બેઠી હતી. વાતો કર્યા પછી માધોએ ઓરડીમાં વેરવિખેર પડેલી ચીજોને બરાબર ગોઠવી હતી અને સુગંધીએ ઓશીકા તરફની દીવાલે લટકાવેલ નગ્ન તસ્વીરોને પૂછ્યાગાછ્યા વગર જ માધોએ ફાડી નાખી હતી. અને પછી કહ્યું હતું : 'જો સાંભળ... હું આવા ગંધારા ફોટા અહીં નહીં રહેવા દઉં... અને પાણીનો આ ઘડો તો જો જરાક... જો તો ખરી કેટલો ગંદો છે અને આ... ચીંથરાં... આ ફાટેલાં ગાભા... ઉફ... જરા સૂંઘ તો ખરી કેવી ગંદી વાસ આવે છે એમાંથી ? ઉઠાવ આ બધું અને ફેંકી દે બહાર... અને તેં તારા વાળનું આ કેવું તો સત્યાનાશ વાળી દીધું છે... અને... અને...'

ત્રણેક કલાકની વાતચીત પછી સુગંધી અને માધો એકબીજા સાથે એવાં તો હળીમળી ગયાં હતાં કે સુગંધીને એવું લાગવા માંડ્યું કે પોતે વર્ષોથી આ હવાલદારને ઓળખે છે. આ જ દિવસ સુધી ક્યારેય, કોઈએ એની ઓરડીમાંનાં ગંધારાં ચીંથરાં, ગંદો ઘડો કે નગ્ન ફોટા તરફ ધ્યાન જ નો'તું આપ્યું. અને ન તો કદી કોઈએ સુગંધીને એવું મહેસૂસ કરવાની તક આપી હતી કે એનું એક ઘર છે અને એમાં પણ ઘર જેવી સુઘડતા લાવી શકાય. લોકો આવતા રહેતા... અને ઓરડી તો ઠીક પણ પથારી સુદ્ધાંની ગંદકીને

મહેસૂસ કર્યા વગર ચાલ્યા જતા હતા... કોઈ સુગંધીને એવું નો'તું કહેતું : 'જો તો આજે તારું નાક લાલ થઈ ગયું છે... ક્યાંક તને શરદી ન થઈ જાય... થોભ જરા... હું તારા માટે દવા લઈ આવું છું... !'

માધો કેટલો સારો હતો ! એની બધી વાત સોળ આના સાચી હતી. એણે કેવી સાચી વાતો સંભળાવી હતી સુગંધીને મોઢા પર જ ? સુગંધીને લાગવા માંડ્યું કે એને માધોની ખરેખર જ જરૂર છે... એટલે પછી બેઉ વચ્ચે કાયમી સંબંધ બંધાયો...

મહિનામાં એક વાર માધો પૂનાથી આવતો હતો. અને પાછા જતી વખતે હંમેશાં સુગંધીને એકની એક વાત કહેતો : 'જો સુગંધી, તેં જો ફરીથી ધંધો શરૂ કર્યો ને તો તારો-મારો સંબંધ પૂરો... જો તેં એકાદ વાર પણ કોઈ પુરુષને તારે ત્યાં રાખ્યો એવી મને ખબર પડી તો ચોટલો પકડીને બહાર કાઢી મૂકીશ... જો આ મહિનાનો ખર્ચો હું તને પૂના પહોંચતાની સાથે જ મોકલી આપીશ... અરે હા, આ ઓરડીનું ભાડું કેટલું છે ?...

ન તો માધોએ કદી પૂનાથી ખર્ચો મોકલ્યો હતો અને ન તો સુગંધીએ કદી એનો ધંધો બંધ કર્યો હતો... એમની વચ્ચે શું ચાલી રહ્યું છે એ બેઉ સારી રીતે સમજતાં હતાં... ન તો સુગંધીએ કદી માધોને આવું કહ્યું હતું : 'આ શું ટક ટક લઈને બેઠો છે તું ? એક કાણી પાઈ પણ તેં દીધી છે ખરી ?' અને ન તો માધોએ કદી સુગંધીને આવું પૂછ્યું હતું : 'હું તો તને કાંઈ દેતો નથી તો પછી તારી પાસે આ પૈસા આવે છે ક્યાંથી ?...' બેઉ ખોટાબોલા હતા. બેઉ ગિલેટ ચડાવેલી જિંદગી જીવતાં હતાં. પણ તોય સુગંધી ખુશ હતી. કારણ કે જેને અસ્સલ સોનું ન મળે એ ગિલેટ કરેલાં ઘરેણાંથી જ રાજી થાય છે.

એ સમયે સુગંધી થાકી-પાકીને સૂઈ ગઈ હતી. એના માથા પર લટકતી બત્તીને બંધ કરવાનું એ ભૂલી ગઈ હતી. બત્તીનું આંજી નાખતું અજવાળું એની બંધ આંખો સાથે ટકરાતું હતું. પણ તોય એ તો ઘસઘસાટ ઊંઘતી હતી. એ જ સમયે બારણા પર ટકોરા પડ્યા.

રાતના બે વાગે આ વળી કોણ આવ્યું ? સુગંધીના સપનામાં ડૂબેલા કાનને ટકોરાનો અવાજ ગણગણાટ જેવો લાગ્યો. બારણું જ્યારે જોરશોરથી ખખડાવવામાં આવ્યું ત્યારે સુગંધી ચોંકીને ઊઠી ગઈ. દાંત વચ્ચે ફસાયેલા

માછલીના ટુકડાઓ અને દારૂએ ભેળા મળીને એના મોંને તૂરાશ પડતા ચીકણા થૂંકથી ભરી દીધું હતું. સાડલાના છેડાથી એણે આ ગંધાતા થૂંકને સાફ કર્યું અને આંખો ચોળવા લાગી. પલંગ પર એ એકલી જ હતી. નમીને એણે પલંગ નીચે જોયું. એનો કૂતરો સૂકાઈ ગયેલાં ચંપલો પર મોઢું નાખીને સૂતો હતો અને ઊંઘમાં જ કોઈ અણદીઠી ચીજ સાથે લડતો હતો. એનો પોપટ પીંછાંમાં મોઢું સંતાડીને સૂઈ રહ્યો હતો.

બારણું ફરીથી ખખડ્યું.

સુગંધી પથારીમાંથી ઊભી થઈ. એનું માથું ફાટી જતું હતું. ઘડામાંથી પાણીનો એક ડોયો ભરીને એણે કોગળા કર્યા અને બીજો ડોયો ગટગટ કરતીક પી ગઈ. પછી એણે બારણાને જરાક અમસ્તું ઉઘાડ્યું અને બોલી : 'કોણ રામલાલ !'

બહાર ઊભા ઊભા બારણું ખખડાવીને થાકી ગયેલો રામલાલ એકદમ ગુસ્સામાં બોલવા માંડ્યો : 'તને શું સાપ સૂંઘી ગયો'તો ? થયું'તું શું તને ? છેલ્લા એક કલાકથી બહાર ઊભો ઊભો બારણું ખખડાવી રહ્યો છું... ક્યાં મરી ગઈ'તી તું ?' પછી ઘાંટો નીચો કરી ધીમેકથી પૂછ્યું : 'અંદર કોઈ છે તો નહીં ને ?...'

સુગંધીએ જ્યારે જવાબમાં 'કોઈ નથી' કહ્યું ત્યારે પાછો રામલાલનો ઘાંટો ઊંચો થઈ ગયો : 'તો પછી બારણું કેમ નથી ઉઘાડતી ! ભાઈ... આ તો હદ થઈ ગઈ... શું ઊંઘ છે તારી ?... આમ જો એક એક છોકરી પાછળ મારે બબ્બે કલાક માથાં ફોડવા પડે તો હું કરી રહ્યો ધંધો... હવે તું મારું મોઢું શું... જોઈ રહી છે ? ફટાફટ આ સાડલો ઉતાર અને પેલી ફૂલોવાળી સાડી પહેરી લે... જરાક પાવડર-બાવડર છાંટને પછી ચાલ મારી સાથે... બહાર મોટરમાં એક શેઠ તારી વાટ જુવે છે. ચાલ જરા જલદી કર...'

સુગંધી આરામખુરશી પર બેસી ગઈ. અને રામલાલ અરીસા સામે ઊભો રહી વાળમાં કાંસકો ફેરવવા માંડ્યો.

સુગંધીએ હાથ લાંબો કરીને ટિપોઈ પરથી બામની શીશી લીધી અને ઢાંકણું ખોલતા ખોલતાં કહ્યું : 'રામલાલ, આજે મને સારું નથી લાગતું... !'

રામલાલે કાંસકો અભરાઈ પર મૂકી દીધો અને સુગંધી તરફ ફરીને બોલ્યો : 'તો પહેલેથી જ એમ કહેવું હતું ને ?...'

સુગંધીએ કપાળ અને કાન પાસે બામ ઘસતાં ઘસતાં રામલાલની ગેરસમજ દૂર કરી : 'નહીં નહીં... તું સમજે છે એવું નથી રામલાલ... આમ જ, આજે સારું નથી લાગતું. રાતે જરાક વધારે પડતું પીવાઈ ગયું હતું...!'

રામલાલના મોઢામાં પીવાની વાતથી પાણી આવી ગયું : 'જરા તરા વધ્યો હોત તો તો આ માથું દુ:ખત જ નહીં ને ?... જો રામલાલ, મોટરમાં બેઠેલા તારા એ શેઠને તું અંદર જ લઈ આવ...!'

રામલાલે જવાબમાં કહ્યું : 'અરે ના ભાઈ ના, એ અંદર નહીં આવે... એકદમ જેંટલમેન છે... એ તો મોટરને ગલીના નાકે ઊભી રાખતાં પણ ગભરાતો હતો... તું જરા કપડાં-બપડાં બદલી લે... અને જરાક ગલીના નાકા સુધી ચાલને... એટલી વારમાં તને પણ ઠીક લાગવા માંડશે...'

આટલું સખત માથું દુ:ખતું હોય એવી હાલતમાં સાડાસાત રૂપિયાનો સોદો સુગંધી હરગીઝ કબૂલ ના કરત. પણ શું કરે ? એને પૈસાની સખત જરૂર હતી. એની બાજુની ઓરડીમાં એક મદ્રાસણ રહેતી હતી. એ બાઈનો ઘરવાળો મોટર નીચે પીલાઈ જવાથી મરી ગયો હતો. એ બાઈને એની જુવાન છોકરી સાથે વતનમાં જવું હતું. પણ એની પાસે જવા માટે ભાડાના પૈસા જ નો'તા એટલે એ લાચાર થઈને બેઠી હતી. હજી ગઈ કાલે જ એને ધીરજ બંધાવતાં સુગંધીએ કહ્યું હતું : 'જો બેન, તું ચિંતા ન કર... મારો આદમી એકાદ-બે દા'ડામાં પૂનાથી આવવાનો છે... હું એની પાસેથી થોડાક રૂપિયા લઈને તારા જવા માટે બંદોબસ્ત કરી આપીશ...!'

માધો પૂનાથી આવવાનો હતો એ વાત સાચી પણ પૈસાની સગવડ તો સુગંધીએ જ કરવાની હતી. એટલે જખ મારીને એ ઊઠી અને જલ્દી જલ્દી કપડાં બદલવા માંડી. પાંચ મિનિટમાં એણે સાડલો કાઢીને ફૂલોવાળી સાડી પહેરી લીધી. અને ગાલ પર લાલી-પાવડર લગાડીને તૈયાર થઈ ગઈ... ઘડામાંથી વળી પાછો ઠંડા પાણીનો એક ડોયો પીધો અને રામલાલ સાથે ચાલી નીકળી.

નાનાં શહેરોના બજાર કરતાં ઘણી મોટી લાગે એવી આ ગલી અત્યારે

એકદમ સૂમસામ હતી. યુદ્ધને કારણે દીવાઓના કાચને કાળા રંગી દેવામાં આવ્યા હતા. એટલે થાંભલા પર જડેલા ગેસના દીવાઓનો પ્રકાશ પહેલાંની સરખામણીએ ખાસ્સો ધૂંધળો હતો. એ સાવ ઝાંખી રોશનીમાં, ગલીના નાકે એક મોટર નજરે પડતી હતી.

સાવ ઝાંખા પ્રકાશમાં એ કાળા રંગની મોટરનો પડછાયો અને એમાં રાતના પાછલા પહોરની ભેદી લાગે એવી ખામોશી... સુગંધીને એવું લાગ્યું કે એના માથાની પીડા સમગ્ર વાતાવરણ પર છવાઈ ગઈ છે. હવામાં પણ એને એક પ્રકારની તુરાશ લાગી. જાણે કે બ્રાન્ડી કે બેવડાની ગંધથી હવા પણ ભારેખમ ન થઈ ગઈ હોય...!

થોડા આગળ જઈને રામલાલે મોટરની અંદર બેઠેલાઓ સાથે કશીક વાત કરી. એટલામાં સુગંધી મોટરની પાસે પહોંચી ગઈ. એક બાજુ ખસી જઈને રામલાલે કહ્યું : 'લો, એ આવી ગઈ. બહુ સરસ છોકરી છે. ધંધો શરૂ કર્યે હજી બહુ થોડા દિવસ થયા છે...' પછી સુગંધી બાજુ ફરીને એણે કહ્યું : 'સુગંધી અહીં આવ... શેઠજી બોલાવે છે...'

સાડીના છેડાને આંગળી પર લપેટતી સુગંધી આગળ વધી અને મોટરના દરવાજા પાસે ઊભી રહી.

શેઠ સાહેબે સુગંધીના મોઢા પર બેટરીનો પ્રકાશ ફેંક્યો. એકાદ પળ માટે એ તેજ રોશનીએ સુગંધીની નશામાં મસ્ત આંખોને આંજી દીધી. પછી બેટરીનું બટન દબાવવાનો અવાજ આવ્યો અને રોશની બંધ થઈ ગઈ. અને બેટરી બંધ થતાંની સાથે જ શેઠના મોઢામાંથી 'ઊંહુ' નીકળ્યું. પછી અચાનક જ મોટરનું એંજિન ગાજી ઊઠ્યું અને મોટર ચાલતી થઈ ગઈ...

સુગંધી કંઈ વિચારી જ નો'તી શકી. એની આંખોમાં હજીયે બેટરીનો તેજ પ્રકાશ ઘૂસેલો હતો. એ તો શેઠનું મોઢું પણ બરાબર જોઈ નો'તી શકી. આ બધું શું બની ગયું? પેલાના 'ઊંહુ'નો મતલબ શો હતો? એનું એ 'ઊંહુ' હજી પણ સુગંધીના કાનમાં બણબણતું હતું... એનો મતલબ શો હતો? શો હતો એ 'ઊંહુ'નો મતલબ?...

એને રામલાલ દલાલનો અવાજ સંભળાયો : 'એણે તને પસંદ ન કરી... ઠીક છે ચાલ... હું તો જાઉં છું... બે કલાક ફોગટમાં બગાડ્યા...'

આ સાંભળીને સુગંધીના સમગ્ર અસ્તિત્વને એક જબરદસ્ત ઝાટકો લાગ્યો હતો : 'ક્યાં છે પેલી મોટર ? ક્યાં ગયો પેલો શેઠ... તો એના 'ઊંહુ'નો મતલબ એ છે કે એણે મને પસંદ ના કરી, એમ ? એની તો...' એના કાળજેથી બહાર આવવા મથતી ગાળ જીભના ટેરવે રોકાઈ ગઈ... એને ગાળ દેવી પણ હોય તો પણ હોય તો કોને દે ? મોટર તો ક્યારનીય જઈ ચૂકી હતી. મોટરની પાછળની લાલ બત્તી, સુગંધીની નજર સામે, બજારના અંધારામાં ગુમ થઈ રહી હતી. સુગંધીને એવું લાગતું હતું જાણે એ લાલ લાલ અંગારો પેલાનું 'ઊંહુ' છે જે એની છાતીમાં શારડીની જેમ ઊતરતું જતું હતું. એને જોરથી રાડ પાડવાનું મન થઈ ગયું : 'એ શેઠ... તારી મોટર રોકને જરાકવાર... બસ એક મિનિટ માટે મોટર ઊભી રાખને...' પણ શેઠ તો બહુ આઘો નીકળી ગયો હતો.

સૂમસામ બજાર વચ્ચે સુગંધી એકલી ઊભી હતી. ખાસ પ્રસંગોએ પહેરાતી એની ફૂલોવાળી સાડી રાતના પાછલા પહોરના ધીમા પવનમાં લહેરાઈ રહી હતી. સાડીની રેશમી સરસરાહટ સુગંધીને કરડવા દોડતી હતી ! સાડીના ચીંથરે ચીંથરા કરી દેવાનું એને મન થતું હતું. કારણ કે સાડી પણ જાણે હવામાં લહેરાઈને 'ઊંહુ'... 'ઊંહુ' કરી રહી હતી !

સુગંધીએ ગાલ પર પાવડર લગાડ્યો હતો અને હોઠ પર લિપસ્ટિક. આ સજાવટ એણે પોતાને પસંદ કરાવવા માટે કરી હતી એવો વિચાર આવતાં શરમની મારી એ પરસેવાથી તર થઈ ગઈ...

પોતાની શરમ દૂર કરવા સુગંધીએ વિચાર્યું : 'હું કંઈ એ પીટ્યાને દેખાડવા માટે થોડી જ તૈયાર થઈ હતી ?... મારી તો આદત છે. પણ... પણ... આ રાતનો બેનો સમય અને રામલાલ દલાલ અને... અને આ બજાર.

અને પેલી મોટર... અને બેટરીનો એ પ્રકાશ...' આ બધું યાદ આવતાંની સાથે જ એની નજર પહોંચે ત્યાં સુધી વાતાવરણમાં બધે જ પ્રકાશના લિસોટા તરવા લાગ્યા. અને હવાની હળવી શી લહેરખીમાં પણ એને મોટરના એંજિનનો ઘરઘરાટ સંભળાવા લાગ્યો.

પાવડર-લાલી વગેરે લગાડવાને કારણે એના કપાળ પર લગાવેલા બામની વાસ ઓછી થઈ ગઈ હતી. પણ હવે પરસેવો વળવાને કારણે બામ જાણે

એના રોમેરોમમાં દાખલ થઈ રહ્યું હતું. સુગંધીને પોતાનું માથું જાણે પારકું હોય એવું લાગ્યું. એના પરસેવાથી તર થયેલા માથા પાસેથી હવાની એક લહેરખી પસાર થઈ તો સુગંધીને એવું લાગ્યું જાણે ધાતુનો ટાઢોબોળ ટુકડો કોઈએ એના કપાળ પર ચોંટાડી દીધો હોય... એનું માથું હજી એવું ને એવું જ દુઃખતું હતું. પણ વિચારોની ઊથલપાથલે એની પીડાને દબાવી દીધી હતી.

સુગંધીએ કેટલી બધી વાર વિચારોની ગડમથલ હેઠળ દબાઈ ગયેલી એની પીડાને બહાર કાઢવા મથામણ કરી... પણ એમ કરવામાં એ નિષ્ફળ જ રહી... એ ઇચ્છતી હતી કે ગમે તે કારણે એનું અંગે અંગ દુઃખવા માંડે, એના માથામાં પીડા થાય, એના પગ દુઃખે, એના પેટમાં દુઃખે, એના બાવડાં કળે... એવી તો તીવ્ર પીડા થાય, એવો દુઃખાવો થાય કે એને માત્ર પીડા જ યાદ રહે અને બાકીનું બધું એ ભૂલી જાય. આવું વિચારતાં વિચારતાં એના હૈયામાં કંઈક થયું. શું એ પીડા હતી? જરાક વાર માટે એનું હૈયું સંકોચાયું ને પછી?... આ શું હતું? ફટ્ રે ફટ્... આ તો પેલું 'ઊંહુ' હતું. જે એના હૈયામાં ઘડીક સંકોચાતું હતું તો વળી ઘડીક ફેલાઈ જતું હતું.

ઘરે જવા સુગંધીએ હજી પગ ઉપાડ્યો જ હતો પણ એ અટકી ગઈ. ઊભી રહીને પાછી વિચારવા માંડી : 'રામલાલ દલાલનું માનવું છે કે પેલા શેઠને મારું મોઢું પસંદ ના આવ્યું. જોકે એણે મોઢું ન ગમ્યું એવું કહ્યું તો નથી, એણે તો આવું કહ્યું હતું : 'સુગંધી, એણે તને પસંદ ન કરી...!' એને... એને મારું મોઢું પસંદ ન પડ્યું તો શું થઈ ગયું? મને પણ કેટલાય પુરુષોનાં ડાચાં પસંદ નથી પડતાં... પેલો... જે અમાસની રાતે આવ્યો હતો એનું કેવું ભંગાર ડાચું હતું? મેં પણ નાકનું ટેરવું નો'તું ચડાવ્યું? જ્યારે એ મારી સાથે સૂવા પડ્યો ત્યારે મને ચીતરી નો'તી ચડતી? મને ઉબકો આવતાં આવતાં નો'તો રહી ગયો?... ઠીક છે એ બધું... પણ સુગંધી, તોય તેં એને ધુત્કાર્યો નો'તો. એને તરછોડ્યો નો'તો... આ મોટરવાળો શેઠ તો તારા મોઢા પર થૂંકી ગયો છે... ઊંહુ... એના 'ઊંહુ'નો બીજો વળી શો અર્થ હોવાનો? એ જ ને કે આ છછુંદરના માથામાં વળી ચમેલીનું તેલ?... ઊંહુ... આ મોં અને મસુરની દાળ?... અરે રામલાલ... તું વળી આવી ગરોળી ક્યાંથી પકડી

લાવ્યો છે ?... તું તો આ બાઈનાં આટલાં બધાં વખાણ કરતો હતો... દસ રૂપિયા અને આવી બાઈ ?... એના કરતાં ખચ્ચર શું ખોટું ?...

સુગંધી વિચારતી જતી હતી... અને એના પગના અંગૂઠાથી લઈને માથાના મોવાળા સુધી લાય બળી રહી હતી. એને ઘડીક પોતાની જાત પર ગુસ્સો આવતો હતો તો ઘડીક રામલાલ દલાલ પર એ અકળાતી હતી. રામલાલે રાતના બે વાગે આવીને એની ઊંઘ હરામ કરી હતી. પણ વળતી પળે જ એને પોતાની જાતને અને રામલાલ દલાલ બેઉ નિર્દોષ લાગતાં અને એ શેઠ વિશે વિચારવા માંડતી... અને શેઠનો વિચાર આવતાંની સાથે જ એની આંખો, એના કાન, એનાં બાવડાં, એના પગ... એનું સમગ્ર અસ્તિત્વ – પેલો શેઠ જો ક્યાંય દેખાય તો જોવા માટે પાછળ ફરી જતું... જે કંઈ બની ગયું એ બધું એક વાર ફરી બને... માત્ર એક વાર ફરીથી બને એવી તીવ્ર ઈચ્છા એની અંદર જોર પકડી રહી હતી. માત્ર એક વાર ફરીથી – એ ધીમે ધીમે મોટર તરફ જાય, મોટરની અંદરથી એક હાથ બેટરી કાઢે અને એના મોઢા પર રોશની ફેંકે, પછી 'ઊંહુ' એવો અવાજ આવે અને પછી સુગંધી પોતાના બેઉ પંજાથી આડેધડ શેઠનું મોઢું ઉતરડવાનું શરૂ કરી દે... જંગલી બિલ્લીની જેમ એના પર તૂટી પડે અને ફેશનમાં વધારેલા દસેય આંગળાના નખ શેઠના ગાલમાં ખૂંતાડી દે... માથાનાં જટિયાં પકડીને એને મોટરની બહાર ઢસડી લાવે અને ધડાધડ મુક્કા મારવાના શરૂ કરી દે... અને મારી મારીને જ્યારે એ થાકી જાય... જ્યારે એ થાકી જાય ત્યારે રોવાનું શરૂ કરી દે.

અંતિશય ગુસ્સો અને લાચારીની હદ વટાવી જવાને કારણે ત્રણચાર મોટાં મોટાં આંસુ એની આંખોમાંથી ટપકવાની તૈયારીમાં હતાં એના કારણે સુગંધીને રોવાનો વિચાર આવ્યો...

એકાએક સુગંધીએ પોતાની આંખોને સવાલ પૂછ્યો : 'તમે કેમ રડો છો ? તમને શું મોત આવ્યું કે આમ ટપકવા બેઠાં ?'

આંખોને પૂછેલો સવાલ થોડીક વાર સુધી પાંપણ પર અટકેલાં આંસુઓમાં તરતો રહ્યો. સુગંધી એ આંસુઓની આરપાર ક્યાંય સુધી એ અવકાશમાં ઘૂરતી રહી જ્યાં શેઠની મોટર ગઈ હતી.

ફડ... ફડ... ફડ... !

આ અવાજ ક્યાંથી આવ્યો ? સુગંધીએ ચોંકીને આસપાસ જોયું પણ કોઈ નજરે ના ચડ્યું.

અરે ! આ તો તારું હૈયું ફફડ્યું... એને લાગ્યું હતું કે મોટરના એંજિનનો અવાજ છે... !

એનું હૈયું... આ શું થયું છે એના હૈયાને ? આજે એના હૈયાને આ વળી કેવો રોગ લાગુ પડ્યો છે ?... એકદમ બરાબર ચાલતું હતું એના બદલે આમ ધડ-ધડ કેમ કરતું હતું ? એની પેલી રેકર્ડની સોઈ ફરતી ફરતી એક જગ્યાએ અટકી જતી અને 'રાત કટી ગિન ગિન તારે' કહેતી 'તારે... તારે...'ની રટ લગાવતી ચોંટી જતી... બરાબર એ ઘસાયેલી રેકર્ડની જેમ જ એનું હૈયું એક જગ્યાએ અટકી ગયું હતું.

આકાશ તારાઓથી છવાયેલું હતું... સુગંધીએ તારાથી છવાયેલા આસમાન તરફ જોયું અને બોલી : 'કેટલા સુંદર છે...!' એનું ધ્યાન બીજે ફંટાય એવું એ ઈચ્છતી હતી. પણ જેવું એણે 'સુંદર' કહ્યું એ સાથે જ સુગંધીના મનમાં આ વિચાર ધસી આવ્યો : 'આ તારા તો સુંદર છે જ... પણ તું કેટલી બદસૂરત છે... હજી જરાક વાર પહેલાં જ તારા ચહેરાને નકારવામાં આવ્યો છે એ ભૂલી ગઈ ?...'

'સુગંધી, તું બદસૂરત નથી...!' એ વિચાર આવતાંની સાથે જ છેલ્લાં પાંચ વર્ષ દરમિયાન અરીસામાં જોયેલાં પોતાનાં તમામ પ્રતિબિંબ એક પછી એક સુગંધીની આંખ સામે નાચવા માંડ્યાં. આજથી પાંચ વર્ષ પહેલાં એ જ્યારે એનાં મા-બાપ સાથે તમામ પ્રકારની ચિંતાઓથી મુક્ત હોય એવી જિંદગી જીવતી હતી ત્યારે એનું જે રૂપરંગ હતું એ હવે નો'તું રહ્યું એ વાતમાં કોઈ શંકા નો'તી. પણ હજી આજેય એ કદરૂપી તો નો'તી જ. એના નાક-નકશી એ તમામ સામાન્ય સ્ત્રીઓ જેવાં જ હતાં જેની સામે રસ્તે ચાલતો પુરુષ તાકીને જુવે છે. પુરુષની દૃષ્ટિએ એકાદ-બે રાત પસાર કરવા માટે સ્ત્રીમાં હોવી જોઈતી તમામ ખૂબીઓ પોતાનામાં હતી જ એવું સુગંધી માનતી હતી. એ જુવાન હતી અને એનાં અંગો સુડોળ, ભરાવદાર હતાં, ક્યારેક નહાતી વખતે એની નજર પોતાના સાથળ પર પડતી ત્યારે એ પોતે એની માંસલતાના પ્રેમમાં પડી જતી'તી. એ ખુશમિજાજ હતી. છેલ્લાં પાંચ વર્ષોમાં

ભાગ્યે જ કોઈ આદમી એની પાસેથી નારાજ થઈને ગયો હશે. એકદમ મળતાવડી સુગંધી પાછી દયાળુ પણ હતી. ગઈ નાતાલે એ જ્યારે ગોલપીઠામાં રહેતી હતી ત્યારે એની પાસે એક નવયુવાન આવેલો. સવારે ઊઠીને બીજા ઓરડામાં ખીલીએ ટાંગેલો કોટ ઉતારીને જોયું તો અંદરથી પાકીટ ગાયબ હતું. સુગંધીનો નોકર પાકીટ મારીને છૂ થઈ ગયો હતો. પેલો જુવાન ચિંતામાં પડી ગયેલો. એ બિચારો રજાઓ ગાળવા હૈદરાબાદથી મુંબઈ આવ્યો હતો... અને હવે પાછા જવા માટે એની પાસે કાણી પાઈ પણ નો'તી રહી. સુગંધીએ દયા ખાઈને એની પાસેથી લીધેલા દસ રૂપિયા એને પાછા આપી દીધા હતા.

'મારામાં શું ખૂટે છે?...' સુગંધીએ આ સવાલ એની આંખ સામેની દરેકે દરેક ચીજને કર્યો. ગેસના ઝાંખા દીવાને, લોઢાના થાંભલાને, ફૂટપાથના ચોરસ પથ્થર અને સડક પરની ઉખડી ગયેલી કપચીને એણે આ સવાલ કર્યો. આ બધી ચીજો તરફ એણે વારે વારે નજર કરી. પછી એણે આસમાન તરફ નજર કરી... આસમાન એના પર ઝૂકેલું હતું... પણ સુગંધીને કોઈ જવાબ ન મળ્યો...

જવાબ તો એની અંદર હાજર જ હતો. એ જાણતી હતી કે પોતે સારી છે, ખરાબ નથી... પણ એ ઇચ્છતી હતી કે કોઈ આ બાબતે એનો પક્ષ લે. કોઈ... કોઈ પણ આ સમયે એના ખભા પર હાથ મૂકીને માત્ર આટલું કહી દે : 'સુગંધી, કોણ કહે છે કે તું ખરાબ છે... કદરૂપી છે... તને ખરાબ કહેનારા પોતે જ ખરાબ છે...!'

'નહીં, આવું કહેવાની પણ જરૂર નથી... બસ કોઈ માત્ર આટલું જ કહી દે કે, 'સુગંધી, તું બહુ જ સારી છે...' તો પણ એના માટે ઘણું હતું...!

એ વિચારવા માંડી... એ શા માટે ઇચ્છતી હતી કે કોઈ એનાં વખાણ કરે? આ પહેલાં તો એને આવાં વખાણની આટલી તીવ્ર જરૂરિયાત કદી મહેસૂસ નો'તી થઈ! જાણે પોતે બહુ સારી છે એનો અહેસાસ બધી નિર્જીવ ચીજોને પણ કરાવવા માગતી હોય એવી નજરે કેમ પોતે એ ચીજોને જોઈ રહી છે આજે? એના શરીરનું અંગેઅંગ કેમ મા બનવા વ્યાકુળ થઈ રહ્યું છે? મા બની એ કેમ ધરતી પરના દરેક પદાર્થને પોતાના ખોળામાં લેવા થનગની રહી છે? સામેના લોઢાના થાંભલાને વળગી પડવા માટે અને એના ટાઢાબોળ લોઢા પર ગાલ ટેકવવા માટે એનું મન કેમ ઝંખી રહ્યું છે? એના બળબળતા

ગાલ લોઢાની બધી જ ઠંડક ચૂસી લે એવું એ કેમ ઇચ્છતી હતી ?

થોડી વાર માટે એને એવું લાગ્યું કે રાતના સૂનકારમાં એની આસપાસ પડેલ દરેકેદરેક પદાર્થ – ગેસના પેલા ઝાંખા દીવા, લોઢાના થાંભલા, ફૂટપાથના ચોરસ પથ્થરો... સહાનુભૂતિભરી નજરે એના તરફ જોઈ રહ્યા છે. એની ઉપર ઝૂકેલું આસમાન પણ... જે મેલા રંગની વિશાળ ચાદર જેવું લાગતું હતું અને જેમાં ગણ્યાં ન ગણાય એટલાં કાણાં પડેલાં હતાં. શું આસમાન સુગંધીની વાત સમજતું હતું ? એને એવું લાગતું હતું કે પોતે આ તારાઓનું ટમટમવું પણ સમજી શકે છે... પણ પોતાની અંદર આ શું ગરબડ મચેલી છે ? વરસાદ આવતા પહેલાંનું ઉકળાટભર્યું વાતાવરણ એ પોતાની અંદર શા માટે અનુભવી રહી હતી ?

સુગંધીનું હૈયું ઝંખતું હતું કે એના શરીરનાં રોમેરોમ ખુલી જાય અને જે કંઈ એના હૈયામાં ખદબદી રહ્યું છે એ બધું જ એ છિદ્રો વાટે બહાર નીકળી જાય... પણ એવું થાય કઈ રીતે ? કઈ રીતે થાય એવું ?...

ગલીના નાકે, ટપાલ નાખવાના લાલ ડબલા પાસે એ ઊભી હતી... એ ડબલાના ઉઘાડા મોઢામાં લટકતી લોઢાની જીભને હવાની તેજ લહેરખી ખખડાવતી હતી ત્યારે સુગંધીની નજર વળી પાછી જે બાજુ મોટર ગઈ હતી એ બાજુ દોરવાતી હતી... પણ એને કંઈ નજરે નો'તું પડતું.

બસ મોટર ફરી એક વાર... માત્ર એક વાર ફરીથી આવે એવું એ ઝંખતી હતી... અને... અને... 'ન આવે તો ભાડમાં જાય... હું નકામી શા માટે આટલો જીવ બાળું છું ? ઘરે જઈને એમને આરામથી લાંબી તાણીને સૂઈ ના જઉં ? આ માથાફોડથી શું વળવાનું ?... ખાલી ફોગટની ઝંઝટ છે આ... ચાલ સુગંધી... ઘરે ચાલ... ઠંડા પાણીનો એક ડોયો પી અને જરાક બામ ચોળીને સૂઈ જા... ફર્સ્ટક્લાસ ઊંઘ આવશે એટલે બધું બરાબર થઈ જશે... શેઠ અને એની મોટર પડે ચૂલામાં...' આવું વિચારતાં એના માથા પરનો ભાર જરાક હળવો થયો. જાણે એ કોઈ ઠંડા પાણીના તળાવમાંથી નહાઈ-ધોઈને બહાર નીકળી હોય એમ એનું શરીર હળવુંફૂલ થઈ ગયું. જેમ પૂજા કર્યા પછી મન હળવું ફૂલ થઈ જતું એમ સુગંધીનો જીવ હળવોફૂલ થઈ ગયો... જ્યારે એ ઘર તરફ ચાલવા માંડી ત્યારે વિચારોનું

ભારણ હઠી જવાને લીધે વારે વારે એના પગ ડગમગી ઊઠતા હતા...

જેવી એ પોતાના ઘરની પાસે પહોંચી કે એક ટીસ સાથે પેલો આખ્ખો પ્રસંગ ફરીથી એના હૈયામાં તાજો થઈ ઊઠ્યો, એની પીડા એના રુંવે રુંવે ફરી વળી. એનાં પગલાં પાછા ભારેખમ થઈ ગયાં... ઘરેથી બોલાવીને, બજાર વચ્ચે, એના મોઢા પર રોશનીની થપાટ મારીને એક પુરુષે હમણાં થોડી વાર પહેલાં જ એનું અપમાન કર્યું છે એ વાત સુગંધીને કોરી ખાવા માંડી. અપમાન થયાનો ખયાલ આવતાં જ એણે પોતાની પાંસળીઓ પર કોઈના અંગૂઠાનું સખત દબાણ અનુભવ્યું. માંસ છે કે પછી માત્ર વાળ જ વાળ છે એ જોવા જેમ કોઈ ઘેટાબકરાને દબાવી-દબાવીને તપાસે એમ જાણે એને કોઈ દબાવી દબાવીને તપાસતું હતું...

'એ શેઠને... ઈશ્વર કરે ને...' સુગંધીને મન થયું શેઠને શાપ આપવાનું... પણ વળી પાછો એને વિચાર આવ્યો કે શાપ દેવાથી શું વળવાનું ? મઝા તો ત્યારે આવે જ્યારે એ શેઠ એની સામે હોય અને સુગંધી એ શેઠના સમગ્ર અસ્તિત્વને તિરસ્કારે... પેલાને જિંદગી આખી ચેન ન પડે એવા શબ્દો એના મોઢા પર મારે... કપડાં ફાડીને એની સામે ઉઘાડી થઈ જાય અને કહે : 'લે, લઈ લે... આ જ લેવા આવ્યો હતો ને તું ? લે... વગર પૈસે લઈ લે... પણ હું જે કંઈ છું... મારી અંદર જે કંઈ છુપાયેલું છે... એ તું તો શું તારો બાપ પણ ખરીદી શકે એમ નથી...'

બદલો લેવાની નવી નવી રીત એના મગજમાં આવતી હતી. માત્ર એક જ વાર એ શેઠ ફરી મળી જાય... બસ એક વાર... એક વાર જો એ અથડાઈ જાય તો સુગંધી એની આવી વલે કરે... નહીં આમ નહીં પણ તેમ કરે... નહીં... આમ નહીં પણ તેમ બદલો લે... નહીં નહીં... એ શેઠ એક વાર એને મળી જાય સામો તો બીજું કંઈ નહીં તો છેવટે એક ગાળ દઈ દે... માત્ર એક ગાળ... જે ગાળ શેઠના નાક પર ચિપકુ માખીની જેમ ચોંટી જાય અને હંમેશાં ત્યાં જ ચોંટેલી રહે...

આ જ ભાંજગડમાં એ બીજા માળે આવેલી એની ખોલી પાસે પહોંચી ગઈ. બ્લાઉઝમાંથી ચાવી કાઢીને તાળું ખોલવા માટે એણે હાથ લાંબો કર્યો... તો ચાવી હવામાં જ રહી ગઈ.

બારણા પર તાળું જ નો'તું. સુગંધીએ કમાડને અંદરની બાજુએ ધક્કો માર્યો તો હળવો ચરચરાટ થયો.

અંદરથી કોઈએ આગળો ઉવાડ્યો. એક અવાજ સાથે બારણું ઉઘડ્યું. સુગંધી અંદર દાખલ થઈ...

માધો બારણું બંધ કરીને, જરાક મલકાતા મલકાતા સુગંધીને કહેવા માંડ્યો : 'તો આજે તેં મારું કહેવું માન્યું ખરું... વહેલી સવારમાં ચાલવું તંદુરસ્તી માટે બહુ ફાયદાકારક છે... રોજ આ જ રીતે વહેલી ઊઠીને ચાલવા જઈશ તો તારી આળસ પણ ઊડી જશે... અને તારી પેલી કમરની પીડા પણ ગાયબ થઈ જશે. આમેય કમરની પીડા બાબતે તું કાયમ કકળાટ કરે જ છે ને ?... તું વિક્ટોરિયા ગાર્ડન સુધી તો ગઈ જ હશે ને ?...'

સુગંધીએ કંઈ જવાબ ન આપ્યો. અને માધોએ જવાબ મેળવવાની કોઈ ઇચ્છા પણ વ્યક્ત ન કરી. આમ પણ માધો જ્યારે વાતો કર્યે રાખતો ત્યારે સુગંધી એ સાંભળે, એની વાતમાં ભાગ લે એવું જરૂરી થોડું હતું ? અને જ્યારે સુગંધી કોઈ વાત કરતી ત્યારે જરૂરી નો'તું કે માધો એની વાતમાં ધ્યાન આપે... કંઈ ને કંઈ વાત કરવી જરૂરી હતી એટલે બેમાંથી એકાદ જણ કંઈ ને કંઈ બોલ્યા કરતું...

માધો નેતરની ખુરશી પર બેસી ગયો : માધોના તેલથી લથપથ માથાના મેલનું એક મોટું ધાબું ખુરશીની પીઠ પર પડેલું હતું. ખુરશી પર બેસીને પગ પર પગ ચડાવીને એ મૂછો પર આંગળીઓ ફેરવવા માંડ્યો.

સુગંધી પલંગ પર બેસી ગઈ અને માધોને કહેવા માંડી : 'હું આજે તારી જ રાહ જોતી હતી.'

માધો જરાક ચોંક્યો : 'રાહ જોતી હતી ? મારી ? તને કેવી રીતે ખબર પડી કે હું આજે આવવાનો છું ?'

સુગંધીએ કચકચાવીને બંધ રાખેલા હોઠ જરાક ઊઘડ્યા અને એ સાવ ફિક્કું હસી : 'મેં રાતે સપનામાં તને જોયો હતો... અચાનક ઊઠી ગઈ તો કોઈ જ નો'તું... પછી મન થયું કે ચાલ જરાક લટાર મારી આવું... અને...'

માધો ખુશ થઈને બોલી ઊઠ્યો : 'અને હું આવી ગયો નહીં...?... ભઈ, મોટા લોકોની વાતો એકદમ સાચ્ચી હોય છે. કોઈકે સાચું જ કહ્યું છે કે

હૈયું હૈયાની રાહ જુએ છે. તેં આ સપનું ક્યારે જોયું હતું ?...'

સુગંધીએ જવાબ દીધો : 'લગભગ ચારેક વાગ્યાની આસપાસ...'

માધો ખુરશી પરથી ઊઠી, સુગંધી પાસે જઈને બેસી ગયો : 'અને મેં બરાબર બે વાગે તને સપનામાં જોઈ... જાણે તું ફૂલોવાળી સાડી પહેરીને... અરે...! બિલકુલ તેં અત્યારે પહેરી છે એ જ સાડી પહેરીને તું મારી બાજુમાં ઊભી છે અને તારા હાથમાં... શું હતું તારા હાથમાં ?... હા, તારા હાથમાં રૂપિયાની ભરેલી કોથળી હતી... તેં એ કોથળી મારા થેલામાં મૂકી દીધી અને કહ્યું : 'માધો, તું ચિંતા શા માટે કરે છે ? લે આ પૈસા... અરે તારા-મારા પૈસા કંઈ અલગ થોડા જ છે...! તારા સમ સુગંધી... બસ હું તરત જ ઊઠ્યો અને ટિકીટ કપાવીને તારી પાસે આવવા નીકળી પડ્યો... શું વાત કરું સુગંધી તને... બહુ મુશ્કેલીમાં મુકાઈ ગયો છું... હવે જો ઇન્સ્પેક્ટરની મુઠ્ઠી ગરમ કરવા વીસત્રીસ રૂપિયા હોય તો છુટકારો મળે... અરે તું થાકી તો નથી ગઈ ને ? જરા આડી પડ... લાવ હું તારા પગ દબાવી આપું છું... ચાલવાની ટેવ ન હોય તો થાક તો લાગે જ... આ બાજુ મારી તરફ પગ કરીને લાંબી થા જોઈએ...

સુગંધી આડી પડી. બેઉ બાવડાનું ઓશીકું બનાવી, એના પર માથું નાખીને એ સૂઈ ગઈ. અને પછી સાવ જુદા – અજાણ્યો લાગે એવો – અંદાજમાં કહેવા માંડી : 'માધો, આ કયા મુવાએ તારા પર કેસ કર્યો છે ? જેલબેલની બીક હોય તો મને કહી દેજે... વીસ-ત્રીસ તો શું... આવા મોકા પર પોલિસના હાથમાં પચ્ચાસ-સો પકડાવી દેવામાં આવે તો ફાયદો આપણો જ થાય છે. જાન બચી તો લાખો પાએ... બસ... બસ હવે રહેવા દે... હું કંઈ એવી નથી થાકી... પગચંપી છોડ અને મને માંડીને બધી વાત કર... કેસનું નામ સાંભળીને જ મારું હૈયું ધકધક થવા માંડ્યું છે... તું પાછો ક્યારે જવાનો છે ?...'

માધોને સુગંધીના મોઢામાંથી દારૂની વાસ આવી. આ જ મોકો બરાબર છે એવું સમજતા માધોએ પટ દેતાંકને કહ્યું : 'બપોરની ગાડીમાં પાછા જવું જ પડશે... જો સાંજ સુધીમાં ઇન્સ્પેક્ટરને પચાસ-સો નહીં પકડાવું તો... વધારે દેવાની જરૂર નથી... મને લાગે છે પચાસથી કામ થઈ જશે...'

'પચાસ...' એવું બોલીને સુગંધી એકદમ આરામથી ઊઠી અને ધીમે

ધીમે દીવાલ પર લટકતા ચાર ફોટા પાસે ગઈ. ડાબી બાજુથી ત્રીજી ફ્રેમમાં માધોનો ફોટો હતો. મોટા મોટા ફૂલોવાળા પરદાની આગળના ભાગમાં મૂકેલી ખુરશી પર માધો બેઉ ઘુંટણ પર હાથ રાખીને બેઠો હતો. ફોટો પડાવવાની સભાનતા એ સમયે માધો પર એ હદે સવાર હતી કે એનું દરેક અંગ ફોટાની બહાર નીકળી નીકળીને આરડતું હતું : 'અમારો ફોટો પડશે, અમારો ફોટો પડવાનો...!' માધો આંખો ફાડીને કેમેરા સામે જોતો હતો. એવું લાગતું હતું કે ફોટો પડાવતી વખતે એને ખાસ્સી તકલીફ થઈ હશે...

સુગંધી ખડખડાટ હસી પડી. એનું હાસ્ય એવું તો તીખું અને વાગે એવું હતું કે માધોને સોયાની જેમ ભોંકાયું. પલંગ પરથી ઊભો થઈને એ સુગંધી પાસે ગયો : 'કોનો ફોટો જોઈને તું આમ જોરજોરથી દાંત કાઢે છે ?...'

સુગંધીએ ડાબી બાજુથી પહેલા ફોટા તરફ ઇશારો કર્યો. એ ફોટો પેલા મુકાદમનો હતો : 'આની સામે જોઈને... આ મુકાદમના ફોટા સામે જોઈને... જરા જો તો ખરો આનું થોબડું... સાલો કહેતો'તો એક રાણી એના પર લટ્ટુ થઈ ગઈ'તી... ઊંહુ... આ મોં અને મસૂરની દાળ...' એવું કહીને સુગંધીએ ફ્રેમને એટલા જોરથી ખેંચી કે દીવાલમાંથી પ્લાસ્ટર સાથે ખીલી ઊખડી ગઈ...

માધોનું અચરજ હજુ તો ઓસર્યું નો'તું. ત્યાં સુગંધીએ ફ્રેમને બારીમાંથી બહાર ફેંકી દીધી. બીજે માળેથી ફ્રેમ નીચે જમીન પર પડી ત્યારે કાચ તૂટવાનો અવાજ સંભળાયો. એ અવાજ સાંભળીને સુગંધીએ કહ્યું : 'રાણી ભંગડી કચરો લેવા આવશે ત્યારે મારા આ રાજાને પણ સાથે લઈ જશે...!'

એક વાર ફરી પેલું તીખું અને વીંધી નાખે એવું સુગંધીનું હાસ્ય... જાણે ચાકુ કે છરીની ધાર સજાવી રહી હોય એવું ધારદાર હાસ્ય...

માધો માંડ માંડ જરાક મલક્યો, પછી ખસિયાણું હસ્યો : 'હી... હી... હી... સુગંધીએ બીજા ફોટાને ઉખાડીને એનો પણ બારીની બહાર ઘા કરી દીધો... 'આ સાલાનું અહીં શું કામ છે ? ભૂંડા ડાચાવાળો કોઈ માણસ અહીં ન જોઈએ... કેમ માધો ?...'

માધો વળી પાછો માંડ મલકાયો, પછી વળી ખસિયાણું હસ્યો : 'હી.. હી..હી..'

એક હાથથી સુગંધીએ પાઘડીવાળાનો ફોટો ઉતાર્યો અને બીજો હાથ માધોના ફોટા તરફ લંબાવ્યો.

જાણે સુગંધીના હાથ પોતા તરફ લંબાતા હોય એમ માધો બેઠો હતો ત્યાં જડાઈ ગયો.

એક પળમાં ખીલી સમેત ફ્રેમ સુગંધીના હાથમાં હતી. ખડખડાટ હસીને સુગંધીએ 'ઊંહુ' કર્યું અને બેઉ ફોટા એકસાથે બારીમાંથી બહાર ફેંકી દીધા.

બીજે માળેથી ફેંકાયેલા બેઉ ફોટા નીચે જમીન પર પડ્યા અને કાચ તૂટવાનો અવાજ આવ્યો ત્યારે માધોને લાગ્યું જાણે એની અંદર કશુંક તૂટી ગયું હોય... મહાપરાણે હસતો માધો આટલું બોલ્યો : 'આ તેં બહુ સારું કર્યું. મને પણ આ ફોટો જરાય નો'તો ગમતો...'

સુગંધી ધીમે ધીમે માધોની પાસે આવી અને કહેવા માંડી : 'તને આ ફોટો નો'તો ગમતો નહીં ?... પણ હું તને પૂછું છું કે તારામાં એવું છે શું જે કોઈને પણ પસંદ આવે ?... આ તારું ભજિયા જેવું નાક... બોથડ મોંવાળા વાળું તારું આ માથું, આ તારા ભોલર મરચા જેવાં નસકોરાં, તારા આ ગૂંચળું વળી ગયેલા કાન... તારું ગંધાતું મોઢું... તારું આ મેલું-ઘેલું શરીર. તને તારો ફોટો નો'તો ગમતો કાં ?... ઊંહુ... તને કેમનો ગમે ?... તારા બધા અવગુણ ઢાંકી રાખ્યા હતા. તારા ફોટાએ... આજકાલ જમાનો જ એવો છે... જે ઢાંકે એ જ ભૂંડુ થાય...'

માધો પાછળ ખસતો ગયો. ખસતાં ખસતાં એ જ્યારે દીવાલ સાથે અથડાયો ત્યારે એણે જરાક જોરથી કહ્યું : 'જો સુગંધી, મને એવું લાગે છે કે તેં વળી પાછો તારો ધંધો શરૂ કરી દીધો છે... હવે હું તને છેલ્લી વાર કહું છું કે...'

સુગંધીએ માધોની વાતને અધવચ્ચે જ કાપી નાખી અને માધોની નકલ ઉતારતી હોય એમ કહેવા લાગી : 'જો તેં ફરીથી ધંધો શરૂ કર્યો તો બસ તારો ને મારો સંબંધ પૂરો... જો તેં ફરી વાર કોઈને તારે ત્યાં રાખ્યો એવી મને ખબર પડી તો ચોટલો પકડીને બહાર કાઢી મૂકીશ. આ મહિનાનો ખર્ચો હું તને પૂના પહોંચતાની સાથે જ મોકલી આપીશ. અરે, હા... આ ઓરડીનું ભાડું કેટલું છે ?...' માધો તો સુગંધીના આ રંગઢંગથી ડઘાઈ જ થઈ ગયો.

સુગંધીએ હવે માધોની નકલ કરવાનું પડતું મૂક્યું... પોતાના અસ્સલ અવાજમાં કહેવા માંડી : 'તારે જાણવું છે ને ? કેટલું ભાડું છે ? તો સાંભળ હું કહું છું તને... પંદર રૂપિયા ભાડું છે આ ઓરડીનું... અને દસ રૂપિયા ભાવ

છે મારો... અને તને ખબર છે એમ અઢી રૂપિયા દલાલના... બાકી રહ્યા સાડાસાત... રહ્યાને સાડાસાત ?... આ સાડાસાત રૂપિયામાં મેં તને એવી ચીજ દેવાનું વચન આપ્યું હતું જે ચીજ હું તને દઈ જ નો'તી શકવાની અને તું એવી ચીજ લેવા આવ્યો હતો જે તું લઈ જ નથી શકવાનો. તારો ને મારો સંબંધ જ શો હતો ? કંઈ જ નહીં... બસ... તારી અને મારી વચ્ચે દસ રૂપિયા ખખડતા હતા... આજ સુધી તારી અને મારી વચ્ચે દસ રૂપિયા ખખડતા હતા આજે પચ્ચાસ રૂપિયા ખખડી રહ્યા છે. એ રૂપિયાનો ખણખણાટ તું પણ સાંભળી રહ્યો છે અને હું પણ સાંભળી રહી છું... આ તેં તારા વાળનું કેવું સત્યાનાશ વાળી દીધું છે...!' આમ કહીને સુગંધીએ આંગળી વડે માધોની ટોપી એક તરફ ઉડાડી દીધી.

માધોને સુગંધીની આ હરકત જરાક પણ ના ગમી. એણે ગુસ્સે થઈને રાડ પાડી : 'સુગંધી... !'

સુગંધીએ માધોના ખિસ્સામાંથી રૂમાલ કાઢીને સૂંઘ્યો અને પછી લાદી પર ઘા કરી દીધો : 'આ ચીંથરાં, આ લીરા... ઉફ ! કેટલી તો વાસ મારે છે... ઊંચકીને બહાર ફેંકી દે આ બધાંને...'

માધોએ ત્રાડ પાડી : 'સુગંધી...'

સુગંધીએ પણ એટલા જ ઊંચા અવાજે કહ્યું : 'સુગંધીના દીકરા... તું અહીં શાના માનમાં આવ્યો છે ?... તારી મા રહે છે અહીં જે તને પચ્ચાસ રૂપિયા દેશે ? કે પછી તું એવો ફૂટડો જુવાન છે કે હું તારા પ્રેમમાં પડી છું ? સાલા કૂતરા, નાલાયક... તું મારા પર રોફ છાંટે છે ? હું તારા રોટલા ખાઉં છું ? તારાથી દબાઉં છું ? સાલા ભિખારા ?... તું તારી જાતને સમજી શું બેઠો છે ? હું પૂછું છું કે તું છે કોણ ? ચોર ? ખિસ્સાકાતરું ? અત્યારે અડધી રાતે તું મારા ઘરમાં શું જખ મારવા આવેલો ? બોલાવું પોલિસને ?... પૂનામાં તારા પર કેસ થયો હોય કે ના થયો હોય... પણ અહીં હું તારા પર કેસ ઠોકી બેસાડીશ...'

માધો હબક ખાઈ ગયો. ડરી ગયેલા અવાજે એ માત્ર આટલું બોલી શક્યો : 'સુગંધી, તને શું થઈ ગયું છે ?'

'તારી માનું માથું... તું છે કોણ આવા સવાલો કરવાવાળો ?... ભાગ અહીંથી... નહીંતર...' સડેલા ચંપલ પર માથું નાખીને સૂતેલો સુગંધીનો

ખહુડિયો કૂતરો, સુગંધીનો ત્રાડ જેવો અવાજ સાંભળીને અચાનક જ જાગી ગયો. અને માધો તરફ ભસવા માંડ્યો... કૂતરાના ભસવાની સાથે જ સુગંધી જોરજોરથી હસવા લાગી...

માધો ડરી ગયો. પડી ગયેલી ટોપી લેવા એ નીચો નમ્યો એ સાથે જ સુગંધીની ત્રાડ સંભળાઈ : 'ખબરદાર... જોજે અડતો એને... પડી છે ત્યાં જ પડી રહેવા દે એને... તું જા... તારા પૂના પહોંચવાની સાથે જ હું તારી ટોપીનું મનીઓર્ડર કરી દઈશ...' આવું કહીને સુગંધી ખડખડાટ હસી અને હસતાં હસતાં જ ખુરશી પર બેસી પડી...

સુગંધીના ખહુડિયા કૂતરાએ ભસી ભસીને માધોને ઓરડીની બહાર કાઢી મૂક્યો.

માધોને દાદર હેઠળ પહોંચાડી દઈને કૂતરો એની કપાયેલી પૂંછડી હલાવતો હલાવતો જ્યારે સુગંધી પાસે આવી એના પગમાં બેસી કાન ફફડાવવા લાગ્યો ત્યારે સુગંધી ચોંકી ઊઠી... એણે પોતાની ચોતરફ સૂનકાર અનુભવ્યો. આવો સૂનકાર એણે પહેલાં કદી નો'તો અનુભવ્યો. એને દરેકે દરેક ચીજ ખાલી લાગી. જાણે કે મુસાફરોથી લદાયેલી રેલગાડી સ્ટેશને સ્ટેશને મુસાફરોને ઉતાર્યા પછી હવે લોઢાના છાપરા હેઠળ સાવ એકલી ઊભી છે.

પોતાની અંદર અચાનક પેદા થયેલ આ ખાલીપો સુગંધીને બહુ પીડતો હતો... એણે આ ખાલીપો ભરવાની બહુ કોશિશ કરી પણ વ્યર્થ... એ એના મગજમાં અસંખ્ય વિચારો ઠેસ્યે જતી હતી... પણ બરાબર ચાળણી જેવો ખેલ હતો... જેવી એ મગજમાં વિચારો ઠેસતી હતી... બીજી જ પળે મગજ ખાલી થઈ જતું હતું.

કેટલી બધી વાર સુધી એ નેતરની ખુરશી પર બેસી રહી. ખબર નહીં કેટલી બધી વાર વિચાર્યા પછી પણ જ્યારે સુગંધીને દિલ બહેલાવવાનો કોઈ ઉપાય ન મળ્યો ત્યારે એણે એના ખહુડિયા કૂતરાને ખોળામાં ઉઠાવ્યો અને કૂતરાને પડખામાં લઈને, સાગના પહોળા પલંગ પર સૂઈ ગઈ.

મૂળ શીર્ષક : 'હતક'

મંટોની આ વાર્તા એટલી તો જાણીતી બની હતી કે 'શઉર' નામના જાણીતા સામયિકે ૧૯૮૦નો ચોથો અંક સુગંધી વિશેષાંક તરીકે પ્રગટ કર્યો હતો. આપણે નેતાઓ, મહામાનવો વિશેની કવિતાઓ વાંચી છે, સાંભળી છે પણ એક વેશ્યા માટે આટલા મોટા સર્જકોની આટલી બધી કવિતાઓ ?

મંટોએ અને કૃષ્ણચંદરે માસ્ટર અબ્દુલ ગની પાસે સૂટ સિવડાવેલા પણ સિલાઈના પૈસા નહીં આપી શકાયેલા. એક વાર દરજી રસ્તામાં મંટોનો કોલર પકડીને કહે છે : 'હતક તેં લખી છે ?' મંટો ગુસ્સે થઈને કહે છે : 'હા લખી છે. તો શું થઈ ગયું ? તારા પૈસા ઉધાર છે એનો એવો મતલબ નહીં કે તું મારી વાર્તાનો વિવેચક બની જાય.' અબ્દુલ ગની વિચિત્ર રીતે મલકાઈને બોલ્યા : 'તેં 'હતક' લખી છે ને ? જા તારા ઉધાર પૈસા માફ કર્યા. ને મંટો વધુ ગુસ્સે થઈ જાય છે...

દરજીથી લઈને મોટા ગજાના વિવેચકોને ગમી ગયેલી આ વાર્તા વેશ્યાજીવનને વિષય બનાવતી વાર્તાઓમાં શ્રેષ્ઠ છે એવું મોટા ભાગના વિવચેકોએ કહ્યું છે. મંટો પહેલાં સાહિત્યમાં વેશ્યાનું સ્થાન હતું જ નહીં એવું નથી. પણ મોટા ભાગે એ તિરસ્કારને પાત્ર, સમાજના કલંકરૂપે આલેખાતી. મંટોએ વેશ્યાજીવન પર 'શારદા', 'બર્મી છોકરી', 'દસ રૂપિયા', 'કાળી સલવાર' જેવી ઘણી વાર્તાઓ લખી છે. પણ એમાં 'લાઈસન્સ' અને 'હતક' બે સાવ અલગ પડી જતી વાર્તાઓ છે. 'લાઈસન્સ' વાર્તામાં સીધી સાદી સ્ત્રીને વેશ્યા બનવાની ફરજ પાડતો સમાજ કેન્દ્રમાં છે તો 'હતક'માં આક્રોશની સાથે ભારોભાર માનવીય સંવેદના પણ છે. 'હતક' વાર્તામાં મંટો આખી વ્યવસ્થાને નિશાન બનાવે છે. જે ખરીદાર છે, પૈસા ચૂકવી શકે છે એની પાસે જ પસંદગીનો અધિકાર છે. નાપસંદ કરવાનો અધિકાર પણ માત્ર એમની પાસે જ છે. અને આ વર્ગ, સામેની વ્યક્તિની લાગણી વિશે વિચાર્યા વગર જ પોતાની પસંદ-નાપસંદ જાહેર કરે છે. બીજો વર્ગ શોષિતોનો છે. એ વર્ગ જાણે કે અપમાનો કરનારાને કંઈ નથી કહી શકતો. મંટો 'નારા' નામની વાર્તામાં પણ આ જ લાચારીને આલેખે છે. માધો સામેનો સુગંધીનો આક્રોશ વ્યક્તિગત ન રહેતા શોષિતોનો શોષકો સામેનો આક્રોશ બની રહે છે. જ્યાં સુધી સમાજ નહીં બદલાય, વ્યવસ્થામાં ફેરફાર નહીં થાય, સ્થાપિત થઈ ચૂકેલાં સમીકરણો નહીં પલટાય

ત્યાં સુધી સુગંધી જેવાઓની હાલત એવી ને એવી જ રહેવાની છે. કોઈને ભલે અહીં નિરાશાવાદ લાગે પણ આ કડવી વાસ્તવિકતા છે અને મંટો વાસ્તવવાદી સર્જક છે. એટલે જ એણે સુગંધીના હૈયાનો ભયાનક સૂનકાર કૂતરાને સાથે લઈ જઈ સૂવાથી વ્યક્ત કર્યો છે. આ વાર્તા સંદર્ભે વારિસ અલવીએ લખ્યું છે : 'એકલતાની પીડાની ક્ષણોમાં સુગંધી સાવ એકલી છે. માનવસંબંધોથી સંપૂર્ણ વંચિત... જમીનથી લઈને આસમાન સુધી કોઈ નથી... સિવાય એની પોતાની જાત... આ ક્ષણે જ્યારે એ ઇન્સાની દુનિયાથી બહુ દૂર ચાલી ગઈ છે ત્યારે એના માટે માણસ અને ભ્રાન્તિ વચ્ચેનો ભેદ રહ્યો જ નથી. એ કૂતરાને પડખામાં લઈને સૂઈ જાય છે. ત્યાં કોઈ છે જ નહીં જે એના માટે કંઈ કરી શકે... એની જિંદગીમાં પણ કોઈ નથી અને એના ચિત્તમાં પણ કોઈ નથી. સુગંધીનો સરોકાર હવે કાયનાત(બ્રહ્માંડ)ની વણદેખી તાકાત સામે છે. જો ખુદા નથી તો સુગંધીના દુ:ખનો હિસાબ રાખનાર પણ કોઈ નથી. સિવાય મંટો... જેણે એના પર વાર્તા લખીને ઇન્સાની કર્જ અદા કર્યું છે...'

મંટોની વાર્તાસૃષ્ટિમાં એવાં પાત્રો વધુ છે, જેને દુનિયા-સમાજ તિરસ્કારની નજરે જુવે છે. પણ મંટો આવાં પાત્રોને એવી સહાનુભૂતિથી, આત્માને સ્પર્શી જાય એવી રીતે નિરૂપે છે કે આપણે આ પાત્રોનું આંતરસૌંદર્ય જોઈ શકીએ છીએ. એને આપણા ગળે ઉતાર્યું કે કોઠા પર બેસી શરીર વેચનારી પણ આખરે તો સ્ત્રી જ છે. આ સ્ત્રીએ જીવવા માટે જે રસ્તો અપનાવ્યો એ એની પોતાની પસંદ હતી કે સમાજની વ્યવસ્થાએ એને આ વ્યવસાય માટે ફરજ પાડી ? મંટોને કહેવું માત્ર એટલું જ છે આવી વાર્તાઓ દ્વારા કે શરીરનો વેપાર હંમેશાં આત્માનો – અસ્તિત્વનો વેપાર નથી હોતો. પોતાનો સમાજ સામેનો આક્રોશ વ્યક્ત કરવા બેઠેલ મંટો બહેતરીન વાર્તાને નબળી પાડી દે છે. એ 'હતક' ઉપરાંત 'સ્વરાજ માટે' વાર્તામાં પણ જોઈ શકાય છે. પણ એ કલાત્મકતાને ભોગે પણ જે કહેવું છે તે કહીને જ જંપશે. 'સફેદ જૂઠ' નામના લેખમાં એ કહે છે : 'જો વેશ્યાનો ઉલ્લેખ અશ્લીલ છે તો પછી એનું હોવું પણ અશ્લીલ છે... વેશ્યાના અસ્તિત્વને નાબૂદ કરી દો... એનો ઉલ્લેખ આપોઆપ જ નાબૂદ થઈ જશે. વેશ્યાનું મકાન એક એવો જનાજો છે જેને સમાજે પોતાની કાંધે ઉઠાવેલ છે. સમાજ જ્યાં સુધી આ જનાજાને ક્યાંય દફન નહીં કરે ત્યાં સુધી એના સંદર્ભે વાતો થતી જ રહેવાની...'

# વીસમી સદીનું ગુજરાત



સંપાદન

શિરીષ પંચાલ • બકુલ ટેલર • જયદેવ શુક્લ

'વીસમી સદીનું ગુજરાત'નાં વીસેક જેટલાં વિવિધ પાસાંઓને આવરી લેતો એક મહત્ત્વાકાંક્ષી ગ્રંથ.

ડબલ ક્રાઉન સાઇઝના આશરે ૪૦૦ પૃષ્ઠ, સો ચિત્રો, રેખાંકનો, છબિઓ; અનેકરંગી આવરણ અને અમેરિકન બાંધણી.

આ ગ્રંથમાં નીચે પ્રમાણેના લેખો જોવા મળશે.

*ઘનશ્યામ શાહ(સમાજજીવન), સોનલ શુક્લ(સ્ત્રીના પ્રશ્નો), અચ્યુત યાજ્ઞિક(દલિતપીડિતોની સમસ્યાઓ), હિંમત ઝવેરી(એકવીસમી સદીના સંદર્ભે આપણો સમાજ), રમેશ શાહ(અર્થકારણ), રાજુ પુરોહિત(ટેક્નોલોજી), સુરેન્દ્ર પંડ્યા-યજ્ઞેશ દવે(પર્યાવરણ), નગીનદાસ સંઘવી(રાજકારણ), ડંકેશ ઓઝા(શિક્ષણ), હર્ષદ કાપડિયા-વીરચંદ ધરમશી(બદલાતી જીવનશૈલી), શિરીષ પંચાલ(સાહિત્ય), સનત્ ભટ્ટ(શાસ્ત્રીય સંગીત), તુષાર શુક્લ(સુગમ સંગીત), વિશ્વાસ સોનવણે(પુરાતત્ત્વ), ગુલામમોહમ્મદ શેખ(દૃશ્યકળા), મીકી દેસાઈ(સ્થાપત્ય), બકુલ ટેલર(રંગભૂમિ, સિનેમા), માલતી પરીખ(નૃત્ય), ભગવતીકુમાર શર્મા(પત્રકારત્વ)*ના લેખો સમાવાયા છે.

આ ગ્રંથનું મુખપૃષ્ઠ જાણીતા કળાકાર જ્યોતિ ભટ્ટે તૈયાર કર્યું છે.

દીપાવલીના દિવસોમાં પ્રસિદ્ધ થનારા આ ગ્રંથની કિંમત રૂ.૪૦૦/- રહેશે. ડિસેમ્બર ૨૦૦૨ના અંત સુધીમાં નામ નોંધાવનારાઓને આ ગ્રંથ માત્ર રૂપિયા ૩૨૫/- (રવાનગી ખર્ચ સહિત)માં આપી શકીશું.

અમારા આ વિદ્યાકાર્યમાં આપનો ઉષ્માપૂર્ણ અને ઉદાર સહયોગ મળશે એવી આશા.

## સંપર્ક

•

સંવાદ પ્રકાશન

૨૩૩/ રાજલક્ષ્મી સોસાયટી જૂના પાદરા રોડ વડોદરા-૩૯૦ ૦૦૭

ફોન : ૦૨૬૫-૨૩૧ ૨૭ ૪૭

# સમાચાર

- સુરેશ નંદાની ઉમેદવારી પાછી ખેંચી લેવાતા ઉત્તર પ્રદેશ રાજ્યસભાની ચૂંટણીમાં આવેલો નવો વળાંક.
- બંગાળના અખાતમાં ભારતની દરિયાઈ સીમામાં પ્રવેશનારા વિદેશી ઘૂસણખોરોને ઝડપી લેવા બીએસએફનું જંગી ઓપરેશન.
- અમેરિકામાં ઝી બોલીવુડ મ્યુઝીક એવોર્ડમાં 'દેવસાદ'ને ત્રણ એવોર્ડ.
- વૈશ્વિક સોફટવેર કંપની માઈક્રોસોફટના ચેરમેન બિલ ગેટ્સ ભારતમાં ચાર દિવસની યાત્રા માંટે આવતીકાલે પધારશે.
- પરમાણુ કે જૈવિક હુમલા સર્જિત આપત્તિઓને હલ કરવા વિશેષ દળની રચના કરવામાં આવશે.
- એક મેડિકલ સર્વેક્ષણ પ્રમાણે આગામી દિવસોમાં ભારતમાં જીવનશૈલીથી થતાં રોગોનું પ્રભુત્વ રહેશે.

રસ્તો

રતિલાલ 'અનિલ'

ગઝલ સંગ્રહ : મૂલ્ય રૂા. ૮૦/-

ચાંદરણાં

રતિલાલ 'અનિલ'

વ્યંગોક્તિ, ઉક્તિ, સૂત્રો : મૂલ્ય રૂા. ૧૦૧/-

મસ્તીની પળોમાં

રતિલાલ 'અનિલ'

બસો ઉપર મુક્તકોનો સંગ્રહ, મૂલ્ય ૨૫ રૂપિયા

રાત ચાલી ગઈ

અમીન આઝાદ

ગઝલસંગ્રહ : મૂલ્ય ૨૫ રૂપિયા

અજંપોત્સવ

અંજુમ વાલોડી

ગઝલસંગ્રહ : મૂલ્ય ૭૦ રૂપિયા

બધાં પ્રકાશનો માટે લખો

કંકાવટી પ્રકાશન, ૨૪, રીવર બેંક સોસાયટી,
અડાજણ ટાંકી, સુરત-૯

રન્નાદે પ્રકાશન, ૫૮/૨, દેરાસર સામે,
ગાંધી માર્ગ, અમદાવાદ-૯



# કંકાવટી

ડિસેમ્બર, ૨૦૦૨

જયન્ત પાઠક
રતિલાલ 'અનિલ'
ઇન્દુ ગોસ્વામી
હસમુખ રાવલ
કાલિદાસ
નીના ભાવનગરી
જિદ્દુ કૃષ્ણમૂર્તિ
સઆદત હસન મન્ટો
શરીફા વીજળીવાળા
મૌલિક બોરિજા
જિતેન્દ્ર પટેલ
રાધેશ્યામ શર્મા

# કંકાવટી

ડિસેમ્બર, ૨૦૦૨

સાહિત્યસર્જન અને વિચારોનું સર્વલક્ષી માસિક

વર્ષ ૪૬ : અંક ૫૧૨

વાર્ષિક લવાજમ

દેશમાં રૂ.૫૦, બે વર્ષના રૂ.૯૮. વિદેશી શિલિંગ ૪૦ (દરિયાઈ ટપાલથી), સાડા છ પાઉન્ડ (હવાઈ ટપાલ), મેગેઝીન એજન્સીઓ અને જાણીતા ગ્રંથવિક્રેતાઓને ત્યાં લવાજમ ભરી શકાય છે. કોઈ પણ માસથી ગ્રાહક થઈ શકાય છે. પત્રવ્યવહારમાં ગ્રાહક નંબર અવશ્ય લખવો. અંક ન મળ્યાની ફરિયાદ તરત જ કરવી. લવાજમ અને વ્યવસ્થા અંગેનો તમામ પત્રવ્યવહાર આર.આર.રૂપાવાળા, કંકાવટી, ૧૩,૧૪ સાંઈ સમર્પણ સોસાયટી, આશીર્વાદ ટાઉનશીપ-૧ પાછળ, બામરોલી રોડ ઉધના, સુરત ૩૯૪ ૨૧૦ સરનામે જ કરવો.

કંકાવટીની છૂટક નકલ તેમ વાર્ષિક લવાજમ અહીં પણ ભરી શકાય છે :
ઇમેજ પબ્લિકેશન, પ્રા.લિ.૧/૨, અપર લેવલ સેન્ચુરી બજાર, આંબાવાડી સર્કલ,
અમદાવાદ-૩૮૦ ૦૦૬

કંકાવટી ઇન્ટરનેટ પર

*http: // ratilalanil. tripod. com*

તંત્રી-મુદ્રક-પ્રકાશક
રતિલાલ 'અનિલ'

માલિક : આર.આર.રૂપાવાળા
કંકાવટી, ૧૩-૧૪, સાંઈ સમર્પણ સોસાયટી, આશીર્વાદ ટાઉનશીપ : ૧ પાછળ,
બમરોલી રોડ, ઉધના
સુરત-૩૯૫ ૨૧૦
ફોન નં. ૮૬૭૦ ૪૧૮

પ્રકાશનસ્થળ : ૨૪, રીવર બેંક સોસાયટી, અડાજણ પાણીની ટાંકી,
સુરત-૩૯૫ ૦૦૯

લેસર અક્ષરાંકન
યુયુત્સુ પંચાલ
૨૩૩/ રાજલક્ષ્મી, જૂના પાદરા રોડ, વડોદરા-૩૯૦ ૦૦૭ ફોન : ૨૩૧ ૨૭ ૪૭

મુદ્રક
શ્રી નટરાજ પ્રિન્ટર્સ, ઇન્દપુરા, આંબાવાડી, સૂરત-૨
ફોન નં. ૭૪૨૮ ૯૪૧



## એક રચના / જયન્ત પાઠક

આપણાથી થોડું બોલાવાય છે ?!
એમની ઇચ્છાથી આવે-જાય છે.

એમને મળવાનું તો ક્યાંથી બને ?
ક્યાંક જોયા હોય એવું થાય છે.

બોલવું મારું અજાણ્યું લાગશે :
કોઈનું બોલ્યું કંઈ બોલાય છે !

ખ્યાલ ખોટો આપણો હોઈ શકે
- કે થવાનું હોય છે તે થાય છે.

જ્ઞાની છો તો આટલું કહી દો : કળી
એની મેળે કેમ ઊઘડી જાય છે !

૧-૭-૨૦૦૨

ગઝલ / રતિલાલ 'અનિલ'

થાય છે તે કેવું કેવું થાય છે,
પિંજરે રહીને ય પંખી ગાય છે !

અંતરે આકળ, વિકળ કંઈ થાય છે,
આપણાથી ક્યાં કશું બોલાય છે !

મોજાં રહી રહીને બહુ પછડાય છે,
પણ, કિનારાને કશું કંઈ થાય છે ?

વેશ વિણ આવેશમાં બોલાય છે,
ને પછી અંતર બહુ પસ્તાય છે.

કોણ જાણે કેવો ગંધીલો થયો !
આ હવા મારાથી યે અભડાય છે !

અષ્ટવક્રા જેવા કંઈ પટ્કોણ છે,
જીવ તોયે અંતરે સંતાય છે !

ત્રાજવાને ન્યાયની યે શી જરૂર ?
આમ પણ અધ્ધર બધું તોલાય છે !

જીવ શું સરકસનો રંગલો થઈ ગયો ?
એક પૈડે સાયકલ પર જાય છે !

આ હવાની યે રમત કેવી સરસ !
વળગણીએ ર્‌હેલા પલટા ખાય છે !

કોણ જાણે શું થયું છે આંખને ?
જે કશું સંતાય, તે દેખાય છે !

સાંજટાણે સૂર્ય એવું ક્‌હી ગયો :
આંગણે આવેલા પાછા જાય છે !

ચાલો, અંધારું થયું તે ઠીક થયું !
એક ઢાંકણથી બધું ઢંકાય છે !

આયખાની વાત જુદી છે 'અનિલ',
'આવજો !' કીધા વિના એ જાય છે.

## જાકારો / ઈન્દુ ગોસ્વામી

સહજ સમાધિ તૂટો
સમી સાંજના શમી વૃક્ષ પર
ગુપ્ત વેશમાં મ્યાન કરેલાં
તેર તેર વર્ષોનાં વર્ષોનાં વહાણાં ફૂટો
શસ્ત્રો અજ્ઞાતવાસનાં છૂટો

હાર જીતની હોડ વિશે મન
તું શતરંજી પાસા
હાથી ઘોડા ઊંટજી બોલે
પળ પળની પરિભાષા
સમય નામનો રાજવી એને શું ઉથલો શું પલટો

પાંચ ગામડાં
પંચ પરમેશ્વર
યક્ષપ્રશ્ન – પાંચાલી
પરાપૂર્વથી ચાલ્યો આવે
અંધ આયનો
જળ થળ નભમાં તાલી
દે તાલ્લીને પગલે જીવતા લાક્ષાગૃહને ફૂંકો

'ધર્મક્ષેત્રની ઐસી તૈસી
વ્યંઢળથી શું વિષ્ટિ
ઘોર અંધારાં ઓઢીપહેરી
પૂછવી સંજયદૃષ્ટિ'
ખપનારાને યુદ્ધ ખપે તો તત્ક્ષણને પડકારો

ન સૂર્યવંશ
ન ચંદ્રવંશ
છે રાજ આવું કાબરચીતરો વેલો
નભગંગાને તાકતો બેઠો
કોઈ અઘોરી દરિયો અમાસઘેલો
માંસમજ્જામાં ભળી ચૂકેલા ભૂતને દો જાકારો

હે કપોળકલ્પિત હસ્તિનાપુર
ન ભૂતો ન ભવિષ્યતિ હસ્તિનાપુર
અસ્તિત્વથી લથબથ
મદ ઝરતા ઐરાવતોથી મસ્તમસ્ત
શબ્દવેધ સોંસરવું મારું નામઠામઠેકાણું
ક્યાં છે
ખરાખરીનો ખેલ :
ખીજડે દીધું સપનું ખાંડું છે શ્યાં

છે માત્ર
શરશૈયાની આંખે દીઠી
કાંચનજંઘા કેળ – તલવાર શિખંડી

## સુદામો / હસમુખ કે. રાવલ

જીરણ પોટલીથી દડે છે સુદામો
વિના ચાસ ઊંચો વધે છે સુદામો

લચ્યા મોલ ને એકે પંખી ન ડોકે
સુખે ખેતરે નીંદરે છે સુદામો

હો નાનું કે મોટું ભવન માત્ર ભડભડ
ઊભો ગામ બ્હારો હસે છે સુદામો

સુદામાને પ્હેરીને હરખાય ટોળાં
ને કાયા ઉતારી ફરે છે સુદામો

હતી દ્વારિકા રાંકડી તે ઝૂકીને
ઉપાડી શિખર પર ધરે છે સુદામો.

## ઋતુસંહાર ( સર્ગ - ૨ ) / કાલિદાસ

*અનુવાદ : નીના ભાવનગરી*

વર્ષાવર્ણન

૧. જળબિન્દુઓથી છલોછલ ભરેલાં વાદળો જેના (સૈન્યના) ઉન્મત્ત હાથીઓ છે, વિદ્યુત જેની પતાકા છે, વીજળીના કડાકા જેના મૃદંગધ્વનિ છે એવા ઉગ્ર તેજવાળા રાજવી જેવો, કામીજનોને પ્રિય વર્ષાકાલ હે પ્રિયે ! આવી પહોંચ્યો.

૨. ઘેરા નીલરંગી કમલપત્રોની કાન્તિવાળાં, કયાંક વેરાયેલા કાજળના ઢગલા જેવાં, ક્યાંક સગર્ભા સ્ત્રીનાં સ્તનોની ઝાંય સમાં વાદળોથી આકાશ ચોતરફ ખીચોખીચ ભરાઈ ગયું છે.

૩. તરસથી વ્યાકુલ ચાતકપક્ષીઓનાં ટોળાંએ જેમને યાચેલાં તે જળભારે ઝૂકેલાં વાદળો તાજા વર્ષાજળને કર્ણમધુર ઝરમરનાદે વરસાવતાં મન્દ મન્દ વહી જાય છે.

૪. વીજળીના કડાકાનું મૃદંગ બજાવતા, વિદ્યુતની પણછવાળું ઇન્દ્રધનુષ્ય ધારણ કરતા મેઘો ધોધમાર ધારાનાં અણિયાળાં બાણો વડે પ્રવાસીઓનાં ચિત્તને અતિશય પીડે છે.

૫. તાજાં ફૂટેલાં નીલમ જેવા તૃણાંકુરોથી, પિલાયેલી કેળનાં પાનથી અને ઇન્દ્રગોપોથી છવાઈ ગયેલી ધરતી વિવિધરંગી રત્નોથી વિભૂષિત ઉત્તમાંગના સમી શોભે છે.

૬. નિત્યમનોહર, મેઘગર્જનાના ઉત્સવ માટે ઉત્સુક, ચોકોર ફેલાયેલા

વિશાળ પિચ્છકલાપથી શોભતું, શીઘ્ર આલિંગન - ચુંબન માટે વ્યાકુળ બનેલું મયુરોનું વૃન્દ હવે નૃત્યમાં પ્રવૃત્ત થયું છે.

૭. વેગથી ચોમેર ધસતાં ડહોળાયેલાં પાણીથી કિનારાનાં વૃક્ષોને ધરાશાયી કરતી, ભાનભૂલેલી દુષ્ટ સ્ત્રીઓ સમી નદીઓ ઉતાવળે સાગર તરફ દોડે છે.

૮. મૃગલીઓનાં મોંમાંથી પડી ગયેલા તાજા, લીલા, કૂણા અંકુરોવાળા ઘાસના કોળિયાથી છવાયેલાં, તાજી ફૂટેલી કૂંપળોવાળાં વૃક્ષોથી શોભતાં વિન્ધ્યનાં વનો મનને હરી લે છે.

૯. ચંચલ નેત્રકમળોથી શોભતા મુખવાળાં ભયત્રસ્ત હરણોથી ચોતરફ છવાયેલી રેતાળ વનસ્થલી ચિત્તમાં ઉત્સુકતા પ્રેરે છે.

૧૦. સતત ઘોર ગરજતાં વાદળો વડે ગાઢ અંધારી બનેલી રાત્રિઓમાં પણ અભિસારિકાઓ રાગને કારણે વીજચમકારામાં માર્ગભૂમિને દેખતી ચાલી જાય છે.

૧૧. ભીષણઘેરી ગર્જનાઓવાળાં વાદળો અને વીજળીઓથી અત્યન્ત ઉદ્વેગ પામેલા ચિત્તવાળી સુન્દરીઓ અપરાધી પ્રેમીઓને પણ શય્યામાં પ્રગાઢ આલિંગન આપે છે.

૧૨. લોચનોનાં શ્યામકમળોનાં અશ્રુબિન્દુઓથી ભિંજાયા કરતાં બિમ્બફળ સમાં અધરપલ્લવોવાળી, પ્રવાસીઓની નિરાશ પ્રમદાઓ માળાઓ, આભૂષણો અને અનુલેપનોનો ત્યાગ કરી બેઠી છે.

૧૩. કીટકો, ધૂળ અને તણખલાંથી ડહોળું બનેલું સર્પની જેમ વક્ર ગતિએ સરતું, ગભરાયેલાં દેડકાંના સમૂહોથી જોવાતું નવું જળ ઢાળ તરફ વહી જાય છે.

૧૪. કર્ણપ્રિય ગૂંજન કરતા અધીર, ભ્રમિત ભ્રમરો ખરી પડેલાં કમળોવાળી કમળવેલને છોડીને, નૃત્ય કરતા મયૂરોના પિચ્છકલાપ ઉપર તાજા કમળની ધારણાથી જઈ પડે છે.

૧૫. નવા વાદળના ગર્જનથી મદોન્મત્ત બનેલા, વારંવાર ગરજતા, સ્વચ્છ નીલકમલની કાન્તિવાળા જંગલી હાથીઓના કપોલપ્રદેશો મદજળથી અને ભ્રમરોનાં ઝૂમખાંથી છવાયાં છે.





૧૬. જ્યાં જળભારે નમેલાં વાદળો શિલાઓને ચૂમે છે, ચારેકોર ઝરણાં દદડે છે, નૃત્યમાં પ્રવૃત્ત મયૂરો ટોળે વળે છે એવા પહાડો અધીરતા જન્માવે છે.

૧૭. કદમ્બ, સાલ, અર્જુન અને કેતકીનાં વનને ડોલાવતો, એમનાં પુષ્પોથી સુવાસિત બનેલો, જળભર્યાં વાદળોના સંગે શીતળ બનેલો સમીર કોને ઉત્સુક ન કરી મૂકે ?

૧૮. નિતમ્બો સુધી ઝૂલતા કેશપાશ વડે, સુગન્ધી પુષ્પોનાં રચેલાં કર્ણાભરણો વડે, હારસજ્યાં સ્તનો અને મદિરાભર્યાં મુખો વડે કામિનીઓ કામીઓના(મનમાં) રતિ જન્માવે છે.

૧૯. વિદ્યુલ્લતા અને ઇન્દ્રધનુષ્યથી વિભૂષિત, જળભારે ઝૂકેલાં વાદળો અને મણિજડિત કટિમેખલા તથા કુંડળોથી ઉજ્જ્વલ કામિનીઓ; (બંને) એકસાથે પ્રવાસીઓનાં ચિત્તને હરી લે છે.

૨૦. તરુણીઓ હવે કેશપાશમાં કદમ્બ, તાજાં કેસર અને કેતકીનાં ફૂલોથી ગૂંથેલી માળાઓ અને કાનમાં અર્જુનવૃક્ષની મંજરીઓનાં મનભાવન કર્ણફૂલો ધારણ કરે છે.

૨૧. સન્ધ્યાકાળે કાલાગુરુ કાલવેલા ચન્દનના અંગલેપ કર્યો છે તથા પુષ્પોના કર્ણાભરણથી કેશપાશને સુગન્ધિત કર્યા છે એવી નારીઓ મેઘોની ગર્જના સાંભળીને ઉતાવળે મુખ્ય ખંડમાંથી શયનખંડમાં પ્રવેશે છે.

૨૨. નીલકમળની પાંખડીઓ જેવાં નીલ, ઉન્નત છતાં જળના ભારે નમેલાં મૃદુ પવનથી મન્દ મન્દ વહેતાં, ઇન્દ્રધનુષી વાદળો પથિકવનિતાઓનાં વિરહવ્યાકુળ મનનું જાણે અપહરણ કરી જાય છે.

૨૩. વર્ષાના નવા જળના સિંચનથી તાપવિહોણા બની ગયેલા, વનના છેડા, ચોતરફ ફૂટેલાં ફૂલોવાળાં કદમ્બવૃક્ષોથી જાણે પ્રફુલ્લિત બનીને, પવનમાં ડોલતી શાખાઓવાળાં વૃક્ષોથી જાણે ઊઠ્યા છે અને કેતકીનાં પુષ્પોની અણીઓથી જાણે હસી રહ્યા છે.

૨૪. મેઘપુંજભર્યો આ વર્ષાકાલ, પ્રિયતમની જેમ, વધૂઓના અંબોડામાં માલતીનાં નવાં ખીલેલં ફૂલો અને જૂઈની કળીઓની, બકુલનાં પુષ્પોસમેત વેણી ગૂંથે છે તથા તાજાં ખીલેલાં કદમ્બનાં પુષ્પોથી(પોતાનાં) કર્ણકુંડળો ર . છે.

૨૫. નારીઓ પૃથુલ, ઉન્નત સ્તનાગ્રો પર હારયષ્ટિને, વિશાળ નિતમ્બબિમ્બો પર આછાં શ્વેત રેશમી વસ્ત્રોને અને લલિત ત્રિવલ્લીથી શોભતા કટિપ્રદેશો પર વર્ષાજળનાં તાજાં ફોરાં સીંચાતાં ફરકી ઊઠેલી રોમાવલિને ધારણ કરે છે.

૨૬. નવાં જલબિન્દુઓના સંગથી શીતલ બનેલો, મબલખ ફૂલોથી લચી પડતાં વૃક્ષોને ડોલાવતો, કેતકીનાં પુષ્પોની રજથી સુવાસિત બનેલો વાયુ વિરહીઓનાં હૈયાંને હરી જાય છે.

૨૭. 'જળભારે ઝૂકી ગયેલાં આપણે માટે તો આ મોટો આશરો છે' એમ વિચારી જળથી ઝૂકી ગયેલાં વાદળો ગ્રીષ્મના અગ્નિની અતિકઠોર જ્વાળાઓથી તપેલા વિન્ધ્ય પર્વતને જાણે આહ્‌લાદિત કરે છે.

૨૮. અનેક ગુણોએ રમણીય, કામિનીઓનાં ચિત્તને હરી લેતો, વૃક્ષો, વેલીઓ અને શાખાઓનો અવિચળ બાંધવ, પ્રાણીઓનો પ્રાણાધાર એવો આ વર્ષાકાળ તમારી સૌ હિતકારી અભિલાષાઓને પૂર્ણ કરો.

(નિસર્ગવર્ણનને સ્વતંત્ર વિષયરૂપે નિરૂપતાં કાવ્યો સંસ્કૃતમાં ક્વચિત્ મળે છે. 'ઋતુસંહાર' એવું કાવ્ય છે જેમાં કદાચ પહેલીવાર કાલિદાસ પ્રકૃતિવર્ણનને વિષયવસ્તુરૂપે નિરૂપે છે. પદ્યોમાં આવતું 'પ્રિયે' સંબોધન સૂચવે છે તેમ પ્રણયી નાયક નાયિકાને સંબોધીને ઋતુઋતુનાં ચિત્રો રજૂ કરે છે. કાવ્યના છ સર્ગોમાં અનુક્રમે ગ્રીષ્મ, વર્ષા, શરદ, શિશિર, હેમન્ત અને વસન્તનાં વર્ણનો છે. અહીં પ્રસ્તુત કરેલા વર્ષાઋતુના વર્ણનમાં અઠ્ઠાવીસ શ્લોકોમાંથી પહેલાં સત્તર પદ્યો વર્ષાનું રમ્ય શબ્દચિત્ર આપે છે, તો બાકીનાં બાર પદ્યોમાં વર્ષાના પ્રભાવે પ્રેમીજનોની પ્રણયોત્સુક અવસ્થાનું નિરૂપણ છે. પ્રકૃતિને આ કવિએ માનવપ્રકૃતિથી વિચ્છિન્નસ્વરૂપે ક્યારેય નથી આલેખી. પ્રકૃતિનું વર્ણન કરતાં કરતાં તેમાં માનવીય ઊર્મિઓનું સામરસ્ય સાધ્યું છે અને માનવભાવોનું નિરૂપણ કરતી વખતે પ્રાકૃતિક તત્ત્વોને ઉપમાનોરૂપે આલેખ્યાં છે. પ્રસ્તુત વર્ષાવર્ણનમાં કવિએ રચેલી સ્વભાવોક્તિઓ આસ્વાદ્ય બની રહે છે.)

## દાદુર / રતિલાલ 'અનિલ'

મીરાંબાઈ શું માત્ર ગિરિધર ગોપાળને જ સાંભળતાં હતાં ? હા, સંભારતા તો હતાં અને 'તમે, તમે જ, બીજું કોઈ નહીં' એમ પણ, પ્રેમ જ હઠ કરાવે છે, એમ બોલતાં હતાં, પણ એવું છે ને કે એકને સંભારતાં બીજા પણ સંદર્ભ રૂપે સાંભરે ! રાત તો બોલે નહીં પણ તમરાં બોલે એટલે રાત બોલે ! એક સ્વપ્ને રાત જાય નહીં, તો એક તમરો બોલે એથી રાત બોલતી સંભળાય નહીં એટલે મીરાંબાઈ ગિરિધર ગોપાલ આવે છે એના અણસાર અને આગાહી દાદુર, મોર, પપીહા બોલીને કરે છે. ગિરિધરનો પગરવ સૌથી પહેલાં એ ત્રણને સંભળાય છે એ બોલે છે અને મીરાંબાઈ સાંભળે છે, પણ અણસાર આપનારાઓમાં પહેલું સ્થાન દાદુરને આપે છે, પહેલાં એ બોલે, તે પછી મોર અને તે પછી પપીહા-બપૈયો ! ક્રમ ગોઠવાયા પછી તો બધા સહગાન જ કરે ! પણ છડીદાર દાદુર !

આ મન, મારું મન, માંકડું મન પ્રશ્ન કરે, 'તે, હેં ગિરિધર ગોપાલ વર્ષાઋતુએ જ આવે ? અરે એવું તે હોય ? ગિરિધર ગોપાલ તો સુખડના લાકડાની ચાખડીએ ચઢી મીરાંના સાદે આવવા માટે તત્પર જ હોય ! પણ મન માંકડું પ્રશ્ન કરે. મોર તો હોય ત્યાં બારે માસ સ્વૈચ્છિક વિષય રૂપે, ગમે ત્યારે ટેહૂક ! ટેહૂક કરે, પણ સાધુઓ ચાતુર્માસ ભલે પાળે પણ દાદુર તો આઠ માસ પાળે ! ગાંધી બાપુ અઠવાડિયે એક વાર મૌનવાર પાળે પણ દાદુર તો એવો મુનિ કે આઠ માસ મૌનવ્રત પાળે : બપૈયો પણ આઠ માસ મૌન પાળે, દાદુર અને બપૈયો મોટા મુનિ. આ પ્રશ્ન વિચારવા જેવો ખરો ! કંઈ નહીં,

મોર બારે માસ બોલે – ગિરિધર ગોપાલ ગમે ત્યારે આવે, એમની છડી પોકારનાર એક તો હોય જ !

ખપજોગી ગુજરાતી ભાષા જાણનારો પૂછે, 'આ દાદુર કોણ ?' દાદુર એટલે દાદુર, એ મોર નહીં, બપૈયો નહીં, પણ એમનો દોસ્ત ! પણ ખણખોદિયો પૂછે : 'એમ મોઘમ કહો તે ન ચાલે, છાપ પાડીને કહો કે હવે ધર્મસંકટ નહીં, પણ આ ભાષાનું સંકટ જુઓ ! ગુજરાતી ભાષા શું, શા પૈસા ચાર નથી, નથી, નથી જ ! પણ, હવે આ છાપ પડે એવી રીતે કેમ કરીને કહેવું, કહો ! ગુજરાતી ભાષાએ નહીં, પણ જૂની પેઢીના છાંપપાડુ ગુજરાતીઓનું દાદુરે શું બગાડ્યું કે એની અવમાનના કરી હશે ? મીરાંબાઈ જેમને મોખરાનું અગ્રસ્થાન આપે તેને એ ગુજરાતીઓની ભાષા... ભૈ, છાપ પાડતા ક્ષોભ થાય છે હોં ! થોડી ઘણી સભ્યતા, સંસ્કારિતા તો જાળવી રાખવી જોઈએ કે નહીં ? પહેલાં તો નામ બોલતાં જ જીભ ઊપડતી નથી ! દાદુર, દાદુર એટલે 'દેડકાભાઈ' કહીએ તે સાથે જ રાજસ્થાનમાં નહીં પણ ગુજરાતમાં જાણે એ ડિગ્રેડ થઈ જાય છે ! આપણે વળી એવા કયા ટોપી, સાહેબ કે કોઈનેય ડિગ્રેડ કરીએ ? અમને તો, 'દેડકાભાઈ' કહીએ તો પોતે જ ડિગ્રેડ થઈ ગયા જેવું હાડોહાડ લાગે છે ! કેટલાયે ઉચ્ચ શિક્ષણ લઈ ચૂકેલા ભાષા અને લેંગ્વેજને સમાન સ્થાન આપે છે, 'એ તો અમારાં...' નહીં કહી શકે તેમને મિસિસ કે વાઇફ કહે છે તેમ, આપણી શિષ્ટ સંસ્કારી ભાષાએ બીજી લેંગ્વેજ, વળી આપણા જ પાડોશી રાજ્યની સ્વીકારી 'દાદુર' જ કહીએ ! બોલનારને સારું લાગે, સાંભળનારને પણ સરું લાગે. 'એ તો, અમારા એ' જેમને ઓળખ આપવા ન કહી શકાય તેમને હસબંડ કહેવામાં આવે જ છે, તો આપણે દેડકાભાઈને 'દાદુર' કેમ ન કહીએ ? જુઓ તો ખરા, માણસની ઓળખ માટે આપણે ફળિયાનો માણસ, ગામનો માણસ, ન્યાતનો માણસ કહીએ છીએ તેમાં તો શિષ્ટતા, સંસ્કારિતા જળવાઈ રહે છે, પણ... પણ... કૂવાનો દેડકો, તળાવનો દેડકો, ખાડાનો દેડકો કહેવામાં દેડકો નહીં, કહેનાર જ ઉઘાડો પડી જાય ! માણસને ગમે ત્યાં, યોગ્ય લાગે તે સ્થાને રહેવાની સ્વતંત્રતા, તો દાદુરને કેમ નહીં ? જમીન હોય ત્યાં માણસ હોય, તેમ પાણી હોય ત્યાં દાદુર હોય અને પાણી નદી, તળાવ, કૂવે તેમ

ખાડામાંયે હોય ! ખોલીમાં રહેનારનેય આપણે 'માણસ' કહીએ તો ખાડામાં રહેનારને 'દાદુર' કેમ ન કહીએ ?

એ તો સારું છે કે દાદુર છે એટલે પાણી છે એની આપણને જાણ થાય છે ! આઠ માસ કેમ એ દાદુર પાણીની જાણ કરતો નથી ? અરે આપણામાં પાણી શોધવાનું 'પાણી' છે કે કેમ, એની કસોટી એ આઠમાસી મુનિ કરતો હોય – એવો વિચાર આ વિજ્ઞાનયુગમાંયે તમને આવતો નથી ? અને તમે એના મૌનનો સંકેત તો સમજો ! એ સંકેતમાં તો કાવ્ય છે : પાણી એટલે વર્ષનું તાજું પાણી – બાકી આઠ માસ પાણી વાસી હોય છે ! 'મીનરલ વૉટર'નો શુદ્ધ અર્થ દાદુર જાણે છે. અને હા, હાક માર્યે કોઈ આવવાનું જ ન હોય તો નાહક શા માટે ઘાંટા પાડવા ? દેડકાનો બોલાવ્યો વરસાદ આવે ? એવો તોછડો પ્રશ્ન ન કરો. મેઘને પૂછો તો ખબર પડે કે કોના બોલાવ્યે, કોના તેડે એ આવે છે – પણ મેઘ સિક્રેટમાં માને છે.

વાડાનાં શાકભાજીનાં વખાણ કરનારો શાકબજારે જતો જ નથી. તે તાજું શાક જમી સ્વાદ અને શક્તિ બંને પ્રાપ્ત કરે છે, ત્યારે આ અણસમજુ માણસો વ્યંગમાં વાડાનો દેડકો એમ શા માટે કહે છે ? એમ કહો કે વાડામાં પાણી છે, અને એની જાહેરાત માનદ ધોરણે દેડકો કરે છે ! માણસની માનદ્ સેવાની આપણે પ્રશંસા કરીએ અને ખુદ આપણા વાડા સાથે આપણું ગૌરવ કરતી જાહેરાત માનદ્સેવા રૂપે દેડકો કરે એની ગીબત કરો ? માણસજાતે અને ગુજરાતી ભાષાએ હજી ઘણું શીખવાનું બાકી છે.

સિંહને પોતાની ભાષા હોય, પોતાનો અવાજ હોય તો દેડકાને પણ પોતાનો અવાજ હોય છે. પ્રાણીઓ એકભાષી હોય છે ! કેટલાક કવિ 'પોતાના અવાજ'નો સ્વાયત્ત આગ્રહ રાખે છે તેમ જળચર, સ્થળચર, માનવેતર જીવો પણ 'પોતીકો અવાજ' ધરાવે છે એટલે સિંહ અને દેડકાનો અવાજ એમની જાતિનો અવાજ થઈ જાય છે ! એવી એક ભાષા, એકવાક્યતા હોત તો માનવજાતમાં યુદ્ધો હોત ખરાં ? સમજફેરના કજિયા હોત ખરા ? 'દેડકો ડ્રાઉં ! ડ્રાઉં કરે છે !' એમ માણસ કહે છે ત્યારે તે બીજો માણસ જાણતો નથી એવી સમજથી કહેતો હશે, અથવા દેડકાના મહત્ત્વના જીવનકાર્ય અને જીવનસંદેશનો માનદ્ પ્રચાર અજાણ્યે કરતો હશે. જો કે દેડકા પોતાના યશ,

અપયશના પ્રચાર પ્રત્યે સ્થિતપ્રજ્ઞ જેવી અડોલ સ્વસ્થતા, તટસ્થતા પાળે છે. તે તળાવના તટે ન હોય તો પણ 'તટસ્થ' હોય છે !

'બાર વર્ષે બાવો બોલ્યો !' કહીને હું, તમે હસીને પણ દેડકો બાર મહિને ડ્રાઉં બોલે તેં આપણે સાંભળીએ છીએ – હસતા નથી. એ આપણા કરતાં દેડકાનું સ્થાન ઊંચું હોવાનું સૂચક છે.

કોઈ કોઈ વાર શાંતિના ઊંડા ચિંતનમાં ઊતરીએ છીએ ત્યારે અર્કરૂપ તથ્ય એ સાંપડે છે કે કાગડા, કૂતરાં, ગધેડાં, ભૂંડ, શિયાળ, દેડકાં માણસની ભાષા જાણતા નથી અથવા આપણે એમની બદનક્ષી કરીએ એ તેઓ સમજવાના જ નથી એવી સંપૂર્ણ ખાત્રી કહો કે જમીનથી પોતે ચાર વાંસ ઊંચા હોવાની સ્વયંસેવી પ્રતીતિથી બેધડક એ સૌની બદનક્ષી કરીએ છીએ, બલકે એમ કહો કે માણસની બદનક્ષી કરવા માટે દેડકાં અને ગધેડાંનો ગેરઉપયોગ કરીએ છીએ ! માણસ પણ માણસની ભાષા ન સમજે તો વ્યવહાર જરા ઓછો, ઠંડો ચાલે – પણ વિશ્વશાંતિથી માંડી ગૃહશાંતિ તો બરાબર જળવાય ! શસ્ત્રો, સૈનિકોનો રાક્ષસી ખર્ચ બચી જાય. કોઈ કોઈ વાર એવું આશ્ચર્ય થાય છે કે આપણે કાચબા, શિયાળ, દેડકાં, ગધેડાની બદનક્ષી કરવા માટે શું જન્મ લીધો છે ?

તમે, તૂં...હી... તૂં...હી... બોલતા એકતારાને સાંભળો છો અને આધ્યાત્મિક સ્થિતિમાં આવી જાવ છો, તો ડ્રાઉં, ડ્રાઉં સાંભળીને કોઈક ઊંચી મનઃસ્થિતિમાં કેમ આવી જતા નથી. એની આત્મખોજ કરો ! તળાવના કાંઠે, વરસતા વરસાદમાં બેસો અને અનેક દાદુરોનું સમૂહગાન સાંભળો ! બધાને એક અવાજે બોલતાં સાંભળશો તો તાલબદ્ધ સંઘ-સમૂહગાનનાં શ્રવણની પ્રસન્નકર અનુભૂતિ થશે. 'આ દાદુર તો દાદા છે, દાદા !' એવા શબ્દોમાં, તમે આત્મપ્રેરણાથી ઉદ્‌ગારી ઊઠશો !

જૂની પેઢી કંઈ જાતિવાચક, વર્ણવાચક નામો બોલતી તે હવે આપણે બોલીએ તો તે જાતિ અને વર્ણની બદનક્ષી ઠરે છે, તો જૂની પેઢી જેમને 'દેડકાં' કહેતી તે શબ્દ-નામોચ્ચાર પણ હવે બદનક્ષી થાય છે, એવું સ્વીકારી મીરાંબાઈની જેમ એમને 'દાદુર' કહીએ !

## જીવન – અંતહીન પ્રક્રિયા / જિદ્દુ કૃષ્ણમૂર્તિ

*અનુવાદ : રતિલાલ 'અનિલ'*

સૂર્ય વૃક્ષોમાંથી બહાર આવે છે અને શહેર પર ડૂબે છે અને વૃક્ષો તથા શહેરની વચ્ચે સારું જીવન છે, બધો સમય છે. એની વચ્ચે નદી વહે છે – ઊંડી, જીવન્ત અને પ્રશાંત, કેટલીયે નાનકડી નાવો ઉપરની બાજુએ તથા આ તરફ આવે છે. કોઈક વિશાળ, ચોકોર સઢવાળી નાવ લાકડાં વહી જાય છે. રેતી, વહેરેલા પથ્થર અને કદી કદી પોતાના ગામે જતાં સ્ત્રી-પુરુષો; પણ મોટા ભાગે માછીઓની નાવો છે – દૂબળા, કાળા માણસો માટે. તેઓ બહુ વાતોડિયા છે, એકબીજાને હાંક મારે છે, ઘાંટા પાડે છે, સૌનાં શરીરે ફાટેલાં જૂનાં કપડાં છે. ખાવા માટે કશું નથી. અવશ્ય, એમનાં બાળકો ઘણાં છે. તેઓ લખી વાંચી શકતાં નથી. એમની પાસે સિનેમાનું મનોરંજન નથી તો ભક્તિગીતો ગાય છે, ધાર્મિક વાર્તા સંભળાવી મનોરંજન કરે છે. એ બધાં બહુ ગરીબ છે અને જીવન બહુ કઠોર છે, માંદગી અને મૃત્યુ ત્યાં કાયમનાં છે – જમીન અને નદી જેવા... અને તે સાંજે વધારે અબાબીલ પક્ષી હતાં – નીચી સપાટીએ ઊડતાં, અને પાણીનો રંગ ઓલવાતી આગ જેવો હતો. બધું જ એટલું જીવંત હતું, એટલું તીવ્ર કે ચાર પાંચ કુરકુરિયાં પોતાની દૂબળી પાતળી ભૂખી માની આસપાસ રમતાં હતાં. કાગડાની ઘણી ટોળી ઊડીને બીજા કિનારે પાછી ફરતી હતી. પોપટો ચમકદાર અંગે ચીસો પાડતાં પોતાનાં વૃક્ષો તરફ પાછાં ફરતા હતા. એક ટ્રેન પુલ પરથી પસાર થતી હતી, એનો અવાજ નદીના નીચાણ તરફ આવતો હતો અને એક સ્ત્રી નદીના ટાઢા જળમાં સ્નાન કરતી હતી, તમામ જીવવાને માટે ઝૂઝતાં હતાં. એમના જીવન માટે લડાઈ અને મૃત્યુ હંમેશાં હોય છે, જીવન માટે પ્રત્યેક ક્ષણે ઝૂઝવાનું હોય છે અને એ પછી મરી જવાનું, પરંતુ સૂર્યનું ઊગવાનું અને શહેરની ભીંતો પાછળ ડૂબવું. એની વચ્ચેના સમયે આખું જીવન ઉડાવી દીધું હતું. અતીત અને વર્તમાન સમયે માણસનું હૃદય ખાઈ નાખ્યું હતું, એનું અસ્તિત્વ સમયના દાયરામાં હતું અને એટલે એને દુઃખોની જાણ હતી.

પરંતુ, નદીની પાસેના સાંકડા માર્ગ પર એકએકની કતારમાં ચાલનારા

ગામના લોકો, કોઈક રીતે સામેથી ચાલ્યા આવતા માણસોના જ ભાગ હતા, તેઓ આઠ જણ હતા અને એમની નજીક પાછળ ચાલતો ડોસો બધો સમય ખાંસતો અને થૂંકતો હતો. થોડે દૂર બહુ ખામોશીથી ચાલતો હતો – સામેથી આવતો માણસ એના પ્રત્યે સજાગ હતો. એની ખામોશી, દિવસભરનો થાક, તેઓ ઉત્તેજિત નહીં, બલકે શાંત અને કંઈકેય પ્રસન્ન હતા. ડોસો એમની પ્રત્યે સજાગ હતો – જેવી રીતે ઉદ્દીપ્ત નદી, આકાશની સૌમ્ય આગ અને માળાએ પાછાં ફરતાં પક્ષીઓ પ્રત્યે સજાગ હતો – જ્યાં કોઈ કેન્દ્ર નહોતું, જ્યાંથી એ જોતો હતો. અનુભવ અથવા અવલોકન કરતો હોય, એ બધા શબ્દ વિચારને ઉપલક્ષિત કરતા હતા, ત્યાં કોઈ વિચાર નહોતો, બલકે માત્ર ચીજો હતી. બધાં ઝડપી પગલે ચાલતા હતા અને સમયનું અસ્તિત્વ સમાપ્ત થઈ ગયું હતું. એ ગામડિયા, ગામ તરફ પાછા ફરતા હતા. તેઓ એનો ભાગ હતા, પણ પોતાના એક ભાગની જેમ સજાગ હતા એમ નહીં. તેઓ નદીની પાસે વહી રહ્યા હતા, પક્ષીઓની સાથે ઊડતા હતા, આકાશની જેમ ખુલ્લા અને વિસ્તૃત હતા. એ તથ્ય હતું – કલ્પના નહીં. કલ્પના એક ક્ષુદ્ર ચીજ છે અને તથ્ય એક જ્વલન્ત વાસ્તવિકતા. એ તમામ નવ માણસો અવિરત ચાલતા હતા. ક્યાંય ન જતાં અને ન તો ક્યાંકથી આવતા – એ જીવનની એક અંતહીન પ્રક્રિયા હતી. આશ્ચર્ય એ હતું કે સમગ્ર, બધું વ્યક્તિત્વ સમાપ્ત થઈ ગયું હતું. આગળ ચાલનારે પાછળ વળીને જોયું. તમામ ગામવાસીઓએ પાછળ છતાં નજીક ચાલતા ડોસાને નમસ્કાર કર્યા – જાણે લાંબા સમયથી મિત્ર હોય એમ. અંધારું ઘેરાવા લાગ્યું હતું. અબાબીલ ચાલ્યાં ગયાં હતાં. લાંબા પુલ પર બત્તીઓ થઈ હતી અને વૃક્ષો પોતામાં ફરી રહ્યાં હતાં. બહુ દૂર મંદિરમાં ઘંટ રણકતા હતા.

## લાઈસન્સ / સઆદત હસન મન્ટો

*અનુવાદ : શરીફા વીજળીવાળા*

અબ્બૂ ઘોડાગાડીવાળો એકદમ રંગીલો જુવાન હતો. એનો ઘોડો અને ગાડી પણ આખ્ખા શહેરમાં અવ્વલ નંબરનાં હતાં. એની ઘોડાગાડીમાં એ કદી પણ મામૂલી મુસાફરોને ના બેસાડતો. એના અમુક ઘરાક બાંધેલા જ હતાં. એમની પાસેથી અબ્બૂને રોજના દસ પંદર રૂપિયા મળી રહેતા. એના જેવા એકલા જીવ માટે આ પૈસા ઘણા હતા. બીજા ઘોડાગાડીવાળાઓની જેમ અબ્બૂને છાંટોપાણીની લત નો'તી. પણ સરસ મઝાનાં કપડાં પહેરવાનો તથા દિવસ આખ્ખો ફાંકડા થઈને ફરવાનો એને ભારે શોખ હતો. જ્યારે કોઈ સડક પરથી એની ઘોડાગાડી ઘૂઘરા વગાડતી પસાર થતી ત્યારે લોકોની નજર આપોઆપ જ એના તરફ ઊઠતી. ' એ પેલ્લો રંગીલો અબ્બૂ ચાલ્યો... જુવો તો ખરા કેવા ઠાઠથી બેઠી છે ? જરા એની વાંકી પાઘડી તો જુવો....'

લોકોની નજરને આવું બોલતી સાંભળતો ત્યારે અબ્બૂની ડોક ગર્વથી ટટ્ટાર થઈ જતી અને એના ઘોડાની ચાલ વધુ આંકર્પક થઈ જતી. એના હાથ ઘોડાની લગામને એવા અંદાજથી પકડતા જાણે લગામ પકડવાની કોઈ જરૂર જ ન હોય... ! એવું લાગતું જાણે ઘોડો એના ઈશારા વગર ચાલ્યો જાય છે... જાણે ઘોડાને એના માલિક ના હુકમની કોઈ જરૂર જ નથી. ઘણીવાર તો એવું લાગતું કે અબ્બૂ અને એનો ઘોડો ચન્ની બેઉ એક જ છે... જુદા નથી...

આખ્ખી ઘોડાગાડી જ જાણે એક જીવતું જાગતું અસ્તિત્વ હતું... અને એ અસ્તિત્વનું બીજું નામ એટલે અબ્બૂ...

જે મુસાફરોને અબ્બુ બેસાડવાની ના પાડતો હતો એ બધા મનોમન એને ગાળો ભાંડતા, એમાંના કેટલાક તો બદદુવા પણ દેતા : 'ખુદા કરેને એનો ઘમંડ તૂટી જાય... ખુદા કરેને એનો ઘોડો ને ગાડી બેઉ ઊંડા ખાડામાં પડે...'

પાતળી મૂછો હેઠળ એના હોઠ પર આત્મવિશ્વાસભર્યો મલકાટ રમ્યા રાખતો. એને જોતાંની સાથે જ કેટલાય ઘોડાગાડીવાળા બળીને રાખ થઈ જતા. અબ્બૂની દેખાદેખીમાં કેટલાક ઘોડાગાડીવાળાઓએ અહીં તહીંથી દેવું કરીને ગાડીઓને નવીનક્કોર કરાવી, પિત્તળના સાજસામાનથી ગાડીઓને શણગારી... પણ તોય અબ્બૂની ઘોડાગાડી જેવો ઠાઠ પેદા ન જ થઈ શક્યો... અને ન તો એમને પેલા ઘરાક મળ્યા જે બધા અબ્બૂની ઘોડાગાડીના ચાહક હતા.

એક દિવસ બપોરે અબ્બૂ ઝાડના છાંયે ઘોડાગાડીમાં બેઠો બેઠો ઝોકે ચડ્યો'તો ત્યારે એક અવાજ એના કાનમાં ગણગણ્યો... એણે આંખ ઉઘાડી. એક સ્ત્રી ઘોડાગાડીના ડાંડા પાસે ઊભી હતી.

અબ્બૂએ સ્ત્રી સામે માંડ એક નજર નાખી હતી પણ એ સ્ત્રીની મદમસ્ત જુવાની એના હૈયામાં વસી ગઈ. એ સ્ત્રી થોડી જ હતી ? માંડ સોળ કે સત્તર વરસની યુવતી હતી. દુબળી-પાતળી પણ એકદમ મજબૂત... ચમકતો ભીનો વાન હતો...એણે કાનમાં ચાંદીની ઝીણી વાળીઓ પહેરી હતી. સીધી પાંથી પાડેલી હતી. પાતળું નાક અને ટેરવા પર એક ચમકતો તલ હતો. લાંબો કૂર્તો અને નીલરંગની સલવાર પહેરી હતી. માથા પર ઓઢણી હતી...

છોકરીએ જરા ઠસ્સાદાર અવાજમાં પૂછ્યું : 'વીરા, ટેશનનું શું લેશો ?' અબ્બૂના હોઠ પરનો મલકાટ જરાક તોફાની બન્યો : 'કંઈ નહીં... !' છોકરીની શામળી સૂરત રતુંમડી થઈ ગઈ : 'કહોને ! શું લેશો ટેશનનું ?...' એણે છોકરીને પોતાની નજરમાં સમાવતાં કહ્યું : 'તારી પાસેથી શું લેવાનું ભાગ્યવાન ? ચાલ, બેસી જા ગાડીમાં ...'

છોકરીએ ગભરાઈ જઈને એની ઢાંકેલી ભરાવદાર છાતી આડા હાથ ધર્યા : ' હાય , કેવી વાત કરો છો તમે !'

અબ્બૂ મલકાયો : ' ચાલ હવે ઉપર ચડ ને બેસી જા... તારે જે દેવું હોય તે દેજે બસ...!'

છોકરી જરાક વાર કંઈક વિચારતી રહી. પછી પગથિયાં પર પગ ટેકવીને ચડી ગઈ. બેસતા વેંત એણે કહ્યું : 'ચાલ, જરા જલ્દી ટેશન લઈ લે...!'

અબ્બૂએ પાછળ ફરીને જોયું : 'કેમ બહુ ઉતાવળ છે જાનેમન !'

'હાય... હાય... તું તો જો...' છોકરી કંઈક કહેતાં કહેતાં અટકી ગઈ ...

ઘોડાગાડી ચાલતી થઈ... અને પછી ચાલતી જ રહી... કેટલીય સડકો ઘોડાની ટાપ હેઠળથી નીકળી ગઈ...

અબ્બૂના હોઠ પર તોફાની હાસ્ય રમતું હતું... છોકરી સંકોચાઈને બેઠી હતી. જ્યારે લાંબા સમય સુધી ઘોડાગાડી ચાલતી જ રહી ત્યારે છોકરીએ ગભરાઈને પૂછ્યું : ' ટેશન હજી નથી આવ્યું ? '

' આવી જશે... તારું ને મારું ટેશન એક તો છે... ' અબ્બૂએ મર્માળો જવાબ આપ્યો.

' શો મતલબ છે તારો ? '

અબ્બૂએ પાછળ ફરીને છોકરી તરફ જોયું અને કહ્યું : ' અરે અલ્લડ... શું તું એટલુંય નથી સમજતી કે તારું -મારું ટેશન એક જ છે... એ વખતે જ એક થઈ ગયું હતું જ્યારે અબ્બૂએ તારી સામે જોયું હતું. તારા જીવના સમ... તારો આ ગુલામ ખોટું નથી બોલતો... '

છોકરીએ માથા પર બરાબર ઓઢયું. એની આંખો સ્પષ્ટ કહી રહી હતી કે એ અબ્બૂની વાતનો મર્મ સમજી ગઈ છે. એનો ચહેરો કહી બતાવતો હતો કે એણે અબ્બૂની વાતથી માઠું નથી લગાડયું.

છોકરીએ અવઢવમાં હતી. બેઉનું ટેશન એક હોય કે ના હોય પણ અબૂ છે તો છેલછબીલો જુવાન... એ શું બોલ્યું પાળે એવો છે ? પોતે શું પોતાનું ટેશન છોડી દે ? ... '

અબ્બૂના અવાજે એને ચોંકાવી દીધી : ' શું વિચારે છે ભાગ્યવાન ? '

ઘોડો મસ્તીભરી રેવાલ ચાલે દોડી રહ્યો હતો. હવા ઠંડી હતી . સડકની બેઉ બાજુ ઊગેલાં ઝાડ દોડી રહ્યાં હતાં, અને એની ડાળો ઝૂમી રહી હતી. ઘૂઘરાના ખણખણાટ સિવાય ત્યાં બીજો કોઈ અવાજ નો'તો આવતો.

એ પાછળ ડોક ફેરવીને છોકરીના શામળા સૌન્દર્યને નજરથી પી રહ્યો હતો... થોડી વાર પછી એણે ઘોડાની લગામ જાળીના સળિયા સાથે બાંધી

દીધી અને પોતે પાછલી સીટમાં છોકરી પાસે જઈને બેઠો...

છોકરી ચૂપ રહી.

અબ્બૂએ છોકરીના બેઉ હાથ પકડી લીધા : ' સોંપી દે તારી લગામ મારા હાથમાં...! ' છોકરીએ માત્ર આટલું કહ્યું : ' ચાલ છોડી દે મારા હાથ... ' પણ બીજી જ પળે એ અબ્બૂની બાથમાં હતી અને એનું હૈયું જોર જોરથી ધડકતું હતું.

અબ્બૂએ ધીમેકથી પ્રેમભર્યા અવાજ કહ્યું : ' આ ગાડીને ઘોડો મને મારા જીવથી પણ વધુ વહાલાં છે... પણ કસમ અગિયારમા પીરની... હું ગાડી ને ઘોડો બેઉ વેચી દઈશ અને તારા માટે સોનાનાં કડાં બનાવડાવીશ... હું ફાટેલતૂટેલ લૂગડાં પહેરીશ પણ તને રાણી બનાવીને રાખીશ... ખુદાની કસમ... જિંદગીમાં આ મારો પહેલો પ્રેમ છે... તું જો મારી નહીં બને તો હું તારી સામે મારો જીવ દઈશ...' એણે છોકરીને બાથમાંથી મુક્ત કરી અને ધીમેથી કહ્યું : 'કોણ જાણે મને શું થઈ ગયું ? ...ચાલ તને ટેશન મૂકી જાઉં...'

છોકરીએ ધીરેકથી કહ્યું : ' નહીં... હવે તું મને હાથ અડાડી ચૂક્યો છે...

અબ્બૂની ડોક નમી ગઈ... 'મને માફ કરી દે... મારાથી ભૂલ થઈ ગઈ...'

'જે કંઈ બોલ્યો તે પાળી બતાવીશ ? આ ભૂલને નભાવી લઈશ ?' છોકરીના બોલવામાં એક પડકાર હતો... જાણે કોઈએ અબ્બૂને કહ્યું હોય : 'હાંકી જઈશ તારી ઘોડાગાડીને પેલી ઘોડાગાડીથી આગળ ?'

અબ્બૂનું નમેલું માથું ઊંચું થયું, એની આંખો ચમકી ઊઠી... 'ભાગ્યવાન...' આટલું કહીને એણે એની મજબૂત- પહોળી છાતી પર હાથ મૂક્યો : ' અબ્બૂ પોતાનો જીવ દઈ દેશે પણ... '

છોકરીએ પોતાનો જમણો હાથ લંબાવ્યો : ' તો આ લે મારો હાથ...'

એણે છોકરીના હાથને જકડી લીધો : ' મારી જુવાનીના સમ... અબ્બૂ તારો ગુલામ રહેશે...'

બીજા દિવસે અબ્બૂ અને પેલી છોકરીના નિકાહ થઈ ગયા...

છોકરીનું નામ ઈનાયત હતું. એટલે કે નીતિ અને ગુજરાત જિલ્લાની એ મોચણ હતી. એ એનાં સગાંઓ સાથે આવી હતી. એનાં સગાં સ્ટેશન પર

એની રાહ જોતાં રહી ગયાં અને નીતિ પ્રેમના બધા પડાવ પાર કરી ગઈ.

અબ્બૂ અને નીતિ બેઉ બહુ જ ખુશ હતાં. ન અબ્બૂએ ઘોડો ને ગાડી વેચ્યાં, ન નીતિએ એવું ઈચ્છ્યું. નીતિ માટે સોનાનાં કડાં તો ન બન્યાં પણ અબ્બૂએ એની જમાપૂંજીમાંથી નીતિને સોનાની કડીઓ લઈ આપી અને કેટલીય જોડી રેશમી કપડાં સિવડાવી આપ્યાં. નીતિ માટે તો આ જ ઘણું હતું.

લસ... લસ... કરતી રેશમી સલવારમાં એ જયારે અબ્બૂની સામે આવતી ત્યારે અબ્બૂનું હૈયું નાચી ઊઠતું : ' ખુદાની કસમ, દુનિયામાં તારા જેવું સુંદર કોઈ નથી...' એ નીતિને છાતી સાથે ભીડી લેતો... ' નીતિ તું મારા હૈયાની રાણી છો... '

બેઉ યૌવનની મસ્તીમાં ડૂબેલાં હતાં. ગાતાં હસતાં, સેર સપાટા કરતાં, એકબીજા પર ઓળઘોળ થતાં હજી તો મહિનો માંડ થયો હતો ને અચાનક એક દિવસ પોલિસે અબ્બૂને પકડી લીધો. નીતિ પણ પકડાઈ ગઈ.

નીતિ હજુ પુખ્તવયની નો'તી એટલે અબ્બૂ પર અપહરણનો કેસ ચાલ્યો. નીતિ અદાલતમાં મક્કમ રહી તો પણ અબ્બૂને બે વરસની સજા થઈ.

જયારે નીતિએ અદાલતનો હુકમ સાંભળયો ત્યારે એ અબ્બૂને વળગી પડી. એણે રોતાં રોતાં માત્ર આટલું જ કહ્યું : 'હું મારાં મારા મા-બાપ સાથે નહીં જાઉં. તારા ઘરમાં રહીને તારી રાહ જોઈશ...'

અબ્બૂએ એની પીઠ થાબડી : 'જીવતી રહે... મેં ઘોડોને ગાડી બેઉ દીનાને સોંપ્યાં છે. એની પાસેથી ભાડું વસૂલ કરતી રહેજે...'

નીતિનાં મા-બાપે ઘણો આગ્રહ કર્યો, બળ પણ વાપરી જોયું... પણ નીતિ એકની બે ન થઈ. એ ધરાર એમની સાથે ન ગઈ. હારી- થાકીને એ લોકોએ નીતિને એના નસીબ પર છોડી દીધી.

નીતિ અબ્બૂના ઘરમાં એકલી રહેવા માંડી. રોજ સાંજે દીનો એને પાંચ રૂપિયા દઈ જાતો, જે નીતિની જરૂરિયાત માટે ઘણા હતા. અ ઉપરાંત થોડાઘણા રૂપિયા એણે ભેળા પણ કરી રાખેલા.

અઠવાડિયામાં એક વાર એ અબ્બૂને મળવા જેલમાં જતી. પણ એ મુલાકાત બહુ ટૂંકી રહેતી.

એની પાસે જે કંઈ જમાપૂંજી હતી એ બધી અણે અબ્બૂને જેલમાં

સુખસગવડો પૂરી પાડવામાં ખર્ચી નાખી. એક મુલાકાત વેળા અબ્બૂએ એના બૂચ્યા કાન તરફ જોયું અને પૂછયું : 'તારી કડીઓ કયાં ગઈ નીતિ ?'

સંત્રી તરફ જોઈને નીતિ હસી : 'ક્યાંક ખોવાઈ ગઈ !'

અબ્બૂએ જરાક ગુસ્સે થઈને કહ્યું : 'જો નીતિ, તું મારું આટલું બધું ધ્યાન ન રાખ... હું જેમ છું તેમ ઠીક છું...'

નીતિ કંઈ ન બોલી અને મુલાકાતનો સમય પૂરો થઈ જવાથી હસતી હસતી ઘરે ચાલી ગઈ. ઘરે પહોંચીને એ બહુ રડી, કલાકો સુધી આંસુ સારતી રહી. મુલાકાત વેળાએ એણે બહુ ધીરજથી કામ લીધું હતું અને હસતી રહેલી. પણ એ જોઈ શકી હતી કે અબ્બૂની તબિયત સાવ જ કથળી ગઈ હતી. કદાવર અબ્બૂની તોતિંગ કાયા ઓગળીને અર્ધી થઈ ગઈ હતી. નીતિ એને ઓળખી નો'તી શકી.

નીતિએ વિચાર્યું : 'અબ્બૂને મારી ચિંતા ખાઈ રહી છે. મારી જુદાઈએ અબ્બૂની આવી હાલત કરી દીધી છે... !'

દુ:ખ, જુદાઈ, જેલ, જેલનું ભંગાર ખાવાનું, જેલની સખત મજૂરી... આ બધાં વિશે તો નીતિને ખબર હતી પણ એને એ નો'તી ખબર કે અબ્બૂને ક્ષયની બિમારી વારસામાં મળેલી છે.

અબ્બૂનો બાપ અબ્બૂથી પણ કદાવર હતો. પણ ક્ષયના રોગે એને ગણતરીના દિવસોમાં જ કબરમાં પહોંચાડી દીધો હતો. અબ્બૂનો મોટો ભાઈ હટ્ટોકટ્ટો જુવાન હતો. પણ ભરજુવાનીમાં ક્ષયના પંજામાં સપડાયો હતો... અબ્બૂએ આ હકીકતને ગણકારી નો'તી.

જ્યારે એ જેલના દવાખાનામાં છેલ્લા શ્વાસ લઈ રહ્યો હતો ત્યારે ભારે અફસોસથી એણે નીતિને કહ્યું : 'મને જો ખબર હોત કે હું આટલી જલ્દી મરી જઈશ તો ખુદાની કસમ કદી પણ તારી સાથે નિકાહ ન કરત... મેં તારા પર જુલમ કર્યો છે... મને માફ કરી દે... જો મારી એક જ નિશાની છે... મારી ગાડી અને ઘોડો... એનું ધ્યાન રાખજે... અને ચન્નીના માથા પર મારાવતી વહાલથી હાથ ફેરવજે.'

અબ્બૂ મરી ગયો. નીતિનું બધું જ ખતમ થઈ ગયું. કેટલું જલ્દી બધું ખતમ થઈ ગયું...

પણ નીતિ હિંમતવાળી સ્ત્રી હતી. એ અબ્બૂના મોતનો ઘા પચાવી ગઈ. આખ્ખો દિવસ એ ઘરમાં એકલી પડી રહેતી.

સાંજે દીનો આવતો. એના હાથમાં પાંચ રૂપિયા સોંપતો. એને જરાક દિલાસો દેતો અને કહેતો : ' ભાભી, અલ્લાના ઘર આગળ કોઈનું કંઈ નથી ચાલતું. અબ્બૂ મારો દોસ્ત નહીં, ભાઈ જેવો હતો. મારાથી જે કંઈ થઈ શકશે એ ખુદાની મહેરબાનીથી હું ચોક્કસ કરીશ... '

જ્યારે નીતિના શોક પાળવાના દિવસો પૂરા થઈ ગયા* ત્યારે એક દિવસ દીનાએ સ્પષ્ટ શબ્દોમાં નીતિને પોતાની સાથે લગ્ન કરી લેવા કહ્યું... દીનાને ધક્કા મારીને બહાર કાઢી મૂકવાનું નીતિને મન થયું પણ એણે માત્ર આટલું જ કહ્યું : ' વીરા મારા, મારે લગ્ન નથી કરવાં... '

એ દિવસથી દીનાના વ્યવહારમાં ફરક પડી ગયો... પહેલાં તો રોજ સાંજે એ વગર ચૂક્યે પાંચ રૂપિયા દઈ જતો હતો. હવે એ ક્યારેક ચાર રૂપિયા દેતો... ક્યારેક ત્રણ... બહુ મંદી છે એવું કહેતો... પછી બબ્બે -ત્રણ-ત્રણ દા'ડા ગાયબ રહેવા માંડ્યો. માંદો હતો એટલે ઘોડાગાડી ન જોડી... ગાડીમાં કંઈ ખોટકો આવી ગયો હતો એનું સમારકામ કરાવવામાં આખ્ખો દિવસ બગડ્યો... એવા જાતભાતનાં બહાનાં દેખાડવા માંડયો...

જ્યારે સહનશક્તિની હદ આવી ગઈ ત્યારે નીતિએ દીનાને કહ્યું : 'ભાઈ દીના, હવે તારે તકલીફ લેવાની જરૂર નથી. તું ગાડી ને ઘોડો મને સોંપી દે...'

કેટલીય ટાળમટોળ ને રકઝક પછી આખરે મજબૂરીથી દીનાએ ઘોડો ને ગાડી નીતિને હવાલે કર્યાં.

કેટલાય દિવસ વિચાર્યા પછી નીતિએ ઘોડાગાડી અબ્બૂના ગાઢ દોસ્ત માંઝાને સોંપી. થોડા દા'ડા પછી માંઝાએ પણ પરણવાની વાત મૂકી. નીતિએ ના પાડી એટલે એની આંખોનો રંગ ફરી ગયો. થાકીહારીને નીતિએ ઘોડાગાડી એક સાવ અજાણ્યા ઘોડાગાડીવાળાને સોંપી... એક સાંજે એ અજાણ્યો

---

* પતિના મૃત્યુ પછી કે તલાક પછી ૧૦૦ દિવસ સુધી પુનર્વિવાહ ન થાય. આ શોકના દિવસોને 'ઇદ્દત કે દિન' કહે છે.

ગાડીવાળો પૈસા દેવા આવ્યો ત્યારે નશામાં ચૂર હતો... બારણામાં પગ મૂકતાંની સાથે જ એણે નીતિને બાથ ભરવાની કોશિશ કરી. નીતિએ એને બરાબરનો તતડાવ્યો અને ઘરની બહાર કાઢી મૂક્યો.

નીતિ અજબ મૂંઝવણમાં સપડાઈ હતી.

આઠ-દસ દિવસથી ગાડી-ઘોડો બેઉ તબેલામાં પડયાં હતાં. એક બાજુ ઘાસ - દાણાનો ખર્ચો તો બીજી બાજુ તબેલાનું ભાડું... ઘોડાગાડીવાળાને સોંપે તો કોઈ પરણવા માગતું હતું તો કોઈ આબરુ લૂંટવા માગતું હતું અને કોઈ પૈસાની કટકી કરતું હતું...

વિચારી વિચારીને નીતિ ગાંડી થઈ ગઈ. એક દિવસ એ બેઠી હતી ને એને વિચાર આવ્યો : 'હું જ ગાડી જોતું તો ? હું જ ચલાવું તો ?' જ્યારે એ અબ્બૂ સાથે ફરવા નીકળતી ત્યારે પોતે જ ઘોડાગાડી ચલાવતી, શહેરના રસ્તાઓથી પણ એ પરિચિત હતી. એણે વિચાર્યું : 'લોકો શું કહેશે ?'

પછી, પોતે જ પોતાના સવાલનો જવાબ દેતાં કહ્યું : 'શું સ્ત્રીઓ મહેનત - મજૂરી નથી કરતી ? ઓફિસોમાં કામ કરતી સ્ત્રીઓ... કોલસા વીણવાવાળી સ્ત્રીઓ... ઘરમાં બેસીને પણ હજારો સ્ત્રીઓ કામ કરે છે ને ?... કામ કરવામાં વાંધો શો છે ? કોઈ પણ રીતે પેટ ભર્યા વગર તો છૂટકો જ નથી...'

એણે થોડાક દા'ડા વિચાર કર્યો અને આખરે નિર્ણય કરી લીધો કે એ પોતે જ ઘોડાગાડી ચલાવશે. એણે પોતાની જાત પર પૂરો ભરોસો હતો.

એક દિવસ અલ્લાનું નામ લઈને એ તબેલામાં પહોંચી ગઈ.

પિત્તળના સાજસામાનને એણે બરાબર ચમકાવ્યો. ઘોડાને બરાબર ધમાર્યો અને વહાલ કર્યું. એ જ્યારે ગાડી જોતવા માંડી ત્યારે બધા ઘોડાગાડીવાળા સ્તબ્ધ થઈ ગયા. એ બધાનું આશ્ચર્ય હજી શમ્યું નો'તું ત્યાં જ નીતિ મનોમન અબ્બૂ સાથે પ્રેમભરી વાતો કરતી તબેલાની બહાર નીકળી ગઈ. એનો હાથ લગામને એવી રીતે રમાડી રહ્યા હતા જાણે એ ઘોડાગાડી ચલાવવામાં કુશળ હોય.

એક ખૂબસૂરત ઓરત ઘોડાગાડી ચલાવે છે એ વાતે શહેર આખ્ખામાં ખળભળાટ મચાવી દીધો... જયાં જુવો ત્યાં બસ આ જ વાતની ચર્ચા થતી હતી. લોકો આ વાતો સાંભળીને રાહ જોતા હતા કે ક્યારે નીતિ એમની સડક પરથી ઘોડાગાડી લઈને નીકળે...

શરૂ શરૂમાં લોકો નીતિની ઘોડાગાડીમાં બેસતાં ખચકાયા. પણ થોડાક દિવસોમાં લોકોનો એ ખચકાટ દૂર થઈ ગયો. હવે એક પળ માટે પણ નીતિની ઘોડાગાડી નવરી નો'તી પડતી. અહીં એક મુસાફર ઊતર્યો નથી ને ત્યાં બીજો બેઠો નથી. ક્યારેક ક્યારેક તો નીતિને પહેલાં કોણે બોલાવી એ બાબતે મુસાફરો અંદર અંદર લડી પડતા'તા. નીતિને ધૂમ કમાણી થતી હતી.

પણ નીતિને લાગ્યું કે ઘોડાગાડી આખ્ખો દિવસ ચાલતી જ રહે છે અને પોતાને કે અબ્બૂના વહાલા ચન્નીને આરામ કરવા માટે જરાક વખત પણ નથી મળતો. એણે વિચાર્યું ને પછી ગાડી જોતવાનો સમય નક્કી કરી લીધો. સવારે સાતથી બાર વાગ્યા સુધી અને બપોરના બેથી સાંજના છ વાગ્યા સુધી એ ઘોડાગાડી ચલાવતી. હવે આરામ કરવાનો સમય પણ મળી રહેતો હતો અને કમાણી પણ બરાબર થતી હતી.

નીતિ જાણતી હતી કે મોટા ભાગના લોકો માત્ર એનો સહવાસ મેળવવા ખાતર જ એની ઘોડાગાડીમાં બેસે છે. અને કશે જવાનું ન હોય તો પણ અહીં તહીં અર્થ વગરના આંટા મારવાનું કહે છે. ઘોડાગાડીમાં બેસીને બેહૂદી મઝાક કરે છે... અને એને સંભળાવવા માટે ચિત્ર-વિચિત્ર વાતો કરે છે.

એ ઘણી વાર મહેસૂસકરતી કે એ તો પોતાને નથી વેચતી પણ લોકો ખબરેય ન પડે એમ ખરીદી લે છે. નીતિ એ પણ જાણતી હતી કે શહેરના બધા જ ઘોડાગાડીવાળા એને વંઠેલ માનતા હતા... આ બધું જાણવા છતાં એ હિંમત નો'તી હારી. પોતાની જાત પરના વિશ્ર્વાસને કારણે એને આ બધાની પડી નો'તી.

એક દિવસ શહેરની સમિતિએ એને બોલાવી અને કહ્યું : 'તું ઘોડાગાડી ન ચલાવી શકે...'

નીતિએ પૂછયું : 'જનાબ, હું ઘોડાગાડી કેમ ન ચલાવી શકું ?'

'લાઇસન્સ વગર તું ઘોડાગાડી ન ચલાવી શકે... જો તું લાઈસન્સ વગર ઘોડાગાડી ચલાવીશ તો તારી ગાડી ને ઘોડો બેઉ જપ્ત કરી લેવામાં આવશે... અને ઓરતને ઘોડાગાડી ચલાવવાનું લાઇસન્સ ન મળી શકે...' શહેર સમિતિએ જવાબ આપ્યો.

નીતિએ કહ્યું : ' હજુર, તમે ભલે મારાં ગાડી - ઘોડો જપ્ત કરી લો...

પણ મને એ તો બતાવો કે ઓરત ઘોડાગાડી કેમ ન ચલાવી શકે ? સ્ત્રીઓ રેંટિયા કાંતીને પેટ ભરી શકે છે... મજૂરી કરીને રોજીરોટી કમાઈ શકે,.. કોલસા વીણી વીણીને એની રોટી પેદા કરી શકે છે તો પછી હું ઘોડાગાડી ચલાવીને મારું પેટ કેમ ના ભરી શકું ? મને એના સિવાય બીજું કોઈ કામ તો આવડતું નથી. ઘોડો ને ગાડી મારા પતિનાં છે, તો હું એને કેમ ના ચલાવી શકું ? હજુર... મારા પર દયા કરો... તમે મને મહેનત – મજૂરી કરવા કેમ ના પાડો છો ? હું મારું ગુજરાન કેવી રીતે ચલાવું એ કહેશો મને...? '

શહેરની સમિતિએ જવાબ આપ્યો : ' જા બઝારમાં બેસી જા, ત્યાં કમાણી પણ ઘણી સારી છે... '

નીતિની અંદર જે અસ્સલ નીતિ હતી એ બળીને રાખ થઈ ગઈ. એણે ધીમેથી ' બહુ સારું ' કહ્યું અને ચાલી ગઈ. નહીં જેવી કિંમતમાં એણે ગાડીને ઘોડો વેચી દીધા અને સીધી અબ્બૂની કબર પર ગઈ.

જરાક વાર માટે એ ચુપચાપ ઊભી રહી. એની આંખો કોરીધાકોડ હતી. જાણે વરસાદ પછીના બળબળતા તડકાએ બધો ભેજ ચૂસી ના લીધો હોય !

પછી એના ચપોચપ ભીડેલા હોઠ ખૂલ્યા અને અબ્બૂને સંબોધીને એ બોલી : ' અબ્બૂ, આજ તારી નીતિ સમિતિના કાર્યાલયમાં મરી ગઈ...! '

બીજા દિવસે એણે શહેરની સમિતિના કાર્યાલયમાં અરજી કરી અને એને એનું શરીર વેચવાનું લાઇસન્સ મળી ગયું.

## પૂંઠ / મૌલિક એસ. બોરિજા

''લાવ, પચાસની નોટ ?''

''ના સાહેબ, મારી છે. ઉપરના ખિસ્સામાં હતી. કાગળ વીણતા પડી ગયેલી.''

''સાલા ચોર, જુઠ્ઠુ બોલે છે ?''

રૂમમાં બેઠેલા મહેશકુમાર ચમક્યા. અરે આ તો અમીરનો અવાજ. કોની સાથે ઝઘડે છે.

તેઓ બહાર બગીચામાં આવ્યા.

તેમણે જોયું , અમીર ઝાંપાની બહાર એક છોકરા સાથે ઝઘડતો હતો. છોકરાની પાસે કાગળ ભરેલો થેલો હતો.

તેમણે જોયું તો છોકરાનાં મેલાંઘેલાં કપડાં અને અંગે ઓઘરાળા હતા. આંખોમાંથી ગરીબી ટપકતી હતી.

મહેશકુમારને ભૂતકાળનો નાનો મહેશ યાદ આવી ગયો.

મહેશકુમારનું બાળપણ દારુણ ગરીબીમાં પસાર થયેલું.

બાપા વૃદ્ધ હતાં. ચલતાં પણ શરીર ધ્રૂજે, રોગગ્રસ્ત.

વ્હેલી સવારે મા-બાપ કાગળ વીણવા જતાં. બન્નેના કોથળા ભરાય ત્યારે તે વેચી તેમાંથી મળતી રકમમાંથી પેટ માટે રોજેરોજનું ખરીદાય. તે ઘેર લાવે, ચૂલા પર ચડાવાય, તે પાકે, સૌનાં પેટ ભરાય. મહેશને મોટાભાઈ. પરંતુ તેમના લગ્ન બાદ તેઓ જુદા રહેલા અને ઘર સાથેનો છેડો ફાડી નાંખેલો.

મા-બાપ નિરાશ થયેલા. પરંતુ મહેશે ધારણ આપેલી.

''બાપા, ચિંતા ના કરશો. હવે મારો અભ્યાસ પૂરો થયો. હું કંઈક ધંધો કરીશ.'

'' ના, બેટા, અમારાથી થશે તેમાં આપણે મરચું-રોટલો ખાશું પરંતુ તારો અભ્યાસ તો ચાલુ જ રહેશે. કોલેજનું આ છેલ્લું વર્ષ તો છે.''

'' હા બેટા, ''

બાપા બોલેલા. '' એ કપાતરની તો મને ખબર જ હતી.'' મા-બાપના આ દુઃખથી મહેશનું દિલ કપાતું.

કોલેજના લાસ્ટ ઈઅરમાં તે પાસ થયો.

પછી તો 'રોજગાર સમાચાર' અને 'દૈનિકો'ની જાહેરાત પર તેણે મારો ચલાવ્યો. પરિણામ શૂન્ય.

એવું પણ બનેલું કે મહેશથી ઓછું ભણેલાને નોકરી મળી જતી.

મા- બાપ પાસે કોઈ વારસો નહોતો, હવે શું કરવું ?

મહેશ હિંમત ન હાર્યો. મા-બાપની સાથે તે પણ ગાંધીનગરના સેકટરોમાં કાગળ વીણવા જતો. તેમાંથી મળતી આવક મા-બાપની આવકમાં વધારો કરતું અને કુટુંબ સંતોષનો ઓડકાર લેતું.

આજે પણ મહેશ કોથળા સાથે નીકળેલો. આજના બપોરના નાસ્તા માટે શર્ટના ઉપરના ખિસ્સામાં પાંચની નોટ હતી. બપોરે શીંગચણા લેવાની તેની ગણતરી હતી.

ઓફિસરના બંગલાની તારની વાડમાં કાગળ ભરાવેલા તે જાળવીને વીણતો હતો. ત્યાં તેના ખિસ્સામાંથી પાંચની નોટ સરકી ગયેલ તે નજરમાં આવતાં જ તેને તેણે ઝડપી લીધેલી. તે સમયે તેની નજર બંગલામાંથી બગીચામાં આવતા મેડમ તરફ ગયેલી.

તે સમયે મહેશ ખિસ્સામાં પાંચની નોટ મૂકી રહ્યો હતો.

તરત જ મેડમ બોલેલાં : 'સાહેબ, બહાર આવશો. ઝડપથી.'

'શું છે તમારે ?'

સાહેબ અંદરથી જ બોલેલા.

'જુઓ પેલો છોકરો... અરે આવો તો ખરા... ?'

તેઓ બહાર આવતા બોલ્યા.

'બોલો શું વાત છે ?'

શ્રીમતીજી બોલ્યાં,

'હમણાં જ મેં જોયું, વાડમાંથી પાંચની નોટ તેણે તેને ખિસ્સામાં મૂકી. આવા ચોરને તો પકડાવી દેવો જોઈએ. આપણે ન હોઈએ તો બીજું શું ન કરે ?'

કહેતાં તેમણે બ્લાઉઝ ઉપર સાડી ચઢાવી અને બોલ્યાં : 'બગીચામાં મારી કેટલી કિંમતી સાડીઓ સૂકાય છે.'

'તમારી વાત તો સાચી છે.' કહેતા સાહેબ છોકરા પાસે આવ્યા.

'ક્યાં છે લ્યા, પૈસા લાવ તો.'

મહેશ કંપતા સ્વરે બોલ્યો 'ના સાહેબ, એ તો હું ઘરેથી લાવ્યો છું. બપોરે ભૂખ લાગે છે એટલે' ઝાંપો ખૂલતા સાહેબ તેની પાસે ગયેલા અને 'સટ્ટાક' કરતો લાફો મહેશના ગાલ પર પડેલો.

તે એકદમ ગભરાઈ ગયેલો અને આજુબાજુ જોયેલું.

પડોશીઓ આસપાસ ગાર્ડનમાં તમાશો જોવા ઊતરી આવેલા.

તેમાંથી એક જણ બોલેલો : 'સાહેબ, લ્યો ગઈ કાલની જ વાત.

ગાર્ડનમાંથી મારા મિસિસની નવી જ સાડી કોઈ ઉઠાવી ગયું. તે આવા જ હશે ને !'

'હા સાહેબ', બીજો જણ બોલ્યો : 'હવે આવા લોકોની ભૂખ વધતી જાય છે.'

અને છોકરા તરફ ફરતા બોલ્યા : 'પૈસા આપી દે નહીંતર સાલાને પોલિસને હવાલે કરી દો'

મહેશે જોયું તો સાહેબનું ગ્રુપ મોટું હતું. તેમની ક્રોધિત - વિસ્ફારિત આંખો જોતાં તે આગળનું સમજી ગયેલો.

પોતે સાચો હતો છતાં પોતાના પરસેવાની પાંચની નોટ તેણે સાહેબ આગળ ધરી દીધી.

'લો, સાહેબ.'

નોટ લેતાં સાહેબ તાડુક્યા : 'ભાગ, સાલા હવે આ બાજુ કોઈ દિવસ દેખાયો છે તો અંદર કરી દઈશ...'

મહેશે જોયું તો મેડમ સાથે બીજા પણ હરખાતાં હતાં.

સાહેબે વાઘ માર્યો હોય તેમ રૂમમાં જઈને જોરથી દરવાજો બંધ કર્યો.

મહેશ ગામમાં પ્રવેશ્યો ત્યારે મંદિરમાં આરતી પૂરી થઈ ગઈ હતી. ઘણી વાર તે પ્રસાદ લેતો પરંતુ આજે તેણે ન લીધો.

તેના મસ્તિષ્કમાં ઘમસાણ યુદ્ધ મચ્યું હતું. તેનો અંતરાત્મા કહેતો હતો કે પોતે સાચો હતો તો પછી પાંચની નોટ સાહેબે ખોટી લીધી ત્યારે મંદિરનો દેવ ક્યાં હતો ?

માબાપે ઘણું જ પૂછયું પરંતુ તે કંઈ જ ના બોલ્યો અને ભૂખ્યો સૂઈ ગયો.

તેનામાં દ્વંદ્વ ચાલી રહ્યું હતું. મંદિરની મૂર્તિમાં પ્રાણ છે તે હાજરાહાજૂર છે હા. એમ લોકો કહે છે.

હું જીવિત છું અને હું સાચો છું તે હું જાણું છું તો પણ હું ખોટો કેમ અને મારું ઘોર અપમાન કેમ ?

હું ગરીબ છું એટલે જ મારે આ દારુણ પરિસ્થિતિમાંથી પસાર થવાનું ?

મારા મા-બાપ નીતિથી રહે છે અને મને તે શિખવે છે છતાંય આવું કેમ ?

મારી પોતાની પરસેવાની કમાણી મને ભોગવવા કેમ ન મળી.

'બેટા, ગરીબની કોઈ આબરું કે અપમાન હોતાં નથી. ભગવાન સિવાય તેનો કોઈ સહારો હોતો નથી.'

બાપા આગળ ઘણી વાર તેણે દલીલ કરેલી.

'બાપા, તમે ભગવાન જોયા છે.'

'બેટા....'

'બોલો બાપા'

'શ્રદ્ધા છે.' મા બોલેલી

'જોયા છે ?' મહેશનો પ્રશ્ન અને મા - બાપ તાકી ર ે.લા. ઘરમાંથી લીલા લાકડાનો ધૂણો નીકળી રહ્યો હતો.

'તો બાપુજી સત્ય - અસત્યમાં જીવવું કઈ રીતે ?'

'છતાંય, જીવ્યા સિવાય ક્યાં છૂટકો છે.'

અશિક્ષિત મા-બાપ સામે મહેશ તાકી રહેલો અને મનમાં જ ગણગણેલો. અશિક્ષિત જેવું કોઈ જ પાપ નથી, સજા નથી.

ધૂણીથી બળેલી આંખોને તેણે નમાવી દીધેલી.

આજે તાવથી મહેશ ઘરે જ સૂઈ રહ્યો હતો.

'ટપાલ ?'

તેણે ઊભા થઈને લીધી. ફરી ખાટલા ઉપર બેઠો અને તોડીને વાંચવા લાગેલો. વ્યાખ્યાતા માટેનો ઇન્ટરવ્યુ હતો.

એમ.એ (એક્શટર્નલ)થયા પછી તેણે જાહેરાત ભરેલી.

ઈન્ટરવ્યુ તેણે બેધડક આપેલો.

સત્યથી નજીક જવાબોથી એક મેમ્બર અંજાઈ ગયેલા અને મહેશને નોકરી મળી ગયેલી.

તેઓ હવે મહેશભાઈ થયા અને,જ્યારે સાહેબ થયા ત્યારે તે જોવા મા-બાપ આ દુનિયામાં નહોતાં.

સાહેબનું ગાંધીનગરમાં આલિશાન મકાન હતું અને પુત્ર કોલેજ કરતો હતો.

'પપ્પા, પપ્પા ?'

અમીરની બૂમથી મહેશભાઈએ પુત્ર સામે જોયું.

અમીરની આંખો પેલા સાહેબને મળતી હતી જેમણે ભૂતકાળમાં મહેશભાને પાંચની નોટ લઈ 'સટ્ટાક' લાફો માર્યો હતો, આંખોમાં તેમને ધૂર્તતા-લુચ્ચાઈ દેખાઈ.

'સટ્ટાક, સટ્ટાક' લાફાના બે અવાજ હવામાં ગૂંજતા હતા.

મહેશભાઈનો હાથ પોતાનું કાર્ય પૂર્ણ કરી નીચે.નમી ગયો'હતો.

અમીરનો હાથ ઊંચો થઈ ગાલ પંપાળતો હતો. પપ્પા પ્રત્યે પુત્રની આંખોમાં અણગમો હતો.

હવામાં મહેશભાઈના શબ્દો ગુંજી રહ્યા હતા.

'એક પ્રામાણિક ગરીબ માટે જૂઠનું આળ કેટલું દર્દનાક હોય છે, મને ખબર છે.'

પેલો છોકરો આશ્ચર્યથી મહેશભાઈ અને અમીર તરફ જોતો પૂંઠ ફરી ગયો.

વિરલે ધક્કો મારીને ટ્રેઈનમાં બેસાડી દીધા હોય એવું મને લાગી રહ્યું હતું. નથી જવું, કોઈ પણ સંજોગમાં નથી જવું એવા નિર્ણય પર આવીને હું કેમ કરતાં તૈયાર થઈ ગયો એ પ્રશ્નેય ટ્રેઇન ઉપડ્યા પછી જ થયો.

'તું જા, તારે જવું જોઈએ. તું નાનો છે.' વિરલે એક જ હઠ પકડી હતી. ચાલુ કોલેજે એ મને સ્ટેશન પર મૂકવા આવ્યો હતો. ટ્રેઇન ઊપડી ત્યાં સુધી સાથે રહેલો.

ટ્રેઈન પૂરપાટ દોડી રહી હતી. હજી તો બેઠો જ છું ત્યાં બીજું સ્ટેશન આવીયે ગયું . ઘરે જવાની ઉતાવળ હોય, ઉત્સાહ છલકાતો હોય ત્યારે એવું લાગતું કે ટ્રેઈન ધીમી ચાલી રહી છે.

કદાચ, પપ્પા... અરે, એમનો નાનો સરખો પત્રેય આવ્યો હોત તો આ ટ્રેઈનની ગતિ પણ ધીમી લાગવા માંડત.

પહેલી વાર આ જ ટ્રેઈનમાં બેસીને ઘરે ગયેલો. પણ ત્યારે એકલો નહોતો. મમ્મી લેવા આવેલી.

હોસ્ટેલના મિત્રોને નવાઈ લાગેલી : 'મમ્મી કેમ તેડવા આવી ? પપ્પાને રજા નથી ?'

ક્યાં સુધી છુપાવવું ? હું બોલી ગયેલો : 'મમ્મી પપ્પાએ ડીવોર્સ લીધેલા છે. હું મમ્મી સાથે રહું છું.'

બધા દંગ રહી ગયેલા.

ત્યારે તો મમ્મી સાથે નીકળી ગયેલો. વાત એટલેથી અટકી ગયેલી. વિરલ સ્ટેશન સુધી મૂકવા આવેલો. એના ચહેરા પર ઘણાબધા પ્રશ્નો દેખાતા હતા. પણ મમ્મીની હાજરીને કારણે એ જીભ પર ન આવી શકેલ.

શા માટે કીધું ? કોઈને પણ નહોતું કહેવું જોઈતું ? મન પોકારી ઊઠેલું. ડાયરીને કહું છું એટલું ઓછું છે ? હા, જ્યારે જ્યારે હૈયું ભરાઈ આવતું ત્યારે વેદનાને કાગળ પર ઉતારીને હળવો થઈ જતો.

મારા મમ્મી-પપ્પાનું હું એકમાત્ર સંતાન. મમ્મી પપ્પા બન્નેનું સમાજમાં ઊંચું સ્થાન. મમ્મી ગાયનેક, પપ્પા પ્રિડિયાટ્રીસ્ટ. પણ અહમ્... બન્ને ક્યારેય

એકબીજાનાં ન થઈ શકેલાં. સમજણો થયો ત્યારથી હું બન્ને વચ્ચે ચકમક ઝરતી જોતો આવ્યો છું. જમ્યા વગર સૂઈ જવું, ઘર છોડીને ભાગી નીકળવું. આત્મહત્યાના પ્રયાસો.... કશું બાકી નથી રાખ્યું એમણે.

ક્યાં સુધી ભેગાં રહી શકાય આમ ને આમ ? મારી બાર સાયન્સની પરીક્ષા પૂરી થઈ ને એમણે ડીવોર્સ લઈ લીધેલા. એ લોકોનું કહેવું હતું કે તારા અભ્યાસ પર અસર ન થાય એટલે ના છૂટકે અત્યાર સુધી એકબીજાને વળગી રહેલાં. સાચી વાત હતી એમની. એ બન્નેને ભલે તિરસ્કાર હોય, પણ મારા પ્રત્યે બન્નેની નિષ્ઠા અને લગાવ એક સરખા હતાં.

પપ્પાએ હોસ્પિટલ મમ્મીના નામે કરી દીધેલી, મોટાભાગની સંપતિ મમ્મીને સોંપી દીધેલી. જોકે, મમ્મીને એનું બહુ મહત્વ નહોતું. એ બન્નેનો ફક્ત મારા પર જ હક હતો. બન્ને ઈચ્છતાં હતાં કે હું માત્ર એમની પાસે જ રહું. બન્નેનું કોમન વાક્ય હતું : 'તારે બેમાંથી એકની પસંદગી કરવાની છે.'

ઘર છોડીને હોસ્ટેલમાં અભ્યાસ માટે જવાનું થયું ત્યારે મમ્મીએ યાદગીરીરૂપે મારા જમણા હાથમાં સોનાની લકી બાંધી આપેલી. હાથને વજન ઊંચકતા કષ્ટ પડે તેવી દળદાર. પપ્પાનેય મળવા ગયેલો. એમની નજર બહાર લકી નહોતી રહી શકી. મને હતું કે એ વિશે કાંઈ પૂછશે. પણ એ કશું બોલ્યા નહોતા. જતી વખતે એમની સોનાના બેલ્ટવાળી ઈમ્પોર્ટેડ ઘડિયાળ આપતાં કહેલું : 'તું જયારે જયાર સમય જોઈશ ત્યારે હું તને યાદ આવી જઈશ.'

ત્યાર પછી વેકેશનમાં, રજાઓમાં ઘેર જવાનું થતું. બન્ને પાસે જતો. મમ્મી પાસે પપ્પાનું નામ ન લઈ શકાય. મિત્રોને મળવા જાઉં છું એમ કહીને નીકળી જતો. પપ્પા પાસે જાઉં કે તરત પૂછી લેતા : 'સીધો અહીં કેમ ન આવ્યો.' હવે અહીં જ રોકાઈ જા, નથી જવું ત્યાં.'

તે દિવસે મોડું થયેલું. એમાં મમ્મી કેવી ગિન્નાઈ ગયેલી ! 'મને ખબર છે તું ક્યાં ગયો હતો ? તારે જો ત્યાં જવું હોય તો આ ઘરનો દરવાજો તારા માટે બંધ છે.'

અંતે પસંદગી અનિવાર્ય બની ત્યારે મેં મમ્મી પક્ષે રહેવાનું યોગ્ય માનેલું. એ સ્ત્રી છે. એની સહનશક્તિ મર્યાદિત હોય એમ માનીને. બાકી, પપ્પા પ્રત્યે પણ મને આટલો જ પ્રેમ હતો.

વેકેશન પૂરું થયું ને હોસ્ટેલમાં પાછો ફર્યો ત્યારે વિરલ મારા પહેલાં પહોંચી ગયેલો. હું રૂમમા પેઠો કે મને બાઝી પડેલો.

'મને હવે ખબર પડી. આટલો બધો ઊંડો માણસ છે તું ? મેં પેલી તારી રોજનીશી વાંચી.'

'તેં...તેં મારી ડાયરી વાંચી ? એટલે જ તું વહેલો...'

એણે મારા મોં આડે હાથ દઈ દીધેલો.

'તું મને પારકો સમજે છે ? મારાથી જો છુપાવવું હોય તો મને તારો જિગરજાન દોસ્ત કેમ કહે છે ?'

ને મારું હૈયું ફાડી બધું બહાર આવતું રહેલું. મારા મનને જ કહેતો હોઉં એમ વિરલને બધું કહી દીધેલું.

પછી તો અમારા વચ્ચે સગા ભાઈઓની જેમ ચર્ચા થતી. વચ્ચે વચ્ચે વિરલ પૂછી લેતો : 'તને એવું તો નથી ને કે હું તારી અંગત વાતમાં...'

ઘરે જવાનું ઓછું થઈ ગયું હતું. પપ્પાના પત્રોનો મારો ચાલુ હતો. વિરલ મારા પહેલાં વાંચી લેતો.

'તો પછી એ લોકો બીજા કોઈ સાથે લગ્ન કેમ નથી કરી લેતાં ?' પપ્પાનો એક પત્ર વાંચીને વિરલ પૂછી બેઠેલો : 'જોને કેવું લખે છે! એકાંતની પળોમાં પણ મન પર તું જ સવાર થઈ જાય છે.'

'હું યે એ જ કહેવા માગું છું, વિરલ. એ બન્ને એમના સંસારમાં પડે તો મારા પરની પકડ ઓછી થાય. આ તો બન્ને મારો એકએક હાથ પકડીને અડગ ઊભાં છે.'

તે દિવસે સૌથી પહેલા સમાચાર વિરલને જ મળેલા. હું લાઈબ્રેરીમાં હતો. એ દોડતો ત્યાં આવેલો.

'બહુ બૂરી ખબર છે, દોસ્ત ! મમ્મીને એક્સિડન્ટ....'

પરીક્ષા ચાલુ હોવાથી હું અવઢવમાં પડી ગયેલો. વિરલ ઉશ્કેરાઈ ગયેલો : 'તારાથી ન જઈ શકાતું હોય તો હું જાઉં. મા કરતાં તને પરીક્ષા વિશેષ છે ?'

કદાચ, વિરલે આટલું દબાણ ન કર્યું હોત તો યાદ આવતા આજે પણ આંખોમાં ઝળઝળિયાં આવી જાય છે.

સીધો હોસ્પિટલ પર ગયેલો. બહુ ઓછા માણસો હતા મમ્મીની

આસપાસ. પપ્પાની ગેરહાજરી છૂપી શકતી નહોતી.

મમ્મી બોલી શકે એટલી તો ભાનમાં હતી. મને થયું, એ ઘણીબધી ભલામણો કરશે. પપ્પાને ત્યાં જતો રહેવાનો આગ્રહ કરશે. કદાચ, અત્યારે પપ્પાને અહીં બોલાવવાની ઇચ્છા વ્યક્ત કરશે. પણ બધાં રહસ્યો અકબંધ રાખીને જ એણે આંખો મીંચી દીધેલી.

અંતતઃ પપ્પા-મમ્મીનો મેળાપ નહોતો થઈ શક્યો.પપ્પા બેસણામાં પણ ન આવેલા. એકાદ કિલોમીટર એકબીજાની હોસ્પિટલ હોય અને મૃત્યુની ખબર ન પડે એવું તો કેમ બને ? હું દિવસો સુધી વિચારતો રહેલો.

મમ્મીએ પહેરેલી લકી છોડીને જ હું હોસ્ટેલમાં પાછો ફરેલો. કોઈની હાજરીમાં રડી પડું ને કોઈને મારા પર સહાનુભૂતિ થઈ આવે એવી મમ્મીની કોઈ સ્મૃતિ હું રાખવા માગતો નહોતો.

ત્યાર પછી પપ્પાનો પણ એક પત્ર નથી આવ્યો. મને હતું કે મારા પહેલાં પપ્પાને પત્ર પહોંચી જશે. અથવા તો એ રૂબરૂ આવી જશે. કહેશે : 'શી અવઢવમાં છે ? હવે તો તારે એકમાંથી એકની પસંદગી કરવાની છે.'

ટ્રેઇન પૂરના પાણીની જેમ ધસી રહી હતી. છેલ્લું સ્ટેશન જ બાકી હતું. મન વારંવાર પોકારી ઊઠતું હતું 'પપ્પા, કમસેકમ તમારે મમ્મીના બેસણામાં તો આવવું જોઈતું હતું. સત્તર વર્ષના સહવાસની એકાદ સુખદ ક્ષણને યાદ કરીને પણ. મમ્મીના ગયા પછી એકાએક તમે કેમ બધા સંપર્કો બંધ કરી દીધા? એ જોવા માટે જ ને કે મારા પુત્રને એની મા જતાં રહ્યા પછી મારી જરૂર ઊભી થઈ છે કે નહી ? હું આવી રહ્યો છું, પપ્પા. પણ એના માટે તમારે મારો નહીં મારા મિત્રોનો આભાર માનવો પડશે.'

આંખો બંધ કરવા છતાં મન શાંતિ ના મેળવી શક્યું. ઍંજિનનો કર્કશ અવાજ અંદરનો ઘોંઘાટ પણ એને વિક્ષેપ પાડી શકતો નહોતો... શું વિચારશે પપ્પા મને જોઈને ? પૈસાની જરૂર પડી છે એટલે આવ્યો છે નહીં, એવું તો એ વિચારી શકે એમ નથી. મમ્મી અઢળક સંપતિ છોડી ગઈ છે મારા માટે.

સ્ટેશન આવી ગયું હતું કોઈ ધક્કો મારીને મને ઉતારી રહ્યું હોય એવું લાગી રહ્યું હતું. ક્યાં જાઉં ? ઘરે કે હોસ્પિટલ પર ? બપોરનો સમય છે, ઘરે જમવા નહિ આવ્યા હોય ?

સડસડાટ હું મકાનનાં પગથિયાં ચડી ગયો. મનમાં મેઘધનુષની જેમ બહુરંગી ભાવો ઊભરતા રહ્યાં હતાં. ડોરબેલ દાબતાંની સાથે શરીરમાં ઝણઝણાટી પસાર થઈ ગઈ. પપ્પા ધક્કો મારશે કે ભેટી પડશે?

બારણું ખૂલ્યું કે આંખો ફાટી ગઈ.

'કોનું કામ છે ? પેશન્ટ છો ? '

જીભ ઉપડી ન શકી

'આવો ને ! '

હું ચુપચાપ એમની પાછળ દોરવાઈને ચીંધેલી ખુરશી પર બેસી ગયો. નજર એમના પરથી નહોતી હટતી. કપડાં પરથી, વાણી વ્યવહાર પરથી એ કોઈ કામવાળી તો ન લાગી.

'હોસ્પિટલ પર ગયા હતા કે સીધા અહીં જ આવો છો ?'

જીભ ન જ ઊપડી શકી. એને પણ નવાઈ લાગતી હતી.

'પેશન્ટ ક્યાં છે ? ઈમર્જન્સી કેસ છે ? બોલાવતી આવું સાહેબને, અંદર જ છે.'

નીકળવાની તક શોધતો હતો હું નીચે ધુબાકો મારતો હોઉં તેમ ઊતરી ગયો. મનમાં થયું, લાવને, કહી આવું. પપ્પા, પસંદગી કરવાની હતી તો આટલી મોડી કેમ કરી ? માત્ર મમ્મીને દેખાડવાને જ કે હું તારા વગર જીવી શકું છું. પણ પગ પાછા ન વળી શક્યા. નજર પડી ને એમણે પહેરાવેલી ઘડિયાળ હાથમાંથી ઉતારીને કચરાપેટીમાં ફેંકી દીધી.

હાથ ખરેખર આજ હળવા લાગી રહ્યો હતો. મનમાં થયું, કદાચ, વિરલ અત્યારે સામે મળી જાય તો બેઉ હાથ વડે એને ઝકડી લઉં.

## 'પરિપક્વ પ્રજ્ઞાનું ફળ કેવું ?' / રાધેશ્યામ શર્મા

*વાયુને હંફાવવા બળ ના કરે*

વાયુને હંફાવવા બળ ના કરે,
એ સુગંધી છે, કદી છળ ના કરે.

પુષ્પ પર ડાઘો પડે એ બીકથી,
જીવવાની જિદ્દ ઝાકળ ના કરે.

સ્વપ્નને સંકેલવાની બાબતે,
ઊંઘતો માણસ ઉતાવળ ના કરે.

ખૂબ ઘેરી ને ગહન છે લાગણી,
એ ઝરણની જેમ ખળખળ ના કરે.

ક્રોધ તો કરતો નથી 'ઈર્શાદ', પણ,
ના ગમે તો વાત આગળ ના કરે.
('ઈનાયત'માંથી) ચિનુ મોદી

'ઈનાયત' ગઝલસંગ્રહમાં શીર્ષક તરીકે પંક્તિ હોય કે ના હોય અહીં રચનાની પ્રથમ પંક્તિને શીર્ષક સ્વરૂપે સ્વીકારી છે. 'વાયુને હંફાવવા બલ ના કરે' મતલાના ઉપાડમાં, મિસ્રા-એ-આલા અને મિસ્ત્રા-એ-શાનીમાં ઝળકતી ભાવસંગતિ ગઝલકારની સુખનસંજીનો પર્યાપ્ત પરિચય આપી દે છે.

મતલાના પ્રથમ મિસરામાં સ્ટેટમેન્ટ છે દાવાના તથ્યનું, કે વાયુને હંફાવવા બળ ના કરે. ભાવકને પ્રશ્ન થાય, શું બળ ના કરે ? કોણ બળ ના કરે ? તો જવાબમાં પ્રતીતિભરી દલીલ છે, એ સુગંધી છે કદી છળ ના કરે.

મતલાની સઘન ભાષાકીય સંરચના અને કલ્પનાશીલતા આસ્વાદો. સુગંધનો મહિમા માપી તો જુઓ. વાયુને હંફાવવા બળ વાપરવાની સુગંધને

પરવા નથી. એ નિસ્પૃહ છે. બીજું બળ તો સુગંધ ક્યાંથી કરી શકે એટલે વાપરવા જેવું બીજું પ્રબળ શસ્ત્ર તે છળનો પ્રયોગ પણ ના કરે. પુષ્પના પરિમલનો, મનુષ્યસ્થિત બળ અને છળ સાથેનો, ઉભયાન્વયી પ્રયોગ રચવાનું રુચિર સાહસ એ કવિજનો માટે એક જાતનું 'પોએટિક લાયસન્સ' પણ ખરું.

ચિનુ મોદી પૂર્વે ફૈજે ખુશબૂ યાને સુગન્ધ પાસે કામ લીધું છે એના આ શેરમાં :

रंग पैराहन का, खुश्बू जुल्फ लहराने का नाम
मौसमे गुल है, तुम्हारे बाम पे आनेका नाम

પહેલામાં જેમ સુગન્ધી પાસે, એમ બીજા શેરમાં ઝાકળનો અનુપ્રવેશ મનુષ્યલક્ષી પરિમાણ સંદર્ભે થયો છે. ઝાકળ, શબનમ ક્ષણભંગુરતાનું સાવ ચવાયેલું પ્રતીક છે પણ અહીં જિજીવિષા સાથે સાંકળીને, એટલું જ નહિ જીવવાની જિદ સાથે જોડીને માનવભાવનું આરોપણ સાધ્યું છે. ઝાકળ જીવવાની હઠે કેમ નથી ચડતું? તો કલ્પનાશીલ ઉત્તર છે, પુષ્પ પર ડાઘો પડે એ બીકથી! અહીં પુષ્પનું માર્દવ અને માધુર્ય આબાદ વ્યકત થઈ રહ્યું.

ગઝલકારને ઉપર્યુક્ત બીજો શેર અને ચોથો શેર ભલે પસંદ હોય પણ આ લખનારનો ગમતો ત્રીજો શેર ધ્યાનાર્હ છે :

*'સ્વપ્નને સંકેલવાની બાબતે,*
*ઊંઘતો માણસ ઉતાવળ ના કરે.'*

ઊંઘતો જણ ઉતાવળ નથી કરતો તેમ ટાઢાશથી ધીમો પણ પડતો નથી. તે તો માત્ર નિદ્રસ્થ હોય છે. એનું હોવાપણું અને ઊંઘવાપણું અલગ થલગ નથી. એકમેવ અદ્વિતીય અ-દ્વૈત ત્યાં પ્રવર્તે છે. પરન્તુ આ તથ્યને તદ્દન સહજ રીતિએ અતિ સરળ ભાષામાં સ્વપ્ન સાથે સંકલિત કરવા નું કઠિન કાર્ય અણધાર્યું પાર પડ્યું છે. માશા–અલ્લા ખુદા કા કરમ! (કોણ માને 'ઈર્શાદ'ને ઝૂઝવાનો 'ઝ' તો આવડતો નથી'?!)

ચોથો શેર બોલકો(vocal) અને તેથી કંઈક ફિસ્સો પણ છે જે લાગણી વિશે સુજ્ઞોને સમજૂતી આપવા ફોલ્લા જેવડો ફૂટી નીકળ્યો છે : 'ખૂબ ઘેરી ને ગહન છે લાગણી.' પણ કોણ જાણે કર્તાનો વિચારવ્યાધિ શેર રૂપે અહીં ઝરણની જેમ ખળખળ ખળભળાટ પણ કરે છે...

ઈશારિનો મક્તો પરાકોટિ(cliamax)ની અપેક્ષા અધૂરી રાખે. ભાવક પણ કહી શકે સામે, કે 'ક્રોધ તો કરતો નથી', ભલે આ વાત ગમી નથી પણ તેવી જ વાત આગળ કરવા જેવી છે.

મધ્યમ બહરની આ ગઝલ 'છળ'થી શરૂ કરી 'ઝાકળ' 'ઉતાવળ' 'ખળખળ' અને 'આગળ' આદિ સફળ કાફિયાથી પ્રતિબદ્ધ છે.

કવિ-મિત્ર ચિનુ પ્રસ્તુત કૃતિને 'મારી પરિપક્વ પ્રજ્ઞાનું ફળ' ગણાવે છે ! આ જેટલો -મારા માટે – હર્ષનો તેટલો જ ખેદનો વિષય છે.શું આને સબળ ગઝલસર્જકનો – એમની સિસૃક્ષાસંરચનાનો-'ડેડ એન્ડ' માનવો ? આને 'સ્વાન સોન્ગ' માનવાની ઉતાવળ મિત્રભાવેદાવે નહિ જ કરું, તેમ અન્ય ગઝલનવીસોની ઉત્તમ કૃતિઓ ટાંકી 'કમ્પેર' પણ નહિ કરું. એમની જેમ, અમારા ઉભયના ગુરુવર્ય કવિવર ઉમાશંકર જોશીની આ પ્રસિદ્ધ પંક્તિઓ પુનઃ સંભળાવી વિરમીશ.

'રહો તો કવિ ! તમારી કવિતાને બોલવા દો... એને જ એ ખોલવા દો'.

---

**સાભાર સ્વીકાર**

એ તો રવીન્દ્ર છે : ગઝલસંગ્રહ : રવીન્દ્ર પારેખ, પ્રકા. સાહિત્ય સંકુલ, ચૌટા બજાર, સુરત-૩૯૫ ૦૦૧, મૂલ્ય રૂ.૬૫/-
ગીતકવિ : ભાનુપ્રસાદ પંડ્યા : એક અભ્યાસ, મહાનિબંધ, કૃપા ઠાકર, પ્રકા.પોતે, ભટ્ટ ગોપાળજીની શેરી, નાની બજાર, ગોંડળ, મૂ.રૂ.૧૦૦/-

# સમાચાર

- કાશી, મથુરાનાં મંદિરોમાં ત્રાસવાદી હુમલાઓની ભીતિને ધ્યાનમાં રાખીને અયોધ્યામાં લશ્કરી-અર્ધલશ્કરી દળોનો કાફલો.
- સુપ્રીમ કોર્ટે જણાવ્યું કે માર્ગ અકસ્માતોનાં કિસ્સામાં દાવા જેટલી જ રકમનું વળતર આપવું એવું કોઈ બંધન નથી.
- આ વખતની ચૂંટણીમાં ભાજપને અગાઉની ચૂંટણી કરતાં પણ વધુ બેઠક મળશે એવી શ્રી નરેન્દ્ર મોદીની આશા.
- પૂર્વ અને પશ્ચિમ ભારતના દરિયાકાંઠાને જોડતી એક યોજના રિલાયન્સ કંપની દ્વારા તૈયાર કરવામાં આવી છે.
- બ્રિટીશ ફિલ્મ ઇન્સ્ટીટ્યુટના વેબ પોલમાં સત્યજિત રાયની પાથેર પાંચાલી ફિલ્મ ભારતીય ફિલ્મોમાં ટોચ પર રહી હતી.
- પાકિસ્તાનમાં મેસેડોનિયાની એલચી કચેરી પર હુમલો કરવામાં આવ્યો છે.
- આંધ્ર પ્રદેશમાં છ નકસલવાદીની ધરપકડ કરવામાં આવી છે.

રસ્તો
રતિલાલ 'અનિલ'
ગઝલ સંગ્રહ : મૂલ્ય રૂ. ૮૦/-
ચાંદરણાં
રતિલાલ 'અનિલ'
વ્યંગોક્તિ, ઉક્તિ, સૂત્રો : મૂલ્ય રૂ. ૧૦૧/-
મસ્તીની પળોમાં
રતિલાલ 'અનિલ'
બસો ઉપર મુક્તકોનો સંગ્રહ, મૂલ્ય ૨૫ રૂપિયા
રાત ચાલી ગઈ
અમીન આઝાદ
ગઝલસંગ્રહ : મૂલ્ય ૨૫ રૂપિયા
અજંપોત્સવ
અંજુમ વાલોડી
ગઝલસંગ્રહ : મૂલ્ય ૭૦ રૂપિયા

બધાં પ્રકાશનો માટે લખો

કંકાવટી પ્રકાશન, ૨૪, રીવર બેંક સોસાયટી,
અડાજણ ટાંકી, સુરત-૯

રન્નાદે પ્રકાશન, ૫૮/૨, દેરાસર સામે,
ગાંધી માર્ગ, અમદાવાદ-૯

